# ઉપનિષદ્-જ્યોતિ.

## ભાગ ૨.


કર્તા.

મગનભાઈ ચતુરભાઈ પટેલ.

બી. એ. એલ એલ. બી. બારીસ્ટર્-ઍટ્-લૉ.

અમદાવાદ.





આવૃત્તિ ૧ લી. ૧૯૨૯. પ્રત ૧૦૦૦.

કિંમત. રૂા. ૪.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

## અમારાં પુસ્તકો.

| | | કિંમત. |
|---|---|---|
| ૧ | ઉપનિષદ્-જ્યોતિ ભાગ. ૧ | ૪—૦—૦ |
| ૨ | ઉપનિષદ્-જ્યોતિ ભાગ. ૨ | ૪—૦—૦ |
| ૩ | ભગવદ્ગીતા—જ્યોતિ | ૩—૦—૦ |
| ૪ | બ્રહ્મમીમાંસા—જ્યોતિ (બ્ર. સૂ.; યો. સૂ.; ગૌ. કા.) | ૫—૦—૦ |
| ૫ | અભિજ્ઞાનશકુંતલ (ગુજરાતી) | ૧—૪—૦ |
| ૬ | વૈદેહીવિજય (નાટક) | ૦—૯—૦ |
| ૭ | કુસુમાંજલિ (કાવ્યો) | ૦—૧૨—૦ |
| ૮ | કાવ્યાર્થપ્રદીપ (કાવ્યચર્ચાત્મક) | ૦—૯—૦ |
| ૯ | ક્ષાત્રપાળ (વે. સ. ધ. સ. પાસેથી) | ૦—૩—૦ |
| ૧૦ | સ્વદેશી હીલચાલ | ૦—૨—૦ |
| ૧૧ | શિક્ષકનું કર્તવ્ય | ૦—૧—૦ |
| ૧૨ | Studies in Land Revenue and Economics | ૧—૦—૦ |

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિંટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું અને મગનભાઈ
ચતુરભાઈ પટેલે પ્રસિદ્ધ કર્યું.

## ( ભાગ ૧. )



## ( ભાગ ૨. )

# ઉપનિષદ્‌ની પ્રસ્તાવના.

---

(૨)

પ્રસ્તાવનાના પહેલા ખંડમાં વેદાન્ત દર્શનના સ્વરૂપને બતાવી, હવે અહીં ઉપનિષદોના અંગે બીજા કેટલાક ગૌણ પ્રશ્નોને તપાસીએ.

**ઉપનિષદોનો કાળ.** આ પ્રાચીન ઉપનિષદો ક્યારે રચાયાં તેના સંબંધે સર્વાનુમતે સ્વીકારાય તેવો કાંઇ પણ નિર્ણય વિદ્વાનોમાં હજુય બંધાતો નથી, તેમજ તે કોણે રચ્યાં તેના સંબધે પણ એવીજ અનિશ્ચિતતા રહે છે. અને તેથી તેમના ઉત્પત્તિકાળના સંબંધે વિદ્વાનો હજુય વિવિધ તર્કો કરે છે. સંહિતા-વેદની પછીના બ્રાહ્મણાદિ ગ્રંથોમાં કૃતિકાદિ નક્ષત્રની ગણના હોવાથી તેમની રચના ઇસ્વી સન પૂર્વે ૨૫૦૦ વર્ષે ધારવી પડે છે, એવો શંકર બાળકૃષ્ણ દીક્ષિતે જ્યોતિષ શાસ્ત્રના ઇતિહાસમાં વિદ્વત્તાભર્યા પોતાના વિવેચનવાળો મત દર્શાવ્યો છે. અને ઉદગયન સ્થિતિ દર્શક વાક્યોના આધારે વૈદિક સંહિતાના કાળની મર્યાદા ઈસ્વી સન પૂર્વે ૪૫૦૦ વર્ષથી ઓછી ધરાતી નથી. એવો બાળ ગંગાધર તિલકનો મત છે. અને તે પણ દીક્ષિતના પ્રમાણેજ ઉપનિષદ્‌કાળની મર્યાદાને સ્વીકારતા હોય એમ સમજાય છે. જુવો એમની ગીતા પૃષ્ટ. ૫૫૪. પ્રોફેસર રાધાકૃષ્ણ જેઓ પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાયોના પણ સારા અભ્યાસક છે તે તો જાણી જોઇને જ ટુંકામાં ટુંકો જ કાળ નિર્ણય સ્વીકારવાની ઇચ્છાએ ઉપનિષત્ કાળને ઈસ્વી સન પૂર્વે ૧૦૦૦ થી ૩૦૦ સુધીનો કહે છે. આમ ઉપનિ-ષદ્‌નો એક છેડે ઇસ્વી સન પૂર્વે ૨૫૦૦ થી બીજે છેડે ઈસ્વી સન પૂર્વે ૩૦૦ ના ગાળાનો કાળ કહેવામાં આવે છે, એજ બતાવી આપે છે કે, આ ઉપનિષદો ક્યારે રચાયાં તે સંતોષકારક રીતે નક્કી થવાને હજુ ઘણો સમય જોઇશે. અમારી દૃષ્ટિએ પ્રો. રાધાકૃષ્ણે ઉપનિષદોનો સમય હદપારનો ટુંકો મુકયો દેખાય છે, કારણ કે પ્રાચીન ઉપનિષદો

તો જરૂર મહાભારતનું યુદ્ધ થયું તે પહેલાનાં તો છેજ, એમાં અમને કશોય સંદેહ લાગતો નથી; અને એ યુદ્ધના કાળનો ઇતિહાસ મહાભારતમાં બતાવ્યો છે તેવો હોય તો, તે વખતે આ ઉપનિષદ્‌કાળ ઘણાં વર્ષોથી આટોપાતો જ દેખાય છે. હવે મહાભારતનો યુદ્ધ કાળ જ ટુંકામાં ટુંકો તિલકાદિ વિદ્વાનોના મતે ઇસ્વી સન પૂર્વે ૧૪૦૦ ના આશરાનો અંકાય છે, અને તેમાંની ગીતાનો પ્રબંધ ઇસ્વી સન પૂર્વે ૫૦૦ વર્ષ ઉપર તો સારી પ્રસિદ્ધિને પામેલો ધરાય છે. તો પ્રાચીન ઉપનિષદોની રચનાનો કાળ જરૂર તે પહેલાંજ પુરો થઈ ગયો હોવો જોઇએ, એવું અનુમાન બહુ શંકાસ્પદ નથી. તેથી અમારી દ્રષ્ટિએ પ્રાચીન ઉપનિષદોનો કાળ ઇસ્વી સન પૂર્વે ૨૫૦૦ થી ૧૪૦૦ના ગાળાનો માનવામાં બાધ નથી. આવી સ્થિતિમાં, એ સંબંધી બહુ ચોક્કસ અનુમાનો કરવાની કડાકૂટમાં અત્યારે પડવા જેવું લાગતું નથી.

વિદ્વાનોએ અત્યાર સુધીમાં કલ્પેલા કાળની રૂપરેખા નીચે પ્રમાણે છે. ઇસ્વી સન પૂર્વે ૧૦,૦૦૦ થી ૮,૦૦૦ વર્ષોનો કાળ તે અત્યંત ઠંડી અને બરફનાં તોફાનને લીધે ઉત્તર ધ્રુવના પ્રદેશમાંથી આર્યોનાં ઘર ઉખડ્યાનો સમય ગણાય છે. ઇસ્વી સન પૂર્વે ૮૦૦૦ થી ૫૦૦૦ વર્ષોનો કાળ આર્યોના દક્ષિણ તરફ પ્રયાણવાળા ભ્રમણનો કાળ કહેવાય છે, અને ઈ. સ. પૂર્વે ૫૦૦૦ થી ૩૦૦૦ વર્ષોના ગાળાને ઓરીઅન કાળ કહેવાય છે, કે જ્યારે ઋગ્વેદના કેટલાક મંત્રો રચાયા હતા એમ મનાય છે. અને આ સમયમાં યજ્ઞાદિની નિયમિત ક્રિયાઓને માટે ઉપયોગી ખગોળના ગ્રહાદિની ગણત્રીઓમાં સુધારો કરવામાં આવ્યો હતો. ઇસ્વી સન પૂર્વે ૩૦૦૦ થી ૧૪૦૦ વર્ષોનો કૃતિકા નક્ષત્રનો કાળ ગણાયછે, જે કાળમાં બ્રાહ્મણ અને ઉપનિષદાદિના પ્રબંધો રચાયલા મનાય છે. અને ઇસ્વી સન પૂર્વે ૧૪૦૦ થી ૫૦૦ નો સમય તે બુદ્ધની પૂર્વનો કાળ ગણાય છે, જ્યારે તત્વજ્ઞાનની અનેક શાખાઓ બંધાતી હતી, અને સૂત્રો રચાયાં જતાં હતાં. જુવો ડયુસેનનાં ઉપનિષદો પૃષ્ટ. ૪૫૩.

વિલિયમ જોન્સના મત પ્રમાણે, રામાયણની રચના ઇસ્વી સન પૂર્વે ૨૦૨૯ વર્ષ ઉપર થઈ છે; તો કર્નલ ટોડના મતે તે ઇસ્વી સન પૂર્વે ૧૧૦૦ વર્ષ ઉપર; અને બેન્ટલીના મતે ઇ. સ. પૂર્વે ૯૫૦ વર્ષ ઉપર; તો

ઇટાલીઅન પંડિત ગોરેશીયોના મતે ઈ. સ. પૂર્વે ૧૩૦૦ વર્ષ ઉપર તે રચાયાનું કહેવાય છે. રામ અને તેથી જનકનો પ્રાદુર્ભાવ ત્રેતાયુગમાં થએલો મનાય છે. ચિંતામણ વૈદ્યના મતે શ્રી કૃષ્ણ રામના પછી ૭૮૦ વર્ષે થવાનું મનાય છે, અને શ્રી કૃષ્ણ અને ચંદ્રગુપ્ત મૌર્યની વચ્ચે ૧૩૮ રાજાઓની પેઢીઓ થઈ ગઈ છે એવી ગણત્રીએ, દરેક પેઢીનાં ૨૦ વર્ષ ગણતાં ૨૭૬૦ વર્ષ થાય તો, તેમાં ચંદ્રગુપ્તનો નિશ્ચિત સમય ઈ. સ. પૂર્વે ૩૧૨ વર્ષનો ઉમેરતાં શ્રી કૃષ્ણનો કાલ ઈ. સ. પૂર્વે ૩૦૭૨ નો થાય, તેથી તે વખતે શ્રીકૃષ્ણ અથવા કૌરવો થયા, અને તેમાં રામના કાળનાં વર્ષો ૭૮૦ ઉમેરતાં જનકનો કાળ ઈ. સ. પૂર્વે ૩૮૫૨ વર્ષોનો થાય. રામચંદ્રનો આવો કાળ વૈદ્યના મતે ઉપસ્થિત થાય છે. પણ પુરાણોમાં બતાવ્યા પ્રમાણે કાળની ગણના કરતાં શ્રી કૃષ્ણનો સમય ઈ. સ. પૂર્વે ૨૧૮૦ વર્ષનો થાય છે, તેમાં ૭૮૦ ઉમેરતાં ૨૯૬૦ વર્ષનો રામચંદ્રનો કાળ થાય, તેથી એજ કાળ જનકનો થાય. આમ વિચારતાં કાળનો નિર્ણય કેટલો કઠણ છે તે સહજ જણાશે.

**અનુક્રમ શોધવાનાં ત્રણ સાધન.**

આવડા લાંબા ગાળામાંય આ પંદર ઉપનિષદોમાંથી છેલ્લાં ત્રણ અમૃતબિંદુ, કૈવલ્ય, અને સર્વસારોપનિષદોને બાદ કરતાં બાકીનાં બાર, જેમને અમે પ્રાચીન ગણીએ છીએ, તેમનો પણ અનુક્રમ નક્કી કરવો સહેલું નથી. આમનો ક્રમ ગોઠવવામાં પણ વિદ્વાનોમાં ઘણો મતભેદ છે, અને તે એટલે સુધી, કે કેટલાક છાંદોગ્યને બૃહદારણ્યકથી જૂનુ ધારે છે; તો બીજા કેટલાક વિદ્વાનો બૃહદારણ્યકને છાંદોગ્યથી જૂનુ ગણે છે. અને બીજાં નાનાં ઉપનિષદોનો અનુક્રમ પણ ઘણોજ વિવાદાસ્પદ છે. આમનો ક્રમ નક્કી કરવામાં મુખ્યત્વે ઉપનિષદોની ભાષા અને શૈલિ, તેમાં ચર્ચાયલા વિષયો, અને તે વિષયોમાં જણાતો વિચારનો વિકાસ, એવાં ત્રણ નિર્ણયાત્મક કારણો લેવાય છે. આ ત્રણેય સાધનોનો વિવેકથી ઉપયોગ કરતાં એમના અનુક્રમની સંકલના કાંઈક ચોખ્ખી થાય એમ અમને લાગે છે.

આવા અનુક્રમનો વિચાર કરતા પહેલાં, છેલ્લા વિચારવિકાસના

**વિચાર વિકાસનો અર્થ.**

સાધન સંબંધે કાંઇક ચોખવટ કરવાની અહીં જરૂર છે. અહીં ઉપનિષદોમાં જે વિચારવિકાસ કહેવામાં આવે છે, તેનો અર્થ એવો નથી, કે 'વેદ' માં એવા વિચારનું દર્શન જે પહેલાં નહોતું, તે અમુક ઉપનિષદ્‌માં પ્રથમ જ થાય છે. વેદાન્તના સમગ્ર ઉપદેશની રૂપરેખા અમે પહેલા ખંડમાં દોરી બતાવતાં ત્યાં સ્પષ્ટ કરીને સમજ્યું જ છે કે, એ આખીય રૂપરેખા સંહિતાના દૃષ્ટાઓએ એમની પ્રતિભામાં પૂર્વે જોઇ હતી, અને તેમાં ઉપનિષદોએ કાંઈ નવીનતા આણી નથી. પરંતુ જરૂર એ પ્રતિભાદર્શન વાળા ઉપદેશનાં વિવિધ અંગોને અને તેમની વિસ્તારપૂર્વક બુદ્ધિની મર્યાદામાં ઠરતી પ્રતિષ્ઠાને નવીન યુક્તિઓએ સ્પષ્ટ કરીને સમજાવવા ઉપનિષદોમાં સફળ પ્રયત્નો થયા છે, અને એમ થતાં સંહિતાનું દર્શન વિદ્યાના અભ્યાસ ક્રમમાં સારી રીતે ઉતારી શકાયું છે. ઉપનિષદોમાં જ્યાં જ્યાં એવા અંગને પ્રાધાન્ય આપી તેને સ્પષ્ટ કર્યું છે, ત્યાં તે વિચારને તે કાળમાં જરૂર પ્રાધાન્ય મળ્યું છે, અને તેથી વેદનો તે વિચાર વધારે વિકાસ કે વિસ્તારને પામ્યો એમજ સમન્વય છે. તેથી વિકાસનો અર્થ જે જ્ઞાન 'નહોતું તે થયું' એવો નથી, પણ 'પૂર્વે હતું તેને તે કાળના વિચારમાં પ્રાધાન્ય મળ્યું,' એવો જ કરવાનો છે.

**છેલ્લાં ત્રણ ઉપનિષદો.**

અમૃતબિન્દુ, કૈવલ્ય, અને સર્વોપનિષદ્‌સારોપનિષદ્ એ ત્રણ બીજાં પ્રાચીન ઉપનિષદો જેટલાં જૂનાં નથી, છતાં, તે મહાભારતના યુદ્ધકાળની પૂર્વેનાં તો જરૂર દેખાય છે. 'કૈવલ્ય'ને અમે ગીતાનું સમકાલિન જેવું ગણ્યું છે, કારણ કે એમાંની વિચાર શ્રેણી, તેમજ કેટલીક વાણી પણ ગીતાનાજ ઘોષવાળી છે. અમૃતબિંદુને કૈવલ્યથી અનુક્રમમાં અમે પહેલું મુકયું છે. કારણ કે, માંડૂકયોપનિષદ્‌માં ઉપાડેલા અધ્યાત્મ વિષયને બહુ સ્પષ્ટ કરતાં 'જીવેશ્વર' દ્વંદ્વના આવિર્ભાવોનેજ પ્રકટ કરીને કઠ, શ્વેતાશ્વતર આદિના પ્રાચીન દર્શનમાં જે 'યોગ' શબ્દે સ્વાનુભવ વર્ણવ્યો છે, તેને અહીં મનુષ્યની બુદ્ધિમાં અનુભવાતા 'ઉન્મની ભાવે' સ્ફુટ કર્યો છે. આની સાથે પ્રાચીન ઉપનિષદોના ઉપદેશને તેમાં રંગપૂરીને વિસ્તારતાં બુદ્ધિમાં સુદૃઢ કર્યો છે, અને

માયાનું 'જલચંદ્ર' સ્વરૂપ દેખાડીને તેનું મિથ્યાત્વ વધારે સુગમ કર્યું છે. આ બધું છતાં તે જો કે મહાભારત કાળના વિષ્ણુના 'વાસુદેવ' એવા નામના અતિ વિરલ પરિચયવાળું છે, તો પણ કૈવલ્યની પેઠે ગુરૂમાંય ભક્તિભાવવાળો ઉપદેશ તેમાં દેખાતો નથી. પ્રાચીન ઉપનિષદોમાં શિષ્યને અપાતી દીક્ષામાં ગુરૂભણી જે દેવતુલ્ય સન્માનવાળોજ ભાવ રહેતો, તે મહાભારત કાળમાં એવી નિર્બળતાએ પહોંચ્યો, કે ઈશ્વરને બદલે માનવ ગુરૂએ જ ભક્તિનું સ્થાન ઝડપ્યું, અને ભક્તિ શ્રુતિએ નિંદેલી અધોગતિવાળી સ્થીતિએ પહોંચી. તેથીજ વ્યાસ ભગવાનને ગીતામાં તેને ઉદ્ધારવાનો પ્રયત્ન કરવો પડયો. સર્વોપનિષદ તો પ્રાચીન ઉપનિષદોનોજ સાર પ્રકટ કરે છે, તેમાં નવાંની ગંધ સરખીય કહિં જણાતી નથી. છતાં, મહાભારત કાળમાંય તેની રચના સંભવી પણ શકે. વખતે નવીન ઉપનિષદોની વિવિધલક્ષી આવેશ ભરી પ્રવૃત્તિથી કંટાળીને પ્રાચીન ઉપનિષદોનાજ ઉપદેશને પ્રાધાન્ય આપવા મહાભારત કાળમાં ય વખતે એ રચાયું હોય, કારણ કે, એમાં ભાષાનું તેમજ બીજા નવીન વિચાર–વિકાસનું સાધન એની રચનાનો ખરો કાળ નક્કી કરવામાં બહુ સહાયક થતાં નથી. એમાં માયાનું સ્વરૂપ ચોખ્ખું કરીને સમજાવ્યું છે, એટલી જ એની કાંઇક વિશેષતા કહેવાય. આથી પંદર ઉપનિષદોના પ્રમાણ ભૂત સાર રૂપે અમે એને છેલ્લુ મૂકયું છે.

**છાંદોગ્ય તે ગંધાર દેશથી માંડી કુરૂઓના પ્રદેશનું, તેથી પશ્ચિમાર્ધ હિંદનું ઉપનિષદ છે.**

ઉપનિષદોના જન્મસ્થાનનો પત્તો છાંદોગ્ય અને બૃહદ્‌નાં આખ્યાનોમાંથી જડી શકે તેમ છે, અને તેની સાથે એમના અનુક્રમનું અનુમાન પણ ચોક્કસ દોરાય તેમ છે. છાંદો. ૬. ૧૪ મા ખંડમાં ગાંધાર પ્રવાસીના દૃષ્ટાન્તે ગુરૂ પાસેથી બ્રહ્મોપદેશને પામેલા આત્મવિદ્‌ને તે ઉપદેશેલે માર્ગે પ્હોંચવાના 'સ્વ'દેશને 'ગંધાર' દેશ કહીને વર્ણવ્યો છે. છાંદો. ૫. (૧૧–૧૭) ખંડોમાં, ઔપમન્યવાદિ મહા શાલોને ઉપદેશ કરતા રાજા અશ્વપતિને કેકય દેશનો રાજા 'કૈકેય' કહ્યોછે. છાંદો. ૫. ૩. ૭ માં અને છાંદો. ૧. ૮. ૮માં બ્રહ્મવિદ્યાના પ્રથમ ઉપદેશક રાજા જૈવલિ પ્રવા-

હણને 'પાંચાલરાજ' કહીને વર્ણવ્યો છે. તેમજ છાંદો. ૪. ૨, ખંડમાં જાનશ્રુતિ પૌત્રાયણ શદ્રને 'મહાવૃષ'ના રાજા તરીકે પ્રકટ કર્યો છે. છાંદો. ૧. ૧૦ ખંડમાં ઉપસ્તિ ચાક્રાયણની દુષ્કાળની કથા પણ કુરૂદેશની જ છે. એટલે આ ઉપનિષદ્‌માં જેટલાં આખ્યાનો છે તે બધાં, અને જે ઉદ્દાલક આરૂણિનું આખ્યાન તેમાં મુખ્ય છે, તે ઉદ્દાલક અને શ્વેતકેતુ, તથા જૈવલિ પ્રવાહણ જેવા કુરૂપાંચાલ દેશમાંજ વસનારાનાં છે. તેથી હાલના અફ્ઘાનીસ્થાન વાળો ગંધાર, કાશ્મિર, પંચાલ, મત્સ્યોનો અને કુરૂઓનો દેશ, અને મથુરાં અને આગ્રા વાળો પ્રદેશ, જે અત્યારે પશ્ચિમ હિન્દુસ્થાન કહેવાય તેજ પ્રદેશનું આ છાંદોગ્ય ઉપનિષદ્ છે, એમ કહેવામાં કાંઈ સંદેહ રહેતો નથી. એમાં કોઈ સ્થળે હિન્દુસ્થાનના પૂર્વાર્ધ એટલે રામપુર, કહાનપુર, લખનૌ, મિથિલા, કે કાશીના પ્રદેશવાળું એક પણ આખ્યાન દેખાતું નથી. આ 'સામવેદીય' છાંદોગ્યના કુરૂપાંચાળોના મહાભારત યુદ્ધના સંગ્રહકર્તા ભગવાન વ્યાસ તેથી ગીતામાં કૃષ્ણમુખે વેદોમાં 'સામવેદ'ને જ ભગવાનની વિભૂતિરૂપે ગણાવે તે યોગ્ય છે.

**બૃહદારણ્યક તે વિદેહોના પ્રદેશનું તેથી પૂર્વાર્ધ દેશનું ઉપનિષદ્ છે.**

બૃહદારણ્યકની મુખ્ય કથા બૃહદ્૦ ૨. ૧. બ્રાહ્મણથી માંડી બૃહ. ૨. ૩. સુધી, કાશી રાજા અજાતશત્રુ અને બાલાકિ ગાર્ગ્યના સંવાદોમાં, અને બૃહ. ૨. ૪. થી બૃહ.ચોથા અધ્યાયના અંત સુધી, રાજા જનક અને યાજ્ઞવલ્કયના પ્રસિદ્ધ સંવાદોમાં રચાઈ છે. અને ત્યાં યાજ્ઞવલ્કયના બ્રહ્મોપદેશમાં શ્રુતિ પરમાત્માનું **'નેતિ' 'નેતિ'** એમજ કહીને અવ્યય અને અસંગ સ્વરૂપ પ્રકટ કરે છે. આ બન્ને રાજાઓ વિદેહોના રાજા છે, અને તે ઉભય બ્રહ્મવિદ્યાના ઉપદેશકો, અને બ્રહ્મવિદોના પાલકો છે. તેમાં જનક વૈદેહી બહુશ્રુત છે, અને કાશીરાજ અજાતશત્રુ તે જનક રાજાની સ્પર્ધામાં ચાલતા જણાય છે. બૃહ. ૬. ૨. બ્રાહ્મણમાં પાંચાલરાજ જૈવલિએ ઉદ્દાલક ગૌતમને કરેલો પંચાગ્નિ બોધ આવે છે. અને બૃહ. ૩. ૩. ૧માં અને બૃહ. ૩. ૭. ૧માં કુરૂપાંચલના બ્રાહ્મણોમાંથી યાજ્ઞવલ્કય જોડે સંવાદમાં ઉતરેલા લાહ્યાયનિ ભુજ્યુ અને ઉદ્દાલક પોતાને મદ્રદેશના વતની, અને મદ્રદેશ અથવા કાશ્મિરના રાજાને ત્યાં વિદ્યાભ્યાસ કરવા ગએલા પ્રકટ કરે

છે. આમ વિચારતાં બૃહદારણ્યક ઉપનિષદ્ જરૂર વિદેહોના પૂર્વાર્ધ દેશનુંજ હોવું જોઇએ, એમાં કાંઈ સંદેહ રહેતો નથી. આ પૂર્વાર્ધમાં રામપુર, કહાનપુર, લખનૌ, અયોધ્યા, મિથિલા, કાશી, અને તેમની આસપાસના પ્રદેશનો સમાવેશ થાય છે.

**છાંદોગ્ય પહેલાંનું, અને તેથી બૃહદથી જૂનું ઉપનિષદ છે.**

આમ છાંદોગ્યોપનિષદ્‌ને પશ્ચિમાર્ધનું અને બૃહદારણ્યકને પૂર્વાર્ધ દેશનું વેદાન્ત દર્શન ગણતાં, છાંદોગ્યમાં કુરૂપાંચાલના જૈવલિ પ્રવાહણ બ્રહ્મવેત્તા રાજર્ષિ છે, અને તેમના શિષ્ય ઉદ્દાલક બ્રહ્મર્ષિ થાય છે. ત્યારે બૃહદારણ્યકમાં કાશીરાજ અજાતશત્રુ અને જનક વૈદેહિ રાજર્ષિઓ છે, અને યાજ્ઞવલ્કય બ્રહ્મર્ષિ રૂપે પ્રકટ થાય છે. પણ આ યાજ્ઞવલ્કયને ઉદ્દાલકના શિષ્ય તરીકે જ બૃહદની શ્રુતિ ૬. ૩. ૭. માં “આજ (મન્થ સંસ્કાર વિધિને) ઉદ્દાલક આરૂણિએ શિષ્ય વાજસનેય યાજ્ઞવલ્કયને શિખવીને,” એમ કહીને, અને વળી, બ્રહ્મવેત્તાના વંશમાં પણ એજ પ્રમાણે બતાવીને પ્રકટ કરે છે. એટલે બૃહદારણ્યકના મુખ્ય બ્રહ્મવેત્તાને છાંદોગ્યના ઋષિની વિદ્યા પ્રાપ્ત હતી, એ નિઃસંદેહ છે. વળી છાંદોગ્યનું પંચાગ્નિ વિદ્યાનું પ્રવાહણ જૈવલિએ ઉદ્દાલક આરૂણિને ઉપદેશેલું આખ્યાન લગભગ આખુંય બૃહદમાં ઉતરેલું દેખાય છે, એ પણ છાંદોગ્યને બૃહદથી પૂર્વનુંજ સાબીત કરે છે. કુરૂપાંચાલના બ્રહ્મવિદોનું પૂર્વ દેશના કાશીરાજ અજાતશત્રુ અને જનક વૈદેહિની સભાઓમાં થતું વારંવાર આવાગમન, અને ત્યાં એમની જોડે મંડાતા બ્રહ્મસંવાદો આજ અનુમાનને દૃઢ કરે છે. અને પૂર્વ અને પશ્ચિમની વચ્ચે આવો ગાઢ સંબંધ છતાં, આ પૂર્વ દેશના સંવાદોનું છાંદોગ્યમાં કોઈ સ્થળે સ્મરણ સરખુંય નથી, તે ઉપરથી નિઃશંક અનુમાન એવું ચોખ્ખું બંધાય છે, કે છાંદોગ્યોપનિષદ્‌નો પ્રબંધ બૃહદારણ્યકોપનિષદ્‌ની રચના પહેલાં કયારનોય બંધાઈ ગએલો હોવો જોઈએ.

વળી વિચારનો વિકાસ ક્રમ તપાસતાં પણ, છાંદોગ્ય પહેલાંનું અને બૃહદ ત્યાર પછીનું જ રચાયલું દેખાય છે. છાંદોગ્યમાં ‘ભૂમા’ સુધીનું અવ્યકત કારણસ્વરૂપ સ્પષ્ટ પ્રકટ થયું છે; અને સત્‌નું, ‘અમર અને શરીર વગરના’ સર્વાયણ એવા ચૈતન્ય સ્વરૂપનું, દર્શન જો

કે છાંદો. ૮. ૧૨. મા ખંડમાં ઉપદેશાયું છે, છતાં, સત્‌નો આ કાર્યાત્મક જગતમાં અવ્યક્ત કારણભાવ, જે કાર્યકારણ સંઘાતના છેલ્લા અંકોડા રૂપે અનુમાનથી બુદ્ધિગ્રાહ્ય થાય છે તે, અને તેનીય પારનું આ બધી સંઘાતાત્મક માયાનું જાણે અધિષ્ઠાન થઈ રહેલું એવું તેનું ‘અસંગ’ અને અવ્યય એવું કેવળ ચિદ્રૂપ પરમાત્મ સ્વરૂપ, તેવાં બેયનો ચોખ્ખો વિવેક કરીને **‘नेति’, ‘नेति’** એવા અપૂર્વ આદેશે બૃહદારણ્યકમાં જેવા સ્પષ્ટ રૂપમાં ‘સત્‌’ને સમજાવ્યું છે, તેવા સ્પષ્ટ સ્વરૂપમાં એનું પરમ દર્શન છાંદોગ્યમાં પ્રકટ કર્યું નથી. તેમજ એ પરમાત્માના અધિષ્ઠાન ઉપર પ્રકટ થતું તેની શક્તિનું અન્યોન્યાશ્રયવાળું ‘માયા’સ્વરૂપ પણ મધુ બ્રાહ્મણના ઉપદેશમાં જેટલું સ્પષ્ટ થયું છે તેવું તે છાંદોગ્યમાં થયું નથી. વળી છાંદોગ્ય અને બૃહદ્‌ને પંચાગ્નિવિદ્યા સરખી પરિચિત છતાં, બૃહદ્‌માં દેવયાન અને પિતૃયાનના મરણાંતર માર્ગો વધારે વિસ્તાર વાળા થયા છે. અને ભૂતાત્મક વિભૂતિના આવિર્ભાવની વિદ્યાને છાંદોગ્યથી વધારે ગૌણ કરીને, અધ્યાત્મમાં થતા ચૈતન્ય વિકારને જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિની અવસ્થાઓમાં બહુ બારીકાઈથી વિચારતાં, આત્માના કેવલ‘જ્ઞ’ સ્વરૂપને બુદ્ધિમાં પ્રકટ કરવાનો સફળ પ્રયોગ બૃહદ્‌માં સધાયો છે. (જુવો બૃહ. ૪. ૩. બ્રા.). તત્વનું સ્વરૂપ બૃહદ્‌માં આવું વધારે સ્પષ્ટતાને પામતાં, ભોગમાં થતી કામવાસનાનું બળ બૃહદ્‌ની શ્રુતિમાં વધારે પકડાયું છે, અને તેથી તેની આસક્તિમાંથી છુટવાથીજ મુક્તિ સ્વતઃ સિદ્ધ છે, એવું ચોખ્ખું મોક્ષનું દર્શન ત્યાં અંકાયું છે. (જુવો બૃ. ૪. ૪, ૬ થી ૭). તત્વ દર્શનના આટલા વિકાસની સાથે ગૃહધર્મના સંસ્કારનાં બીજ આ બૃહદારણ્યકમાં જ નંખાતાં દેખાય છે. આટલું છતાં, યજ્ઞયાગાદિમાંથી વિદ્વાનોની વૃત્તિ ઉઠી નથી. સંહિતાની ઉપાસનાત્મક યજ્ઞોને જ્ઞાનદૃષ્ટિએ સમજવાનો પ્રયત્ન છાંદોગ્યમાંજ શરૂ થઈ ગયો છે, છતાં યજ્ઞવૃત્તિ તે ઉપનિષદ્‌માં સતેજ રહી છે; અને બૃહદ્‌માંથી તે ગઈ નથી, છતાં એટલી સતેજ નથી રહી, તે પણ સ્પષ્ટ દેખાય છે. એવા દેવલોકના ભોગની ઇચ્છાએ આચરાતા યજ્ઞોના ઉપર થએલાં નિંદાત્મક કટાક્ષનો કાળ આવી પહોંચ્યો તે પહેલાં આ બૃહદારણ્યક ઉપનિષદ્ રચાયું છે, છતાં તે છાંદોગ્યમાં દેખાતી સતેજ યજ્ઞવૃત્તિ પછીનું જ છે, એમ વિચાર–વિકાસની દૃષ્ટિ પણ સાક્ષી પુરે છે.

ભાષાની દૃષ્ટિએ વિચારતાં પણ એજ અનુમાન દૃઢ થાય છે. એકજ કાળમાં અને દેશમાં જુદી જુદી શૈલીવાળી ભાષા લખનારનાં સંસ્કૃત અને પ્રાકૃતમાં ઘણા દૃષ્ટાન્તો મળે છે તે વિચારતાં ભાષાનું સાધન કાળ નિર્ણયમાં બહુ સબળ નથી, છતાં છાંદોગ્યની ભાષા ઉપર પ્રાચીનતાની છાપ ઉઘાડી જણાય છે. બૃહદારણ્યકની ઓજસૂભરી વાણી છાંદોગ્યની ભાષાની સરખામણીમાં તો પાછળના વિકાસવાળી હોય એમ જ લાગે છે. આ ઉભય ઉપનિષદો જુદા પ્રદેશનાં, અને એમાં સંગ્રહેલાં આખ્યાનો, એકમાં ગુરૂના અને બીજામાં શિષ્યના, એવા ગાઢ સંબંધ વાળાં હોઇ, લગભગ વીસથી ત્રીશેક વર્ષના અંતરના ગાળા-વાળાં મનાય, છતાં એમની ભાષાનું વૈષમ્ય તેથી વધારે લાંબુ લાગે છે. તેથી વ્યાખ્યાનોનાં વૃત્તાન્તને ઐતિહાસિક સ્વીકારીએ તો, વખતે યાજ્ઞવલ્ક-યના થઇ ગયા પછી, કેટલેક લાંબે કાળે બૃહદારણ્યક રચાયું હોય એમ પણ બનવા યોગ્ય છે. પણ આપણે એવા ચોક્કસ અનુમાનની કડા-કૂટમાં પડવાની અહીં જરૂર નથી. ત્યારે, એટલું તો અત્યારે સ્પષ્ટ દેખાય છે કે, છાંદોગ્ય તે પશ્ચિમ હિંદનું ઉપનિષદ્ છે, અને તે બૃહ-દારણ્યકથી પહેલાંનું રચાયલું છે. અને બૃહદારણ્યક તે પૂર્વાર્ધ હિન્દના પ્રદેશનું છે, અને તે છાંદોગ્યની પછીનું છે. આપણું આ અનુમાન ખરૂં હોય તો,પ્રોફેસર હ્યુમ જે બૃહદારણ્યકને છાંદોગ્યની પહેલાંનું બતાવે છે, તે એમનો અભિપ્રાય અમારી દૃષ્ટિએ ખરો નથી.

**કૌષીતકિ બ્રાહ્મણો-પનિષત્ પૂર્વ દેશનું છે.**

કૌષીતકિ બ્રાહ્મણોપનિષદ્‌ના સંગ્રહ કર્તાને છાંદોગ્ય અને બૃહદની વિદ્યા પ્રાપ્ત છે. અને ત્યાં એ વિદ્યાને વધારવાનો, અને વધારે સ્પષ્ટ કરવાનો પ્રયત્ન થતો દેખાય છે. જૈવલિ પ્રવાહણ અને ઉદ્દાલકનો જૂનો છાંદોગ્યમાં સંગ્રહાયલો વૃત્તાન્ત લગભગ એવાજ રૂપમાં બૃહદારણ્યકમાં ઉતરેલો જોઈએ છીએ, ત્યારે કૌષીતકિમાં તેનુ સ્વરૂપ ઘણું ફેરવાયલું દેખાય છે. જૈવલિ પ્રવા-હણને કૌષીતકિમાં "ગાર્ગ્યાયણિ ચિત્ર" કહ્યો છે, અને ઉદ્દાલકને "આ-રૂણિ ગૌતમ" કહ્યોછે. મરણાન્તર દેવ અને પિતૃયાને થતી ગતિવાળી વિદ્યાનું પ્રતિપાદ્ય તો એકજ રહ્યું છે, છતાં, પંચાગ્નિ વિદ્યાને વિસ્તૃત કરીને

'ચંદ્ર'ને જાણે કાર્યકારણ સંઘાતમાં કર્મફળના નિયંતા રૂપે વર્ણવ્યો છે, અને એના પોતાના ભોગ લોકમાંથી બ્રહ્મજ્ઞાનીનેજ એ સૂર્યલોકમાં થઇને બ્રહ્મલોકમાં જવા દેછે, અને બીજાઓને પિતૃયાનમાંથી કર્માનુસાર જન્મને પમાડતો એ ચંદ્રને જ બતાવ્યો છે. જુવો કૌષી. ૧. અધ્યાય. આટલી વિશેષતા છતાં, બૃહદ્‌માંનુ કાશીરાજ અજાતશત્રુ અને બાલાકિનું આખ્યાન તેમાં ઉતાર્યુ છે. જુવો કૌષી. ૪. અધ્યાય. વળી બૃહદ્‌માંના જનક અને યાજ્ઞવલ્કયના બૃહ. ૪. ૧ બ્રાહ્મણના સંવાદનો સારાંશ જ કૌષી. ૨. ૧૩ માં આવ્યો છે. પુરૂષના જન્મ મરણના સંસ્કારની વિદ્યાનું દર્શન છાંદોગ્ય અને બૃહદ્‌માં જે પ્રથમ થયું છે, તેનો સારાંશ બીજી વિદ્યાઓના સારાંશની સાથે કૌષીતકિના બીજા અધ્યાયમાં સંગ્રહ્યો છે. આટલા ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે, આ ઋગ્વેદનું ગદ્યાત્મક કૌષીતકિ ઉપનિષદ્ છાંદોગ્ય અને બૃહદ્‌ની પાછળનું છે. અને તે પૂર્વાર્ધ દેશના વિભાગનું છે, છતાં મિથિલ દેશના કરતાં જૈવલિ પ્રવાહણ પ્રતિ વિશેષ આકર્ષણવાળા કાશી પ્રદેશનું હોવાનો વધારે સંભવ છે.

આ ઉપનિષદ્‌માં ત્રીજો અધ્યાય વિચાર વિકાસની દૃષ્ટિએ ઉપયોગી છે. બૃહદારણ્યકમાં જે માયાનું મધુ બ્રાહ્મણ પ્રથમ ઉપદેશાયું હતું તેનું અન્યોન્યાશ્રયી સ્વરૂપ, અને તેવા અન્યોન્યાશ્રયી ભાવોનું અધિષ્ઠાનમાં થતું ઐક્ય અહીં બહુ જ ચોખ્ખા સ્વરૂપમાં પ્રકટ થયું છે, તે આ ઉપનિદ્‌નો વિચાર–વિકાસ કહી શકાય. કૌષી. ૩. ૨. માં શ્રુતિ કહે છે, કે "એણે (ઇન્દ્રે) કહ્યું કે, હું આવો (બળવાળો) પ્રાણ–પ્રજ્ઞાત્મા છું." અને આગળ, તે (કૌષી. ૩. ૪. માં) કહે છે, કે "હવે જે પ્રકારે પ્રજ્ઞામાં બધાંય ભૂતો (વિષયો) એકઠાં થાય છે તેનું વ્યાખ્યાન કરીએ. જરૂર વાણી (ઇન્દ્રિયો) તે એ(પ્રજ્ઞા)નું એક કાઢેલું અંગ છે, અને નામ તે એની જુદી બહાર કાઢેલી ભૂતમાત્રા (બહારનો દૃશ્ય વિષય) છે. જરૂર ઘ્રાણ તે એનું કાઢેલું એક અંગ છે, અને ગંધ તે એની જુદી બહાર કાઢેલી ભૂતમાત્રા છે...પ્રજ્ઞા (બુદ્ધિ–મન) તે એનું કાઢેલું એક અંગ છે, અને વિચાર, સમજણ, કામનાઓ તે એની બહાર કાઢેલી ભૂતમાત્રાઓ (વિષયો) છે. એ (પુરૂષ) પ્રજ્ઞા (મન) વડે વાણીએ ચઢીને (**समारुह्य**–વાણીમાં આવીને

તદ્રુપ થતાં) વાણી દ્વારા બધાંય નામોને લેછે (**आप्नोति**–પોષે છે). જરૂર પ્રજ્ઞા રહિત વાણી કોઇ પણ નામને પ્રકટ કરી શકે નહીં. (તેથીજ) કહે છે કે, મારૂં મન બીજે હતું, તેથી મેં એ નામ જાણ્યું નહીં...જરૂર આ પ્રસિદ્ધ દશેય ભૂતમાત્રાઓ (દશ ઇન્દ્રિયોના વિષયો) પ્રજ્ઞાના આશ્રયે છે, અને દશ પ્રજ્ઞામાત્રાઓ (વિષયોનાં આંતર જ્ઞાનો) તે ભૂતોને (બાહ્ય વિષયોને) આશ્રયે છે. કારણ કે, જો ભૂતમાત્રાઓ ન હોય તો, પ્રજ્ઞામાત્રાઓ ના સંભવે. અને જો પ્રજ્ઞામાત્રાઓ ન હોય, તો ભૂતમાત્રાઓ (અનુભવાય છે તેમ) ના સંભવે. (એમ જ્ઞાન અને જ્ઞાનના વિષયો અન્યોન્યાશ્રયી છે.) જરૂર, બેમાંથી એકલા વડે કોઇ પણ (કાર્ય) સધાતું નથી. (તેથી) એ બે (જ્ઞાન અને તેનો વિષય) વિવિધ–જુદાં જુદાં (**नाना**) નથી. (સંઘાતમાં જુદાં દેખાતાં બન્નેય અધિષ્ઠાનમાં એકજ છે)."

**પ્રશ્નોપનિષત્ પૂર્વ-દેશનું સમજાય છે.**

આ કૌષીતકિમાંના 'પ્રાણ'–બ્રહ્મની દૃષ્ટિને પ્રશ્નોપનિષદ્‌માં પ્રાધાન્ય મળ્યું છે. અને તેની 'પ્રજ્ઞા'–બ્રહ્મ ની દૃષ્ટિને ઐતરેય ઉપનિષદ્‌માં પ્રાધાન્ય મળ્યું છે. આમાંનું પ્રશ્નોપનિષદ્ પૂર્વદેશનું હોય એમ ચોખ્ખું દેખાય છે. કારણ કે, ઋષિ પિપ્પલાદની પાસે બ્રહ્મપરાયણ થઇ શિષ્યવૃત્તિએ જનારામાંનો ભાર્ગવ તે વિદર્ભ-દેશનો 'વૈદર્ભિ' છે, અશ્વલનો પુત્ર કોસલ દેશનો હોઇ 'કૌસલ્ય' છે, સૌર્યાયણી તે ગાર્ગ્ય તેથી કાશીરાજ અજાતશત્રુ પાસેથી ઉપદેશ લેનાર 'બાલાકિ ગાર્ગ્ય'ના ઋષિવંશનો બ્રાહ્મણ હોય એમ સમજાય છે, અને શૈબ્ય તે પ્રસિદ્ધ શિબિ રાજાનો પુત્ર છે. અને ભરદ્વાજનો પુત્ર સુકેશ તે હિરણ્યનાભ નામના કોસલ દેશના રાજપુત્રે પોતાને પૂછેલા પ્રશ્નનો ઉત્તર પિપ્પલાદની પાસે માગે છે. આ વિદર્ભ, કોસલ, અને ગાર્ગ્ય અને શિબિ રાજાનો દેશ પૂર્વાર્ધ પ્રદેશનો ભાગ છે. એટલે આ પ્રશ્નો-પનિષત્ પૂર્વાર્ધ દેશનું કહેવામાં વાંધો નથી. ઋષિ પિપ્પલાદનો દેશ એમાં બતાવ્યો નથી. છતાં એનો કૌષીતકિ ઉપનિષદ્‌ની સાથેનો ઉપર બતાવ્યો તેવો પ્રાણબ્રહ્મના વિચાર વિકાસ વાળો સંબંધ, અને તેમાંના પ્રશ્નો પૂછનારાઓના દેશનો વિચાર કરતાં ઉપનિષદ્‌ના પ્રદેશનું એજ અનુમાન સબળ થાય છે.

**ઐતરેયોપનિષદ્.** ઐતરેય ઉપનિષદ્‌માં છાંદોગ્યના 'સત્'ને ઠેકાણે તેના ચૈતન્યાવિર્ભાવ રૂપે 'આત્મા'ને જગત્‌નું કારણ બતાવી તેના આલોચ–વિચારથી લોક અને તેમના લોકપાળોની સૃષ્ટિને સૃજતી બતાવી છે. તે આત્માની ઇચ્છાએજ અંભઃ રૂપી સૂક્ષ્મભૂતો, અને તેમાંથી મરીચી, મર, અને આપઃ ને, છાંદોગ્યનાં સ્થૂળ તેજસ્, અન્ન, અને જળો જેવાંને, રચાતાં બતાવી, ભૂતાત્મક શરીરમાં વિરાડ્ પુરૂષનું દર્શન પ્રકટ કરતાં, મહાભૂતોની શક્તિઓ રૂપી આત્માના દૈવત–દેવતાઓનું સર્જન થતું શ્રુતિ પ્રકટ કરેછે. અને તે દેવોના મનમાન્યા ભોગાર્થે ગાય, અશ્વ, અને છેવટે ક્રમવાર મનુષ્યદેહને આત્મા સૃજે છે,ત્યારે દેવતાઓ સંતોષ પામીને તેમના શરીરમાં પેશે છે. પછી શરીર માત્રના અંતર્યામી–ઇશ્વર રૂપે પ્રકટ થવા પોતે જીવભાવે તેમાં પ્રવેશ કરીને, એવી પૂર્ણ ખીલેલી શક્તિઓવાળા મનુષ્યની અપૂર્વ બુદ્ધિની અન્વેષણ શક્તિએ પોતાના અંતર્યામી સ્વરૂપને જોતાં–અનુભવતાં,એ બ્રહ્મવિદ્ (૩.૧૩. માં) બોલી ઉઠે છે, કે"અહીં કશુંય (મારાથી) જુદુ છે એમ કોણ કહેશે? એમ (તે બોલ્યો). એણે આવા (એકલા) પુરૂષ–બ્રહ્મને જ સર્વત્ર વ્યાપી રહેલો દીઠો, (એટલે) અહા ! આ(આત્મા)ને હવે મેં જોયો જ, એમ ( તે બોલી ઉઠયો )." છેવટે, આવા મનુષ્યના શરીરમાંનો "ત્યારે, આ (આત્મા) એમ કરીને આપણે ઉપાસીએ છીએ તે કયો ?" એવો (૫. ૧. માં) પ્રશ્ન કરીને, પ્રજ્ઞાબ્રહ્મને પ્રકટ કરતાં,વિવિધ પ્રકારનાં સંજ્ઞાન, વિજ્ઞાન,મેધા,દૃષ્ટિ, ધૃતિ, મતિ, મનીષા, સ્મૃતિ, સંકલ્પ, ક્રતુ, અસુ, કામ, વશ, ઇત્યાદિ અનેક વિજ્ઞાનનાં રૂપાન્તરો તે પ્રજ્ઞાત્માના ફરકારા–આલોચનોજ હોઇ તે એકનાંજ જુદાં જુદાં નામો છે, તેથી તેઓ પોતે તો તે આત્મા નથી એમ (૫.૨.માં) બતાવી, કીટથી બ્રહ્મા સુધીના આ પદાર્થો અને પ્રાણીઓ જેમાંથી જન્મ્યાં છે તે બધાંય ભૂતો તેથી 'પ્રજ્ઞાનેત્ર' છે, અને 'પ્રજ્ઞાનમાંજ' એમની પ્રતિષ્ઠા (જન્મ, સ્થિતિ, અને લય) છે એમ કહીને "પ્રજ્ઞાચક્ષુ (બ્રહ્મનું આલોચન કરવું તે જ આ) લોક છે. પ્રજ્ઞા (એજ જગતની) પ્રતિષ્ઠા છે. પ્રજ્ઞાન (સદ્રુપ વ્યક્ત જ્ઞાન) એ બ્રહ્મ છે" એમ (૫.૩.માં)કહીને,એવા જ્ઞાનવડે વામદેવ ઋષિ અમૃત થયા હતા, એમ કહેતી શ્રુતિ વિરમેછે. ઐતરેયમાં તેનું જન્મસ્થળ દર્શાવનાર કાંઇ સ્પષ્ટ ચિન્હ

દેખાતું નથી, પણ આ ઉપનિષદ્ ઋગ્વેદનું, એટલે વેદની શાખાએ અને વિચારવિકાસની દૃષ્ટિએ કૌષીતકિની સાથે સંબંધવાળું છે. સર. ગીતા. ૧૦. (૪–૬) અને તેના ઉપરની જ્યોતિ.

**કેન અને કઠ તે છાંદોગ્યના ગોળનાં છે, તેથી તેઓ પશ્ચિમાર્ધનાં છે.**

જેમ કૌષીતકિની સાથે પ્રશ્ન અને ઐતરેય એ ત્રણનો એક ગોળ બંધાય છે, તેમ છાંદોગ્યની સાથે કેન અને કઠનો એક ગોળ સ્પષ્ટ થતો સમજાય છે. કેનોપનિષદ્ ગદ્યપદ્યે મિશ્ર છે, અને તે સામવેદનું છે, વળી તે છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકનું જ જાણે વાર્તિક હોય તેવું દેખાય છે. છાંદોગ્ય ૬. ૩. ખંડમાં બતાવેલા ત્રણ ભૂતાત્મક દેવતાઓમાં જીવભાવે પેઠેલા 'સદ્'પુરૂષના વિકારો પોતે જ જાણે 'સત્' હોય.એવી વિવિધ દેવતાઓની ઉપાસનાને લીધે થતી ખોટી માન્યતાને દૂર કરવાજ, જાણે કેનોપનિષદ્ રચાયું હોય એમ સમજાય છે. તેની સાથે આવા સદ્રુપ પ્રેરક 'જ્ઞ'સ્વરૂપી બ્રહ્મનું જે કાળે દેવોનેય ભાન નહોતું તેવા કાળની 'યક્ષ-બ્રહ્મ'ની કથા એમાં સંગ્રહાયલી છે. તેથી ઉપાધિમાં પ્રકટ દેખાતું મન કે વાણીથી તેના પ્રેરક એવા કેવળ ચિદ્રુપ 'આત્મ' તત્વને જુદુ પાડી તેને બુદ્ધિમાં ઉતારવા કેન. ૧. ૪. માં શ્રુતિ કહે છે, કે "જે શ્રોત્રનું શ્રોત્ર છે, મનનું મન છે, વાણીની જે વાણી છે, તેજ પ્રાણનોય પ્રાણ છે." અને આ જ ઉપદેશને વધારે સ્પષ્ટ કરી સમજાવતાં આગળ ૧. ૬. માં તે કહે છે, કે "મનવડે જેને કોઈ ચિંતતું–ચિંતી શકતું નથી, (પણ) જેનાથી મનનું ચિંતન થાય છે, એમ (બ્રહ્મવિદો) કહે છે, તેજ બ્રહ્મ છે એમ તું જાણ...જેને પ્રાણથી પ્રેરાતું નથી (પણ) જેનાવડે પ્રાણ (પોતે) પ્રેરાય છે, તેજ બ્રહ્મ છે એમ તું જાણ, જે (વિશિષ્ટ)ની લોક અહીં ઉપાસના કરેછે તે નહીં." અને વિકારમાં પ્રકટ થતી સર્વ વિશેષતાને તિરસ્કારીને આત્મજ્ઞાનને ચોખ્ખું કરવા કેન. ૨. ૧. માં શ્રુતિ કહે છે, કે "કદિ ( હે શિષ્ય ! ) તું એમ ધારતો હોઉં કે, મેં (બ્રહ્મને) સારી પેઠે (ગુણકર્મે કરીને) જાણ્યું છે, તો જરૂર તેં (બ્રહ્મના 'સ્વ'રૂપને) જરાકજ ઓળખ્યું છે. જે બ્રહ્મનું રૂપ 'તું' છું, અને જે (બ્રહ્મનું સ્વરૂપ) દેવોમાં છે 'તે' (તને અલ્પજ સમજાયું છે), તેથી મને લાગે છે કે, તેં જાણેલું હજુ તારે (વધારે) વિચારવા

જેવું છે." એમ કહી, શિષ્યને સદ્‌ના અદ્વૈત અને અસંગ સ્વરૂપને ધ્યાનમાં પકડવા શ્રુતિ પ્રેરેછે. અને પછી 'ઉમા'રૂપે બ્રહ્મવિદ્યાએ ઉપદેશેલા ઇન્દ્રને 'યક્ષબ્રહ્મ'નું ભાન થતાં, દેવોને પ્રથમ અમરત્વ પ્રાપ્ત થાય છે. આવો ઇન્દ્રને થતો ઉપદેશ તે જાણે છાંદોગ્યમાં પ્રજાપતિએ ઇન્દ્રને કરેલા ઉપદેશનો જુદા રૂપે થતો રણકો હોય એમ દેખાય છે.

**કઠોપનિષદ્‌માં કર્મીઓને સ્ફુરતું જ્ઞાન દર્શન.**

આ કેનોપનિષત્ કઠની પૂર્વેનું હોય એમ જણાય છે. કારણકે કઠ.૧.૨૧. માં 'એમાં તો દેવને પણ પૂર્વે સંશય હતો, કારણ કે એ જાણવું સ્હેલું નથી. એ ધર્મ ઘણો બારીક છે.' એમ કહીને જ મૃત્યુ નચિકેતને 'આત્મા' સંબંધી જ્ઞાનની મહત્તા આંકી બતાવે છે. આ કઠોપનિષદ્ પશ્ચિમાર્ધ પ્રદેશનું છે, એ તો નચિકેતના પિતા વાજશ્રવના વૃત્તાન્તથી સમજાય છે. કારણકે એ વાજશ્રવસ્ કઠ. ૧. ૧૧ માં કહ્યા પ્રમાણે "ઔદ્દાલકી આરૂણી" છે, એટલે તે છાંદોગ્યના ઉદ્દાલક આરૂણીનાજ વંશનો અને નિકટ સંબંધી છે, અને તેથી નચિકેતને પણ મૃત્યુ વારંવાર 'ગૌતમ' એવા ગોત્રનામથી જ સંબોધે છે. તેથી કઠોપનિષદ્‌ની મુખ્ય કથા કુરૂ પાંચાલોના દેશનીજ છે એમ દેખાય છે. કર્મકાંડીઓનો કર્મોમાંથી ઉત્સાહ ઉઠી જતાં, યજ્ઞયાગાદિ લોકાચારમાંજ પડીને લોકને વિટંબના જેવા લાગતા હતા, છતાં તેમાંથી તેમની શ્રદ્ધા ઉઠી ગઇ નહોતી, તેથી તેમાં કાંઇક નવું જીવન પૂરવા 'નચિકેત' જેવા વિદ્વાનો નવા પ્રયત્નો કરી રહ્યા હતા, અને આત્મજ્ઞાન ભણી સમાજની વૃત્તિ વધારે આકર્ષાતી જણાતી હતી, તેવે સમયે આ ઉપનિષદ્ રચાયું જણાય છે. તેથીજ આ ઉપનિષદ્‌માં આત્મજ્ઞાનના અધિકારનો વિષય પ્રાધાન્ય લેછે; અને કર્મના ફળની પરંપરાએ ભરેલી ભોગવાસના છુટેલાનીજ દૃષ્ટિ આત્મજ્ઞાનાભિમુખ થઈ શકે છે, એવો શ્રુતિનો નિર્ણય એવા રૂપમાં પ્હેલો પ્રકટ થાય છે. નચિકેતને એવા જ્ઞાનની જીજ્ઞાસા થતાં મરણ પછી 'આત્મા' રહે છે કે નહીં, એવી એની શંકાના સમાધાનમાં 'મૃત્યુ' એને આત્મતત્વનું સ્વરૂપ સમજાવે છે, અને સર્વ બંધનનું મૂળ કામનામાંજ રહ્યું છે તેથી" જ્યારે હૃદયમાં રહેલી સર્વે કામનાઓ વછુટે છે ત્યારે મર્ત્ય (મરણ ધર્મવાળો જીવ) અમૃત (પરમાત્મા) થાય છે,

(અને) અહીંજ તે બ્રહ્મને પામે છે (બ્રહ્મરૂપે થાય છે). જ્યારે અહીંયાં હૃદયની બધી ગાંઠો તુટે છે, ત્યારે મર્ત્ય અમૃત થાય છે. આટલું (શાસ્ત્રનું) શિક્ષણ છે." એમ કહીને શ્રુતિ વિરમે છે. જુવો કઠ. ૬. (૧૪–૧૫).

**વિદ્વાનોનો જ્ઞાનસંગ્રહ અનેક શ્લોકો દ્વારા સમાજમાં પ્રસરી રહેતો.**

ઉપનિષદોના અભ્યાસકને એક વાત એવી ચોખ્ખી સમજાય છે કે આખા ઉપનિષદ્ કાળમાં અનેક વિદ્વાનોને તત્વજ્ઞાનના વિચારમાં જે કાંઈ પોતાને સ્પષ્ટ સમજાતું તેના ટુંકા ટુંકા શ્લોકો બનાવીને તેઓ પોતાના શિષ્યોદ્વારા લોકોને આપ્યાજ કરતા. અને એવો લોકપરંપરાએ મોંઢેથીજ અનેક કથાવાર્તાઓમાં પોપાતા શ્લોકોનો જ્ઞાનવિસ્તાર લાંબો કાળ વિદ્વાનોમાં ચર્ચાઇને અનેક અભ્યાસકોને થતા અનુભવે કસાતો કસાતો, જ્યારે કેટલેક કાળે સત્યરૂપે સિદ્ધ મનાતો ત્યારે, તેને ઉપનિષદોની વિદ્યાના વિકાસક્રમમાં સ્વીકારાતો. આમ સમાજમાં બહુવિધ પ્રસરી રહેલા અનેક શ્લોકો, અને તેમના પ્રવર્તકોની દંતકથામાં ફાલી રહેલી આખ્યાઇકાઓનો મોટો ભંડોળ આખા દેશમાં ફેલાઇ રહ્યો હતો, અને ઉપનિષદ્ વિદ્યાના સંગ્રહકર્તાઓ વારંવાર આવા લોકજ્ઞાનમાંથી ઘણા શ્લોકોને પોતાના સિદ્ધાન્તના સમર્થનમાં ઉપયોગમાં લેતા. સંહિતાના મંત્રો ઉપરાંત આવા અનેક શ્લોકો છાંદોગ્ય, બૃહદાદિ ઉપનિષદોમાં પ્રમાણ તરીકે ટાંકેલા આપણે જોઇએ છીએ. અને આત્મજ્ઞાનના અનુભવે વિવિધરૂપે બારીકાઈથી તપાસાઇને બુદ્ધિની કસોટીએ ચઢેલા પ્રચલિત શ્લોકોના મોટા સમુહનો એક સુંદર સંગ્રહ પહેલો આ કઠોપનિષદ્‌માં થયો છે, એમ સમજાય છે. અને ત્યાર પછી, વૃદ્ધિ પામતા જ્ઞાન સમુહ સાથે કસાયલા એવા શ્લોકોનો બીજો સંગ્રહ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં પ્રયોજાયો છે. આવા લોકજ્ઞાનમાંથી કરેલા સંગ્રહના પરિણામે કઠોપનિષદ્‌માં 'આત્મ' સ્વરૂપને ઉપાધિવાર સમજાવવા શ્રુતિ એવા અનેક શ્લોકો ટાંકી બતાવતાં, તેનું વ્યક્ત ઇશ્વર ભાવે સમજાતું મહદાત્મનું રૂપ, તેમજ અવ્યક્ત ભાવે જગત્‌ના કારણરૂપે નિયંતા સદ્‌નું સ્વરૂપ, અને તેવા અવ્યક્તની પારનું કેવળ 'અસંગ' અને 'અવ્યય' એવું અધિષ્ઠાન સ્વરૂપ, એમ વ્યક્તાવ્યક્ત સ્વરૂપને તે પ્રકટ કરે છે; અને શ્રુતિની

આવી સંગ્રાહક દૃષ્ટિને નહીં સમજનારને આત્માના 'નિષ્કલ' સ્વરૂપના સંબંધે ક્વચિત્ શંકાસ્પદ પણ કરે છે. કઠોપનિષદ્‌ની રચના આવી રીતે સમજાતાં વિવેકી પુરૂષની દૃષ્ટિમાં તે સમયના વિદ્વાનોની વિવિધ કોટીએ થએલા નિર્ણયોનો વિચાર કરતાં, આત્માનું અસંગ સ્વરૂપ તેના વિરાડ દર્શનથી સંઘાતચક્રમાં રમતું કેવું સુંદર દેખાય છે, તેનું રમ્ય ચિત્ર ખડું થાય છે; અને પરમાત્માની એવી પ્રકટ થતી અદ્‌ભુત માયા શક્તિના ભણી એનું ચિત્ત વધારે આકર્ષાય છે.

**તૈત્તિરીયોપનિષદ્ છાંદોગ્યની આસપાસનું હોવાનો સંભવ છે.**

તૈત્તિરીયોપનિષદ્ એની ભાષા, શૈલિ, અને વિષય, એ સર્વ ઉપરથી કેન, કઠાદિથી ઘણું પ્રાચીન છે એમ ઉઘાડું દેખાય છે. અને તે લગભગ છાંદોગ્યની આસપાસના વખતનું અને તેનાજ પ્રદેશનું હોવાનું અનુમાન તેણે ત્રણેય વલ્લીઓમાં ચર્ચેલા વિષય અને તેમને ચર્ચવાની છાંદોગ્યના જેવીજ પદ્ધતિથી દૃઢ થાય છે. એ સિવાય આ ઉપનિષદ્‌નો કાળ નક્કી કરવાનું બીજુ વધારે સબળ સાધન એમાંથી જડતું નથી. ભૃગુ વારૂણીને એના પિતા વરૂણે કરેલા ઉપદેશમાં જાતેજ વિચારીને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો યોગ્ય માર્ગ, છાંદોગ્યમાં પ્રજાપતિ એ ઇન્દ્રને ઉપદેશવાની પદ્ધતિનેજ મળતો છે. આ ભૃગુ ઋષિનો પ્રદેશ આ પશ્ચિમાર્ધ દેશનો હોય એમ સમજાય છે. આ ગદ્યાત્મક ઉપનિષત્ કૃષ્ણ યજુર્વેદનું છે. આ ઉપનિષદ્‌માં બ્રહ્મનું સ્વરૂપ અવ્યક્ત કારણ બ્રહ્મના છાંદોગ્યમાં બતાવેલા 'ભૂમા'ના દર્શનથી વધારે આગળ ગયું જણાતું નથી, કારણકે બ્રહ્મનું લક્ષણ લોકજ્ઞાનમાં ચાલી રહેલી ઋચામાંથી "સત્ય, જ્ઞાન, અનંત" એવું સ્વીકારી, તેને ઓળખનારને સર્વ કામનાઓના ભોક્તારૂપે વર્ણવ્યો છે. (તૈત્તિ. ૨. ૧. ૧.) અને તેમાં આત્મા–બ્રહ્મમાંથી આકાશ, તેમાંથી વાયુ, તેમાંથી અગ્નિ, તેમાંથી જળ, અને તે જળમાંથી પૃથ્વી એમ પરંપરાએ પંચ મહાભૂતાત્મક કાર્ય જગતની થતી ઉત્પત્તિ બનાવી છે. આ સૃષ્ટિ સર્જનનું કારણ પણ જીવભાવના ભોગને સંતોષવાનુંજ બતાવવા તૈત્તિ. ૨. ૭. ૧. માં સ્વયંકૃત–સુકૃત એવા બ્રહ્મને–વ્યક્ત કારણને 'રસ' રૂપે વર્ણવ્યો છે; અને તેના આનંદથીજ જીવ આનંદી થાય છે એમ બતાવતાં શ્રુતિ

બ્રહ્માનંદનું પ્રમાણુ બાંધેછે. છતાં, આવા વ્યક્ત આનંદમય બ્રહ્મની આત્માવસ્થા તે પરમાવસ્થા નથી, પરંતુ મુક્તિનું પરમ ધામ તો તેની પારની સ્થિતિમાં જ રહ્યું છે, તેથી એ જ શ્રુતિ તૈત્તિ. ૨. ૮. ૧ માંજ કહે છે, કે "જ્યારે ખરે, આ (જીવ) અદૃશ્ય (દૃશ્યની વિરૂદ્ધ-નિર્વિકાર), અનાત્મ્ય (અશરીર), અનિરૂક્ત, અનિલયન, એવા (બ્રહ્મ) માં ભયરહિત રેહાણુ ('સ્વ'ભાવ-પ્રતિષ્ઠા) ને મેળવે છે.ત્યારે, એ જીવ અભયને પહોંચેલો થાય છે. ખરે, જ્યારે આ (જીવ) એ (બ્રહ્મ) માં સ્હેજ પણુ (પોતાથી) ભેદભાવ-જુદાપણું કરેછે (જુવેછે), ત્યારેજ તેને ભય થાય છે. (અદ્વૈતને) નહીં સમજનારા (માનનારા) વિદ્વાનને જ તે (અદ્વૈત બ્રહ્મ) ભય (રૂપે) છે." અને આગળ, તૈત્તિ. ૨. ૮. ૫. માં, આવા આનંદમયની પારનીજ એ સ્થિતિ છે તેમ બતાવતાં શ્રુતિ કહે છે, કે "જે આ પુરૂષમાં (મનુષ્યમાં) અને જે આ આદિત્યમાં છે તે એકજ (બ્રહ્મ) છે. જે એને એ પ્રમાણે જાણે છે, તે આ (મર્ત્ય) લોકમાંથી જઇને અન્નમયની પાર નીકળી જાય છે, એ વિજ્ઞાનમય આત્માની પાર નીકળી જાય છે, તે આનંદમય આત્માનીય પાર નીકળી જાય છે. તેનો આવો (નીચેનો) શ્લોક છે, કે 'પહોંચ્યા વિનાજ જ્યાંથી મનની સાથે વાણી પાછી પડે છે એવા બ્રહ્મનો આનંદ (અદ્વૈતાનંદ) સમજનાર કોઇનાથી બ્હીતો નથી." આવા વ્યક્ત આનંદમય આત્માની પારની અવ્યક્ત કારણુની-'ભૂમા'ની સ્થિતિ બતાવી છે, છતાં બૃહદ્દના 'નેતિ'ના જેવું, કે કઠમાં ૬. ૮. માં થએલા અવ્યક્તની પારના 'પુરૂષ' ના જેવું "અવ્યક્તથી 'પુરૂષ' પર છે, જે સર્વવ્યાપક છે, અને લેશ માત્ર (ઓળખવાના) ચિન્હ-ગુણુ વિનાનો છે, (અને) જેને ઓળખાને જંતુ (સંસારમાંથી) મુક્તિને પામે છે અને અમૃતત્વ પ્રાપ્ત કરે છે." એવું સ્પષ્ટ દર્શન ત્યાં પ્રકટ થયું નથી, તેથી તૈત્તિરીય આ ઉભય ઉપનિષદોની પૂર્વેનું છે એમ સમજાય થાય છે.

વળી તૈત્તિરીય. ૨. ના છઠ્ઠા અનુવાકમાં કહ્યું છે કે, જો બ્રહ્મ 'અસત્' છે એમ જાણે તો તે(એવું જાણનારો)જ અસત્ (જૂઠો-નાસ્તિક) થાય છે. બ્રહ્મ 'છે' એમ જો જાણે તો એવાને તેઓ (બ્રહ્મવિદો) સંત (જ્ઞાની) તરીકે ઓળખે છે." એમ કહીને, સાતમા અનુવાકમાં "આ (જગતના દર્શન) પહેલાં અસત્ (નામરૂપે કરીને અવ્યક્ત એવું

બીજ બ્રહ્મ) હતું. પછી તેમાંથી સત્ (નામરૂપે કરીને વ્યાકૃત દશ્ય કાર્ય) થયું. (આમ) તેણે (અવ્યાકૃત બ્રહ્મે) જાતે આત્માને–પોતાને (પ્રકટ) કર્યો ( નામરૂપના વિકારવાળો કર્યો. ) તેથી તે(બ્રહ્મ)ને સુકૃત (સ્વયંકૃત–સ્વયંભૂ) કહેવાય છે." એમ કહ્યું છે. અને છાંદોગ્યની શ્રુતિએ છાંદો. ૬ ના બીજા ખંડમાં જે જગત્ના બીજકારણને 'સદ્' શબ્દે વર્ણવ્યું છે, તેને અહીં ' અસત્ ' એવા શબ્દે વર્ણવ્યું છે. હવે, છાંદોગ્યનાં ૬. ૨. (૧. ૨)મંત્રમાં જે કેટલાક 'અસત્'માંથી સદ્ થયું એમ કહે છે, તે શા પ્રમાણે બને ? ના જ બને, તેથી તેવું ધારવું અયોગ્ય છે, એટલે 'સત્' જ આની પૂર્વે હતું એજ સત્ય છે, એવો વાદ કર્યો છે. તેથી છાંદોગ્યના એવા વાદનું સત્ય સ્વીકારીનેજ જાણે આ તૈત્તિરીયની શ્રુતિ 'અસત્' શબ્દનો ખરો અર્થ ત્યાં અવ્યક્તજ કરવો યોગ્ય છે, એમ બતાવતાં શૂન્યવાદનો તિરસ્કાર કરીને, બ્રહ્મને અસત્ અથવા શૂન્ય માનનારો જૂઠો, 'હું નથી' ના જેવો બોલતાંજ, દેખીતોજ, અસત–અસત્ય થાય છે એમ કહીને, પછી 'અસત્' એવા અવ્યક્તમાંથી સત્ થાય છે, એટલે મૂળમાં જે પોતે અવ્યક્ત જ છે એવા બ્રહ્મે આત્માને–પોતાને 'હું' રૂપે પ્રકટ કર્યો એવું જ સત્ય છે, એમ સમજાવે છે. આ ઉપરથી પણ છાંદોગ્ય અને તૈત્તિરીયનો સંબંધ જાણે છાંદોગ્યની ચર્ચાના ફળ રૂપે થએલો એવો ગાઢ હોય, એમ અનુમાન દોરાય છે.સર. અમૃ. બિ. ૭.

**પ્રાચીન આચાર**

આ ઉપનિષદ્માં પ્રાચીન આચાર્યકુલોમાં ચાલતી ગુરૂશિષ્યના પવિત્ર જીવનની પ્રણાલિકા સંગ્રહી છે, અને ત્યાં કરાતા ઉપદેશની દિશા પણ શિક્ષાવલ્લીમાં આંકી બતાવી છે, તે એની વિશેષતા છે. તૈત્તિ. ૧. ના નવમા અનુવાકમાં સ્વાધ્યાય અને પ્રવચનની સર્વત્ર આવશ્યક્તા પ્રકટ કરતાં, તેની સાથે ઋત એટલે જગત્માં પ્રવર્તી રહેલા સત્ય સ્વરૂપ ઈશ્વર ધર્મનેજ શોધવાની આજ્ઞા પ્રથમ કરી છે, અને ત્યાર પછી એવા 'સત્ય' માં જ પરાયણ થતી વૃત્તિ રાખવાની આજ્ઞા કરી ઉચ્ચ માનસધર્મને પ્રકટ કર્યો છે. ત્યાર પછી સંયમ ધર્મ પાળવાની આજ્ઞા કરતાં તપ, દમ, શમ, રૂપી નૈતિક ધર્મોને નિત્ય સેવવાની આજ્ઞા કરી છે. પછી પરલોકસેવી ધર્મો, જેવા કે પંચાગ્નિ, અને અગ્નિહોત્ર,

અને અતિથિ પૂજન આચરવાનું કહીને, ઐહિક વ્યવહારને સેવવાની આજ્ઞા કરતાં શ્રુતિ કહે છે, કે "લોક વ્યવહાર (કરવા જોઇએ), અને વળી સ્વાધ્યાય-પ્રવચન (કરવાં જોઇએ). પ્રજા (ઉછેરવી જોઇએ). અને વળી સ્વાધ્યાય-પ્રવચન (કરવાં જોઇએ). પ્રજન (સ્ત્રી ગમન કરવું જોઈએ) અને વળી સ્વાધ્યાય પ્રવચન (કરવાં જોઈએ)." શ્રુતિએ એજ વલ્લીના અગીઆરમા અનુવાકમાં શિષ્યને ઘેર મોકલતી વખતે ગુરૂએ આપેલી શિખામણ બહુજ સુંદર, અર્થસાધક રહીને જીવનને પવિત્ર અને બળવાન કરે એવી, અને સરળ છતાં ગૌરવની ભરેલી છે. અને તે પ્રત્યેક યુવકે અત્યારેય પ્રાતઃકાળમાં સ્નાન કરીને જીવનની પ્રવૃત્તિમાં પડતા પહેલાં તેનો નિત્ય પાઠ કરી જવા જેવી છે, અને અનેક રીતે આર્યના જીવનમાં તે સદાય સન્માનને પાત્ર છે. આવી પ્રાચીન આચાર પ્રણાલિકામાં બૃહદારણ્યકે પવમાનોના અધ્યારોહણની વિધિમાં જપ કરવા "અસતમાંથી મને સતમાં દોરી જા', 'તમસ્માંથી મને જ્યોતિમાં દોરી જા', 'મૃત્યુમાંથી મને અમૃત(બ્રહ્મ)માં દોરી જા." (બૃહ. ૧. ૩. ૨૮)એવા ત્રણ મંત્રોને ઉમેર્યા છે તે, તે સમયમાં, આધ્યાત્મિકજ્ઞાન તરફ વધતી વિદ્વાનોની રૂચિને પ્રકટ કરે છે, અને વળી તૈત્તિરીય ઉપનિષદ્ બૃહદની પહેલાંનું હોવાનું અનુમાન પણ દૃઢ કરાવે છે.

**મુંડકોપનિષત.** મુંડકોપનિષત્ પશ્ચિમના પ્રદેશનું હોય એમ સમજાય છે, કારણકે એમાં થએલા ઉપદેશનો સંબંધ અથર્વાંગિરસોની સાથે જોડાયલો છે. જુવો મુંડ. ૧. ૧. (૨-૩). અને આ આંગિરસ બ્રહ્મવિદો આગળ બતાવ્યા પ્રમાણે પશ્ચિમના મદ્રદેશમાં વસનારા છે. આમ જોતાં આ ઉપનિષદ્ છાંદોગ્યના ગોળમાંજ પડે છે. એની રચનાનો કાળ તો જુદાજ યુગનો છે. કારણકે, એના મુંડ. ૧. ૨. (૧ અને ૭)માં બતાવ્યા પ્રમાણે તે વખતે કર્મકાંડીઓનું ચઢેલું પૂર ઉતરી જતું દેખાય છે, એટલું તો નહીં, પરંતુ તેની ગર્ભિત નિંદા પણ શરૂ થઇ ગઈ જણાય છે. મુંડ. ૧. ૨. ૧ માં શ્રુતિ કહે છે, કે "એ ખરી વાત છે કે વેદમંત્રોમાં કવિઓએ જે કર્મો દીઠાં હતાં, તેમને ત્રેતા(યુગ)માં બહુ પ્રકારે આચરવામાં આવતાં હતાં. કર્મના ફળની ઇચ્છાવાળા તમારે તો તેમને નિયમિત રીતેજ આચરવાં. આ લોકના ફળના અર્થીઓનો

એજ માર્ગ છે." અને મુંડ. ૧.૨.૭ માં તે કહે છે, કે "જેમાં અઢાર પ્રકારનાં અવર કર્મ કહ્યાં છે તેવાં યજ્ઞરૂપી તરવાનાં નાવડાં અદૃઢજ છે (વિશ્વાસ કરવા જેવાં નથી). જે મૂઢો એમનેજ શ્રેયસ્ માનીને આનંદ પામે છે, તેઓ ફરીને પાછા જરા અને મરણના ફેરામાંજ પડે છે. અવિદ્યામાં ડુબેલા (છતાં) પોતે ધીર અને પંડિત છે એમ માનનારા એવા મૂઢ લોકો આંધળાએ દોરેલા આંધળાની પેઠે અત્યંત પીડાતા ચક્કરો ખાયાજ કરે છે." આટલા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, આ ઉપનિષદ્ રચાયું ત્યારે જ્ઞાનથીજ મુક્તિ પમાય છે એવા વેદાન્ત મતની સ્થિરતા જામીને એટલી તો સબળ થઇ હતી, કે પુરાતન યુગથી ચાલતા આવેલા યજ્ઞયાગાદિની ક્રિયા-વાળા લોકાચારને તિરસ્કારવાની પણ દૃઢતા વિદ્વાનોમાં પ્રકટ થઈ હતી, અને એવા ચાલતા આચારનેજ પરમ શ્રેયસ્ માનનારાને 'મૂઢ' અને 'અંધ' કહેવાનો વખત પણ પ્રાપ્ત થયો હતો. આ વિચાર વિકાસ કઠોપનિષદ્‌ની ૧. (૧૨-૧૯)ની રચના કાળથી જરૂર ઘણો આગળ વધેલો છે, એટલે તે દ્વાપર યુગનો છે. તેમજ મુંડ. ૩.૧. ખંડમાં 'જીવેશ્વર'ના દ્વંદ્વનો વિકાસ પણ કઠોપનિષદ્‌ના ૩.૧. માં પ્રકટ કરેલા દર્શનથી વધારે સ્પષ્ટ, અને પ્રકાશમાં બળવાન છે એમાં સંદેહ નથી.

**માંડૂક્યોપનિષદ્.**

ઉપનિષદોમાં દેખાતી અધ્યાત્મ દૃષ્ટિ તત્વવેત્તાઓમાં વધારે બળવાન થતાં તે માંડૂક્યોપનિષદ્‌માં અપર્વ પ્રાધાન્ય મેળવે છે; અને જીવેશ્વરના દ્વંદ્વનું અન્યોન્યાશ્રયત્વ સંપૂર્ણ પકડાતાં મનુષ્યના ચિત્તની અવસ્થાઓમાં અનુભવાતા પરમાત્માના 'સ્વ'ભાવનું દર્શન કરાવવા શ્રુતિ ત્યાં પ્રેરાય છે. આ માંડૂક્યોપનિષત્ તેથી આપણા ચિત્તની ચાર અવસ્થાઓમાંજ જગતને આટોપી લેઇને, તેમાંજ ૐનો આવિર્ભાવ થતો સમજાવે છે. તેથી મુંડક અને માંડૂક્યના આવા જોડામાં પહેલું મુંડક છે, અને માંડૂક્ય પછીનું છે, એમ સ્પષ્ટ સમજાય છે. છતાં માંડૂક્યનો જન્મપ્રદેશ નક્કી કરવાનું એમાં કાંઇ સાધન જડતું નથી.

**શ્વેતાશ્વતર.**

શ્વેતાશ્વતર ઉપનિષત તો, ત્રેતામાં થએલા કઠના જેવા, દ્વાપ-રમાં થએલા લોકજ્ઞાનના બીજા સંગ્રહ રૂપે છે. છતાં, એની વિશેષતા એના પહેલાજ અધ્યા-યમાં શ્રુતિએ પ્રકટ કરી છે. 'જીવેશ્વર' દ્વંદ્વના

સંઘાતમાં પ્રકટના જીવભાવની ભોગાત્મક સૃષ્ટિસર્જન ક્રિયાની તપાસ અહીં પ્રાધાન્ય લેછે, અને બ્રહ્મવિદોની 'યોગ' સાધનામાં અવ્યકત બ્રહ્મની આ અપૂર્વ માયાશક્તિનું રૂપ પકડાતાં, એના વૈભવને વિવિધ રીતે શ્રુતિ ત્યાં પ્રકટ કરી બતાવે છે. ઇશ્વરની આ માયા શક્તિએ પ્રકટ થતાં એવાં સંઘાત ચક્રોનું સ્વરૂપ બતાવીને, જીવેશ્વર દ્વંદ્વ અને તેમના અધિષ્ઠાનાત્મક પરમાત્માના સ્વરૂપનેજ તેમના અનેક વિકારોના મોહક આવિર્ભાવોમાંથી જુદુ પાડી પાડીને સમજાવવામાં આવ્યું છે; અને તેમ કરતાં અત્યાર સુધી તત્વ દષ્ટાઓને થએલા દર્શનનો સુંદર અને સુદૃઢ "પૂર્વકલ્પમાં ઉપદેશેલો" જ્ઞાનસમુહ સંગ્રહીને દ્વાપર યુગની વેદાન્ત પ્રવૃત્તિને ચોક્કસ દિશામાં બળવાન વેગથી શ્રુતિએ પ્રેરી છે.

આ પ્રેરણાથી દોરાતી વેદાન્ત વિદ્યાએ પછી અધ્યાત્મનું પ્રાધાન્ય સ્વીકારીને, મનુષ્યના મનમાંજ ઇશ્વર સાથે સધાતો આત્મ પ્રત્યય વાળો 'યોગ', અને તેનાથી પ્રાપ્ત થતી મુક્તિ અમૃતબિન્દુ, અને કૈવલ્યમાં પ્રકટ કર્યા છે. અને એમ કરીને શ્રુતિએ ગીતાના કલિયુગ પ્રવર્તક ધર્મસંગ્રહનો માર્ગ તત્વદર્શીને માટે તૈયાર કર્યો છે.

ઇશાવાસ્યોપનિષદ્‌ના અનુક્રમમાં વિદ્વાનોમાં મતાંતર ઘણું છે. એ શુક્લ યજુર્વેદીય વાજસનેય સંહિતાનોજ

**ઇશાવાસ્યોપનિષત્**

ભાગ છે. એટલે સંહિતા જો બ્રાહ્મણો, અને આરણ્યકો, કે ઉપનિષદોની પૂર્વે રચાઇ હોય તો, ઉપનિષદોમાં એ સૌથી પ્રાચીનજ હોવું જોઇએ. એના મંત્રોની રચના અને યજુર્વેદોના મંત્રોની રચનામાં કાંઈ વિશેષ ફેર હોય એમ જણાતું નથી. તેમજ સંહિતાના મંત્ર દ્રષ્ટાઓની પ્રતિભામાં પ્રકટ થતા આખા વેદાન્ત દર્શનની પેઠેજ, આચાર દર્શનનું એમાં માત્ર દિગદર્શનજ થાયછે. ઉપનિષદોની વિદ્યાના વ્યવસ્થિત પ્રબંધની પેઠે એમાં ઉપદેશેલા સત્યનું અંગ સંપૂર્ણ ઘડાયલું નથી, છતાં પ્રતિભા દર્શનના સ્પષ્ટ ઈશ્વર દર્શનમાંથી ફલિત થતી આચારની પણ સ્પષ્ટ રૂપરેખા અહીં દોરાઈ છે, તે પણ સંદેહરહિત છે. અને તેથીજ, આખા જગતમાં વ્યાપીને પ્રકટ થઈ રહેલા ઇશ્વરના જ્ઞાનવાળાને નિષ્કામ વૃત્તિએ, એટલે કે, અહંકાર અને ફળના ભોગમાં આસક્તિ રહિત થઇનેજ જગતને ભોગવવાનો શ્રુતિ ત્યાં ઉપદેશ કરે છે. અને 'એના કારણમાં તે કહે છે કે, એવી

નિષ્કામ વૃત્તિએ આચરાતાં કર્મોમાં જન્મ મરણના ચક્રમાં બાંધીજ રાખનારૂં આત્મહત્યાવાળું પાપ થતુંજ નથી. પરંતુ એથી અવળી રીતે એટલે કે, ફળમાં રહેલી આસક્તિના કારણે અહંકાર સેવી પુરૂષને, દેવલોકના ભોગને ભોગવતો છતાંય, તે ભોગ અજ્ઞાન જન્ય, અને તેથી આત્મહત્યાવાળો હોઈ, જીવનમાં પાપથી ભરેલો ગણેછે. વળી તેમાં વિદ્યા અને અવિદ્યા એવાં ભિન્ન ગતિને આપનારાં ઉભય સાધનો સેવ્યા પછીજ અમરત્વને પમાય છે એવું, કાંઈક જ્ઞાનની અપૂર્ણ દૃષ્ટિ વાળાને અગમ્ય એવું, સૂચન કરીને "પુપન્" એવા નામવાળા સૂર્યની સ્તુતિ કરતાં, જ્ઞાનપ્રકાશના બળે ઋષિને તેના 'વરેણ્ય'નું દર્શન થતાં, પોતાનું અને ઈશ્વરનું તાદાત્મ્ય અનુભવાય છે. જ્ઞાનીના નિષ્કામ આચારના ઉપદેશ વાળી, અને બીજા ફક્ત ૧૫ મંત્રોથીજ એ પ્રતિભા દર્શનને પોષતી આ સંહિતાને બ્રાહ્મણ, આરણ્યકો, કે ઉપનિષદ્ના કાળની કહેવાનું કાંઇ સમજાય એવું કારણ દેખાતું નથી. વિચાર વિકાસની દષ્ટિએ જોતાં પણ બહુ તો એટલુંજ કહી શકાય કે, સંહિતાના દ્રષ્ટાઓને તેમના પ્રતિભા દર્શનમાં વખતે જ્ઞાનના ફળ રૂપે તે સંહિતા છેલ્લી જણાઈ હશે. પણ સંહિતાના પ્રતિભા દર્શનના બીજ ઉપર રચાતાં ઉપનિષદોના દ્રષ્ટાઓના વિચાર વિકાસનો અનુક્રમ આ સંહિતાનેજ લગાડવામાં અમને તો ભૂલ જ થતી દેખાય છે. તેથી અમે એને અહીં ચાલતી પ્રણાલિકાનુસાર ઉપનિષદોમાં સર્વથી પ્રાચીન ગણીને એને અગ્રસ્થાને મૂક્યું છે. વેદાન્તના બીજા દર્શની પેઠે, આ સંહિતામાંના આચાર ઉપદેશના બીજ ઉપરથી, બૃહદારણ્યકમાં નિષ્કામ વૃત્તિવાળાનેજ મુક્તિ મળે છે એવો ઉપદેશ થયો સમજાય છે, અને તેમાંના વિદ્યા અને અવિદ્યાને સંઘાતે સેવવાના કંઇક અગમ્ય એવા ઉપદેશને અમૃત બિન્દુના ૧૭ થી ૨૦ મંત્રોમાં સ્પષ્ટ કરીને સમજાવ્યો છે, છતાં આચારના આખા ઉપદેશે ગીતામાંજ પ્રાધાન્ય લીધું છે, અને ત્યાં તેનું સર્વાંગ દર્શન થયું છે, તેથી ગીતાને ઉપનિષદ્ના વિચાર વિકાસના ક્રમમાં યોગ્ય પ્રસ્થાન પ્રાપ્ત થયું છે. અને ત્યાં આવા યુગાન્તરની દૃષ્ટિએ ભગવાન કૃષ્ણે યથાર્થજ કહ્યું છે, કે " આંવો નિશ્ચળ (સનાતન) યોગ મેં (સાક્ષી-ઇશ્વર ભાવે) વિવસ્વાન(સૂર્ય)ને સમજાવ્યો હતો. વિવસ્વાને (તે) મનુને કહ્યો હતો. આમ પરંપરાએ

પ્રાપ્ત થએલા એ(યોગ)ને રાજર્ષિઓ જાણતા હતા. હે પરંતપ, એ યોગ લાંબાકાળે કરીને અત્યારે નષ્ટ થયો (વિસરાયો) છે. એવો પુરાતન યોગ મેં તને (ફરી) આજે કહી બતાવ્યો; કારણકે તું મારો ભક્ત છું, અને વળી સખા છું. જરૂર એજ (જાણવા યોગ્ય) ઉત્તમ રહસ્ય છે." (ગીતા ૪. ૧. થી ૩).

**અનુક્રમનો ઉપસંહાર, અને માનસ-વિકાસના યુગાન્તરો.**

ત્યારે મુખ્યત્વે ઉપનિષદોમાંથીજ મળતાં સાધનો વડે વિચારતાં આ પંદર ઉપનિષદોને તેમના જન્મપ્રદેશાનુસાર વ્હેંચીએ તો, ગાંધારથી શરૂ થઇને પૂર્વ તરફ લંબાતા ગાંધાર, કાશ્મિર–મદ્ર, પંચાલ, કુરૂ, મત્સ્ય, મથુરાં, અને આગ્રા સુધીના પશ્ચિમ પ્રદેશનાં છાંદો., તૈત્તિ., કેન., કઠ., મુંડક., એમ પાંચ ઉપનિષદો થાય છે; અને ત્યાંથી પૂર્વ દેશનાં એટલે કાશી, મિથિલા, વૈદર્ભાદિ દેશનાં બૃહદ, કૌષીતકિ, પ્રશ્ન, ઐતરેય, એવાં ચાર મળી નવ ઉપનિષદોની જન્મભૂમિ સ્પષ્ટ પકડાય છે. અને બાકીનાં ઈશા, માંડૂ, શ્વેતા., અમૃતબિં. કૈવલ્ય, અને સર્વસાર. એવાં છની જન્મભૂમિ અંકાતી નથી. તેમાંથી ઋગ્વેદનાં ૨ છે, સામવેદનાં ૨ છે, કૃષ્ણ યજુર્વેદનાં ૩ અને શુક્લ યજુર્વેદનાં ૨ મળી યજુર્વેદનાં ૫ છે, અને અથર્વવેદનાં ૬ મળી પંદર પુરાં થાય છે,

આ ઉપનિષદોના જન્મકાળનો અનુક્રમ તેમના જન્મપ્રદેશને અનુસાર નથી. કાળાનુક્રમ તો ઉપર બતાવ્યા પ્રમાણે (૧) ઈશાવાસ્ય. (૨) છાંદોગ્ય. (૩) તૈત્તિરીય. (૪) બૃહદ. (૫) કેન. (૬) કઠ, (૭) કૌષીતકિ. (૮) પ્રશ્ન, (૯) ઐતરેય, (૧૦) મુંડક, (૧૧) માંડૂક્ય, (૧૨) શ્વેતાશ્વતર. (૧૩) અમૃતબિંદુ. (૧૪) કૈવલ્ય. (૧૫) સર્વસાર. અને ત્યાર પછી, ભગવદ્-ગીતા, એમ આવે છે.

એટલે દેવતાઓની શક્તિએ મેળવાતા ભોગ લોકની ઈચ્છાએ આચરતા ત્રેતાયુગના યજ્ઞકાળના જ્ઞાનસંગ્રહ વાળું કઠોપનિષદ્‌કાલના અનુક્રમમાં છઠ્ઠું આવે છે, અને તેવા યજ્ઞ ઉપરથી ઉતરીને આત્મજ્ઞાનના ઉપર ઠરતી સમાજની દૃષ્ટિ વાળા દ્વાપરના જ્ઞાનસંગ્રહ વાળું શ્વેતાશ્વતર બારમું આવે છે, અને છેવટે વિદ્યાની અસક્તિએ જામેલી વિવેક-શૂન્યતામાં વધી જતી વૈરાગ્ય વૃત્તિને વિવેકના અંકુશમાં રાખી જ્ઞાનીના

—યોગીના કર્માચારના પ્રધાન ઉપદેશવાળો કલિના પ્રારંભનો ત્રીજો સંગ્રહ ગીતામાં થયો છે, તે છેલ્લો આવે છે. આમ જોતાં સંહિતાના પ્રતિભા દર્શનવાળા સર્વજ્ઞ ઋષિઓના વિવેકે અંકાતા શિષ્ટાચાર વાળો કાલ તે કૃત અથવા સત્ય યુગ હોય એમ સમજાય છે. તેથી, પ્રત્યેક યુગમાં સમાજના વિચારમાં પ્રાધાન્ય પામીને સ્પષ્ટ સમજાયલા વેદાન્તનું શરીર બાંધતાં, નવા યુગની સમાજ પ્રવૃત્તિને યોગ્ય દિશામાં વાળીને તેમાં બળ પૂરનારાં, અને યુગસંધીનો કાળ સૂચવતાં, આ ત્રણ ઉપનિષદોએ કાળના વિભાગ કરીએ તો, ઇશાવાસ્ય તે સત્ય યુગનું ઉપનિષદ્ કહેવાય, અને છાંદોગ્યથી કઠ સુધીનાં ત્રેતા યુગનાં, અને કૌષીતકિથી શ્વેતાશ્વતર સુધીનાં દ્વાપરનાં કહેવાય. અને આ દ્વાપરમાં આંકેલી દિશામાં કેવળ જ્ઞાનનેજ પ્રાધાન્ય આપતાં સેવાતી સંન્યાસવૃત્તિ જ્યારે તેની યોગ્ય મર્યાદાને ઓળંગીને અર્જુન જેવા વિદ્વાનને પણ જીવનના ખરા અણીને વખતે તામસમાં ઘેરી લેતી દેખાઈ ત્યારે, એ લોકસંગ્રહને હાની કારક અને તેથી અધર્મ્ય એવી વિચાર પ્રવૃત્તિને યોગીના મૂળ કૃત યુગના નિષ્કામ કર્મમાં પ્રેરતી ભગવદ્‌ગીતા કલિકાલનું યુગ પ્રવર્તક શાસ્ત્ર બન્યું છે.

**અનુક્રમની ચોખવટથી પણ કાલનો નિર્ણય થતો નથી.**

અનુક્રમની અને યુગ વિભાગની આટલી ચોખવટ થયા છતાં, કયા કયા વર્ષમાં પ્રત્યેક ઉપનિષદ્ રચાયું, અને તે પ્રબંધનો બાંધનાર ઋષિ કોણ, તેનો પત્તો લાગતો નથી. ઇસ્વી સન પૂર્વે ૨૪૦૦ થી ૧૪૦૦ ના એક હજાર વર્ષના ગાળામાં આ ઉપનિષદો રચાયાં, એવો વિદ્વાનોનો અભિપ્રાય સ્વીકારતાં, અને એ હજાર વર્ષને ત્રણ યુગમાં વ્હેંચતાં પ્રત્યેક યુગ ૩૦૦ થી ૩૨૫ નો થાય, તે લેખે, ઇશાવાસ્ય ઇસ્વી સન પૂર્વે ૨૪૦૦ થી ૨૧૦૦ ના અરસાનું કહી શકાય, તો છાંદોગ્યથી કઠ સુધીનાં પાંચ ઈ. પૂ. ૨૧૦૦ થી ૧૮૦૦ નાં, અને કૌષીતકિથી શ્વેતાશ્વતર સુધીનાં છ ઈ.પૂ.૧૮૦૦ થી ૧૫૦૦ નાં,અને અમૃતબિંદુથી સર્વસાર. ઇ.પૂ.૧૫૦૦ થી ૧૪૦૦ ના ગાળાના ગણાય. માનસિક પ્રવૃત્તિ અને તેના વિકાસનો આધાર, અને તેનો આવેશભર્યો વેગ, અનેક કારણોના ઉપર આધારવાળો છે, તેથી અમુક ચોક્કસ અંતરેજ અને ચોક્કસ પ્રમાણે

જ તે થાય છે એવો નિયમ નથી, એ વિચારતાં, આવી ગણત્રી પણ આપણી મુશ્કેલીમાં બહુ મદદ કરનારી નથી, છતાં ભાષાનો વિકાસ-ક્રમ નક્કી થાય તો એમાંથી કેટલેક અંશે અનિશ્ચિતતા ઘટી શકે ખરી. ઉપનિષદોમાં દેખાતા વિચાર વિકાસવાળા યુગાન્તરની આ દૃષ્ટિ પૌરાણીક ખગોળ વિકાસની યુગકલ્પનાનાં લાખો વર્ષોની ગણના સાથે ઘટે તેવી નથી. છતાં મુંડક, શ્વેતાશ્વતર, અને ગીતામાં બતાવેલી વેદાન્તવિકાસવાળી યુગાન્તરની દૃષ્ટિ સંદેહ રહિત છે, એટલે પુરાણની કલ્પિત ખગોળબંધવાળી યુગ કલ્પનાની લાખો વર્ષોની સંખ્યાને આપણે અહીં છોડવીજ પડશે. અને એક તરફ જ્યારે અત્યારે બોલાતી અથવા જીવતી 'ગુજરાતી' ભાષાના લગભગ ૩૦૦ થી ૪૦૦ વર્ષના ઇતિહાસના ગાળામાં એનું તદ્દન ફરી જતું, અને જૂની ભાષાની દૃષ્ટિએ ઓળખાયજ નહીં એવું અત્યારનું કલેવર જોતાં, અને બીજી તરફ સામાન્ય લોકમાં નહીં બોલાતી એવી છતાં, વૈયાકરણી પાણિનિએ લગભગ ઈ. પૂ. પહેલા સૈકામાં બાંધેલા વ્યાકરણના નિયમે દોરાતી વિદ્વાનોમાંજ વપરાતી સંસ્કૃત ભાષાના આશરે ૨૦૦૦ વર્ષ સુધી એકધાર્યા ચાલી રહેલા શરીરને વિચારતાં, ભાષાની શબ્દ રચના કે તેના વ્યાકરણના ભેદ ઉપરથી જ પ્રબંધનો કાળ નિર્ણય કેટલો કઠિન અને અનિશ્ચિત રહે છે, તે વિદ્વાનને ઠસાવવાની જરૂર નથી. આવી મુશ્કેલીઓમાં પ્રત્યેક ઉપનિષદ્‌ના કાલ નિર્ણયનો પ્રયત્ન અમે અહીંથીજ ભવિષ્યને માટે છોડીશું.

**પ્રબંધના રચનારા ઋષિઓ કોણ તે પણ અનિશ્ચિત છે.**

આ ઉપનિષદોના પ્રબંધોને રચનારા ઋષિઓ કોણ હશે તેનો નિર્ણય પણ તેમના કાળ નિર્ણયના જેવોજ અનિશ્ચિત છે. કઠ, તિત્તિરી, ઐતરેય, કૌષીતકિ અને શ્વેતાશ્વતર એવા નામના ઋષિઓને કઠ, તૈત્તિરીય, ઐતરેય, કૌષીતકિ, અને શ્વેતાશ્વતર ઉપનિષદોના કર્તા તરીકે સ્વીકારતી કેટલીક લોકમાન્યતા ચાલે છે, અને એવી કેટલીક માન્યતાને મહાભારત કે પુરાણોના આખ્યાનોમાંથી ટેકો પણ મળે છે. છતાં, એ ઉપનિષદોમાંથી તો એવી માન્યતાને ટેકો મળે એવું કાંઇ પ્રમાણ જડતું નથી.

કઠ, તૈત્તિરીય અને ઐતરેય ઉપનિષદોમાં તો એવા ઋષિઓના નામનુંય સૂચન નથી; જ્યારે શ્વેતાશ્વતરમાં એવા નામના ઋષિના સંબંધે માત્ર શ્વેતા. ૬. ૨૧ માં આટલુંજ કહ્યું છે, કે (એકાગ્ર વિચારરૂપી) તપના પ્રભાવે, અને દેવ(પરમાત્મા)ની પ્રસાદીએ, શ્વેતાશ્વતર ઋષિએ પ્રથમ બ્રહ્મને (પોતે) ઓળખીને પછી, એમણે પરમ પવિત્ર અને ઋષિ મુનિના સંઘે સેવેલા એ બ્રહ્મનો (પરમ વૈરાગ્યવાન એવા) છેલ્લા (શ્રેષ્ઠ) આશ્રમીઓને ઉપદેશ કર્યો હતો." અને તેજ શ્રુતિ આગળ કહે છે, કે "વેદાન્તમાં પરમ ગુહ્ય અને પૂર્વકલ્પમાં ઉપદેશેલું (આવું બ્રહ્મજ્ઞાન) જે પ્રશાન્ત (કામના રહિત) ન હોય તેને, કે જે પુત્ર ન હોય, કે શિષ્ય ન હોય તેમને આપવું નહીં." અર્થાત્,આ ઉપનિષદના રચનારા ઋષિ તો એમાં પ્રકટ કરેલા જ્ઞાનને "પૂર્વકલ્પમાં ઉપદેશેલું" કહે છે; અને તેવા જ્ઞાનનો ઉપદેશ 'શ્વેતાશ્વતર' ઋષિએ પૂર્વકલ્પમાં છેલ્લા આશ્રમવાસીઓને કર્યો હતો. એટલે આ ઉપનિષદનો પ્રબંધ રચનાર ઋષિ જરૂર પૂર્વકલ્પમાં થઈ ગએલા એવા 'શ્વેતાશ્વતર' ઋષિ તો નથી જ. પરંતુ એ શ્વેતાશ્વતર ઋષિએ પૂર્વે ઉપદેશેલી બ્રહ્મવિદ્યાની ચાલી આવતી કથાનો અહીં નહીંજ ઓળખાતા એવા કોઈક બીજા દ્રષ્ટાએજ પ્રબંધ બાંધ્યો છે, એમ ઉઘાડું સમજાય છે. "ઐતરેય મહિદાસ" એવા ઋષિનું નામ ફક્ત છાંદોગ્ય ૩. ૧૬. ૭ માં જ આવે છે, અને કૌષીતકિનું નામ. કૌષીતકિ. ૨. (૧. ૮) માં, તેમજ છાં. ૧. ૫. (૨,૪) માં મળે છે. છાંદો. ૩. ૧૬. ૭ માં ઐતરેય મહિદાસને "પુરૂષ (શારીર પુરૂષ)ખરે યજ્ઞ છે' એવી એ આખા ૧૬ મા ખંડમાં ઉપદેશેલી વિદ્યાના જ્ઞાનવાળા ઋષિ તરીકે પ્રકટ કરીને, તેના ૭ મા મંત્રમાં શ્રુતિ કહે છે "આવું સમજનાર (ઇતરાના પુત્ર) અૈતરેય મહિદાસ બોલ્યા હતા કે, વ્યાધિ, આ તું મને શા માટે સંતાપતી હઈશ? હું કાંઈ એથી મરવાનો નથી. એ પછી ૧૧૬ વર્ષ જીવ્યા હતા" એમ કહીને શ્રુતિ વિરમે છે. પણ જીવેશ્વર દ્વંદ્વનું ઐક્ય ઉપદેશતા, અને પ્રાજ્ઞ બ્રહ્મના સ્પષ્ટ દર્શનવાળા આ ઐતરેય ઉપનિષદમાં તો એમના નામનું સૂચન સરખુંય નથી. ત્યાં તો "વામદેવ" ઋષિનું વાક્ય ટાંક્યું છે, છતાં દંતકથા આ ઋષિને આખું આરણ્યક કે જેનું આ ઉપનિષદ્ ચોથા અધ્યાયવાળું અંગજ

છે તેના કર્તા કહે છે! આ ઋષિનું નામ બૃહદના બ્રહ્મવેત્તાઓના વંશમાં પણ જણાતું નથી. કૌષિતકિ ઋષિનું નામ જ્યાં કૌષિતકી ઉપનિષદ્‌માં આવે છે ત્યાં, એ પ્રબંધનો રચનાર કૌષી. ૨.(૧, અને ૮) માં "પ્રાણ બ્રહ્મ છે એમ કૌષીતકિ (ઋષિ) કહેતા હતા", અને "હવે અહીંથી સર્વજીત એવા કૌષીતકિ ઋષિની ત્રણ ઉપાસનાઓ (આવે) છે" એમ કહીને, ત્રણ ઉપાસનાઓને સમજાવે છે. તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, આ પ્રબંધ બાંધનારને કૌષીતકિ ઋષિની વિદ્યાને માટે બહુ માન છે, છતાં, પ્રબંધનો રચનાર તો કૌષીતકિથી કોઈક જુદો જ ઋષિ દેખાય છે. છાંદોગ્યમાં જ્યાં એ ઋષિનું નામ દેખાય છે ત્યાં પણ માત્ર એમણે પોતાના પુત્રને 'આદિત્ય'ની અને 'પ્રાણ'ની ઉપાસનાનું ફળ કહી બતાવ્યાનોજ ઉલ્લેખ છે, અને તેથી જ એમને કૌષીતકિમાં પ્રાણની વિદ્યાના દૃષ્ટા તરીકે ઓળખાવ્યા લાગે છે. વળી આ ઋષિની વિદ્યાનો ઉલ્લેખ છાંદોગ્યમાં થયો છે, તેથી તે છાંદો. રચાતા પૂર્વેના છે, એટલું તો સ્પષ્ટ સાબીત થાય છે, અને તેથી તે ત્યાર પછીના યુગમાં રચાયલા કૌષીતકિ ઉપનિષદ્‌ના કર્તા અને એ જરૂર અસંભવિત જ લાગે છે.

હવે રહ્યા ઋષિ કઠ અને તિત્તિરી. એમનાં તો નામ સરખાંય આ જૂનાં ઉપનિષદોમાં જડતાં નથી. છતાં એવા નામના ઋષિઓનાં વૃત્તાંત રા. બા. પી. બી. જોશી મહાભારતના કર્તા વ્યાસ મુનિના શિષ્ય વૈશંપાયનના સંબંધે મહાભારત અને પુરાણોમાંથી પ્રકટ કરે છે, અને યોગીશ્વર યાજ્ઞવલ્કય જે બૃહદારણ્યકના મુખ્ય બ્રહ્મર્ષિ છે તેમની સાથે એમને જોડે છે. રા. બા. જોશીએ પૂનાની ઓરીએન્ટલ કોન્ફરન્સ આગળ યાજ્ઞવલ્કયની જીવનકથા સંબંધી એક લેખ વાંચ્યો હતો, તે ૧૯૨૧ માં પ્રકટ થયો છે. તેની પ્રસ્તાવનામાં એ પોતે કહે છે કે, વિષ્ણુપુરાણના ૩.૪.ના આધારે વ્યાસ મુનિએ ચાર પાદવાળા એકજ વેદને ચાર વિભાગમાં વ્હેંચી નાખવાનું કાર્ય પોતાના ચાર શિષ્યોને વ્હેંચી આપ્યું હતું. તેમાંથી યજુર્વેદના સંગ્રહનું કાર્ય એમણે વૈશંપાયનને સુંપ્યું હતું. અને વળી બીજાં સંસ્કૃત પુસ્તકોને આધારે એ ત્યાં કહે છે કે, એ વૈશંપાયને પોતાના સો શિષ્યો દ્વારા એ કાર્ય

પૂર્ણ કરતાં અધ્વર્યુની સો શાખાઓ પ્રવર્તી હતી. તે શિષ્યોમાં કઠ, તિત્તિરી આદિનાં નામ આવે છે, જેમને એ નામવાળાં ઉપનિષદોના કર્તા એ માને છે. અને તેવા બીજા 'વરતંતુ' શિષ્યને તો કાલિદાસ રઘુવંશના. ૬. ૫ માં 'મંત્રકર્તા' ઋષિ તરીકે પણ વર્ણવે છે. અર્થાત્ વિષ્ણુપુરાણ પ્રમાણે મંત્રોના સંગ્રહ કર્તાને પણ 'મંત્રકર્તા' તરીકે પાછળથી ગણવામાં આવ્યા છે. આ તિત્તિરીની કથા વળી સ્કંધપુરાણના ગોદાવરી ખંડમાં તેમજ મહાભારતમાં પણ આવે છે. ત્યાં 'યાજ્ઞવલ્કય', જે વૈશંપાયનનો ભાણો અને તેનો પાટ શિષ્ય હતો, તેની સાથે ગુરૂને વિરોધ થતાં, તેને ગુરૂએ વિમુખ કર્યો, અને પોતે શિખવેલી વિદ્યા પાછી માગતાં યાજ્ઞવલ્કયે તે વિદ્યાને પાછી ઓકી કાઢી, જેને વૈશંપાયનના બીજા શિષ્યે ગુરૂની આજ્ઞાથી તેતર પક્ષીનું રૂપ લેઇને પકડી લીધી, તેથી તે શિષ્યનું નામ તિત્તિરી પડ્યું, અને તેની તૈત્તિરીય શાખા ચાલી એમ કહ્યું છે. અને યાજ્ઞવલ્કયે ત્યાર પછી સૂર્યની આરાધના કરીને પુનઃ વેદ વિદ્યાને પ્રાપ્ત કરી, જેનાથી તેમણે નવો યજુર્વેદ એનાં અંગો સાથે બહુ સુંદર રચ્યો, તેથી તેમની 'શુક્લ' યજુર્વેદની વાજસનેય શાખા ચાલી, એવી દંતકથા સ્કંધ, મહાભારત, આદિ પુરાણ ઉપરથી એમણે ત્યાં તારવી છે. વળી આજ યાજ્ઞવલ્કયને યાજ્ઞવલ્કય સ્મૃતિના કર્તા તરીકે રા. જોશી પ્રકટ કરે છે, અને તે માટે યાજ્ઞવલ્કય સ્મૃતિના પ્રાયશ્ચિત્ત અધ્યાયના ૧૧૦ મા શ્લોક ઉપર આધાર રાખીને તે બતાવે છે કે, એમાં સ્મૃતિકાર કહે છે કે "યોગને ભણવાની ઇચ્છાવાળાએ મેં આદિત્યની પાસેથી પ્રાપ્ત કરેલું આરણ્યક (બૃહદારણ્યક), અને મેં રચેલું યોગશાસ્ત્ર ભણવાં જોઇએ." એમ કહીને, આ વિદ્વાન શુક્લ યજુર્વેદની યજૂંષિના કર્તા, બૃહદારણ્યકના કર્તા, અને અત્યારની પ્રચલિત યાજ્ઞવલ્કય સ્મૃતિના પ્રબંધોના કર્તા એકજ પુરૂષ તે યોગીશ્વર યાજ્ઞવલ્કય હતા, એમ તે માને છે. છતાં, તિત્તિરીની દંતકથાના ચમત્કારીક ભાગને, એ પરિત્યાજ્ય ગણે છે, અને યાજ્ઞવલ્કય સ્મૃતિનો અત્યારનો પ્રબંધ વખતે મૂળ યાજ્ઞવલ્કયનાં 'ધર્મસૂત્રો' ઉપરથી રચાયો હશે એવા વાદમાં તે કાંઇક સત્ય પણ જુવે છે !

હવે, અત્યારનો સ્મૃતિનો પ્રબંધ યાજ્ઞવલ્કયનો પોતાનો તો રચેલો

**મહાભારતાદિની આવી પુરાણકથા પ્રમાણભૂત નથી.**

ન જ હોય, કારણકે 'ધર્મસૂત્રો'ના પ્રબંધથી તે જુદાજ પ્રકારનો છે, તેથી એ સ્મૃતિમાં જે 'મેં આદિત્ય પાસેથી પ્રાપ્ત કરેલું આરણ્યક, અને મેં રચેલું યોગશાસ્ત્ર' એવાં વાક્યો છે, તે, જરૂર, દેખાય છે તેવાજ સરળ અર્થમાં તો અસત્યજ ઠરશે. વળી જો યાજ્ઞવલ્ક્ય પોતેજ બૃહદારણ્યકના પ્રબંધના કર્તા હોત તો બૃહ. ૬. ૫. ૩. ના વંશમાં "આદિત્યની આ શુક્લ (યજુર્વેદની ઋચાઓ) યજૂંષિ વાજસનેય યાજ્ઞવલ્કયે કહી બતાવી છે–પ્રકટ કરી છે" એવું જેમ શુકલ યજુર્વેદને માટે સ્પષ્ટ કથન છે તેમ 'આરણ્યક'નું પણ એવું કથન જરૂર કર્યુંજ હોત, છતાં તેમ ત્યાં નથી, તેથી બૃહદારણ્યકનો પ્રબંધ રચનાર યાજ્ઞવલ્કય પોતે તો નથીજ, એમ સ્પષ્ટ સમજાય છે. એમને શુકલ યજુર્વેદની ઋચાઓના જ કર્તા તરીકે ત્યાં પ્રકટ કરવામાં આવ્યા છે. એવી મંત્રદ્રષ્ટા તરીકેની એમની આખ્યાનોમાં ચાલી આવતી પુરાતન ખ્યાતિને એક પ્રબંધમાં ગુંથી બૃહદારણ્યકની શ્રુતિમાં સંગ્રહાયલા યાજ્ઞવલ્કયના ઉપદેશને અનુભવી રહેલા, અને તેથી તેમનામાં ભક્તિભાવવાળા જરૂર કોઇ બીજાજ સમર્થ ઋષિનો રચાયલો એ ગ્રંથ છે, એમજ કહેવું પડે છે. આમ વિચારતાં સ્મૃતિનું ૧૧૦. મા શ્લોકનું વાક્ય પ્રમાણને પાત્ર લાગતું નથી. વળી આ ત્રણેય ઋષિઓને અંગે મહાભારત, સ્કંધ, ભાગવત આદિ પુરાણોમાં લખાયલી વાતો તેમના કાળ અને વ્યાસમુનિના શિષ્ય વૈશંપાયનની સાથેના તેમના સંબંધને વિષે તેટલીજ અપ્રમાણ જણાય છે. કારણકે મહાભારતનો કાળ જરૂર ઉપનિષદોના કાળની પછીનોજ છે, અને તે વાત મહાભારતમાં બહુ સ્પષ્ટ શબ્દોમાં પ્રકટ થઈ છે. ત્યાં આદિ પર્વમાંજ ભારતના રચનાર વ્યાસ મુનિને વેદાંગો અને ઉપનિષદોના સંપૂર્ણ જ્ઞાનથી સર્વજ્ઞની દશાએ પહોંચેલા ઋષિ તરીકે વર્ણવ્યા છે, એટલે મહાભારતની પૂર્વેજ પ્રાચીન ઉપનિષદોના પ્રબંધો પ્રકટ થઈ ગએલાજ હતા. વળી વૈશંપાયનેજ કહી બતાવેલા મહાભારતમાં જ્યાં યુધિષ્ઠિરના પ્રશ્ન ઉપરથી યાજ્ઞવલ્કય અને જનકના સંવાદવાળી કથા મહા. શાન્તિ પર્વના અધ્યાય ૩૧૫ * માં ભીષ્મ શરૂ કરે છે, ત્યાં શ્લોક ૩ માં.

* મહાભારતનાં પ્રમાણો દક્ષિણના મધ્વવિલાસ પુ. ની પ્રતમાંથી ટાંક્યાં છે.

“ अत्र ते वर्तयिष्यामि इतिहासं पुरातनं
याज्ञवल्क्यस्य संवादं जनकस्य च भारत ”

એમ કહીને, તે સંવાદને ‘પુરાતન ઇતિહાસ’ તરીકે જ ત્યાં પ્રકટ કર્યો છે. તેથી જનક રાજાને ઉપનિષદોનો બોધ કરતા યાજ્ઞવલ્ક્ય જરૂર એ મહાભારત સંભળાવનાર વૈશંપાયનના શિષ્ય તો નાજ બને તે ઉઘાડું છે. છતાં રા. બા. રા. જોશી એજ સંવાદના અધ્યાય ૩૨૩ માં આવેલી એક બીજી જરૂરી અને અસંબદ્ધ, તેથી વખતે પાછળથી ઉમેરાયેલી, કથામાં આવેલા **‘मातुल’** શબ્દને ત્યાં નહીં બતાવેલા એવા ‘વૈશંપાય’નની સાથે જોડીને, યાજ્ઞવલ્કયને વૈશંપાયનના શિષ્ય તરીકે ઓળખવાનો પ્રયત્ન કરે છે! અને કદચ તેથીજ, વેદોને રચવાનું એવા અર્થમાં નહીં, પણ મહાભારતના દારૂણ સંગ્રામ પછી છિન્નભિન્ન થઈ ગએલી સમાજની અવ્યવસ્થિત દશામાં પડેલી વેદની ઋચાઓને તથા તેમનાં અંગોને અને ઉપનિષદોને વ્યવસ્થિત કરીને પ્રાચીન સંહિતાને ફક્ત ગોઠવવાનું જ કાર્ય વ્યાસે વૈશંપાયનાદિને સુંપેલું, એમ વિષ્ણુપુરાણમાં કહ્યું છે. વળી વૈશંપાયને યજુર્વેદનો એવો સંગ્રહ કર્યો હોય, તેવી હકીકત પણ મહા. આદિપર્વના અધ્યાય ૬૪ ના શ્લોકો ૧૩૦ થી ૧૩૭ જોતાં શંકાસ્પદ થાય છે. કારણકે ત્યાંતો વ્યાસે પાંચમા શિષ્ય વૈશંપાયનને અનુક્રમે મહાભારતરૂપી પાંચમા વેદનુંજ અધ્યયન કરાવ્યાનું કહ્યું છે. અને તેજ પ્રમાણે, આખું મહાભારત એજ વૈશંપાયને જનમેજયને કહી પણ સંભળાવ્યું છે. એટલે બીજા ચાર વેદોનું અધ્યયન તો અનુક્રમે સુમંતુ, જૈમિનિ, પૈલ, અને શુકનેજ કરાવ્યાનું સમજાય છે. આમ વૈશંપાયને યજુર્વેદના સંગ્રહાર્થે યાજ્ઞવલ્કયાદિ શિષ્યોને કામે લગાડયાની વાત મૂળથીજ છેદાય છે. અને તેથીજ દરેક પુરાણમાં એ વાર્તાનું સ્વરૂપ પણ વિવિધરૂપે બદલાતું દેખાય છે.

છતાં, જ્યાં આવા મોટા કાર્યમાં રોકાયલા આવસ્યક અનેક શિષ્યોની પરંપરા બતાવવાની જરૂર જણાઈ છે, ત્યાં તે સમયમાં વિદ્વાનોને પરિચિત નામોવાળા અનેક પ્રાચીન ઋષિમુનિઓનાં નામનો ઇતિહાસપુરાણોમાં વગર સંકોચે, અને દેશકાલના વિવેક રહિત ઉપયોગ થતો દેખાય છે. તેથીજ વૈશંપાયનના શિષ્યોમાં યાજ્ઞવલ્કય, કઠ, અને

તિત્તિરી આદિને ગણાવ્યા છે, અને તેમને તે નામનાં ઉપનિષદોના 'કર્તા' પણ મનાવ્યા છે. પણ જરૂર પ્રાચીન ઉપનિષદોના કર્તા વૈશંપાયનના તો શિષ્યો હોઈજ શકે નહીં. કદિ એવા નામવાળા વૈશંપાયનને શિષ્યો પણ ખરેખર હોય, ત્હોય તેઓ પ્રાચીન ઉપનિષદો કે જે સેંકડો વર્ષે પૂર્વનાં મહાભારતથી જૂનાં છે, તેમના તો તેઓ કર્તા હોઈ શકે નહીં. તેમને માત્ર સંગ્રહકર્તા માનતાંય, યાજ્ઞવલ્કય જે છાંદોગ્યના ઋષિ ઉદ્દાલકના શિષ્ય તરીકે બૃહદમાં બતાવ્યા છે, અને જે બૃહદ્‌ના મુખ્ય બ્રહ્મવેત્તા છે, તે પાછા વૈશંપાયનના શિષ્ય બનીને તેજ ઉપનિષદોના સંગ્રહકર્તા પણ બને નહીં. અને કઠ અને તિત્તિરી મુનિયો જો વૈશંપાયનના શિષ્યો કદિ હોય, અને તેમણે કઠોપનિષદ્ અને તૈત્તિરીય આરણ્યકનો સંગ્રહ કર્યો હોય તો, તેઓ સંગ્રહકર્તા બન્યા તેટલાજ ઉપરથી ઉપનિષદોને એમનાં નામ મળ્યાં એમજ ગણાય, પણ તેઓ તે ઉપનિષદોના પ્રબંધના રચનારા તો જરૂર નથી જ એટલું ઉઘાડું છે. આમ છતાં, મહાભારતમાંના હરિવંશના અધ્યાય ૧૪૨ નું પ્રમાણ આપી વળી, રા. જોશી યાજ્ઞવલ્કયને શ્રી કૃષ્ણના પિતા વસુદેવે કરેલા યજ્ઞમાં વ્યાસ, વૈશંપાયન પોતે, સુમંતુ, જૈમિનિ, જાવલિ, અને દેવલની સાથે આણે છે, અને દેવલને યાજ્ઞવલ્કયનો શિષ્ય કહીને તેને વસુદેવના સહાધ્યાયી તરીકે વર્ણવે છે! વળી મહા. મોક્ષધર્મના અધ્યાય ૩૨૫ ના કેટલાક શ્લોકો ઉપર આધાર રાખી, આ યાજ્ઞવલ્કયના સમકાલિન જનક રાજાની પાસે મહાભારતના કર્તા વ્યાસના પુત્ર શુકદેવજીને વિદ્યાભ્યાસાર્થે જતા બતાવીને, ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યના ગુરૂ ગોવિન્દ અને તેમના ગુરૂ માંડૂક્યોપનિષદ્‌ની કારિકાના કર્તા ગૌડપાદાચાર્યનેય આ શુક પુરાણીના શિષ્ય હોવાનું રા. બા. જોશી પ્રકટ કરે છે! એટલે બૃહદાદિ ઉપનિષદોમાં લખાએલી આખ્યાયીકાઓના ઋષિ યાજ્ઞવલ્કયને શંકરાચાર્યની પૂર્વે માત્ર ૫૦ થી ૬૦ વર્ષ ઉપરજ થએલા, અને તેથી એવાં ૫૦—૬૦ વર્ષથી પણ વધારે ઓછા કાળ ઉપરજ પ્રથમ રચાએલાં ઉપનિષદોના ભાષ્યકાર તરીકે ભગવાન શંકરને પ્રકટ કરે છે! રા. બા. જોશીનાં આવાં વિચિત્ર અને અસંબદ્ધ અનુમાનોની સાથે, "**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः**" એવા અમૃતબિંદૂપનિષદના બીજા મંત્રનેય કૃષ્ણના

મુખમાં મુકીને 'ગીતા'ના શ્લોક તરીકે ટાંકતા, અને તે ગીતાથી પૂર્વની વિચાર પદ્ધતિ ઉપર ટીકા કરતા જ્યારે જોઇએ છીએ ત્યારે, એ વિદ્વાનના અભિપ્રાયોનું પ્રમાણત્વ ઘણુંજ ઘટી જાય છે. કદિ રા. બા. જોશીના કહેવા પ્રમાણે સંહિતા, બ્રાહ્મણ, સૂત્રો, અને સ્મૃતિના લખનારાને એકજ પુરૂષ 'યાજ્ઞવલ્કય'ને માનીએ તો, જરૂર તેમને વિદ્યાના ગર્વમાં અંધ બનીને, પ્રત્યેક ગ્રંથ રચનામાં જુદા જુદા કાળની ભાષાઓનો વાપર કરવામાં, તેમજ તત્ત્વ વિચારના વિકાસક્રમના આવિર્ભાવમાં, તેમજ ગ્રંથરચના વિગેરેની પદ્ધતિમાં કૃત્રિમ ભેદ પાડીને, 'વેદ'ના અભ્યાસકને જાણે વેદની બીજી શાખાઓની પેઠેજ વાજસનેય દર્શન પણ અનેક ઋષિઓના અનુભવનું પુરાણુ દર્શન છે એવું બતાવવાને અર્થે કરેલા પ્રયત્નવાળા વંચન દોષનેજ પાત્ર કરીશું, અને ઉપનિષદમાં દેખાતા યાજ્ઞવલ્કય ઋષિના ગર્વરહિત, મહા તેજસ્વી, સત્યપરાયણ, અને બ્રહ્મના પૂર્ણ દર્શનવાળા હોઈ કોઈ પણ કામનાની આસક્તિ રહિત બનેલા એવા તેમના અત્યંત પવિત્ર ચારિત્ર્યને આપણે હાનીજ પહોંચાડીશું, અને મહાભારતાદિમાંજ વારંવાર એમની કરેલી પ્રશંસાને આપણે જરૂર ખોટીજ પાડીશું.

**પુરાણોની કથાઓમાં પ્રાચીન ઋષિઓના નામોને જોડવાની પદ્ધતિ.**

ઈતિહાસપુરાણોમાં આવતી કથાઓમાંના ઋષિઓના નામની માત્ર સમાનતાએ બંધાતાં આવાં અનેક વિદ્વાનોએ કરેલાં અનુમાનો સર્વથા પ્રમાણને પાત્ર નથી. કારણકે એવી પુરાણી લોક કથાઓમાં પ્રાચીન ખ્યાતિવાળા ઋષિઓનાં નામોના વિના ક્ષોભે કરેલા એવા ઉપયોગનું પ્રયોજન બરાબર નહીં સમજવાથીજ એવાં ખોટાં અનુમાનો દોરાયાં જણાય છે. અમારી દષ્ટિએ, પુરાણુ ઋષિનાં નામનો ઉપયોગ થવાનાં અનેક કારણો છે. પ્રથમ તો મનુષ્યના અમુક જ્ઞાન અને ચારિત્ર્યનાં માનસિક અથવા કલ્પિત પૂતળાંને–પ્રમાણો(Standards)ને 'દેવર્ષિઓ' ગણી, તેને 'મારીચ', 'પૌલસ્ત્ય' 'કશ્યપ', 'કપિલ', એવાં અનેક નામોથી ઓળખવાની પદ્ધતિ ઘણી જૂની છે. અને એવા પ્રમાણભૂત માનસ-ગુણ સમુહનો જે વિદ્વાનમાં અવતાર થયેલો જણાય, તેને તેવા દેવ-ર્ષિનું વિશેષ નામ વિદ્વાનોમાં થતા એના સન્માનાર્થે અપાતું. અર્થાત્ દેવર્ષિઓનાં વિશેષ નામો તે કલ્પિત ગુણસમુહનાંજ પ્રમાણભુત નામો

હતાં, તેમાં માનવ વ્યક્તિત્વ નહોતું, અને તેથી તેઓને બ્રહ્માના 'માનસ પુત્રો' કહીનેજ શાસ્ત્રમાં બધે ઓળખાવ્યા છે. એવા એક પ્રમાણભૂત ગુણ સમુહનો જે મનુષ્યમાં અવતાર થએલો જણાતો, તેને તેવા ગુણાત્મક દેવાષનું નામ આપીને વિદ્વાનોમાં ઓળખવાનો પ્રચાર ચાલતો. આવો પ્રચાર આખી વર્ણવ્યવસ્થાને પણ લગાડવામાં આવ્યો હતો, અને તેવા વર્ણના પ્રચારને પ્રકટ કરતી શ્રુતિ બૃહ. ૧. ૪. ૧૫ માં કહે છે, કે "ત્યારે એ (બ્રહ્મપુરૂષ) બ્રહ્મ, ક્ષત્ર, વિટ, શૂદ્ર (એમ ચાર દૈવી વર્ણોરૂપે) થયો. એ બ્રહ્મ(પુરૂષ) દેવોમાં 'અગ્નિ'રૂપે જ પ્રકટ થયો, (અને) મનુષ્યોમાં એ બ્રાહ્મણ (થયો). દૈવી ક્ષત્રિયથી (પ્રેરાઇને) (મનુષ્યોમાં) ક્ષત્રિયો (થયા), (દૈવી) વૈશ્યથી વૈશ્ય; (દૈવી) શૂદ્રથી શૂદ્રો (થયા)." એટલે જે અમુક ગુણકર્મના સમૂહને દૈવી બ્રાહ્મણ, ક્ષત્ર, વૈશ્ય, કે શૂદ્ર એવાં નામથી અંકિત કર્યાં, તે ગુણોના મનુષ્યમાં થતા આવિર્ભાવને તેવા ગુણનું નામ આપીને વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા શાસ્ત્રકારોએ બાંધી છે. આવા પ્રત્યેક વર્ણના ગુણકર્મોના પણ વિભાગો કરીને 'દૈવી' ઋષિયો કે અસૂરોની નામાવલિ બંધાતાં, તદનુસાર મનુષ્યોમાં થતો નામાભિધાન પ્રચાર, મહાભારત કાળમાં તો, બહુ વિસ્તારને પામ્યો હતો; અને એવાં કલ્પિત દેવર્ષિઓનાં ગુણપ્રમાણો (Standards)ના અંશાવતારથી મનુષ્યોમાં પ્રકટ થતા અનેક ઋષિઓ, ક્ષત્રિઓ અને અસુરોના વંશોની કથા મહાભારતમાં આદિપર્વના સંભવ પ્રકરણોમાં વ્યાસે વિસ્તારથી સંગ્રહી છે. વળી આવા પ્રચારે અપાયલા નામથી પ્રખ્યાત થએલા ગુણોવાળા પુરૂષનું નામ પણ એવા ગુણવાળા અન્ય મનુષ્યને જુદા કાળમાંપણ આપવાની પ્રથા અત્યારેય આપણી સમાજમાં ચાલી આવે છે. નામાભિધાન પદ્ધતિના આવા કારણે, નામની સમાનતાથી વ્યક્તિઓના ઐક્યનું અનુમાન અયોગ્યજ ગણાય. વળી ઉપરની પદ્ધતિને યથાર્થ સમજનાર વિદ્વાન, ગુણોના અને નામના સામ્યથી પણ વ્યક્તિના ઐક્યનું અનુમાન જરૂર નહીંજ કરે, કારણકે, ગુણોના સામ્યને લીધેજ ઘણી વખત તેવું નામ પાડેલું હોય છે. વળી પોતાના અમુક વિચારને પ્રકટ કરી તેને મહત્તા આપવા રચેલી કથાઓમાં પ્રતિષ્ઠા પામેલા જૂના ઋષિઓના મુખમાં જ એવી કથાને મુકવાનો વિદ્વાનોમાં જૂનો પ્રચાર દેખાય છે, અને તેમાં વિચારનીજ

મહત્તાને સ્વીકારતાં, પોતાની વ્યક્તિગત નશ્વર કીર્તિમાં જરાય આસક્તિ વગરના અને ઉદાત્ત વૃત્તિવાળા વિદ્વાનોની વૈરાગ્ય વૃત્તિ પણ, એવી કથાના નાયકનેજ તેના રચનાર તરીકે માનવાનો વિભ્રમ કરાવવામાં, ઘણે અંશે આભારી થઇ છે. અને એવાં પ્રાચીન નામોનો આવા ગૌણભાવે ઉપયોગ કરવામાં તેવા નામોવાળા પ્રાચીન ઋષિના યથાર્થ ઐતિહાસિક દર્શનમાં ક્યાં ખામી લાગશે, તેનો એવા કથાકારને તે વખતે ભાગ્યેજ વિચાર પણ થાય છે. વળી એક વખતે થએલા એવા ઋષિના નામનો ઉપયોગ, પછીથી તેમના નામે ચડેલી કથામાં યથેચ્છ ફેરફાર સાથે બીજા અનેક કાળની સાથે જોડીને વારંવાર તેની થતી અનેક આવૃત્તિઓવાળી 'યાજ્ઞવલ્કય'ની કથાની પેઠે, પ્રત્યેક પુરાણકથામાં નવા નવા રૂપમાંજ દેખાય, એ પણ ઘણું સ્વાભાવિક છે. મનુષ્ય સ્વભાવનું સર્વત્ર થતું આવું દર્શન વિચારતાં, ઐતિહાસિક દૃષ્ટિના સેવકને નામની સામ્યતા ઉપરથી વ્યક્તિનું અનુમાન બાંધતાં જરૂર ઘણી સંભાળ રાખવી પડશે.

**ઉપનિષત્‌કાળની સમાજ વ્યવસ્થા.**

ઉપનિષત્ કાળની સમાજ વ્યવસ્થાનું બંધારણ સુદૃઢ છતાં, સંપૂર્ણ રીતે પ્રજાના ચાલુ વિકાસને પોષક હતું એમ જણાય છે. ચાતુર્વર્ણ્ય અને આશ્રમની ધર્મ મર્યાદા તે વખતે ચોખ્ખી અંકાયલી હતી, અને એ મર્યાદા પ્રકૃતિના અસ્ખલિત અનુભવાતા નિયમાનુસાર હતી, તેથી જ ઘણીવાર ઈશ્વરને વર્ણાશ્રમ વ્યવસ્થાનો સેતૂરૂપે પાલક કહીને શ્રુતિમાં વર્ણવ્યો છે. જુવો બૃહ. ૪. ૪. ૨૨. અને ગીતા ૪. ૧૩ આદિ.

**ગુણકર્મના વિવેકે બંધાતી વર્ણવ્યવસ્થા.**

વર્ણોની ઉત્પત્તિને પ્રકટ કરતાં બૃહ. ૧. ૪. (૧૦ થી ૧૪)માં શ્રુતિ પ્રથમ બ્રહ્માના માનસ ગુણ સમુદાયનો વિવેક કરતાં, દેવોમાં તેમજ મનુષ્યોમાં, બ્રહ્મને જાણનારો, ઋષિ વામદેવની પેઠે, બ્રહ્મરૂપેજ થાય છે એમ કહી, બ્રહ્મને જાણવાના ગુણવાળાને 'બ્રાહ્મણ' તરીકે ઓળખાવે છે. ( જુવો બૃહ. ૩. ૫. ૧; ૩. ૮. ૧૦; ૪. ૪. ૨૨. ) પછી બ્રહ્માની જગતધારક વિવિધ શક્તિયો રૂપી ઇન્દ્ર, વરુણ, આદિ દેવતાઓના અંશોવાળો, અને

વળી પ્રથમથીજ બ્રહ્મવિદ્યા વાળો (જુવો છાંદો. ૫. ૩. ૭.) એવો ક્ષત્ર છે, એમ કહી ક્ષત્રિય જાતિને પ્રકટ કરે છે. અને ક્ષત્રિય એવી ઐશ્વર્ય શક્તિઓ સાથે બ્રહ્મવિદ્યા વાળો હોવાથી, " બ્રાહ્મણ રાજસૂય યજ્ઞમાં નીચે રહીનેજ (ઉંચે સિંહાસને બેઠેલા) ક્ષત્રિયને ઉપાસે છે; (અને) ક્ષત્રિયમાંજ બ્રહ્મના (આત્માના) યશને-કીર્તિને (હે રાજન ! તું બ્રહ્મ છું એમ કહીને) સ્થાપે છે, જે બ્રહ્મ એ ક્ષત્રનું ઉત્પત્તિ સ્થાન છે (તેને જ). તેથી જો કે રાજા ઉત્કૃષ્ટાએ-શ્રેષ્ઠતાએ ચઢે છે, (તોપણ) બ્રહ્મનોજ (બ્રાહ્મણ પુરોહિતનો જ) તે(યજ્ઞ)ને અંતે આશ્રય લેછે." તેથી ક્ષત્રિય શ્રેષ્ઠ છતાં, બ્રાહ્મણની સમાનતાએ તેનો આશ્રયી છે એવું કહીને પછી, બૃહદારણ્યકની એજ શ્રુતિ, આગળ ધન અને વૈભવને પોષક એવી શક્તિઓના અંશવાળા 'વૈશ્ય' ગુણાવિર્ભાવોને પ્રકટ કરે છે. આમ ત્રણેય વર્ણો થયા છતાં "તે (બ્રહ્મ પુરૂષ) વિભવને પામ્યો નહિં. (તેથી) તેણે શૌદ્ર વર્ણને સરજ્યો. તે પોષણ કરવાવાળી આવી પૃષા-પૃથ્વી (થઈ), કારણકે, આ જે કાંઇ છે તે સર્વને એ જ પોષેછે." એમ કહીને, શૂદ્ર જાતિના ગુણાવિર્ભાવ વગર પણ સમાજ વિભવશાળી બને નહીં, એવું સત્ય શ્રુતિ ઉપદેશેછે. આવી રીતે સમાજના પોષક ગુણાવિર્ભાવને બ્રહ્માએ પ્રકટ કર્યા છતાં, જ્યાં સુધી એવા ગુણસમુહોની પ્રતિષ્ટા અને તેમનું યથેષ્ટ સામ્રાજ્ય સમાજમાં જળવાય નહીં ત્યાં સુધી સમાજમાં અન્યોન્યની મર્યાદાવાળી વ્યવસ્થા નભી શકે નહીં, તેથી મંત્ર ૧૪ માં એજ શ્રુતિ કહે છે કે, ત્હોય, " એ (બ્રહ્મ પુરૂષ) વિભવને પામ્યો નહીં. (તેથી) પ્રસિદ્ધ 'શ્રેયસ્'રૂપી ધર્મને એણે અતિશય પણે સરજ્યો," અને એવા ધર્મના શાશનથી સમાજને નિયમમાં ચલાવી શકાય છે માટે, એ ધર્મનું લક્ષણ બતાવતાં શ્રુતિ કહે છે કે " જે ધર્મ છે, તે ક્ષત્રનુંય ક્ષત્ર છે. તેથી એવા ધર્મથી પર-શ્રેષ્ઠ કાંઇ નથી. એટલે રાજાની સહાયની પેઠે, ધર્મની સહાયથીજ દુર્બળ માણસ પણ સબળને (જીતવાની) આકાંક્ષા કરે છે. જે એ ધર્મ (અનુષ્ઠેય-આચરવા યોગ્ય) છે, તેજ સત્ય (શાસ્ત્રે નિર્ણય કરેલા સત્યરૂપ) છે; તેથી (શાસ્ત્રના) સત્યને કહેનારાને (લોક) 'ધર્મ કહેનાર' એમ કહે છે, તેમજ (આચારવાળા) ધર્મના કહેનારાને 'સાચું કહેનાર' (કહે છે.) એ (ધર્મ) એમ બેય પ્રકારે થાય છે." જેને મનુસ્મૃતિના અ. ૭.

માં 'ધર્મદંડ' અથવા (Rule of Law) કહીને પ્રકટ કર્યો છે, તેને જ આ પ્રાચીન શ્રુતિએ અહીં ઉપદેશ્યો છે. આવી રીતે પ્રમાણભૂત ગુણ-સમુહની આવી દૈવી ચાતુર્વર્ણ્યવ્યવસ્થા પ્રકટ કરીને, પછી આપણે આગળ જોઇ ગયા તેવી, એ દૈવી અંશોના અવતારે બંધાતી મનુષ્યોની વર્ણવ્યવસ્થા સ્થપાય છે, એમ બૃહ. ૧. ૪. ૧૫ માં શ્રુ ત વર્ણવે છે. શ્રુતિના આવાજ સત્યને પ્રકટ કરતી ગીના પણ તેથીજ (૧૮. ૪૧ થી ૪૮ માં) સ્વભાવજન્ય ગુણોના આવિર્ભાવેજ વર્ણનો વિવેક કરવામાં આવે છે, એમ ઉપદેશે છે. શ્રુતિના કે ગીતાના ઉપદેશમાં વર્ણવ્યવસ્થા જન્મ ઉપરથી જ બંધાતી હોય એવું કહીંય દેખાતું નથી. પુરૂષની પ્રતિષ્ઠા કર્મમાંજ છે, એમ કહેતી બૃહ. ૩. ૨. ૧૩. ની શ્રુતિ આ જ ઉપદેશને દૃઢ કરે છે. આ જ આદેશને મનુસ્મૃતિ પણ અનુસરે છે.

શ્રુતિનું આવું સત્ય દર્શન વર્ણવ્યવસ્થાના વ્યવહારમાં પણ સંપૂર્ણ સ્વીકારને પામ્યું હતું. કારણકે, સ્વાર્થની લાભહાનીમાં નિરપેક્ષ એવા સરળ હૃદયના વ્યવહારમાં સત્યવક્તૃત્વના પ્રસિદ્ધ બ્રાહ્મણ ગુણથીજ આકર્ષાઇને, માતા જબાલાની સેવાવૃત્તિના કારણે સત્ય-કામના પિતાની અનિશ્ચિતતા હોવા છતાં, પ્રસિદ્ધ સત્યકામ જાબાલનું ગૌતમ ઋષિએ બ્રાહ્મણત્વ સ્વીકાર્યું હતું. (જુવો છાંદો. ૪. ૪. ખંડ). અને બ્રહ્મવિદ્યાનો એ દારૂણ ઉપાસક સત્યકામ જાબાલ પોતે પાછળથી ઋષિકુલ બાંધવાને સમર્થ થયો હતો; અને જાબાલોપનિષ-દમાં બ્રહ્મદષ્ટા તરીકે પ્રસિદ્ધિને પામ્યો હતો. તેમજ જાનશ્રુતિ પૌત્રાયણ રાજા જન્મનો 'શૂદ્ર' છતાં, ગુણકર્મે ક્ષત્રિયત્વને પામ્યો હતો. એને શ્રુતિ છાંદો. ૪. ૨. ૩ માં 'શૂદ્ર' તરીકે જ સંબોધે છે. " એણે (રૈક્વે) તેને કહ્યું કે શૂદ્ર! હાર અને રથ, ગાયો સાથે તારી પાસેજ રાખ. પછી જાનશ્રુતિ પૌત્રાયણ ફરીને હજાર ગાયો, હાર, ખચ્ચરનો રથ, અને પોતાની દુહિતા(પુત્રી)ને લેઈને તે રૈક્વની પાસે ગયો... એણે (રૈક્વે) પછી પુત્રીનું મુખ ઉંચું કરીને કહ્યું કે હે શૂદ્ર! આ બધુંય આણ્યુ તો ખરૂં, પણ આ જ મુખવડે તું મને બોલાવરાવીશ." એમ રૈક્વે બે વખત જાનશ્રુતિને 'શૂદ્ર' કહીને સંબોધ્યો છે, અને પછી એની પુત્રીને પોતાની ભાર્યા તરીકે સ્વીકારીને એવા પુત્રીદાનના

ઉપકારને લીધે રૈક્વે જાનશ્રુતિને બ્રહ્મોપદેશ કર્યો છે. આમ, જાનશ્રુતિ જન્મે શૂદ્ર છતાં, બ્રહ્મ સૂત્રકાર, એના રાજપાટ અને વૈભવના કારણે અને ક્ષત્રિયોની જોડેના એના સંબંધને લીધે, વર્ણવ્યવસ્થામાં એને ક્ષત્રિય તરીકેજ સ્વીકારે છે. જુવો બ્ર. સૂ. ૧. ૩. (૩૪–૩૫). અને ત્યાં 'શૂદ્ર' શબ્દને સમજાવી કાઢવાનો જે પ્રયત્ન કર્યો છે, તે તો જરૂર સ્વીકારી શકાય તેવો નથી. વળી નામ ઉપરથી સૂચવાતા જન્મે 'શૂદ્ર' છતાં, "મહિદાસ ઐતરેય' ઋષિત્વવાળા બ્રાહ્મણજ ગણાયા છે. તેમજ જનકની સભામાં મળેલી 'બ્રાહ્મણો'ની સભામાં ઘણા વિદ્વાનો બ્રાહ્મણેતર જાતિના હોવાનું સહજ અનુમાન થાય તેમ છે. વળી છાંદો. ૧.૧૦. ખંડમાં આવેલા ઉષસ્તિ ચાક્રાયણના વૃત્તાન્તમાં હાથીવાળા (સોદાગર) ના (इभ्य) ગામનો રાજા પણ જરૂર 'શૂદ્ર' છે, છતાં એના ગુણકર્મ ક્ષત્રિયનીજ ગણનામાં હોવાથી, તેને ત્યાંથી ચાક્રાયણે કુલમાષા ખાધા હતા. આજ દર્શનને અનુસાર, ઇતિહાસ પુરાણના કાળમાં પણ વશિષ્ઠ, વાલ્મિકિ, વિશ્વામિત્ર, વ્યાસ, આદિ અનેક બ્રહ્મવેત્તા ઋષિઓના જન્મ અને સંસ્કાર હલકી વર્ણોના હોવા છતાં ગુણકર્મેજ અંકાતી તેમની વર્ણ ઉચ્ચ બ્રાહ્મણનીજ ગણાઈ છે. તેમજ ઐતિહાસિક મલયકેતુ, ચંદ્રગુપ્ત, અશોક, હર્ષ, કનિષ્ક, આબુનો કુંભોરાણો, ઈત્યાદિ ક્ષત્રિયેતર જાતિના છતાં, એમના ગુણકર્મે કરીને ક્ષત્રિયના ધર્મને શોભાવી ગયા છે. તેમજ પ્રમારાદિ રજપુતોનેય આબુમાં વિદ્વાનોએ પાવન કરીને, એમના ગુણકર્મે ક્ષત્રિયોમાં કુલીન બનાવ્યા છે. આથીજ મનુસ્મૃતિમાં પણ વર્ણવ્યવસ્થાનો વિવેક ગુણકર્મના ઉપરજ થયો છે. પિતાના પ્રમાણે પુત્રમાં થતો ગુણાવતાર ઘણી વખત અનુભવાય છે તેથી જોકે જન્મ એવા અનુમાનનું કારણ મનાય છે, છતાં પૌલસ્ત્ય ઋષિના કુળમાં રાવણ જેવાનો, અને હિરણ્યકશિપુના ઘરમાં ભક્ત પ્રલ્હાદનો પણ જન્મ જોતાં, વર્ણની વ્યવસ્થામાં શ્રુતિનું ગુણકર્મવાળુ પ્રમાણુજ 'વેદરૂપ' અને યોગ્ય ગણાશે. ઉપનિષદ્ કાળમાં પણ બાપ, અને દીકરામાં ગુણકર્મોનો ભેદ ઘણી વખત દેખાતો હતો, જેમકે વાજશ્રવસ્ અને નચીકેત (કઠ. ૧ થી ૪), શ્વેતકેતુ અને ઉદ્દાલક (બૃહ. ૬. ૨. ૪) આદિ. વળી બ્રાહ્મણના કુળમાં બ્રાહ્મણના ગુણરહિત પણ ઘણા જન્મતા હતા, એવું છાંદો. ૬. ૧. ૧ માં ઉદ્દાલક આરૂણિએ પુત્ર શ્વેતકેતુને "તું

બ્રહ્મચારી થઈ (વિદ્યા માટે) ગુરૂને ઘેર વાસ કર. હે સોમ્ય ! આપણા કુળમાં કોઈ ઉપદેશ વગરનો, બ્રાહ્મણના ભાઈ જ જેવો (બ્રાહ્મણનો સંબંધી છતાં, બ્રાહ્મણના ગુણ વગરનો) રહ્યો નથી." એમ કહીને, કુલાભિમાનનું સૂચન કરતી આ વાણી સામાન્ય રીતે બીજા ઘણાને ત્યાં તો એવા ગુણ રહિત જ રહેતા અનેક બ્રાહ્મણોનું ચોખ્ખું અનુમાન કરાવે છે.

**બ્રાહ્મણોનું વિદ્યા-પરાયણ જીવન.**

બ્રાહ્મણોને વિદ્યાનો મિથ્યા ગર્વ રહેતો, તે ગર્વિષ્ઠ બાલાકિ (બૃ ૨. ૧. ૧.), અને બાલિશ શ્વેતકેતુ (બૃ. ૬. ૨. ૧ થી ૪.)નાં વૃત્તાંતોમાં ચોખ્ખુ સમજાય છે. તેમજ જનકરાજાની કચેરીમાં મળેલા બ્રાહ્મણોની સભામાં વિદ્વાનોમાંય રહેતી ઈર્ષાએ એનું અનિષ્ઠ સ્વરૂપ દેખાડયું હતું. (બૃ. ૩. ૧. ૨.) આમ છતાં, બ્રાહ્મણ ધર્મને શોભાસ્પદ ખરા વિનયવાળા વિદ્વાન પ્રતિ અપૂર્વ સન્માન અને નમ્રતા પણ યાજ્ઞવલ્કય અને ઉદ્દાલકાદિમાં એના સુંદર સ્વરૂપમાં દેખાય છે. અને સત્ય સમજાતાં તેનો ઉદારભાવે સ્વીકાર કરતા બ્રાહ્મણો યાજ્ઞવલ્કયનો વિજય કબુલ કરતાં બૃ. ૩ ૯. ૧૯ માં તેમને પૂછે છે, કે "હે યાજ્ઞવલ્કય, ત્યારે કેવા બ્રહ્મને જાણીને તમે આમ કુરૂપંચાલના બ્રાહ્મણોને વિવાદમાં જીત્યા ગણો છો ?" ઉપનિષદમાં, બ્રાહ્મણોને, ધનના કરતાં વિદ્યાના ઉપરજ વિશેષ પ્રીતિવાળા આપણે જોઇએ છીએ, અને તેથીજ વિદ્યાની વૃદ્ધિ અર્થે વિદ્વાનોને ટોળા બંધ આખા દેશમાં લાંબાં પર્યટન કરતા, અને બ્રહ્મવિદોને ત્યાં સેવા કરતા, જોઇએ છીએ. જાબાલાદિની કઠણ દીક્ષામાં (છાંદો. ૪. ૪. ૫.), અને પ્રાચીનશાલી, ઔપમન્યવાદિ મહાશાલોના અશ્વપતિ કૈકેયને ત્યાં થતા પર્યટનમાં ( છાંદો. ૫. ૧૧. ખંડ ), તથા કુરૂપંચાલના વિદ્વાનોના વિદેહોની દેશમાં થતા ગમનમાં (બૃહ. ૩. ૧ ખંડ), એમની વિદ્યા ઉપરની અપૂર્વ પ્રીતિજ પ્રકટ થાય છે. આવા એમના વિદ્યાનાજ રસમાં ગરીબાઈને આનંદથી એ સ્વીકારતા હતા, તે હીમ પડવાના કારણે દુષ્કાળથી પીડાતા દેશમાં કંગાલ અવસ્થામાં રહેતા, અને યજ્ઞમાં મળતી દક્ષિણા ઉપર પોતાની સ્ત્રી સાથેના કુટુંબનો નિર્વાહ કરતા ઉષસ્તિ ચાક્રાયણ ( છાંદો. ૧. ૧૦. ખંડ), અને રૈકવનાં (છાંદો. ૪. ૧. ખંડ) દષ્ટાન્તોમાં દેખાય છે. આમ, વૈભવમાં નિરાસક્ત છતાં, વિદ્યાનાજ પોષણાર્થે ધનનો સંચય કરવામાં બ્રાહ્મણ-

ત્વની હાની થતી નહોતી, તે પણ, જૈવલિ પ્રવાહણે ગૌતમને દૈવી વરદાનને છોડીને મનુષ્યોમાંનું વરદાન માગવાનું કહેતાં, તેના ઉત્તરમાં બૃહ. ૬. ૨. ૭ માં "આપ જાણો છો કે મારે જોઈએ તેટલું સુવર્ણ, જોઇએ તેટલી ગાયો, ઘોડા, દાસીઓ, પરિવારો, વસ્ત્રો (રૂપી માનુષી સંપત) તો છે. એટલે મારા ભણી આપ વિશાળ, અનંત ફળવાળી, અને (પુત્ર પૌત્રાદિ સુધી પહોંચતી એટલે) પરિસમાપ્તિ રહિત એવી (દૈવી સંપત્) આપવા કંજુસ–કૃપણ (**अवदान्य**) થશો નહીં." એમ કહેતા ગૌતમ આરૂણિના દૃષ્ટાન્તમાં આપણને જણાય છે. તેમજ જનક રાજાએ બ્રહ્મવિદનેજ દાન કરેલી સોના મ્હોરો સાથે હજાર ગાયોને લેવાની કોઈ બ્રાહ્મણે હિમ્મત કરી નહીં ત્યારે, તેમને પોતાના શિષ્ય પાસે દોરાવી લેતા યાજ્ઞવલ્કયના ઉપર ઈર્ષ્યાથી ક્રોધે ચઢેલા બ્રાહ્મણોને વિનય પૂર્વક " અમે બ્રહ્મનિષ્ઠને નમસ્કાર કરીએ છીએ. અમારે તો ગાયોનું જ કામ હતું, (બ્રહ્મનિષ્ઠ કહેવરાવવાનું નહીં) " એમ બૃહ. ૩. ૧. ૨. માં ઉત્તર આપતા, અને પછી પરિવ્રાજક વૃત્તિનો સ્વીકાર કરતી વખતે, પોતાના ધનને બે ભાર્યાઓમાં વ્હેંચી આપવા તેમને બોલાવતાં મૈત્રેયીને બ્રહ્મોપદેશ કરતા યાજ્ઞવલ્કયના દૃષ્ટાન્તોમાં પણ જણાય છે. બ્રાહ્મણને તો આખી સૃષ્ટિના વૈભવ કરતાંય બ્રહ્મવિદ્યાજ વધારે કિંમતિ વસ્તુ છે, એવો શ્રુતિનો આદેશ છે. જુવો છાંદો. ૩. ૧૧. ૬. અને 'શિષ્યને કૃતાર્થ કર્યા પહેલાં એનું દાન લેવું નહીં' એવુંજ વ્રત ધારણ કરેલા યાજ્ઞવલ્કય (બૃહ. ૪. ૧. ૨. આદિમાં) બ્રાહ્મણના ખરા ધર્મની રેખા પોતાના પ્રશસ્ત આચારમાં દોરી બતાવે છે. આવા બ્રાહ્મણનું મનોહર વિદ્યાપરાયણ જીવન ઘણું સાદુ, પરોપકારી, અને કેવળ નિર્દોષ રહેતું, (જુવો છાંદો. ૮. ૧૫. ૧.) અને તેથી, મહાન રાજાઓ પણ આવા વિદ્વાન બ્રાહ્મણને સન્માનપૂર્વક સભામાં આવકાર આપી જનસમાજ આગળ તેમના સુંદર ચારિત્ર્યને આદર્શરૂપે ધરતા હતા. જુવો બૃહ. ૬. ૨. ૭; ૩. ૧. ૨; ૪. ૨. ૧. આદિ.

**ક્ષત્રિઓનું ધર્મવર્ધક જીવન.**

ક્ષત્રિય રાજાઓ પણ એકંદરે ઉંચા જીવનવાળાજ હતા. પ્રજાના રક્ષણ થૈં મૃત્યુના મુખમાંજ રાખી રહેલા પગવાળા, અને તેથી, જન્મમરણનું સતત ચિંતન કરતા બ્રહ્મવિદ્યાના પ્રથમ દૃષ્ટા તેઓજ

થયા હતા ( જુવો છાંદો. ૧. ૮. ૮. અને ૫. ૩. ૭. આદિ ) તેથી, તેઓ બ્રાહ્મણની વિદ્યાની રૂચીને સર્વ રીતે ઉત્તેજન આપીને તેને વધારતા. આની સાથેજ બ્રાહ્મણના મિથ્યા ગર્વને ઘણી વખત મીઠી વાણીએ તેઓ દબાવતા પણ ખરા. જુવો બૃહ. ૬. ૨. (૧ થી ૮) અને બૃ. ૨. ૧. ૧૪ આદિ. આવી એમની વિદ્યાપોષક વૃત્તિ ઘણી વખત બીજા રાજાઓ જોડે સ્પર્ધાનું રૂપ પણ પકડતી. એમ કાશીરાજ અજાતશત્રુની કથા ઉપરથી સમજાય છે. જુવો બૃ. ૨. ૧. ૧. કૈકેય રાજ, મદ્રરાજ, અને કુરૂપાંચલોની સભાઓ, તેમજ કાશીરાજ અને જનક-વૈદેહિની સભાઓ બ્રહ્મવિદ્યાના સંવાદોમાં આનંદ લેતી. તે સભાઓમાં ધન, સંપત્તિ, કે રાજ્યલોભની લોલુપતાનું સૂચન સરખુંય કદી જણાતું નથી. વળી બ્રહ્મવિદ્યાની દક્ષિણામાં જનક રાજાને પોતાની જાતનેય આપી દેતા બતાવ્યા છે. જુવો બૃ. ૪. ૪. ૨૩. રાજ્યકારભારને આવશ્યક રાજાનો પ્રભાવ પણ સુવ્યવસ્થિત હતો. અને રાજ્યદંડ પ્રતિ પ્રજાનું સન્માન આકર્ષવાને જરૂરી અમલદારો સદા એમની તહેનાતમાં રહેતા એવું ઉપનિષદ્‌માં વપરાયલી કેટલીક ઉપમાઓમાં સ્પષ્ટ દેખાય છે. મુખ્ય પ્રાણ—બ્રહ્મને રાજાની ઉપમાએ વર્ણવતાં, બૃ. ૪. ૩. ૩૭ માં શ્રુતિ કહે છે, કે “(ત્યાં જન્મતાં) જેમ સિપાઈઓ (उग्रा—પોલીસો), પાપીઓને દંડનારાઓ (હાલના માજીસ્ટ્રેટો), દાસો, મુખીઓ અન્ન, પાન, સ્થળ આદિ તૈયાર કરીને આવતા રાજાની રાહ જોયા કરે કે, એ આ આવે, આ આવે, તેમજ સર્વે (શરીરનાં ઉપકારક) ભૂતો રાહ જુવે છે, કે બ્રહ્મ (ભોક્તા—શરીરનો રાજા) આવે છે, આવે છે! જેમ રાજા જવાને તૈયાર થાય, અને સિપાઈઓ, દંડીઓ, દાસો, ગામડાના મુખીઓ એની તહેનાતમાં એકઠા થઈ જાય તેજ પ્રમાણે, (શારીર) આત્માના અંતકાળે જ્યાં એને ઉર્ધ્વશ્વાસ ઉપડે કે તરત બધાય પ્રાણો એની પાસે ભેળા થઈ જાય છે.” વળી જમીનના ઉપર નિયમિત છતાં રાજાની ઈચ્છા પ્રમાણે જ કર લેવાની પદ્ધતિ લોક સ્વાતંત્ર્યના ઉપર અંકુશવાળી, તેથી અનિષ્ટ ગણાતી, એવું બતાવતી એક સુંદર ઉપમાનો છાંદો. ૮. ૧. ૫ માં શ્રુતિએ ઉપયોગ કર્યો છે. ત્યાં કહ્યું છે, કે “ જેમ અહીંયાં પ્રજા જે જે દેશ કે ખેતરની ઈચ્છાવાળી થાય તેના ઉપર રાજાના જ હુકમને અનુસાર તે

ગુજારો કરે છે, તેમજ (ઈશ્વરી નિયમનેજ અનુસરીને પુરૂષ કર્મનાં ફળને ભોગવે છે, સ્વતંત્રપણે નહીં). (વળી) જેમ અહીંનાં કર્મોથી મેળવેલા લોકનો ક્ષય થાય છે, તેજ પ્રમાણે મેળવેલો પરલોક પણ ક્ષીણજ થાય છે. તેથી અહીંજ આત્મા અને સત્ય કામનાઓને ( ગુરૂ ઉપદેશાદિથી ) અનુભવ્યા વગર જે (દેહ) છોડે છે, તેમનો સર્વે લોકોમાં સ્વેચ્છાચાર—સ્વતંત્ર પ્રવેશ થતો નથી; પણ જેઓ અહીંજ આત્માને અને સત્ય કામનાઓને અનુભવીને મરી જાય છે, તેમનો સર્વે લોકોમાં કામચાર (સ્વતંત્ર પ્રવેશ—સંચાર) થાય છે." તેમજ રાજાના જેવા દેશના નેતાને યજ્ઞના બ્રહ્મા જોડે સરખાવતાં, એવા નેતાનો ધર્મ, બધાયની ભૂલોને પોતેજ સુધારી લેઈને, ધર્મયજ્ઞમાં આવતાં અનેક રિષ્ટોને લોક સંગ્રહાર્થેજ વેગળાં કરી રાજ્ય—યજ્ઞને સફળ કરવાનોજ છે, એવું છાંદો. ૪. ૧૭. ૧૦માં કહેલા 'બ્રહ્મા'ના આવશ્યક ધર્મમાં ચોખ્ખું સૂચવ્યું છે. અને એવા યજ્ઞના બ્રહ્માની માનસ શક્તિને આવશ્યક એકાગ્રતાને પણ બૃ. ૩. ૧. ૯ માં વર્ણવી છે.

**વૈશ્યોના વિભવમાં શૂદ્રોનો સેવા ધર્મ.**

કૌષીતકિ બ્રાહ્મણના ૪. ૨૦ માં એક સુંદર ઉપમાથી શ્રુતિ વૈશ્યોના વૈભવને પ્રકટ કરે છે. તે ત્યાં કહે છે, કે " તે ( આવા અહંભાવે પેઠેલા ) આત્માને ત્યાં શરીરમાં પેલા આત્માઓ ( શારીર વાક્, ચક્ષુ, આદિ ઇન્દ્રિયો ) અનુસરે છે, તે જેમ કોઈ શેઠીઆને (**श्रेष्ठिनं**) એના નોકરો (અનુસરે તેમ). ત્યાં જેમ શેઠ પોતાના નોકરોની સાથે (તેમની દ્વારા) ઉપભોગ કરે, અથવા નોકરો શેઠને (શેઠના ઉપભોગમાં પોતેય) ભોગવે, તેજ પ્રમાણે આ પ્રાજ્ઞ આત્મા પેલા આત્માઓની સાથે ઉપભોગ કરે છે. જે પ્રમાણે શેઠ (**श्रेष्ठो**) પોતાના નોકરોથી, તેજ પ્રમાણે આ આત્મા પેલા આત્માઓથી અનુસરાય છે, શેઠને જેમ એના સ્વજનો (નોકરો) અનુસરે તેમ." આ ઉપમાને સર્વાંગે વિચારતાં, વૈશ્યના વૈભવમાં શૂદ્ર સેવકની સ્થીતિ અસંતોષકારક નથી. જેમાં એનો સેવાભાવ શેઠના વૈભવને વધારવામાં સહાયક હોયછે, એટલે કે, જ્યાં એની સેવાવૃત્તિ શેઠના હિતમાંજ પ્રેરાયલી રહે છે ત્યાં, શેઠનો વૈભવ તે એનો પોતાનોજ હોય એમ એને સમજાય છે, અને જરૂર એવા શેઠના સુખમાં પછી એ

સહભાગી જ રહે છે. આવો અન્યોન્યાશ્રયી વર્ણાશ્રમ વ્યવહાર ઉભયના વૈભવને પોષક હતો, તે એટલે સુધી કે જાતિએ સેવક શુદ્ર હોવા છતાં જ્યાં ગુણકર્મે કરીને ક્ષત્રિયના વિભવને એ પામતો ત્યાં બધી વર્ણો ઉંચા એવા ક્ષત્રિયનીજ પ્રતિષ્ઠામાં એને આનંદથી સ્વીકારતી હતી.

**સ્ત્રીઓની પ્રતિષ્ઠા**

ઉપનિષદકાળમાં સ્ત્રીઓનું સ્થાન ગૃહમાં તેમજ સમાજમાં ઉંચું સ્વીકારાયું હતું. બૃહ. ૬. ૪. ૬. માં શ્રુતિ કહે છે, કે "આ પત્ની સ્ત્રીઓમાં લક્ષ્મી રૂપ છે." એની આવી ઉંચી ગણના તે પત્નીને અંગે છે, એટલે જ્યાં સુધી એ પત્ની પોતાના ધર્મને પાળતાં પતિપરાયણ રહે ત્યાં સુધી એને સમાજમાં લક્ષ્મી રૂપે ગણી છે. પતિપરાયણ ન હોય એવી સ્ત્રીને તો નિંદતાં શ્રુતિ કહે છે, કે "જો તે (પત્ની) એની (પતિની) કામના ના પૂરે, તો તેણે તેને (વસ્ત્ર કે અલંકારથી) વશ કરી લેવી, (આમ કરતાંય) જો તે એની કામના ના પૂરે, તો લાકડી, કે હાથવતી જરા દઢારી તેનું અતિક્રમણ કરવું. (તેમ છતાંય તે ના માને તો કહેવું કે મારી) 'ઇન્દ્રિયથી (અને) યશથી આ હું તારો યશ હરી લેઉંછું.' એટલે તે (વંધ્યત્વને પામીને) અપયશ વાળીજ થાય છે." પતિપરાયણ રહી ઉંચા ભાવને સેવતી પત્નીનું સ્થાન પ્રશંસનીય છે, અને તેના ભણી એનો પતિ પણ પ્રેમના સંપૂર્ણભાવ ભર્યોજ રહેતો, તે બૃહ. ૨. ૪. અને ૪. ૫. બ્રાહ્મણોમાં યાજ્ઞવલ્કય અને મૈત્રેયીના, અને છાંદો. ૧. ૧૦. ખંડમાં ઉપસ્તિ ચાક્રાયણ અને તેની યુવાન પત્નીના સુંદર ગૃહસંસારમાં પ્રકટ થાય છે. બૃહદમાં, પોતાનું ધન કાત્યાયની અને મૈત્રેયીની વચ્ચે વ્હેંચી આપવા બોલાવતાં, જ્યારે નાશવાન વૈભવમાં વિરાગવાળી મૈત્રેયીએ બ્રહ્મજ્ઞાનના ઉપદેશની માગણી કરી ત્યારે, પતિ યાજ્ઞવલ્કય પ્રેમના ઉમળકાથી તેને કહે છે કે, "ખરે, તું અમને પ્રિયતો હતી જ, અને વળી હવે વધારે પ્રિય થઇ. ભવતિ ! હું તને એનું વિવેચન કરીને સમજાવુંછું. હું જે કહું તેનું તું બરાબર ધ્યાન પૂર્વક ગ્રહણ કરજે." આમ કહીને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ શરૂ કરી, સર્વનાય દ્રષ્ટા એવા બુદ્ધિની પારના પરમ આત્મ તત્વનો બહુ સુંદર બોધ કરે છે. અને છાંદોગ્યમાં હીમના તોફાનથી પડેલા દુષ્કાળને લીધે પોતાની યુવાન પત્ની સાથે ક્ષુધાર્ત થઇ ઋષિ ઉપસ્તિ ગામે ગામ ભટકે છે, અને ત્યાં એમની પત્નીને, સ્ત્રીઓના સંગ્રહ

કરી રાખવાના ઉત્તમ ગુણથી સંગ્રહેલા અન્નને તૈયાર કરી પતિની સેવામાં ધરી ધરીને, ગરીબ ઘરનો નિભાવ કરતાં આપણે જોઈએ છીએ. ગરીબાઈના વિકટ દુઃખમાં પણ સહનશીલતાની મૂર્તિ રૂપ પતિપરાયણ 'પત્ની' પતિની સેવામાંજ પોતાના ધર્મનો ઉત્કર્ષ માને છે. આવી ગુણીઅલ સ્ત્રીનું સન્માન વિદ્વાનોની સભામાં હમેશ થતું આપણે સાંભળીએ છીએ. મદ્રદેશના રાજાની પત્ની અને તેમની દુહિતા ગાંધર્વીની વિદ્યાનાં નિર્વાહક હોઈ, વિદ્વાનોમાં સન્માનને પામતાં. જુવો બૃહ. ૩. ૩. ૧. અને ૩. ૭. ૧. અને પ્રસિદ્ધ વાચક્નવી ગાર્ગી પણ જનક રાજાની સભામાં વિદ્વાનોમાં એટલું બધુ સન્માન પામેલી કે, કુરૂપંચાલના બ્રાહ્મણો તરફથી યાજ્ઞવાલ્કયને બૃહ. ૩. ૮. બ્રાહ્મણમાં પ્રશ્ન કરવા ને ઉભી થઈ ત્યારે વિદ્વાનોને ઘણી શાન્તિ વળી હતી. સ્ત્રીઓનો 'સાહસ' ભર્યો સ્વભાવ એ ગાર્ગીએ બૃહ. ૩. ૬. ૧ માં અતિ પ્રશ્ન પૂછીને બતાવ્યો હતો, અને મૈત્રેયીએ જ્ઞાનમાં શંકાનું સ્વાતંત્ર્ય પતિ યાજ્ઞવાલ્કયે બોધેલા સર્વાત્મદર્શનમાં પણ થતા 'સંજ્ઞા રહિતપણા'માં સંદેહ પ્રકટ કરીને બતાવ્યું હતું. છતાં, વસ્તુ બરાબર સમજાતાં એમના મૃદુ ભાવમાં પોતાની હાર તેમણે આનંદથી સ્વીકારી હતી. તે બૃહ. ૩. ૮. ૧૨ માં ગાર્ગીના જ શબ્દને વર્ણવતાં શ્રુતિ કહે છે, કે "એ ગાર્ગીએ કહ્યું કે, હે પૂજ્ય બ્રાહ્મણો! આમનાથી તો તેમને અજય્ય ગણી નમસ્કાર કરીને જ તમે છૂટો એજ તમારે સ્વીકારવું યોગ્ય છે. જરૂર તમારામાંનો કોઇ આમને બ્રહ્મવાદમાં જીતે એમ નથી." સત્યનો નીખાલસપણે સર્વત્ર સ્ત્રીપુરૂષોમાં થતો આવો સ્વીકાર ઉપનિષદ્ કાળના વિદ્વાનોમાં બહુ સ્પષ્ટ દેખાય છે.

**આવી વ્યવસ્થાને પોષક સંસ્કારની યોજના**

સમાજની આવી સુસ્થિર વ્યવસ્થામાં રાજા અશ્વપતિ કૈકેય જેવા બોલી શકયા હતા, કે "મારા રાજ્યમાં ચોર નથી, કદર્ય (કૃપણ) નથી, મદ્ય પીનાર નથી. અગ્નિના હોમ વગરનો કોઈ નથી, અવિદ્વાન નથી, સ્વચ્છંદી (સ્વેચ્છાચારી) નથી, તો સ્વચ્છંદીની (એવી સ્ત્રી) તો હોય જ કયાંથી?" જુવો છાંદો. ૫. ૧૧. ૫. સામાજીક જીવનનું આવું શુદ્ધ આદર્શ જાળવી રાખી તેમાં આચારનું બળ પૂરવા તૈત્તિ. ૧. ૯ થી ૧૧ના અનુવાકોમાં શ્રુતિ કહે છે, કે "ઋતને (શાસ્ત્રના પરમાર્થ સત્ય

ને શોધવું જોઈએ), અને વળી સ્વાધ્યાય (વેદાધ્યયન) અને પ્રવચનને (તેને ફરી ભણી જવું અથવા તેનું પઠન કરાવવું તે, એમ ત્રણેયને આચરવાં જોઈએ). સત્ય (બોલવું જોઈએ) અને વળી સ્વાધ્યાય પ્રવચન (કરવાં જોઈએ). તપ (આચરવું જોઈએ) અને વળી સ્વાધ્યાય પ્રવચન (કરવાં જોઇએ). શમ (રહેવું જોઇએ) અને વળી સ્વાધ્યાય પ્રવચન (કરવાં જોઇએ)." એમ સ્વાધ્યાયપ્રવચનની સાથે 'ઋત" અને 'સત્ય'થી બુદ્ધિની વિશુદ્ધિ અને પરમ ન્યાયવૃત્તિ વાળું સમતોલ જાળવીને, 'તપ, દમ, અને શમ'થી ભોગાસક્ત ઇન્દ્રિયોનો સંયમ કરવાનો આન્હિક આચાર ઉપદેશવામાં આવ્યોછે. આવા ઉત્તમ સંસ્કારે ઘડાયલા પુરૂષને સ્થૂળ પંચાગ્નિ, અગ્નિહોત્ર, અને અતિથિપૂજનમાં જ્ઞાન અને કર્મેન્દ્રિયોને નિરોગી રાખતાં બળવાન બનાવી, અતિથિ રૂપી જન સમાજના કલ્યાણાર્થે નિત્ય સેવાતા સ્વાર્થત્યાગ રૂપી અગ્નિહોત્રમાં આહૂતિઓ આપવાનો શ્રુતિ ઉપદેશ કરેછે. અને આવા પરમાર્થસેવી સામાજીક જીવનવાળા ઉત્તમ ધર્મની પરંપરા ચાલુ જ રાખવા ગૃહસ્થાશ્રમ માંડીને પ્રજોત્તપત્તિ કરવા, અને લોક વ્યવહાર કરતાં ધન, બળ, અને પુણ્યકીર્તિની વૃદ્ધિ કરવાની શ્રુતિ આજ્ઞા કરે છે. અને આહારવિહારની શુદ્ધિમાંજ અંતઃકરણના સત્વની શુદ્ધિ રહી છે, તેથી તેવા શુદ્ધ આચારથી નિર્મળ સ્મૃતિ રહેતાં જ્ઞાનપ્રાપ્તિથી હૃદયની ગાંઠે છુટે છે એવો શ્રુતિ છાંદો. ૭. ૨૬. ૨. માં બોધ કરેછે. અને કર્મ ફળના નિશ્ચિત નિયમને પ્રકટ કરતાં પ્રજાને એના આચારવિચારમાં વિશુદ્ધ રહેવા ચેતવણી આપતાં છાંદો. ૫. ૧૦. ૭. માં તે કહે છે, કે "હવે જેમનાં આચરણ અહીં (શુધ્ધ અને) રમણીય હોય છે, તેઓ તરતજ શુધ્ધ અને રમણીય યોનિને પામે છે, (જેવી કે) બ્રાહ્મણયોનિ, ક્ષત્રિયયોનિ કે વૈસ્યયોનિ. હવે અહીં જેનાં આચરણ કપૂત–કૂડાં હોય છે, તે તરતજ કૂડી યોનિને પામે છે, (જેમકે) કુતરાંની યોનિ, સૂકરની યોનિ, કે ચાંડાળની યોનિને."

આવી અનેક રીતે પ્રજાના અભ્યુદયને પોષક સમાજ વ્યવસ્થામાં પણ અનિષ્ઠ સ્ત્રી પુરૂષોની હયાતી કાંઈ ઓછી ન હતી. કારણકે, એવા પુરૂષોને દંડીને વ્યવસ્થાની મર્યાદામાં રાખવા માટે આગળ જણાવ્યા પ્રમાણે રાજાને અનેક દંડીઓ, શિપાઇઓ, વિગેરે રાખવા પડતા હતા. જુવો. બૃ. ૪. ૩. ૩૭; છાંદો. ૬. ૧૬ ખંડાદિ. વળી

પાપાચરણથી નિંદાયલા પુરૂષો, જેવા કે, કેવળ વિષય ભોગમાં સડી રહેલા અત્યંત સ્વાર્થી અને આસુરી જીવનવાળા આંતમિય જનો, ગર્ભપાતકો, ચોરો, આતતાયીઓ, પરસ્ત્રી સેવીઓ, અને બીજી હરેક રીતે પ્રજાને પીડી રહેલા પતીતોનાં કથનો પણ ઘણીવાર ઉપનિષદોમાં આવે છે. જુવો. બૃહ. ૧. ૩. ૧૦, બહ. ૬. ૪. ૧૨; છાંદો ૫. ૧૦. ૭ થી ૯. અને છાંદો ૬. ૧૬. ૧. તે વખતનો સમાજ આમ ગુણ અને દોષ વાળો મિશ્ર છતાં, ગુણમાં વધારે આકર્ષક હોઈ એકંદરે ધર્મ પોષક હતો.

**ઉપનિષદોમાં નૈતિક ઉપદેશ**

આવી સમાજની વ્યવસ્થા છતાં, ઉપનિષદ વિદ્યામાં 'નીતિ'નો ઉપદેશ નથી એવું કહેતાં કેટલાકને સાંભળીને તો આશ્ચર્યજ થાય છે. વિવિધ રૂપે દેખાતા આ જગતને નિભાવી રહેલા એકજ પરમ અદ્વૈત-બ્રહ્મને ખોળી કાઢી, તેવા સત્યમાં જ બધ્ધલક્ષ થઇ તદ્રુપ જીવનમાં ભળી જવા મથી રહેલા ઉપનિષદ્‌ના દ્રષ્ટાઓને અંગે 'નીતિ'ના ઉપદેશનો અભાવ જોનારની જ દૃષ્ટિમાં અમને તો ખામી દેખાય છે. જુવો ઇશા ૧ થી ૩. કારણ કે, સારા કે નઠારા આચરણની તુલના કરણમાં આખા જગતને આત્મા રૂપે અનુભવવાના વેદના સિધ્ધાન્તથી જુદું ભાગ્યે જ બીજું એવું ઉંચું પ્રમાણ જડી શકશે. શ્રુતિ સ્પષ્ટ કહે છે કે, જેને બધુંય આત્મા રૂપે જ થયું તેને બીજાનો વિદ્વેષ કરવાનું રહેતું જ નથી, કારણ કે તેવાને તો પોતાથી જુદો એવો બીજો કોઈ છે જ નહીં. જુવો ઇશા. ૬, ૭. આવો નૈતિક સિધ્ધાન્ત રાગદ્વેષના આવેશમાં ઘણાની દૃષ્ટિમાંથી ખસી જાય છે એ વાત શ્રુતિની દૃષ્ટિની બહાર ગઇ નથી. તેથી એના એવા પરમ સિધ્ધાન્તના ઉપદેશની ઉપરાંત, રાગદ્વેષ ભર્યા સમાજને તેના આહ્નિકમાં જ ઋત, સત્ય, તપ, દમ, અને શમાદિનો ઉપદેશ તૈત્તિ.ની શિક્ષાવલ્લીમાં તેણે વિસ્તારથી કર્યો છે. અને વળી, છાંદો. ૩. ૧૭. ૪ માં તપ, દાન, આર્જવ, અહિંસા અને સત્ય વચનની પ્રશંસા રૂપે તેમનો ઉપદેશ કર્યો છે, અને છાંદો. ૩. ૧૪. ૧માં સંકલ્પ રૂપે ધૃતિ અથવા દૃઢ નિશ્ચયનો ઉપદેશ કરાયો છે. વળી બૃહ. ૫. ૨. બ્રાહ્મણમાં દેવો, મનુષ્યો અને અસુરોને પ્રજાપતિએ, તેમના સ્વાભાવિક રાગદ્વેષના આવિર્ભાવને લક્ષમાં રાખી, તેમની શક્તિઓના દુરૂપયોગ ઉપર અંકુશ રૂપે. દેવોને તેમની શક્તિઓનું 'દમન' કરવાનો, મનુષ્યોને

ઉન્મત્ત કરનાર તેમની ધનસંપત્તિને ‘દાન’માં આપી દેવાનો, અને અસુરોને દૈવી પ્રકૃત્તિવાળાને દ્વેષથી દમન કરતાં તેમના ઉપર ‘દયા’ રાખવાનો ઉપદેશ કર્યો છે. વળી બધાય ધર્મમાં ‘સત્ય’નું શ્રેષ્ઠત્વ ઉપદેશતાં મુંડ. ૩. ૧. ૬ મંત્રમાં ‘સત્યજ જીતે છે, અસત્ય નહીં. સત્ય વડેજ સ્વર્ગનો માર્ગ ખુલ્લો થાય છે,’ એમ, અને આઠમા મંત્રમાં ‘જ્ઞાનના પ્રસાદવડે નિર્મળ સત્વ–અંતઃકરણ(હૃદય)વાળો થાય તો, તે પછીજ એનું ધ્યાન કરનારો (સમાધિમાં) તે નિષ્કલ (નિર્વિકાર) બ્રહ્મને દેખે છે–અનુભવે છે’ એમ શ્રુતિ કહે છે. આવી રીતે ધર્મના વિસ્તારને છાંદો. ૨. ૨૩. ૧. માં શ્રુતિએ મુખ્ય ત્રણ યજ્ઞ, અધ્યયન, અને દાનમાં વ્હેંચીને ધર્મનું વિવેચન કર્યું છે. આવા આચરણ ધર્મ અથવા ‘નીતિ’ના મૂળ સિદ્ધાન્ત ઉપરાંત, અનંત કોટીના જીવોને જીવનના પરમ ઉદ્દેશ રૂપ મુક્તિના માર્ગમાં દોરવા શ્રુતિએ વિવિધ પ્રકૃતિને યોગ્ય એવાં નીતિનાં અંગો, જેવાં કે, વેદાધ્યયન સાથે ઋત અને સત્યનું સંશોધન, અને દૃઢ સંકલ્પથી તપ, દમ, શમ, આર્જવ, અહિંસા, સત્ય વચન, દાન, અને યજ્ઞ, આદિનો સ્પષ્ટ ઉપદેશ કર્યો છે. અને આવા આચારધર્મને એના દશ લક્ષણમાં પ્રકટ કરતું નારદ પરિવ્રાજકોપનિષદ્ કહે છે કે

**ધૃતિઃ ક્ષમા દમોऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥**

અને ભગવદ્‌ગીતામાં તો જીવનને એક ‘યજ્ઞ’રૂપેજ બતાવી આચારનું પ્રમાણ યોગીના ‘નિરાસક્ત કાર્ય’માંજ ઉપદેશ્યું છે. અમને લાગે છે કે, જીવનનો પરમાર્થ સાધવાને આવશ્યક મૂળ સિદ્ધાન્ત સાથે તેના અંગોનું આચારદર્શન અથવા નૈતિક બોધ બીજા ધર્મોમાં આવો ભાગ્યેજ વિસ્તારવાળો જણાયો હશે.

**ફારસી વિગેરે ભાષાઓમાં ઉપનિષદોનાં ભાષાન્તરો.** આ ‘વેદ’ વિદ્યાની ખ્યાતિથી આકર્ષાઇને અહીંના મુગલ બાદશાહ શાહજાનના જ્યેષ્ઠ પુત્ર દારા શકોહે કાશ્મિરના પંડિતો અને મુસ્લીમ મૌલાનાઓની મદદથી સને ૧૬૪૦ માં જ્યારે એ કાશ્મિરમાં હતો ત્યારે, લગભગ પચાસ (૫૦) ઉપનિષદોનું ભાષાન્તર શરૂ કરાવ્યું હતું, સને ૧૬૫૭ માં તે પુરૂ થયું હતું. ત્યારપછી સને ૧૭૭૫માં આ ફારસી ભાષાન્તરની એક

પ્રત 'ઝેન્ડ' ભાષાના અભ્યાસક અને શોધક એક ફ્રેન્ચ વિદ્વાનને હિન્દુસ્થાનમાં હાથ લાગી, જેનું પછી ફ્રેન્ચ અને લેટીન ભાષામાં ભાષાન્તર થયું હતું. અને આવું લેટીન ભાષાન્તર ઇમેન્યુઅલ 'કેન્ટ'ના તત્વજ્ઞાનના પ્રખર અભ્યાસક જર્મન તત્વવેત્તા 'શોપનહોર'ના હાથમાં આવતાં, તેના અભ્યાસથી એમને પરમ સંતોષ થયો હતો. અને તે સંતોષ એમણે આવા ઉદાત્ત શબ્દોમાં પ્રકટ કર્યો હતો, કે

"In the whole world there is no study, except that of the originals, so beneficial and as elevating as that of the Oupnekhat (ઔપનિખત) It has been the solace of my life, and it will be the solace of my death." આખા જગતમાં ઉપનિષદ્‌ના અભ્યાસના જેવું–તેના મૂળના અભ્યાસને બાદ કરતાં-શ્રેયસ્કર અને ઉદ્ધારક બીજું કાંઈ જ નથી. એ અભ્યાસ મારા જીવનનો પ્રસાદ થયો છે. અને મરણમાં એજ મારૂં શાન્ત્વન થશે.

આ ઉપનિષદોને તેમણે "ઉત્તમોત્તમ જ્ઞાનનો આવિર્ભાવ" (Products of highest Wisdom) કહીને વર્ણવ્યા છે. ત્યારપછી પશ્ચિમના પંડિતોમાં પંડિત મેક્ષમુલરે એમની 'પૂર્વના ધર્મશાસ્ત્રો'ની પ્રસિદ્ધ શ્રેણીમાં આમાંના મુખ્ય ઉપનિષદોનું અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું છે, અને વેદાન્તના સારા અભ્યાસક જર્મન-તત્વવેત્તા ડયુસેન, હ્યુમ, આદિ અનેક વિદ્વાનોએ તેમજ આપણા અહીંના સરકાર તથા મી. શાસ્ત્રી જેવા બંગાળી અને મદ્રાસી વિદ્વાનોએ પણ અંગ્રેજી ભાષાન્તર પ્રકટ કર્યા છે. આવા વિદ્વાનોના અથાક પરિશ્રમે વેદ વિદ્યાને ચોખ્ખી કરી કરીને અત્યારે આપણા અભ્યાસને ઘણો સરળ કર્યો છે, જેને માટે આપણે એ સર્વનો ઉપકાર માનવો જોઇએ. વળી ઉપનિષદોનું એક ગુજરાતી ભાષાન્તર શાસ્ત્રી છોટાલાલે કરેલું છે, અને નથ્થુરામ શર્માએ પણ એમાં કેટલોક પ્રયાસ કર્યો છે. આ બન્ને ભાષાન્તર જે દૃષ્ટિથી તે કરવામાં આવ્યાં છે તેને અનુકૂળ છતાં, આવા પુરાણ વેદાન્ત દર્શનનું અક્ષરશઃ અને ચોક્કસ ભાષાન્તર ગુજરાતીમાં થવાની જરૂર લાગવાથી મેં ઘણા વિદ્વાનોને એ કાર્ય ઉપાડી લેવા વિનંતિ કરેલી. છતાં, અત્યારના ગુજરાતી વિદ્વાનોની કેટલેક અંશે આ દિશામાં શિથિલતા જોઈ ત્યારે, પરમા-

ત્માની બળવાન પ્રેરણાથીજ જાણે અનાયાસે આવા દુર્લભ કાર્યમાં હું દોરાયો; અને મોહનદાસ ગાંધીએ ગુજરાતમાં સરકાર સ્હામે કરેલા અસહકારે મને અહીંની રાજકીય પ્રવૃત્તિમાંથી રાહત આપીને આ ધર્મ કાર્યમાં અણધારી મદદ કરી, જેના પરિણામે પ્રેરક પ્રભુનાજ પ્રસાદથી થોડા સમયમાં, એટલે કે તા. ૩ જુન ૧૯૨૦ થી શરૂ કરી, તા. ૨ મે. ૧૯૨૧ સુધીમાં, ભાષાન્તરના અંત સુધી હું પ્હોંચી શક્યો. ઉપનિષદ્‌ના મને થએલા દર્શનમાં કાંઇ ભૂલ થતી નથી તેની ખાતરી કરવા બ્રહ્મસૂત્રો, યોગસૂત્રો, અને ગૌડપાદની કારીકાને સને ૧૯૨૨ માં મેં તૈયાર કર્યાં. અને એ દર્શનને ગીતામાં તપાસી જોવા સને ૧૯૨૩ના શિઆળામાં ગીતાનું પણ ભાષાન્તર કર્યું. આમ સમગ્ર વેદાન્ત દર્શનના ચિંતનમાં એક રસરૂપ ઠરેલું પરમ સત્ય મને પ્રકટ જણાયું ત્યાર પછી જ, ભાષાન્તરના પંડિત મેક્ષમુલરે બાંધેલા "We must realise, as well as we can, the thoughts of the ancient Rishis, before we can hope to translate them," આવા કઠિન આદર્શના કારણે, આ ભાષાન્તરો પ્રકટ કરવાનો નિર્ણય કર્યો.

**ઉપકાર.** આ ભાષાન્તર કરવામાં મારે મારા પિતાના ગાઢ સંબંધી અને પ્રેમાળ મિત્ર, તેમજ મારા પોતાના ઉપર વાત્સલ્યભાવ રાખતા નડીઆદના દેશાઈ ગોપાળદાસ વિહારીદાસનો મારે ખાસ ઉપકાર માનવો ઘટે છે. એમણે પોતાની નાની પણ સુંદર લાઇબ્રેરીનાં પુસ્તકોનો ઉપયોગ કરવા દેઇને મારા કામમાં જે પ્રોત્સાહન આપ્યું છે તે મને બહુ સહાયક થયું છે. તેમજ અમદાવાદની ગુજરાત ક્લબના લગભગ ત્યાં હમેશ હાજરી આપતા સભ્યોનો અને મુખ્યત્વે ત્યાં આવતા વકીલમંડળનો પણ મારે ઉપકારજ માનવો જોઈએ. કારણકે, મારા આ કાર્યનો કેટલોક ભાગ તે ક્લબના પશ્ચિમના એક ખુણા ઉપર લખાયો હતો, અને જ્યારે કોર્ટના મારા કામમાંથી નવરો થતાં મારૂં આ કામ શરૂ કરવા હું ક્લબમાં જતો ત્યારે આ સભ્યો, મારા ભણી તેમના સદ્‌ભાવના કારણે, મારા જેવા એકની શાન્તિ જાળવવા, પોતાની રમત ગમતના સ્વતંત્ર અધિકાર ઉપર પણ ખુશીથી અંકુશ રાખી તેટલા પુરતી પોતાને થતી અગવડને તેઓ વેઠી લેતા.

**નડીઆદ.** ડીસેમ્બર ૧૯૨૮. **મગનભાઈ ચતુરભાઈ પટેલ.**

# બૃહદારણ્યકોપનિષત્.

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ (शंकर)

**असतो मा सद् गमय। तमसो मा ज्योतिर्गमय। मृत्योर्माऽमृतं गमय।**

(બૃહ. ૧. ૩. ૨૮.)

ૐ. તે (પરમપુરૂષ) પૂર્ણ છે. આ (દૃશ્ય જગત) પૂર્ણ છે. પૂર્ણમાંથી પૂર્ણ ઉઠે છે. પૂર્ણમાંથી પૂર્ણ લીધા છતાં પૂર્ણજ બાકી રહે છે. ૐ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

જ્યોતિ.

(વંદન)

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા, તે સદ્દગુરૂ સમ પિતા-પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોતિ'-પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી 'સ્વ'ભાવમાં, સ્થિર થતાંજ ભળવાને.

આ ઉપનિષદ્ મુખ્યત્વે ગદ્યાત્મક છે; પરંતુ એમાં કેટલાક પ્રચલિત મંત્રો પણ ટાંકેલા છે તે પદ્યાત્મક છે.

આ બૃહદારણ્યક ઉપનિષત્ તે શુક્લ યજુર્વેદના શતપથ બ્રાહ્મનોજ ભાગ છે. એ આખા બ્રાહ્મણમાં ચૌદ પ્રપાઠકો છે, અને અહીં જે પહેલો અધ્યાય છે તે ત્યાં બ્રાહ્મણમાંના ત્રીજા અધ્યાયનું ત્રીજું પ્રપાઠક છે. આ ઉપનિષદ્દને માધ્યંદિનીય બ્રાહ્મણોપનિષત્ પણ કહે છે. આનો ઉપદેશ અરણ્યમાં થએલો છે તેથી તેને આરણ્યક કહે છે. અને એનું કદ ઘણું મોટું છે તેથી એને બૃહદ્દઆરણ્યક કહેવાય છે.

## પહેલું બ્રાહ્મણ.

(૧) ૐ. યજ્ઞના અશ્વનું ઉષા ખરે, શિર છે; યજ્ઞના અશ્વનું સૂર્ય ચક્ષુ છે, વાયુ પ્રાણ છે, વૈશ્વાનર અગ્નિ તે પોહોળુ (ઉઘાડેલું) મુખ છે, સંવત્સર આત્મા (શરીર) છે; દ્યૌઃ

---

આ શાન્તિપાઠને માટે ઇશાવાસ્યોપનિષદ્‌ના શાન્તિપાઠની જ્યોતિ જુવો. ત્યાં પણ આ જ શાન્તિપાઠ છે.

(૧) પહેલા આખા અધ્યાયમાં વ્યકતબ્રહ્મ, હિરણ્યગર્ભ, અથવા સર્વાન્તર્યામી પ્રાણુનીજ અને તેના નામ, રૂપ, અને કર્માત્મક વંશની મીમાંસા કરી છે. આ પહેલા બ્રાહ્મણમાં વિરાટના વિસ્તારનુંજ વર્ણન કર્યું છે. એ વિરાટ પુરૂષને મેધ્ય અથવા યજ્ઞના અશ્વરૂપે વર્ણવ્યો છે. ઉષા એટલે પ્રાતઃકાળે સૂર્ય ઉગતાં અને સાયંકાળે સૂર્ય અસ્ત થતાં આકાશમાં જે તેજ પ્રકાશ થાય છે તે છે. જે આ મેધ(યજ્ઞ)ના અશ્વનું વર્ણન છે તેજ વિરાટનું વર્ણન છે. યજ્ઞનો અશ્વ તે વિરાટ પુરૂષ રૂપેજ લેવાનો છે. વિરાટને વિવિધરૂપે વર્ણવામાં આવે છે "મેધ્ય અશ્વ" એ મૃત્યુએ ઘેરેલા હિરણ્યગર્ભનું ભોગેચ્છાએયુકત સદ્‌નું વ્યકત શરીર છે. આ મૃત્યુએ મેધ્ય અશ્વની સૃષ્ટિ રચી છે તેનું વર્ણન શ્રુતિ બૃ. ૧. ૨. ૭. માં કરે છે. "અશ્વ" એનો મૂળ "અશ્વત્" શબ્દ છે, તેનો અર્થ ફુલેલું, વધેલું, એવો છે, તેથી કારણાત્મક અવ્યકૃત હિરણ્યગર્ભનું કર્મઅર્થે વધીને કાર્યાત્મક શરીર વ્યકત વિરાટરૂપે થયું તેથી તેને મેધ્યઅશ્વ અથવા યજ્ઞાર્થે થએલો અશ્વ કહ્યો છે.

યજ્ઞયોગ્ય એટલે જીવન ક્રિયા માટે યોગ્ય થાય, તે માટે એમાં સદ્દેવતાએ પોતેજ પ્રવેશ કર્યોછે. જુવો છાં. ૬. ૩ (ખંડ); ઐત. ૩. ૧૧; તૈત્તિ. ૨. ૬ ૧; એવા સદ્‌ના અધિષ્ઠાન વગર કોઇ પણ દૃશ્યની સ્થિતિ અથવા સંભવ નથી. આ અધિષ્ઠાનાત્મક સત્ એજ નિત્ય, અજર અને અમર તત્વ છે. તેવા અધિષ્ઠાનમાં દેખાતું દૃશ્ય માત્ર ભોગેચ્છાએ જોનાર જીવભાવની અવિદ્યાએ ખડી થતી કલ્પનાજ છે, તેથી તે બધી સૃષ્ટિ માયિકજ છે. જુવો છાંદો ૭.૪.૨. જ્યોતિ.

કર્મકાંડના અશ્વમેધયજ્ઞના વિધિનો ઉપનિષદ્‌ની દૃષ્ટિએ અહીં અધ્યાત્મ અર્થ પ્રકટ કર્યો છે, તેથી તે યજ્ઞ કર્મની વિધિનાં અંગો તથા બધી સામગ્રીને પણ સમજાવવાનો શ્રુતિએ પ્રયત્ન કર્યો છે.

(સ્વર્ગ) એ પીઠ છે, અંતરિક્ષ (મધ્યલોક) તે ઉદર છે, પૃથિવી તે પાદપીઠ છે, દિશાઓ એ પડખાં છે, અંતર્દિશાઓ પાંસળીઓ છે, ઋતુઓ અંગો છે, માસો અને અર્ધમાસો હાડકાંના (પર્વો જેવા) સાંધાઓ છે, રાત્રિ દિવસો પાદ(प्रतिष्ठा) રૂપ છે, નક્ષત્રો હાડકાં છે, નભ (મેઘ) તે માંસો છે. રેતીઓ તે અર્ધું પચેલું અન્ન છે, સિંધુઓ તે ગુદાઓ છે, પર્વતો તે બરોળ (यकृत्) અને પિત્તની (क्लोमा) ગાંઠો છે, ઔષધિયો અને વનસ્પતિઓ રૂવાડાં છે, ઉગતો સૂર્ય તે (અશ્વનો) દુંટીથી ઉપરનો ભાગ છે; અસ્ત થતો સૂર્ય તે જંઘા તરફનો હેઠળનો અડધો ભાગ છે; જે એ (અશ્વ) બગાસું ખાય છે તે વિદ્યુત્‌નો ચમકારો છે, જે એ શરીરને ધ્રુજાવેછે તે (મેઘની) ગર્જના છે, જે એ પિશાબ નાખેછે તે વર્ષારૂપ છે, (અને જે) એનો શબ્દ તેજ વાણી છે. (૨) દિવસ તે અશ્વની આગળનો મહિમા(એ નામનું સૌવર્ણ પાત્ર)બને છે,(અને)તેનું જન્મ સ્થાન પૂર્વ સમુદ્રમાં છે; રાત્રિ તે અશ્વની પાછળનો મહિમા એ નામનું(યજ્ઞમાં ચાંદીનું પાત્ર) બને છે, (અને) તેનું જન્મ સ્થાન બીજા(પશ્ચિમ)સમુદ્રમાં છે, આ બે(દિવસરાત્રી)અશ્વની આજુબાજુ મહિમા રૂપે પ્રકટ થાય છે. તે(અશ્વ)'હય' થઇને દેવોને વહી રહ્યા છે; 'વાજી' રૂપે ગાંધર્વોને; અને 'અશ્વ' રૂપે મનુષ્યોને (વહી રહ્યા છે). સમુદ્ર (રૂપી ઈશ્વર) એજ એનો બંધુ (સંબંધી) છે, (એટલે) સમુદ્ર (પરમાત્મા)જ (એનું જન્મ સ્થાન છે.

---

(૨) ઘોડાનો બંધુ એટલે સંબંધી, એટલે તેને બાંધવાનું દોરડું. મૂળખીલીની સાથે સંબંધ કરાવનારૂં હોઇને, તે દશ્યના અધિષ્ટાન રૂપ છે. "**अप्सुयोनिर्वा अश्वः**" એવી પણ બીજી શ્રુતિ છે. શુદ્ધ જળોરૂપી સમુદ્રની યોનિવાળો તે અશ્વછે. સૂક્ષ્મભૂતોમાં પ્રકટતો ઇશ્વરાંશ તેજ અશ્વ વિરાટપુરૂષ છે.

## બીજું બ્રાહ્મણ.

(૧) અહીં(મનાદિ સૃષ્ટિ પ્રકટ થઇ તે)પહેલાં કાંઈજ (દેખાતું) નહોતું; જરૂર, આવું (અવ્યક્ત) મૃત્યુએ ઘેરાયલું હતું;

---

(૧) આ બીજા બ્રાહ્મણમાં મૃત્યુરૂપી ભોગેચ્છાએ ઘેરાયલા અવ્યક્ત બ્રહ્મમાંથી થતી વિરાડની ઉત્પત્તિ સમજાવી છે. અને ઐત૰ ૧. ૪. માં જે લોકસર્જન બતાવ્યું છે તેનોજ અહીં મન અને વાણી આદિ ઇન્દ્રિયોના દ્વંદ્વથી ઉત્પન્ન થતાં વિજ્ઞાનો, અને તેમાં રેતઃ રૂપે રહેલા કાળ સંવત્સરનું સ્પષ્ટીકરણ કરીને, પછી તેમને બહિર્મુખ કરી વિષયો કે લોકપાળો રૂપે શ્રુતિ પ્રકટ કરે છે. સર. પ્રશ્ન. ૧. ૪. માં બતાવેલું પ્રાણ અને રયિનું મિથુન. આ બ્રહ્મમાંથી પ્રાણની ઉત્પત્તિ મંત્ર બીજામાં, મનની મંત્ર ચોથામાં, અને ઇન્દ્રિયોરૂપી પ્રાણોની મંત્ર છઠ્ઠામાં બતાવી છે.

"अग्रे" અથવા 'इदंअग्रे' એટલે આ પહેલાં. આ બધી જગ્યાએ "આ" શબ્દ પાછળથી જે દશ્યરૂપે થાય છે તેવી પ્રથમની અવ્યક્ત વસ્તુનાજ અર્થમાં વપરાયો છે. આ જે નીચે કહેવામાં આવે છે તેવું જગતરૂપે થયું–દેખાયું, તે પહેલાં 'આ અમુક હતું' એટલુંજ અહીં શ્રુતિ કહે છે; અને પ્રચલિત વિદ્વાનોના એ સંબંધે પ્રત્યેક વિચારોનો એમ કરીને શ્રુતિ સંગ્રહ કરે છે. અને તે સર્વનો સમન્વય પણ કરી બતાવે છે, અને તેના અર્થને સ્પષ્ટ કરીને સમજાવે છે. આમ કરીને આત્માનું વિવિધ રૂપે થતું દર્શન શ્રુતિ અહીં પ્રકટ કરે છે, અને એનું પછીથી કેવું વિકૃત સ્વરૂપ થયું, અને તે કેવળ સંકલ્પ બળેજ થયું, એમ પણ પ્રકટ કરે છે. શ્રુતિનો એવો સ્પષ્ટ બોધ છે કે જે વિવિધતા દશ્યમાં જણાય છે, તે સર્વ વિવિધતા રૂપે પ્રકટ થતા આત્માનો માત્ર સંકલ્પજ છે, તે નામ રૂપાત્મક અસત્ છે; અને વસ્તુતઃ કાંઈ પણ આત્માથી જૂદુ ત્યાં છેજ નહીં, અને સર્વત્ર આત્મા એ જ એકલી સત્ય વસ્તુ છે, અને બીજું કાંઇજ નથી.

તાપથી તપવીને વસ્તુના સત્વરૂપે કાઢેલું જળ હજુય સામાન્ય ભાષામાં પણ 'અર્ક'જ કહેવાય છે, અને એવો અર્ક તપનાર વસ્તુના વીર્ય-સાર-રૂપેજ નીકળે છે. એવીજ રીતે આ અવ્યક્ત મૃત્યુપ્રજાપતિના

(એટલે) ખાવાની ઇચ્છાએ (**અશનાયયા-ભોગેચ્છાએ**); કારણ કે ખાવાની ઇચ્છા તે 'મૃત્યુ' છે (એમ પ્રસિદ્ધ છે). તેણે મન કર્યું (એમ ધાર્યું), કે હું આત્માવાળો (આત્માભિમાની–શરીરી) થાઉં. એવો એ (આત્માને) પૂજતો (મનમાં વિચારતો, તપતો) વિચરવા લાગ્યો. એમ પૂજા (તપ) કરતાં કરતાં એવા(ઇશ્વર પ્રજાપતિ)માંથી આપો(શ્રદ્ધા, સૂક્ષ્મભૂતો, રસો)ઉત્પન્ન થયાં. ખરે

---

તપમાંથી અર્ક–સાર રૂપે પ્રકટતી પ્રાણાગ્નિની, હિરણ્યગર્ભની, ઉત્પત્તિ શ્રુતિએ અહીં બતાવી છે. સર૦ છાં. ૬ .૨. ૩.

વળી શ્રુતિ અવ્યકત બ્રહ્મ અથવા હિરણ્યગર્ભની ભોગેચ્છાને સ્પષ્ટતાથી પ્રકટ કરવાના હેતુથી જગતના બીજવાળી શકિત–માયાએ યુકત બ્રહ્મને અહીં "મૃત્યુ" કહેછે; જુવો મંત્ર ૪. અને "મૃત્યુ" એટલે ભોગેચ્છા જેનાથી ચૈતન્ય, આત્મા, ઘેરાયલો છે તે એમ બતાવે છે; અને પછી તેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ એના વિચાર સંકલ્પને અનુસાર નિસરે છે. આ ભોગેચ્છારૂપી મૃત્યુને બૃહ. ૧.૨.૫.માં વળી 'અદિતિ' કહ્યું છે, અને આવા ચૈતન્યને ઐત. ૧. ૧.માં અને બૃહ. ૧. ૪. ૧ અને તૈત્તિ.૨.(૧,૭.) માં "આત્મા" કહ્યોછે. અને કઠ. ૪.૭.માં જયાં તેને 'અદિતિ' કહી છે ત્યાં તે સત્‌ની દેવતા એટલે જગત્‌ની બીજાત્મક શકિત, મૃત્યુ રૂપે, જગતની કારણભૂત દેવતાજ છે. સર. બૃહ. ૬.૩.૪. એટલે આ "મૃત્યુ" તેજ સૃષ્ટિસર્જન પહેલાંની, છતાં સૃષ્ટિની તૈયારી વખતની, કારણ-ભૂત અવ્યકત બ્રહ્મ–ઈશ્વરની દેવતાજ છે. અને એનેજ તૈત્તિ. ૨. ૭. ૧. માં. "અસત" એટલે કાર્યરૂપે હજુ દશ્ય થયું નથી એવું જગતનું કારણ કહ્યું છે. આ મૃત્યુને વ્યકત થતાં ઐત. ૧. ૪. માં "લોકપાળ" અથવા સદ્‌ના સ્ફુરણરૂપ વિજ્ઞાનો તરીકે શ્રુતિ વર્ણવે છે. એજ સદ્ દેવતા છાં. ૬. (૨. ૩.)માં બતાવેલી મૂળ કારણરૂપ સત્ય વસ્તુ છે.

અહીં વાપરેલો 'અસત્' શબ્દ તે 'શૂન્ય' એવા અર્થમાં નથી, પણ વ્યકત નહીં એવાજ અર્થમાં આ બધા મંત્રોમાં શ્રુતિએ વાપર્યો છે. જુવો. ઐત. ૧. ૧; તૈતિ૦ ૨. ૭, ૧. છાંદો. ૩. ૧૯. ૧, છાંદો. ૬. ૨. ૧ માં તો આજ અર્થને દૃઢ કરાવનાર ભાષ્ય શ્રુતિએ પોતેજ રચ્યું છે. સર. મનુસ્મૃતિ. ૧. (૫ થી ૩૫).

હું પૂજાઉં (તપુંછું) માટે આ જળ (कं) થયું એમ (તેણે વિચાર્યું). એજ (અશ્વમેધમાં) અર્કનું (અગ્નિનું) અર્કત્વ (અર્ચન કરતાં થએલું कं) છે. જે એમ અર્કનું અર્કત્વ જાણે છે, તેને સુખ (कं) થાય છે. (૨) જળો ખરે, અર્ક (અગ્નિ)છે, તેવા જળનું જે ફીણ છે, તે સંઘટ્ટ થયું, તેની પૃથિવી થઇ. પૃથિવી થતાં (પ્રજાપતિને) શ્રમ થયો, અને તે તપેલા અને થાકેલા(પ્રજાપતિ)નો તેજસ્ (રૂપી) રસ(સાર) બહાર નીકળ્યો; તે જ (પ્રાણાત્મક)અગ્નિ છે. (૩) એણે (પ્રજાપતિએ) પોતાના આત્માને ત્રણ રૂપે કર્યો (વેંહેચ્યો–વિકારવાળો કર્યો). તે(અગ્નિ, વાયુ અને) ત્રીજો આદિત્ય, (અગ્નિ, આદિત્ય અને) ત્રીજો વાયુ, (આદિત્ય, વાયુ અને) ત્રીજો અગ્નિ, એમ. એવો એ (સર્વ ભૂતોનો) પ્રાણ (પ્રજાપતિનું વીર્ય) ત્રણ પ્રકારે વેંચાયો. પૂર્વ દિશા તે ( અગ્નિ )નું મુસ્તક (છે); આ (ઈશાન) અને આ (અગ્નિ) તે બે બાહુઓ (છે); અને પશ્ચિમ દિશા તે એનું પુચ્છ છે; આ (વાયવ્ય) અને આ (નૈઋત્ય) તે એની બે સાથળો છે; દક્ષિણ અને ઉત્તર દિશાઓ એનાં પડખાં છે; સ્વર્ગ (એની) પીઠ (છે), અંતરિક્ષ ઉદર, (અને) આ (પૃથિવી) છાતી છે. એવો એ (પ્રાણાગ્નિ) જળ(क)માં પ્રતિષ્ટિત સ્થિર) રહ્યો છે. જે આમ જાણેછે, તે જયાં જયાં જાય ત્યાં પ્રતિષ્ઠાને પામે છે.

(૪) એણે (ઇશ્વરે) કામના કરી, કે મારો બીજો

---

(૪) સર૦ તૈત્તિ. ૨. ૭. ૧. અને પ્રશ્ન. ૧. (૪–૫). અને બૃહ. ૧. ૫. ૧૨. મન અને વાણી માટે જુ. છાં. ૪. ૧૬. ૧. વાણી અહીં ઇન્દ્રિય સમુહના જ્ઞાનના અર્થમાં વપરાઇ છે. મન અને વાણી એ પણ અન્યોન્યાશ્રયી હોઇ એકરૂપ છે, કારણ કે મન વિના ઇન્દ્રિય તેમજ ઇન્દ્રિય વિના મનથી બાહ્ય સૃષ્ટિ સૃજી શકાતી નથી. જુવો કૌષી. ૩. (૭, ૯). સ્વપ્નમાં મન ઇન્દ્રિયોની સહાયતા લેતું નથી, એ માત્ર પોતાનાજ સંકલ્પથી ત્યાંની સૃષ્ટિ સૃજે છે; અને

આત્મા થાય (હું વૃદ્ધિને પામું). એવો એ ખાવાની ભોગેચ્છાવાળો (તેથી) 'મૃત્યુ' મનની સાથે (ત્રણે વેદ રૂપી)

---

સુષુપ્તિમાં જ્યઠ એ પ્રજ્ઞાત્મામાં નિદ્રિત અવસ્થામાં પડી રહેછે, ત્યારે એ પ્રજ્ઞામાં સૂતેલો હિરણ્યગર્ભના સ્વરૂપે થાય છે, કારણ કે એ હિરણ્ય-સુવર્ણ-તેજોમય રહેલા બ્રહ્મમાંજ જગતના સંકલ્પવાળો ગર્ભાત્મા, આ સંસારી જીવભાવ લય થએલો થાય છે, જે નિદ્રા વછુટતાં પ્રથમના સંકલ્પ પ્રમાણે જાગ્રતમાં ફરી સ્ફુરી ઉઠે છે.

પ્રાજ્ઞની આ પ્રમાણે બે પ્રકારે ક્રિયાઓ થાય છે, જે ક્રિયાઓ વડે બ્રહ્મ 'વ્યકત' થાય છે. કેટલીક એની ક્રિયાઓ ઇન્દ્રિઓ વિના બની શકતી નથી, એટલે તે ચક્ષુ આદિ બાહ્યેદ્રિયોના આશ્રયવાળી છે, અને આ ક્રિયાઓવડે જણાતું જગત્-બાહ્ય જગત્-તે સ્થૂળછે. પણ બીજી ક્રિયાઓ આ બાહ્યેદ્રિયના આશ્રયવિના પણ મન એકલુંજ પોતે કર્યા જાયછે. તેમાં બાહ્યજગત્નું માનસિક ગ્રહણ, તેનું અંતરમાં પ્રથક્કરણ, મનન, સ્મૃત્યાદિ, તથા એવા જ્ઞાન ઉપરથી વળી તર્કાદિ માનસિક થતી ક્રિયાઓ, તેમજ સ્વપ્ન ક્રિયાઓનો સમાવેશ થાયછે. આ સર્વ ક્રિયાઓ કેવળ મનનાજ ઉપર આશ્રિત છે. આવી બીજા પ્રકારની ક્રિયાઓને અંતઃકરણ વ્યાપાર પણ કહેવાય છે; કારણ કે બાહ્ય જગતનું એનાજ વડે 'જ્ઞેય'પણું છે, એટલે એ તેના "કરણ" રૂપે છે. "કરણ" એટલે જેના વિના કાર્યનું જ્ઞાન થાય નહીં તે; આવી આ ક્રિયાઓ આંતરિક હોવાથી બ્રહ્મનો આ વ્યવહાર તે "અંતઃકરણ" કહેવાય છે, અને તેથીજ એને આત્માનું સ્થાન કહેછે. અવ્યકત એવોજ બ્રહ્મ તે પ્રથમ અંતઃકરણ રૂપે વ્યકત-પ્રકટ થાય છે. વાણી એટલે ઈન્દ્રિયજનિત જ્ઞાન, અને મન એટલે અહંભાવવાળો 'મૃત્યુ'નો આત્મા,એ બન્નેએ થઇને એટલે કે ઇન્દ્રિય જનિત જ્ઞાનમાં યુક્ત થએલા અભિમાને આ દૃશ્ય જગતને રચ્યું છે. વળી મન અને વાણીના મિથુનના રેતઃ રૂપે કાળના સંભવનો ઉદય થાય છે, એવો શ્રુતિનો ઉપદેશ છે; કારણ કે ચિત્ત અને તેનાં સ્ફુરણો થતાંજ કાળની કલ્પના સંભવિત છે, તે પહેલાં નહીં.

પં. મેક્ષમુલર 'તેણે' એટલે 'વાણી-માતાએ' ગર્ભમાં ધારણ કરી રાખ્યો, એમ અર્થ કરે છે, અને ભાષ્યકારના અર્થનો તિરસ્કાર કરતાં કહેછે કે પિતાએ ગર્ભમાં રાખ્યો એવું ભાષ્યકાર કહે છે ! આ ટીકા

વાણી(વિજ્ઞાન)વાળું મિથુન (દ્વંદ્વ, જોડખું) થયો. તેનું રેતઃ (બીજ) તે સંવત્સર (કાળ પ્રજાપાત) થયો. (મૃત્યુની) પહેલાં તેવું (કાલનું પ્રમાણ) નહોતું. તેણે (મૃત્યુએ) જેટલો વખત સંવત્સર (એક વર્ષ કહેવાય) છે, તેટલો વખત તે (કાળપ્રમાણ)ને ગર્ભમાં ધારણ કરી રાખ્યો, (અને) એટલા વખત પછી તેને જન્મ આપ્યો. એ જન્મેલા(કુમાર)ને ખાઈ જવા (મૃત્યુ પ્રજાપતિએ) મુખ ઉઘાડયું; તેણે (મને અવિદ્યા રૂપી બ્હીકથી) 'ભાણ્' એમ શબ્દ કર્યો, એજ (શબ્દ) વાણી (વૈખરી) થઇ. (૫) એણે (મૃત્યુએ) વિચાર્યું કે જો આનેજ

---

અયોગ્ય જણાય છે, કારણ કે વાણીને જો માતા ગણો, તો મન એ પિતા થાય, પણ ભાષ્યકારે તો "મૃત્યુએ" જેમાં માતાપિતા ઉભયનો સમાવેશ છે તેણે રાખ્યો એમ કહ્યું છે, અને તેજ યોગ્ય છે. કારણ કે જન્મ આપવાની શક્તિ ચૈતન્યની છે તેમાંથી ઉત્પન્ન થતા મન કે વાણી રૂપી જડ વિકારોની નથી. 'વૈખરી' આદિ વાણીના બધાય વિભાગ માટે જુવો. છાંદો. ૭. ૨૬. ૧. જ્યોતિ.

(૫) પુરાણ કાળની 'અદિતિ'ને માટે સર૦ શાકુંતલ. અંક. ૭. પૃ. ૧૧૦–૧૧૧. આ 'વાણી' તે ઇન્દ્રિયજનિત છેલ્લું જ્ઞાન, અને આત્મા એટલે મૃત્યુનું અહંભાવવાળું 'મન', એ બન્નેયના મિથુનનું એટલે ઇન્દ્રિયજનિત જ્ઞાનમાં યુક્ત થએલું આત્માનું અભિમાન આ સર્વ જગત્‌ને રચે છે, એમ આ મંત્રમાં સ્પષ્ટ બોધ છે, અને ઉપરના ચોથા મંત્ર સાથે આનો અન્વય કરતાં આ મિથુનના રેતઃમાંથી થએલો કાળ તે પ્રથમજન્મ હોઇને સર્વ દશ્યમાત્રને વ્યક્ત કરી, તેમને જૂદા જૂદા રૂપે પ્રકટ કરે છે. આ કાળમાં સંકળાયલી વાણી નામરૂપાત્મક જગત્‌નું બીજ–કારણ છે. તેથી તેને ખાઈ જતાં બીજમાંથી થતું જગત્‌રૂપી અનંત અન્ન અટકી જાય, તેથી તેણે બીજને ખાધું નહીં. આવા મૃત્યુના 'આદતિ'પણાને માટે સર. કઠ. ૪. ૭. ત્યાં 'અદિતિ'ને સદ્દેવતા–ભોગેચ્છાની શક્તિ, માયા, જેની સાથે અવ્યક્ત પરમાત્મા સંલગ્ન થઇને તે ઇશ્વર કે હિરણ્યગર્ભ રૂપે વ્યક્ત થાય છે, તેની સ્વાભાવિક શક્તિના અર્થમાં એ શબ્દ

હું (ખાવાનું) મન કરીશ તો (બીજનાજ ભક્ષણથી) અન્ન થોડુંજ થશે, (તેથી) તેણે એ(ત્રિવેદ રૂપી) વાણી અને એજ આત્મા(મન)વડે આ બધુંય સરજ્યું, કાઢયું; જે આ ઋક્, યજુષ્ અને સામવેદોના છંદો, યજ્ઞો, પ્રજાઓ, પશુઓ (છે તે). તેણે જે જે સરજ્યું તે સર્વ ખાવાને(ભોગવવાને)માટે તે ધારણ કરી રહેછે, અથવા ખાયછે, તેથી "અદિતિ" (મૃત્યુ)નું અદિતિત્વ(ખાવાપણું) છે. જે આ પ્રમાણે અદિતિનું (મૃત્યુનું) ખાવાપણું જાણે છે, તે તદ્રુપ થઇને આ સર્વનો ખાનાર (ભોગવનાર) થાય છે, સર્વ એનું અન્ન (ભોજ્ય)થાય છે.

. (૬) એણે(મૃત્યુપ્રજાપતિએ) કામના કરી, કે બહુ યજ્ઞોવડે હું(મારા વિરાડ આત્માનું)બહુ યજન કરૂં. (એમ કરીને)એ

---

વપરાયો છે. અને એવી શકિતયુકત વ્યકત થતા આત્માનેજ 'મૃત્યુ' કરીને અહીં વર્ણવ્યોછે. એ બ્રહ્મ ખાવાની ઇચ્છાવાળો થઇનેજ વ્યક્ત થાય છે, તેથી એનું પણ નામ "મૃત્યુ" પાડયું છે.

(૬) આ મંત્રમાંથી એમ સમજાય છે, કે વ્યકત થએલુ બ્રહ્મ-પ્રજાપતિ શરીરમાંથી પ્રાણ નીકળી જતાં તે મરેલાને પોતે ધારી રહે છે, એટલે કે એ મૃત્યુએ ધારેલું થાયછે. તેથીજ મૃત્યુનું મન તો એમાંજ રહેલું છે. એવા મરેલા શરીરને એ ધારી રહેછે એનું કારણ એવું છે, કે એની વૃદ્ધિ કરવાની એ પ્રજાપતિની ઇચ્છા છે. આ વૃદ્ધિ તે વિરાટનાં સ્થૂળ, તેથી સંઘટ્ટ થએલાં, ભૂતોને પુનઃ સૂક્ષ્મ કરીને તેમને વિસ્તાર વાળાં કરવાં તેજ છે. એટલે પછી મરેલું શરીર ફુલે છે, અને તે સૂક્ષ્મ પંચમહાભૂતોમાં ભળી જઇને પુનઃ નવીન શરીરોની રચના કરે છે. આ તમામ વૃદ્ધિક્રિયા તે મૃત્યુ પ્રજાપતિનાજ મનની ક્રિયા છે, અને એ તો મરેલા શરીરમાં પણ છે, તેથીજ તે ફુલે છે. એ મૃત્યુજ આમ પોતાના સંકલ્પ બળે એ મરેલાને કાર્યકારણની પરંપરામાં દોરેછે. આ વિરાટ સ્વરૂપમાં ભરેલાં પંચમહાભૂતોનાં આવાં અનંત શરીરની આમ એની સંકલ્પાત્મક તપશ્ચર્યા વડે ભરનીગળ થયાજ કરે છે. તેમાં

શ્રમિત થયો. તેણે તપ(વિચાર) કર્યું. એવા તે શ્રમિતનું (અને) તપેલાનું યશ (રૂપી) વીર્ય બહાર નીકળ્યું. પ્રાણો ખરે યશ છે, તે વીર્ય છે. (શરીરમાંથી) પ્રાણ નીકળી જતાં વધવા માટે (પ્રજાપતિએ) શરીરને ધારી રાખ્યું; તેનું શરીરના (ભાગ) માંજ મન હતું. (૭) એણે (પ્રજાપતિએ) ઇચ્છ્યું, કે આ મારૂં (શરીર) યજ્ઞયોગ્ય (મેધ્ય) થાય, (અને) તેના વડે હું

---

વીર્યરૂપી પ્રાણ ઉત્પન્ન થાય છે, અને પ્રાણ હોયછે ત્યાં સુધી તે જીવ પ્રાણી થઇને શરીરમાં જીવેછે, અને તેના નીકળી જતાં મૃત્યુ પ્રજાપતિના હાથમાં પાછું મુડદુ કારણભૂત પંચાત્મકત્વને પામીને નવી ઘટનામાં જોડાય છે. આવા વિચારને શ્રુતિએ આ છઠ્ઠા મંત્રમાં પ્રકટ કર્યો છે એમ સ્પષ્ટ સમજાય છે. આવું એક વખત પ્રાણ નિકળી જતાં અમેધ્ય થએલું શરીર પુનઃ પંચભૂતોને પામી વૃદ્ધિને યોગ્ય બળવાળું થાય છે, તેથી જેમાં જગત્વ્યવહાર અર્થે મૃત્યુનો :જન્માન્તર થાય એવા તે મેધ્ય શરીરને "મેધ્ય અશ્વ" કહ્યો છે. મરેલા શરીરમાં 'મન' હતુ છતાં, વીર્યના અભાવે વૃદ્ધિ થઇ શકે નહીં, તેથી મરેલા શરીરને સૂક્ષ્મ ભૂતોમાં ભેળવીને પુનઃ ઉત્પન્ન કરતાં તે વીર્યવાન થઇને કર્મને યોગ્ય, યજ્ઞને યોગ્ય, વૃદ્ધિને યોગ્ય, થાય છે, એમ શ્રુતિ સમજાવે છે. આ દર્શન અત્યારની 'સાયન્સ' જોડે સંમત છે.

(૭) સાતમા મંત્રમાં શ્રુતિ 'અશ્વમેધ' યજ્ઞના એ રહસ્યને વધુ સમજાવેછે. યજ્ઞ એટલે મૃત્યુપ્રજાપતિનું મરેલા શરીરને પંચત્વમાં ભેળવીને તેને પુનઃ વીર્યવાળુ કરવું તે કર્મ. યજ્ઞમાં મરેલા શરીને પુનઃ પંચમહાભૂતોમાં આણી પ્રજાપતિ વૃદ્ધિને પમાડે, વિસ્તારે છે, તેથી વૃદ્ધિને માટે ફુલીને વિસ્તારને પામતા એ પ્રજાપતિ (Life principle)ને વિરાટપુરૂષ રૂપે થતો વર્ણવ્યો છે. ચક્રવર્તી રાજાઓ આવો અશ્વમેધ કરે છે તે આનુંજ સ્થૂળ દર્શન છે. કારણ કે પ્રજાપતિ રાજા અહીં વિરાટના રક્ષક ઇશ્વરરૂપે છે. આ મેધ્ય અશ્વને તે એક વર્ષ પર્યન્ત રક્ષકો સાથે છુટો ફરતો મૂકે છે, તે પ્રજાપતિના મનના સંકલ્પરૂપી રક્ષક સાથે મરણ પામેલું શરીર પંચ મહાભૂતોમાં ભળવા છૂટું મુકવામાં આવે છે તેનુંજ સૂચક છે; એટલે કે શરીરને પુનઃ જીવનમય થવાને જોઇએ તેટલો કાળ અશ્વને ફેરવતાં

આત્મવાન (શરીરવાન) થાઉં. પછી એ અશ્વ ( વિરાડશરીર) રૂપે થયા; જે અશ્વત્ ( ફુલેલો, વધેલો) થયો, તે મેધ્ય (યજ્ઞ યોગ્ય) બન્યો. એમ અશ્વમેધનું અશ્વમેધત્વ (છે). જે એમ જાણે છે તેજ ખરે, અશ્વમેધ(યજ્ઞ)ને સમજે છે. તે (અશ્વ)ને છોડી મુકીનેજ તેણે (પ્રજાપતિએ) ચિંતન કર્યું હતું. સંવત્સર (વર્ષ) પછી આત્માને(પોતાને)અર્થે તે(અશ્વ)ને તેણે પકડયો. (બીજાં) પશુઓને (પોતાના અંગભુત બીજા) દેવોની ભણી દોર્યાં. તેથી સર્વે દેવોને (સર્વદેવરૂપ મૃત્યુને) અર્થે મંત્રોથી પવિત્ર કરેલા પ્રાજાપત્યને ( પ્રજાપતિના શરીરરૂપી અશ્વને યાજ્ઞિકો હોમમાં) પકડે છે. જે આ ( આદિત્યરૂપે) તપેછે તે ખરે અશ્વમેધ (યજ્ઞ) છે, તેનો સંવત્સર (કાલ) આત્મા (શરીર) છે. આ અગ્નિ (રૂપી) અર્ક (છે) તેના આ (ચારેય) લોકો આત્માઓ (શરીરો) છે. એમ આ બે અશ્વ-મેધ અને અર્ક (થયા). એ (બધા) પાછા એકજ દેવતા (રૂપે) છે. ( એવો એક તે ) મૃત્યુ ( હિરણ્યગર્ભ )જ. ( જે એવાને ઓળખે છે તે) મૃત્યુને (મરણને) જીતે છે. મૃત્યુ એને લઇ શકતો નથી. (કારણકે) મૃત્યુ(હિરણ્યગર્ભ)જ એનો આત્મા (થાય) છે. એ આવા (ઘણા) દેવતાઓમાંનો એક (દેવતા) થાય છે.

---

લાગે છે, એવું અહીં શ્રુતિનું કહેવું જણાય છે. અને પ્રાણનો સ્વામી સૂર્ય છે, તે આ મંડળમાં એવા પુનર્જીવનનું બધું કર્મ કરી રહ્યો છે, તેથી એવા આદિત્યને શ્રુતિએ અશ્વમેધ કહીને વર્ણવ્યો છે. અગ્નિ તે પાર્થિવ રાજારૂપે છે. સર. બૃ. ૧. ૫. ૨.

ચૈતન્યનાં વિવિધ ક્રિયાત્મક સ્ફુરણો તેજ મન, પ્રાણાદિ ભિન્ન દેવ-તાઓ છે. એ ક્રિયાનો વિરામ થતાં તે બધા વિવિધ દેવતા પોતાના સ્વરૂપમાં ભળી જતાં પાછા મૃત્યુપ્રજાપતિ અથવા હિરણ્યગર્ભરૂપે એકજ દેવતારૂપે થાય છે. સર. છાંદો. ૭ પ્રપાઠક. અને ૭. ૧૪.ની જ્યોતિ.

## ત્રિજું બ્રાહ્મણ.

(૧) પ્રજાપતિની બે પ્રજાઓ ( થઇ ); દેવો અને અસુરો. તેમાંથી નાનીજ સંખ્યાના દેવો, અને મોટી સંખ્યાના અસુરો.

---

(૧) આ બ્રાહ્મણમાં મૃત્યુ પ્રજાપતિની પ્રેરણારૂપે જે પ્રજાઓ થઇ તેનું હવે શ્રુતિ વિવરણ કરે છે, અને પ્રથમ મન–ચિત્તની વૃત્તિઓરૂપી દેવ–અસુરોનો વ્યવહાર પ્રકટ કરે છે. શાસ્ત્રાનુસાર જ્ઞાન અને કર્મની વાસનાવાળી ચેતનાત્મક વૃત્તિઓ તે દેવો; અને પ્રત્યક્ષ ઇન્દ્રિઓએ જણાય અને તેના ઉપરથીજ અનુમાન કરાય તેવાજ અશા· સ્ત્રીય જ્ઞાન અને કર્મના ભોગનીજ વાસનાવાળી ચેતનાત્મક વૃત્તિઓને અસુરો કહ્યા છે. દેવોની સંખ્યા શાસ્ત્રીય જ્ઞાનકર્મની પ્રાપ્તિ કઠિન હોવાથી ઘણી ઓછી હોય છે, પરંતુ શારીરિક વિષયભોગની આસક્તિમાં બહુ લુબ્ધ થએલી વૃત્તિઓ મનુષ્યોમાં સાધારણ હોય છે તેથી તેવાની સંખ્યા ઘણી મોટી હોય છે. જ્ઞાન અને કર્મનો ભોગ–ઉપભોગ એ આવા બન્નેય દેવ અને અસુરોને સમાન છે. ફેરમાત્ર એટલોજ કે દેવને શાસ્ત્રાનુસાર ઉચ્ચ ભોગજ પ્રિય હોય છે; ત્યારે અસુરોને શારીરિક ઐહિક ભોગજ પ્રિય હોયછે. આ ચૈતન્યની વૃત્તિઓમાં આવતો વિરોધ એજ જીવનની ધમાલ છે; એજ જીવનકલહ છે. જેનામાં દૈવ વૃતિઓનો આવિર્ભાવ વધે છે, તે સરળ અને ઉચ્ચ કોટિએ ચઢતાં આખરે બ્રહ્મજ્ઞાનને પામવા યોગ્ય થાય છે. જેનામાં આસુરિ વૃત્તિઓ વધે છે, તે ધીમે ધીમે નીચે ઉતરતાં બુદ્ધિ આદિની ક્ષીણતાએ અધમ કોટિમાં જન્મે છે, અને બ્રહ્મજ્ઞાનથી વધારે ને વધારે વિમુખ થતો જાય છે. તેથીજ જ્યાં જ્યાં ઇન્દ્રિયોમાં આવી વૃત્તિઓ વધે છે, ત્યાં ત્યાં તેવા પાપથી તેમનો વિધ્વંશ થતો શ્રુતિએ સૂચવ્યો છે, અને એવું તેમનું પાપજ તેમની સ્હામે અસુરોનું શસ્ત્ર બને છે.

આ દેવ અને અસુરો બન્નેય મૃત્યુ પ્રજાપતિનીજ પ્રજાઓ છે, અને અદિતિમાંથી એ ઉભય જન્મેલા છે.

સર. પ્રશ્ન. ૨. (૧–૧૩) દેવો તે આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથિવી, વાણી, મન, ચક્ષુ, અને શ્રોત્ર; અને સર્વોત્તમ દેવ તે મુખ્ય પ્રાણ છે. સર. છાં. ૧. ૨–ખંડ.

તેઓ આ લોકોને વિષે સ્પર્ધા કરવા લાગ્યા. તે દેવો (અંદર અંદર) બોલ્યા કે, ચાલો (જ્યોતિષ્ઠોમ) યજ્ઞમાં ઉદ્‌ગીથવડે આપણે અસુરોની આગળ થઈ જઈએ-વધી જઈએ. (૨) તેમણે વાણીને કહ્યું, કે તું અમારે માટે ઉદ્‌ગીથનું ગાન કર. ઠીક, એમ કહીને તેમને માટે વાણીએ ઉદ્‌ગીથ (ઉચ્ચ સ્વર)નું ગાન કર્યું. વાણીમાં જે (ત્રણ પવમાનનો) ભોગ (આનંદ) છે તે તેણે દેવોને માટે ગાયો, (અને) જે (નવ-પવમાનમાં) કલ્યાણ (મધુર) બોલે છે, તે પોતાને (**आत्माने**) માટે.(એટલે) તેમણે(અસુરોએ) જાણ્યું, કે આ ઉદ્‌ગીથના ગાનારાથી તે (દેવો) આપણાથી વધી જશે, તેથી તે(વાણી)ની પાસે જઇને તેઓએ એને પાપથી હણી. એ(વાણી) જે અપ્રતિરૂપ(અ-સભ્ય, બિભત્સ, અનૃતાદિ શાસ્ત્રોએ નિષેધ કરેલું) બોલે તેજ

---

(૨) શરીરનો ઇન્દ્રિયો દ્વારા થતો તમામ વ્યવહાર તે મહદ્‌ના બ્રહ્માંડની દૃષ્ટિએ એક મહાન યજ્ઞ છે, અને તેમાં પ્રત્યેક ઇન્દ્રિય પોતપોતાનું કર્મરૂપી 'ઉદ્‌ગીથ' કરી રહી છે. **उद्गाय**, એટલે ઉદ્‌ગાન કર્મ કર. જે ઇન્દ્રિય પોતે કર્મ કરવા માંડે તેને ઉદ્‌ગાન કહે છે, તેના કર્મને ઉદ્‌ગીથનું ગાન કહેવાય છે, ( Expression of the Senses ). " ઉદ્‌ગીથનું ગાન કરવું " એટલે બ્રહ્મની ઉપાસનાને અંગે તેની પ્રાર્થના કરવી, અને એનું ફળ તે બ્રહ્મરૂપ થવાય તે છે. આત્રા ઉદ્‌ગીથના બે વિભાગને માટે જુવો, બૃ. ૧. ૩. ૨૮.

જે "કલ્યાણનો ભાગ" છે, તે પ્રત્યેક ઇન્દ્રિયની સ્વાર્થી કામનાના અંગનો હોઇને એમાં સર્વ દેવની એટલે મુખ્યપ્રાણની–સમષ્ટિની દૃષ્ટિ મીંચાય છે, એટલે એ શુદ્ધિરૂપી ફળાસક્તિભરી પ્રાર્થનામાં અશુદ્ધિરૂપી પાપના પ્રવેશનું પણ રંધ્ર-છિદ્ર છે. જ્યાં અસુરોએ આવું પ્રવેશનું છિદ્ર-સ્વાર્થનું બારૂં-જોયું કે તરતજ તે દ્વારે ઇન્દ્રિયોમાં પ્રવેશ કરીને તેમણે અશુદ્ધિરૂપી પાપથી તેમને હણી. શાસ્ત્રે નિષેધ કરેલાં કર્મના ભોગની વાસના તેજ પ્રત્યેક ઇન્દ્રિયના કર્મમાં પાપનો અંશ છે. સર. ગીતા ૩. ( ૯. ૧૦. ) વળી સર. બૃહ. ૧. ૫. ૨૦.

એનું પાપ; તેજ એ પાપ. (૩) પછી તેમણે (દેવોએ નાસિકામાં રહેલા) પ્રાણને કહ્યું કે, તું અમારે માટે ઉદ્‌ગીથનું ગાન કર. ઠીક, એમ કહીને તેમને માટે પ્રાણે ઉદ્‌ગીથનું ગાન કર્યું. પ્રાણમાં (જે) ભોગ ( delight ) છે, તે તેણે દેવોને માટે ગાયો,(અને)જે કલ્યાણ(શુદ્ધ)સુંઘેછે, તે પોતાને માટે. તેઓ (અસુરો)એ જાણ્યું કે આ ઉદ્‌ગીથના ગાનારાથી તે (દેવો) આપણાથી વધી જશે, (તેથી) તે(પ્રાણ)ની પાસે જઈને તેઓએ તેને પાપથી હણ્યો. એ(પ્રાણ) જે અપ્રતિરૂપ(શાસ્ત્રોએ નિષિદ્ધ કરેલું) સુંઘે છે, તે જ એ પાપ. (૪) પછી તેમણે (દેવોએ) ચક્ષુને કહ્યું કે, તું અમારે માટે ઉદ્‌ગીથનું ગાન કર. ઠીક, એમ કહીને તેમને માટે ચક્ષુએ ઉદ્‌ગીથનું ગાન કર્યું. ચક્ષુમાં જે ભોગ છે, તે દેવોને માટે ગાયો, અને જે કલ્યાણ (શુદ્ધ) જુવે છે, તે પોતાને માટે. તેઓ (અસુરો)એ જાણ્યું કે આ ઉદ્‌ગીથના ગાનારાથી તે (દેવો) આપણાથી વધી જશે, (તેથી) તે(ચક્ષુ)ની પાસે જઈને તેમણે એને પાપથી હણ્યું. એ(ચક્ષુ) જે અપ્રતિરૂપ(શાસ્ત્રે નિષેધ કરેલુ) જુવે છે, તેજ એ પાપ છે. (૫) પછી તેમણે (દેવોએ) કાનને કહ્યું કે, તું અમારે માટે ઉદ્‌ગીથનું ગાન કર. ઠીક, એમ કહીને તેમને માટે શ્રોત્રે ઉદ્‌ગીથનું ગાન કર્યું. સાંભળવામાં જે ભોગ છે, તે તેણે દેવોને માટે ગાયો, (અને) જે કલ્યાણ (શુદ્ધ) સાંભળે છે તે પોતાને માટે. તેઓ (અસુરો)એ જાણ્યું કે આ ઉદ્‌ગીથના ગાનારાથી તે (દેવો) આપણાથી વધી જશે, (તેથી) તેની (શ્રોત્રની) પાસે જઇને તેઓએ પાપથી એને હણ્યો. એ (શ્રોત્ર) જે અપ્રતિરૂપ (શાસ્ત્રે નિષેધ કરેલું) સાંભળે છે, તેજ એ પાપ. (૬) પછી તેમણે (દેવોએ) મનને કહ્યું કે, તું અમારે માટે ઉદ્‌ગીથનું ગાન કર. ઠીક, એમ કહીને તેમને માટે

મને ઉદ્‌ગીથનું ગાન કર્યું. મનમાં જે ભોગ છે, તે તેણે દેવોને માટે ગાયો, (અને) જે કલ્યાણનો સંકલ્પ કરે છે, તે પોતાને માટે. તેઓ (અસુરો)એ જાણ્યું કે આ ઉદ્‌ગીથના ગાનારાથી તે (દેવો) આપણાથી વધી જશે, (તેથી) તે(મન)ની પાસે જઈને તેઓએ પાપથી તેને હણ્યું. એ (મન) જે એમ અપ્રતિરૂપ (શાસ્ત્રનિષિદ્ધનો) સંકલ્પ કરે તેજ એ પાપ. ખરે, આ પ્રમાણે તે ( વાગાદ ત્વચા સાથે બધા ) દેવતાઓ પાપથી લેપાયા (પાપના સંગી થયા ); એમ એ પાપથી હણાયા. (૭) પછી તેમણે (દેવોએ) આ મુખમાં રહેલા (મુખ્ય) પ્રાણને કહ્યું કે, તું અમારે માટે ઉદ્‌ગીથનું ગાન કર. ઠીક, એમ કહીને તેમને માટે તેણે ઉદ્‌ગીથ ગાયું. તેઓ(અસુરો)એ જાણ્યું કે આ ઉદ્‌ગીથના ગાનારાથી દેવો આપણી આગળ થઈ જશે, તેથી તેની પાસે જઇને તેઓ તેને પાપથી હણવાની ઈચ્છા કરી રહ્યા; ( પણ ) જેમ પથરા ઉપર પડતાં માટીનું ઢેફું ( પોતેજ ) ભાગી જાય છે તેમ, તેઓ (અસુરો ) વિવિધ રીતે હણાઈને નાશ પામ્યા. પછી દેવો (પોતપોતાના સ્વરૂપે) પ્રકટ થયા, અને અસુરોનો પરાભવ( નાશ ) થયો. જે એમ જાણેછે તે આત્માની સાથે થાયછે ( આત્માને પામેછે ). અને તેનો દ્વેષ કરનાર ભાંડુ પરાભવ(નાશ)ને પામેછે.

(૮) તેમણે ( વાગાદિ દેવતાઓએ અંદર અંદર ) કહ્યું કે, જે આપણને આમ ( આત્મભાવમાં ) જોડી રહ્યાછે તે ક્યાં હશે વારૂ ? આ મુખમાં અંદર (આકાશ) છે તેમાંજ એ છે, તે જ એ. એ અયાસ્ય આંગિરસ (કાર્યકારણનો આત્મા) કહેવાય છે. તે અંગોનો રસ-સાર છે તેથી ( આંગિરસ ). (૯) એવા એ ( પ્રાણ ) દેવતાનું નામ 'દૂર' છે, કારણકે એનાથી (આસંગ લક્ષણવાળું) મૃત્યુ દૂરજ (રહે) છે, અને જે એમ જાણે છે, તેનાથી મૃત્યુ દૂર રહે છે.

(૧૦) એવા એ (પ્રાણ) દેવતાએ આ (વાગાદિ) દેવતાઓના પાપ રૂપી મૃત્યુને હણીને તેમના(શાસ્ત્રના જ્ઞાનવાળાના) પ્રદેશનો જ્યાં છેડો–અંત છે, ત્યાં (શાસ્ત્ર વિરૂદ્ધ ક્રિયા કરનારાના પ્રદેશમાં) કાઢી મૂકયો; અને પછી એમનાં તે પાપને એણે ત્યાં જ રાખ્યાં. તેથી, રખેને (આપણને) એ પાપરૂપી મૃત્યુ વળગી પડે એવી બ્હીકથી એ 'આંતમિય' જનોની પાસે જવું નહીં. (૧૧) એવા એ (પ્રાણ) દેવતાએ તે(વાગાદિ) દેવોનાં પાપરૂપી મૃત્યુને હણીને, પછી તેમને (ઇન્દ્રિયોને) તે મૃત્યુની પાર (એમના આત્મભાવમાં) લેઈ ગયો.

(૧૨) (એમ) એ પ્રાણે ખરે, પહેલી વાણીને(મૃત્યુથી)તારી. એ મૃત્યુની પાર નીકળી ગઇ–તરી ગઇ, ત્યારે તે અગ્નિ

---

(૧૦) આંતમિય–એટલે ગામના અંતે પાદરે રહેતા જનો, અર્થાત્ શાસ્ત્રે નિષેધ કરેલાં એવાં પાપ કર્મ કરનારા. આવો વર્ગ જન્મથી અંત્યજ નથી. કારણ કે પાપ કર્મ કરનારાનો પુત્ર પુણ્યાત્મા હોય, તેમજ પુણ્યાત્માનો પુત્ર પાપાત્મા પણ થાય છે. આના દૃષ્ટાન્ત પ્રલ્હાદ, અને રાવણ આપણને સુવિદિત છે.

(૧૨) આ મંત્રમાં બતાવ્યું છે, કે પ્રાણના જ્ઞાનથી સ્થૂળેન્દ્રિયનો ભાવ વછુટી જતાં એવી ઇન્દ્રિયોની કલ્પનાનો ખેલ એની મેળે ઉડી જાય છે, અને તેની જગ્યાએ જગત કેવળ સૂક્ષ્મ પ્રાણ રૂપેજ થઇ રહે છે. તે અગ્નિમય થાય છે, અને એ અગ્નિ પણ પ્રાણરૂપ થતાં સૂક્ષ્મતર બને છે. છેવટે આ સર્વ ભાવો પ્રાજ્ઞ બ્રહ્મમાંજ લય પામતાં જ્યાંથી ઉપડયા ત્યાંજ તે સમાઇ જાય છે. એવા વ્યવહારનું અહીં સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. વૃત્તિના સ્થૂળ વિકારો પરિચ્છેદમાં સંકુચિત અને સંઘટ્ટ થતા જાય છે, તેથી તે બંધનરૂપ બને છે. પ્રત્યેક પડળને ચીરતાં સૂક્ષ્મ ભાવના ઉદ્ઘાટનની સાથે દૃષ્ટિની વિશાળતા-મુકિત થતી જાય છે. સ્થૂળતા એ બંધન છે. અને સૂક્ષ્મતા એ સ્થૂળની અપેક્ષાએ વિશાળતાવાળી સાપેક્ષ મુક્તિ છે. દ્રષ્ટાની અદ્વૈત સ્થિતિ એજ નિરપેક્ષ–કૈવલ્ય–મુક્તિ છે. આ સ્થિતિ આવતાં સંકલ્પે ઉપજાવેલું આવું દૃશ્ય જગત, જેમ પક્ષીઓ રેઠાણવૃક્ષમાં ભરાઈ જાય છે તેમજ

થઈ. એવો આ અગ્નિ મૃત્યુને તરી જઇને શ્રેષ્ઠ થઇને (**परेण**) દીપે છે. (૧૩) પછી (નાસિકાના) પ્રાણને એણે તાર્યો. જ્યારે મૃત્યુને એ તરી ગયો, ત્યારે તે વાયુ થયો. એવો આ વાયુ મૃત્યુને તરી જઇને શ્રેષ્ઠ થઇને વાય છે. (૧૪) પછી એણે ચક્ષુને તાર્યું. જ્યારે એ મૃત્યુને તરી ગયું ત્યારે તે આદિત્ય થયું. આ આદિત્ય મૃત્યુને તરી જઇને શ્રેષ્ઠ થઇને તપે છે. (૧૫) પછી એણે શ્રોત્રોને તાર્યાં. જ્યારે એ મૃત્યુને તરી ગયા, ત્યારે તેઓ દિશાઓ થયા. આ દિશાઓ મૃત્યુને તરી જઇને શ્રેષ્ઠ (થઇ રહે છે). (૧૬) પછી એણે મનને તાર્યું. જ્યારે એ મૃત્યુને તરી ગયું ત્યારે તે ચંદ્રમા થયું. એવો આ ચંદ્રમા મૃત્યુને તરી જઇને શ્રેષ્ઠ થઇને શોભે છે. જે એ(પ્રાણ)ને આ પ્રમાણે જાણે છે તેને એ પ્રાણદેવતા મૃત્યુથી તારી લે છે.

(૧૭) પછી તેણે (પ્રાણે) પોતાને માટે ખાવાનું ગાયું (પ્રાણન્ ક્રિયા કરીને તે મેળવ્યું), કારણ કે, લોકમાં જે કાંઈ અન્ન (ભોજ્ય) ખવાય(ભોગવાય)છે, તે આ(પ્રાણ)નાથીજ ખવાય છે. તેથી અહીં(પ્રાણમાં)જ તે (અન્ન) પ્રતિષ્ઠિત છે. (૧૮) તે (વાગાદિ)દેવો તેને કહેવા લાગ્યા કે આટલું

---

આ બધો વ્યવહાર પરમાત્મામાં સ્થિર થઈ જાય છે-વિરામી જાય છે. સર. પ્રશ્ન. ૪. (૭,૮.) વળી સરખાવો વિશેષ સ્પષ્ટિકરણ માટે બૃ. ૩. ૧. (૩-૬.) અને બૃ. ૬. ૧. ૧૪. સરખાવો. છાંદો. ૫. ૧ ખંડ. ત્યાં ઇન્દ્રિયોનો અહંકાર પ્રકટ કર્યો છે. અહીં ફળમાં આસક્તિવાળો તેમનો સ્વાર્થ પ્રકટ કર્યો છે. જુવો. બ્ર. સુ. ૨. ૪. ૧૪.

શ્રેષ્ઠ દીપેછે એટલે કે શ્રેષ્ઠપ્રાણ ભાવે અથવા સર્વાત્મક થઇને પ્રકાશેછે. અર્થાત મહત્‌ના સ્વભાવને પામે છે. તેજ પ્રમાણે વાયુ શ્રેષ્ઠ થઇને વાય છે ઇત્યાદિ.-આજ દેવોના ઇન્દ્રિય પ્રવેશ માટે જુવો ઐત. ૨ ખંડ.

(૧૭) સર. છાંદો. ૧. ૧૨. (૨-૫).

(૧૮) એકલા મુખ્ય પ્રાણની તૃપ્તિ થતાં ઇન્દ્રિયોરૂપી બધાં અંગો પોષાય છે, એમ સમષ્ટિમાં જ વ્યક્તિનું દર્શન કરાવતો અહીં શ્રુતિનો ઉપદેશ છે.

આ બધુંય જે અન્ન છે તે તમે(પ્રાણ)જ પોતાને માટે ગાઓ (આરોગો); અને પછી અમને તે અન્નમાં ભાગીઆ કરજો. (તેણે કહ્યું કે) તમે (ત્યારે) મારામાં પ્રવેશ–અભિનિવેશ કરો. ઠીક, એમ કહીને તેઓ(દેવો) એ પ્રાણમાં ચારે તરફથી પેઠા (તદ્રુપ થયા). તેથી, આ પ્રાણવડે લોક જે અન્ન ખાય છે તેજ(અન્ન)વડે તેઓ (વાગાદિ) તૃપ્ત થાય છે. જે એ પ્રાણને આ પ્રમાણે જાણે છે, તેનામાં એના સ્વજનો (બાંધવો) પ્રવેશ કરે છે (એનારૂપ થઈ રહે છે), એ સ્વજનોનો ભર્તા થાય છે, શ્રેષ્ઠ થાય છે, એમનો અગ્રણી થાય છે; તે અન્ન ખાનાર (અગ્નિસમાન તેજસ્વી, અને) અધિપાત થાય છે. પ્રાણને એવી રીતે જાણનારની વિરૂધ્ધ થવા (એના) સ્વજનમાંનો જે કોઈ ઈચ્છા કરે તે પુરતા (જોઇએ તેટલા) આશ્રિતો-અનુચાર્યાઓવાળો થતો નથી; જે એવાને અનુકૂળ અનુસરવાવાળો થાય છે, કે થવા ઈચ્છા કરે છે, તે જરૂર ઘણા આશ્રિતો, અનુયાયીઓવાળો થાય છે.

(૧૯) એ અયાસ્ય (મુખમાંનો પ્રાણ) આંગિરસ (છે), કારણ કે એ અંગોનો રસ–સાર છે; પ્રાણ અંગોનો રસ છે, જરૂર, પ્રાણ અંગોનો રસ છે. પ્રાણ અંગોનો રસ છે, તેથી જે કોઈ અંગમાંથી પ્રાણ ઉઠી જાય, ત્યાંથી તે અંગ સુકાઇ જ જાય છે; કારણ કે જરૂર એ પ્રાણ અંગોનો રસ–સાર છે. (૨૦) એ (પ્રાણ) ખરે બ્રહ્મસ્પતિ છે. વાણી એટલે બૃહતી (ઋગવેદ), તેનો એ પતિ તેથી એ બ્રહસ્પતિ (કહેવાય) છે. (૨૧) એ ખરે' બ્રહ્મણસ્પતિ' છે. વાણી જરૂર, બ્રહ્મ(યજુર્વેદ) છે, તેનો એ પતિ છે, તેથી એ બ્રહ્મણસ્પતિ(કહેવાય)છે.

---

(૧૯) આ અયાસ્ય આંગરિસો તે જ ગાંધર્વ આંગિરસ સુધન્વા હશે? જુવો. બૃ. ૩. ૩. ૧. જ્યોતિ.

(૨૧) આમને માટે સર૦ છાંદો. ૧ (૬–૭) ખંડો.

(૨૨) એ (મુખ્યપ્રાણ)જ ખરે "સામ" (ઉદ્‌ગીથ)છે. વાણી તે 'સા'; અને (પ્રાણ) તે 'અમ', એમ 'સા' અને 'અમ' મળીને (સામ), એવું સામનું સામત્વ (છે). (અથવા) જે દેવ પ્લુષિણા (ઉધેવ)જેવડો (સમ) ડાંસના જેવડો, હાથીના જેવડો, આ ત્રણે લોકોના જેવડો, આ સર્વ છે તેના જેવડો (બધેય સરખો) છે તેથી તે "સામ" (કહેવાય)છે. જે આ પ્રમાણે સામને (સર્વાત્મન્) પ્રાણને જાણેછે તે "સામ"ને પામેછે, સામના સાયુજ્ય (સમીપતા) કે, તેના લોકને (ભાવને) પામે છે.

(૨૩) એ પ્રાણ ખરે 'ઉદ્‌ગીથ' (છે). પ્રાણ એજ 'ઉદ્' (છે); કારણ કે, આ બધું (જગત) એ પ્રાણેજ (ઉભુ) ધારી રાખ્યું છે. વાણી એજ ગીથા (ગીતા) છે. 'ઉદ્' અને 'ગીથા' એમ મળીને એ ઉદ્‌ગીથ (થયો). (૨૪) તેની એક કથા

---

(૨૨) સામ એજ પ્રાણ છે. આ સર્વ દૃશ્ય એ પ્રાણજ છે. પ્રજ્ઞાત્માનો એ ફુરકારોજ છે, અને આ પ્રાણજ આ સર્વ જગત્‌ને ધારણ કરી રહ્યો છે. અને વિવિધ દૃશ્ય રૂપે એ પોતેજ વહેંચાઇ રહ્યો છે, તેથી એનું સ્વરૂપ તેજ સર્વ દૃશ્ય વસ્તુનું સ્વરૂપ છે. આ સર્વ લોક તે એનુંજ સ્વરૂપ છે, તેથી વાગાદિ સર્વ ઇન્દ્રિય દેવતાઓ તથા સ્થૂળ તેમજ સૂક્ષ્મ ભૂતો એ સર્વ એનાંજ અંગો છે. તેથીજ એ પ્રાણને કીડીની સાથે, તેમજ કુંજરની સાથે સરખાવ્યો છે. તેથીજ વળી એને આ ત્રણે લોકના શરીરની સાથે, તેમજ આ જે કાંઇ દૃશ્ય છે તેના શરીરની સાથે સરખાવી તેમના "સામ" જેવો બધેય સરખોજ કહ્યો છે. આ પ્રાણ તે પ્રજ્ઞાત્મા—બ્રહ્મનું વ્યાકૃત સ્વરૂપ છે. પણ એ સ્વરૂપ આત્માનું તો આલોચનજ છે, માત્ર એનો ફુરકારોજ છે. તેથી તે પરમાર્થતઃ સદ્રૂપ નથી, પરંતુ એ અસત્ અને કાલ્પનિકજ છે. જુવો ઐત ૧. ૧. જ્યોતિ. છાંદો. ૬. ૧. ૫. છાંદો. ૧. ૧. ૨.

(૨૩) 'ઉદ્‌ગીથ' તે યજ્ઞમાં એક ઉપાસનાને લગતું સામનું અંગ છે.

(૨૪) વાણી અને પ્રાણથીજ એ આંગિરસે ઉદ્‌ગીથ કર્યું હતું, એટલે કે એ મુખ્યપ્રાણેજ વાણી અને પ્રાણ થઇને તેવા રૂપે પ્રાણન

છે. ચૈકિતાનેય બ્રહ્મદત્તે (યજ્ઞમાં) સોમરાજનું પાન કરતાં કહ્યું હતું, કે અયાસ્ય (મુખ્યપ્રાણ) આંગિરસ (છે). આનાથી બીજા(વાગાદિ પ્રાણ)વડે જો મેં ઉદ્ગીથ કર્યું હોય તો (મારૂં) જૂઠાનું મુસ્તક આ રાજા સોમ હેઠુંજ પાડજો. ખરે, તેણે વાણી અને પ્રાણથીજ ઉદ્ગીથ કર્યું હતું.

(૨૫) એવા તે સામના 'સ્વ'(આત્મતત્વ)ને જે જાણે તે તેના 'સ્વ'(રૂપે)થાય છે. જરૂર તેનો 'સ્વ' (આત્મા) તે તેનો 'સ્વર'જ છે, તેથી આર્ત્વિજ કરતાં વાણીમાં સ્વરની ઇચ્છા કરવી. એવા સ્વરથી સંપન્ન એવી વાણીવડે આર્ત્વિજય કરવું જોઇએ. તેથીજ યજ્ઞમાં સ્વરવાળાને લોક જોવાની (મેળવવાની) ઇચ્છા કરે છે. વળી જે સામના 'સ્વ'ને-તત્વને આ પ્રમાણે જાણે છે, તે એના સ્વ(રૂપે) થાય છે. (૨૬) જરૂર, એવા તે સામના સુવર્ણ (સારો વર્ણ-વ્યંજન-હોવાપણા)ને જે જાણે, તે એનું સુવર્ણ (રૂપ) થાય છે. તેનું સુવર્ણ જરૂર 'સ્વર' છે. સામનું જે આ પ્રમાણે સુવર્ણ જાણે છે, તે તેના સુવર્ણ (રૂપે) થાય છે.(૨૭) જરૂર, એવી સામની જે પ્રતિષ્ઠાને જાણે છે, તે (પોતે) પ્રતિષ્ઠાને પામે છે. તેની વાણીજ ખરે પ્રતિષ્ઠા છે, કારણ કે, ખરે, વાણીમાં એવો એ પ્રાણ પ્રતિષ્ઠિત થઇને ગવાય છે. વળી, કેટલાક કહે છે, કે તે અન્નમાં (પ્રતિષ્ઠિત છે.)

---

ક્રિયા કરી હતી. અર્થાત્ એ વાણી અને પ્રાણ બેય એ મુખ્યપ્રાણ પોતેજ હતો, અને જે આ ભિન્ન નામો છે તે તો માત્ર તેના વિકારોજ હતા. પરમાર્થ સત્ વસ્તુ તો પ્રાણજ છે, તે જ પર છે, એવી ચૈકિતાનેય બ્રહ્મદત્તની પ્રતિજ્ઞા હતી. એ પ્રતિજ્ઞા સત્ય હતી, તેથી તેનું માથું કપાયું નહોતું. સર. છાંદો. ૧. ૨. ૧૦.

(૨૭) સર. કૌષી. ૩. ૬.

(૨૮) હવે પવમાનોના ( યજ્ઞમાં કરવાની પ્રાણોપાસનાના)અધ્યારોહણની વિધિ : ખરે, પ્રસ્તુતિ (પ્રાર્થના) કરનારો સામનીજ સ્તુતિ કરે છે (પ્રાર્થના કરે છે). એ જ્યાં જ્યાં સ્તુતિ કરે ત્યાં આ મંત્રોનો એણે જપ કરવો: "અસત્‌માંથી મને સત્‌માં દોરી જા". "તમસ્‌માંથી મને જ્યોતમાં દોરી જા". "મૃત્યુ(માયાજાળ)માંથી મને અમૃત(બ્રહ્મ)માં દોરી જા". એ જ્યાં એમ બોલે કે 'અસત્‌માંથી મને સત્‌માં દોરી જા.' ત્યાં જરૂર અસત્ તે મૃત્યુ છે, અને સત્ તે અમૃત છે; (તેથી) મૃત્યુમાંથી અમૃતમાં દોરી જા, (એટલે) મને અમૃત

---

(૨૮) આ ઉદ્‌ગીથમાં ઉપાસના કરવાની પ્રાર્થનાના બે વિભાગ છે. એક તો આ મંત્રમાં જણાવેલા ત્રણ ઉપાસનાના મંત્રો; અને બીજાં નવ સ્તોત્રો છે. પ્રથમના ત્રણ મંત્રો આકાશના શરીરવાળો સર્વદેવાત્મક મુખ્યપ્રાણ, કે જેમાં ચિત્ત-બુદ્ધિ શકિત પ્રકટ થાય છે, તેનેજ ઉદ્દેશીને છે, કારણ કે, તે આ ઇન્દ્રિયોના ઉદ્ધારને અર્થે છે. એટલો એ "ભોગ"નો વિભાગ તેથી સર્વે દેવોને માટેનો છે. ઇન્દ્રિયો આ ભાગને અંગે જે પ્રાર્થના કરે છે તે દેવોને માટે છે. જુવો. બૃ. ૧. ૩. (૧૨. ૧૬). પણ બીજાં નવસ્તોત્રો છે, તેમાં તો પોતપોતાનીજ કામનાઓની તૃપ્તિને અર્થે ઉપાસકે પ્રાર્થના કરવાની છે, એટલે પ્રાર્થના કરનાર ઇન્દ્રિયોની પોતાની સ્વાર્થી ભોગતૃપ્તિને અર્થે પ્રાર્થના કરવાની છે, બધાય દેવોના સમુહરૂપ મુખ્ય પ્રાણને અર્થે નહીં. તેથી એ પોતાની જાતના સ્વાર્થ પુરતી છે, એટલે તેનાથી મળતું ફળ તે એના સ્વાર્થના અંગતું છે. આથીજ પહેલાના મંત્રોમાં "ભોગ" દેવને અર્થે, અને "કલ્યાણ"-કામનાનું ફલ તે સ્વાર્થને, એટલે પોતાને, અર્થે દરેક દેવતાએ ગાયું એમ કહ્યું છે, જુવો. બૃહ. ૧. ૩. (૨-૬).

અગાધની એટલે ભોગનીજ પ્રાર્થના. આમ સામને ઓળખનારો તેથીજ લોકની પ્રાપ્તિમાં પોતાની લાયકાત-યોગ્યતા-માં જરાય શંકા વગરનો છે, અર્થાત્ એ તો અવશ્ય મળશેજ એવી ખાતરીવાળો જ થાય છે.

બનાવ, એમજ એ બોલે છે. 'તમસૂમાંથી મને જ્યોતમાં દોરી જા' (એમ બોલે ત્યાં) તમઃ—અંધકાર એજ મૃત્યુ છે, (અને) જ્યોતિ તે અમૃત છે, (તેથી) મૃત્યુમાંથી મને અમૃતમાં દોરી જા, (એટલે) મને અમૃત બનાવ એમજ એ બોલે છે. 'મૃત્યુમાંથી મને અમૃતમાં દોરી જા' એનો તો અર્થ ગૂઢ નથી.

હવે જે બીજાં સ્તોત્રો છે, તેમાં પોતાને (સ્વાર્થને) માટે અન્નાદ્યની પ્રાર્થના કરાય છે, તેથી તેમાં એ (યજમાન) જે, જે કામની ઈચ્છા કરે તેવા વરની(ઈષ્ટ વસ્તુની)તે માગણી કરી શકે છે. એવું જાણુનારો એ ઉદ્દગાતા(ઉપાસક) પોતાને માટે કે યજમાનને માટે જે કામની તે કામના કરે તેને માટે પ્રાર્થના કરે છે. સામને જે આ પ્રમાણે ઓળખવું તે જ (સર્વ) લોકને જીતી લેનારૂં (સાધન) છે, (તેથી) તેવો (ઓળખનાર) અલોક્યતા (લોક મેળવવામાં પોતાની અયોગ્યતા)વાળી જરાય આશંકા કરતો નથી.

---

## ચોથું બ્રાહ્મણ.

(૧) આ (મૂર્તામૂર્ત ભોજ્ય જગત્)ની પૂર્વે માત્ર આત્માજ હતો. (એ) પુરૂષની વિધિએ-પેઠે (વ્યક્ત) થયો.

---

(૧) અહીં સુધી હિરણ્યગર્ભ-મૃત્યુ-ની કામનાઓનું કહીને, હવે એવી દૃઢ થએલી કર્મની કામનાવાળો, અને "અહંકાર"થી વ્યક્ત થએલો 'પુરૂષ' ઇશ્વરભાવે વૃત્તિઓની તૃપ્તિ અર્થે મૂર્તામૂર્ત ભોજ્ય જગતને, અન્નને, સૃજતો શ્રુતિ બતાવે છે. આત્માનુ લક્ષણ સ્મૃતિકારોએ આ પ્રમાણે પણ કર્યું છે.

यच्चाप्नोति, यदादत्ते, यच्चात्ति विषयानिह ।
यदस्य सन्ततो भावः तस्मात् आत्मेति कीर्त्यते ॥

અહીં જે વિષયોને ઉભા કરે છે, તેમને પકડી રાખે છે, અને ભોગવે છે,

પછી, એણે ચારે તરફ જોતાં પોતાના સિવાય બીજા કોઇને દીઠું નહીં. (એટલે) "હું છું" એમ એ પહેલું

---

એવો જે સત્ (બ્રહ્મ)નોજ વ્યક્ત ભાવછે, તેથી તેને "આત્મા" એમ કહેવાયછે. **पूर्वम् औषत् इति पुरुषः** પૂર્વે સત્કાર્યાદિથી અને જ્ઞાનથી પાપોને બાળી મૂકેલાં તેથી તે પુરૂષ થયો. અવ્યક્ત ભાવે રહેલો મૃત્યુ—હિરણ્યગર્ભ વ્યક્ત થતાં પ્રજાપતિ, વિરાટ પુરૂષ, અથવા ઇશ્વર ભાવે પ્રકટ થાય છે. એવો આ વિરાટ પુરૂષ મનુષ્યરૂપે થવાથી મનુષ્યના સર્વ ભાવોનું એનામાં આરોપણ કરવામાં આવ્યું છે. એકલો હોઇને બ્હીવાનું, તેમજ એકલો હોવાથી રમવાના આનંદ વિનાનું, અને તેથી સ્ત્રીની ઇચ્છા કરવાનું, આ સર્વ મનુષ્યભાવનું વિરાટમાં આરોપણ કરવામાં આવ્યું છે. મનુષ્ય બુદ્ધિ બીજી રીતે પ્રાજ્ઞપુરૂષના સ્વભાવનો યથાર્થ તર્ક કરી શકે નહિ. આ સંકલ્પ રૂપાત્મક એની ઇચ્છાઓ તેજ વિરાટરૂપે વ્યક્ત થતા બ્રહ્મની માયાશકિત છે. અને એનોજ સત્ય સંકલ્પ સ્ત્રીરૂપમાં એને પ્રકટ કરીને 'શતરૂપા' બનાવે છે. પ્રશ્નોપનિષદ્‌માંની એજ રયિ, અન્ન. એજ પુરાણમાં પ્રસિદ્ધ થએલી બ્રહ્માની પુત્રિ 'સરસ્વતિ'. આ શતરૂપા તે અનેક રૂપ ધારણ કરતી માયાજછે. તેનું રૂપ કલ્પિત હોવાથી અવિદ્યાના માનુષિક આવરણવાળું છે, અને તેથી, ધર્માધર્મવાળી અવિદ્યાના આવેશમાં પિતાપુત્રિનો સંબંધ વિચારતાં પિતાનું આચરણ શિષ્ટાચારથી વિરૂદ્ધ હોઇ ચોથા મંત્રમાં શરમથી તે સ્ત્રી સંતાવા માગેછે, પણ પ્રાજ્ઞબ્રહ્મ (પ્રજાપતિ) તો જ્ઞાનમય હોઇ એનામાં અવિદ્યાનું આવરણ નથી તેથી પોતાની સ્વાભાવિક કલ્પનાનુસાર એવા પુત્રિદોષની તે ગણના કરતો નથી, અને જાણે પુત્રિની પાછળ પડી એને સંકલ્પનાત્મક પ્રજોત્પત્તિ માટે પીડી રહ્યો છે. જગત આવા બ્રહ્મના સ્વાભાવિક સંકલ્પથીજ ઉત્પન્ન થએલુંછે, અને તેની વસ્તુતઃ સત્યતા નથી એમ આ બ્રાહ્મણમાં વિગતવાર સ્પષ્ટ કરવામાં આવ્યું છે. અને સ્થૂળ દૃષ્ટિવાળાને પણ તે સમજાવવા આ પુરૂષના વ્યવહારનો ત્યાં આલંબ કર્યો છે. આ વ્યવહારને વળી પુરાણોમાં વધુ સ્થૂળરૂપ આપી અનેક રીતે એજ સત્યને વિવિધ વાર્તાઓમાં ગુંથીને કહેવામાં આવ્યું છે. બ્રહ્મજ્ઞાનથી જ્યારે પ્રાણી માત્રના આવા ભોગસંકલ્પો શમી જાય છે, ત્યારે પ્રાજ્ઞ સ્વરૂપે થતાં તે કૈવલ્ય મુક્તિને પામે છે. પ્રશ્ન ૪. (૭--૮)

બોલ્યો, તેથી 'હું' ('અહં'કાર)એવું એનુ નામ પડયું(થયું). તેથી વળી આજે પણ (કોઇનાથી) ટોકાતાં "એ હું" એમજ પહેલાં બોલીને પછી બીજું જે એનું નામ હોય તે (પુરૂષ) બોલે છે. આ સર્વ(જગત્)ની જે પૂર્વેનો (છે) તેણે (જ્ઞાનથી) સર્વે પાપોને (પૂર્વે) બાળી નાખ્યાં હતાં (**औषत**), તેથી તે "પુરૂષ" (થયો હતો.) જે આ પ્રમાણે

---

સર. પ્રશ્નો.૧. ૪. ઐત. ૨. (૧–૫), ૩ (૧-૧૪) તૈ. ૨. (૬-૭) અનુવાકો. ગૌ. કા. ૧. ૧૭. બ્ર. સૂ. ૧. ૧. (૨૦. ૨૧.) જ્યોતિ.

"હું" એવા રહસ્ય નામને માટે જુ. બૃ. ૫. ૫. ૪.

બ્રહ્મ-પુરૂષથી સ્તંભ પર્યન્તનો આ સંસાર કાર્યકારણના સંઘાતમાં જ સંકળાયલો છે, તેથી હેતુફલન્યાયે તે અનાદિ છે; અર્થાત્, કોઇની શરૂઆત નક્કી નાજ થઈ શકે એવો છે. તેથીજ પુરૂષને પણ પૂર્વભાવી સંઘાતનું કારણ કહેવા માટેજ એના સંસારીત્વનું ભાન કરાવતું પૂર્વનું પાપ-મોચન શ્રુતિ અહીં પ્રકટ કરે છે. જુવો બ્ર. સૂ. ૨. ૧. ૩૬. જ્યોતિ. આવા કારણથીજ આ સર્વની જે પૂર્વે હતો તેણે સર્વે પાપોને બાળી નાખ્યાં હતાં, તેથી તે 'પુરૂષ' થયો હતો. અહીં વિરાટ પુરૂષને "સંસારી" જીવાત્મા હોય તેમજ શ્રુતિએ વર્ણવ્યો છે, તે માત્ર માયા-અવિદ્યાની ઉપાધિના આશ્રયને લીધેજ એને સંસારી કહ્યો છે, પરંતુ આત્મારૂપે તો તે પરમાર્થતાએ કેવળ નિષ્કલ અને નિત્ય પાપરહિતજ છે. તેથીજ

" इदं मित्रं वरुणं अग्निमाहुः ", કે "एष प्रजापतिरेते सर्वे देवाः " એવી શ્રુતિ છે. વળી एवं एके वदन्ति अग्नि अनुमन्ये प्रजापतिम्, તેમજ योऽसावतीन्द्रियोऽग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः। भूतमयोऽचिंत्यः स एव स्वयमुद्बभौ । એમ ઉપાધિ, અને નિરૂપાધિત્વને, લીધે 'સંસારી' કે 'અસંસારી' વર્ણવ્યો છે. પણ વસ્તુતાએ તે સનાતન છે, તેથી આ વિરૂદ્ધતાને દોષ ગણવો નહીં. જુવો કઠ. ૨. ૨૧.

ઓલ્ડ ટેસ્ટામેન્ટના આદિમનુ–આદમ અને ઇવના રૂપકમાં આવી શ્રુતિએ સંઘરેલીજ આખ્યાયિકા પ્રકટ થઈ હોય એમ લાગે છે.

જાણે છે, તે જરૂર, એની આગળ થવા ઇચ્છે તેને બાળીજ નાખે છે. (૨) એ(વિરાટ પુરૂષ) બ્હીન્યો; તેથી એકલો (હરકોઇ) બ્હીવે છે. તેણે આમ તેમ જોયું કે, મારા સિવાય (અહીં) બીજું તો કોઈ નથી, તો (હું) કોનાથી બ્હીઉ છું ! એમ (જાણીને) એનો ભય ગયો. ખરે, એ કોનાથી બ્હીવે ? કારણ કે, બીજાનાથીજ ભય થાય છે (પોતાથી નહીંજ).

(૩) એવા(પુરૂષ)ને આનંદ ના જ પડયો, તેથી એકલાને આનંદ પડતો નથી. એણે બીજાની ઇચ્છા કરી. ધાઢ

---

(૩) આ મંત્રમાં પ્રજાપતિએ સંકલ્પ બળેજ પ્રથમ ત્રણ, તેજ, જળ, અને પૃથ્વી કર્યાં, તેમાં પોતે પ્રવેશ કર્યો, અને તેમાંથી આ પ્રજા ઉત્પન્ન કરી. જુવો છાંદો. ૬. (૨-૩) માં. આ બે ઉત્પાદક અને ઉત્પન્ન એવાં તત્વોમાંનું એક તો જે શક્તિવાળો "પોતે" થયો તે સદ્દેવતા, એવો પુરૂષ ભાગ છે. એ શક્તિઓ જેમાં પ્રકટ થઇ છે એવી અત્યંત સૂક્ષ્મ–અમૂર્ત–ધાતુમાં કેન્દ્રિત થતું સદ્દેવતાનું અભિમાનત્મક 'અહં' સ્વરૂપ છે, તેજ તે પુરૂષ ભાગ. તેજ, જળ, અને પૃથ્વી એ સ્થૂળ–મૂર્તતત્વો થયાં, તે એટલાં સ્થૂળ છે કે તેમાં આત્મતત્વ કેન્દ્રિત થઇને એની મેળે સૂક્ષ્મ આકાશ કે વાયુની પેઠે ચેતન વ્યવહાર કરી શકતું નથી, તેથી ચેતનાત્મક જીવતા આત્મારૂપે પુરૂષે કે સૂક્ષ્માશ્રયી પ્રાણના અંશે એમાં પ્રવેશ કરવો પડયોછે. આ જે સ્થૂળ ધાતુઓ તેજ બીજુ ફૂડસીયું, શતરૂપા, એની દુહિતા, સ્ત્રી. આમને હાલની સાધારણ ભાષામાં Energy, and Matter કહીએ તો સમજાશે. પુરૂષ ભાગ તે સદ્દેવતા Energy છે, અને સ્થૂળ ભાગ, સ્ત્રી ભાગ, તે Matter છે. બન્નેયમાં ચેતનના આવિર્ભાવને અર્થે ધાતુનો આશ્રય તો છે જ; પણ એકમાં એટલે 'પુરૂષ'માં એ આકાશાત્મક ધાતુ એટલી સૂક્ષ્મ છે, કે ત્યાં ચૈતન્ય કેન્દ્રિત થઇને વ્યવહારાર્થે સ્વતઃ પ્રકટ થાય છે, તેથી તેને સાધારણ રીતે બ્રહ્મ-મન કહે છે. અને બીજીમાં ધાતુની સ્થૂળતાને લીધે ચૈતન્ય એની મેળે પ્રકટ થતું નથી, માટે એમાં પુરૂષ જીવરૂપે પ્રવેશ કરે છે ત્યારેજ એ જીવતું જણાય છે. આ બીજો ભાગ તે મૂર્ત મનાય છે. હવે પ્રશ્ન ૧-૫ માં કહ્યા પ્રમાણે

લપેટાયલાં સ્ત્રી-પુરૂષ હોય તેવડો તે(સત્ય સંકલ્પના બળ વડે) થયો (વધ્યો). એણે તેવા આત્માના(પોતાના) બે ભાગ પાડી નાખ્યા. તેમાંથી (એક) પતિ, અને (બીજું) પત્ની થયાં, તેથી આ દાળના અડધીયા જેવું (બીજું) ફડસીયું(અર્ધાંગ) આત્મા(પુરૂષ)નુંજ છે, એમ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે. એટલે એવો (અડધો થએલો) આકાશરૂપી (વિરાટ) પુરૂષ સ્ત્રી વડે (સંલગ્ન થઇને) પૂર્ણ થયો. તે (મનુ–સંકલ્પાત્મક પ્રજાપતિ) એવી(કલ્પેલી તેથી અનેકરૂપોને ધારણ કરતી 'શતરૂપા' નામની) સ્ત્રીને અડયો, અને તેમાંથી મનુષ્યો જન્મ્યા.

(૪) તેણે (શતરૂપાએ) વિચાર કર્યો કે, હાય ! પોતામાંથીજ મને ઉત્પન્ન કરીને આ મારો(પુત્રિનો) સંભોગ કરે છે ! લાવ (જૂદુ રૂપ લઈને) હું (ત્યારે) સંતાઇ જ જઉં. પછી એ ગાય થઈ ગઇ, તો પેલો (પુરૂષભાગ) ઋષભ થઇને તેને અડક્યો, અને તેમાંથી ગાયોનો જન્મ થયો. (વળી) પેલી વડવા (ઘોડી) થઇ ગઇ, તો પેલાએ અશ્વ થઇને, પેલી ગર્દભી થઇ તો પેલાએ ગર્દભ થઇને, એ(શતરૂપા)નો સંભોગ કર્યો. એનાથી (એક ખરીવાળાં) પશુઓનો જન્મ થયો. પેલી મેઢી થઈ તો પેલાએ મેઢા થઇને તેનો સંભોગ કર્યો, તેમનાથી બકરાં અને મેઢાંનો જન્મ થયો. એ પ્રમાણે કીડીથી માંડીને જે જે સ્ત્રી-પુરૂ-

---

મૂર્ત અને અમૂર્ત બન્નેય ધાતુ તો અન્ન જ છે, એટલે આત્માએ સંકલ્પ બળે ઉત્પન્ન કરેલી તેની ભોજ્ય સૃષ્ટિ છે, તો મૂર્ત તો જરૂર રયિ છે જ, એ વાક્ય અહીં બહુ સ્પષ્ટ સમજાશે.

એકમાંજ સ્ત્રી અને પુરૂષ બન્નેય લપેટાયલાં હોય તેવડો એ 'પુરૂષ' વધ્યો. એમ શ્રુતિ કહે છે, તે પ્રાણીશાસ્ત્રના ઇતિહાસમાં જણાતી સ્ત્રી પુરૂષની એકઠી થએલી સૃષ્ટિના ક્રમમાં પ્રકટતું સત્ય છે, એમ ઉઘાડું સમજાય છે.

ષનાં જોડખાં છે તે સર્વને એણે(મનુ પ્રજાપતિએ) સરજ્યાં.

(૫) એ (પ્રજાપતિ) સમજ્યા કે, હું (પોતે) જ આ સૃષ્ટિ છું. કારણ કે, હુંજ આ સર્વને (સંકલ્પબળે) સરજી (અંદરથી કાઢી-વિસ્તારી) રહ્યો છું ! તે ઉપરથી આ 'સૃષ્ટિ' (એવા નામે) થઈ. જે તેને આ પ્રમાણે જાણે તે સૃષ્ટિમાં (તદ્રુપ થઇને પ્રજાપતિ) થાય છે.

(૬) ત્યાર પછી, એણે મંથન કર્યું. અને મુખરૂપી યોનિમાંથી, અને બે હાથોમાંથી અગ્નિને ઉત્પન્ન કર્યો. તે

---

(૫) સર. ઐત. ૩. ૧૩. જ્યોતિ.

(૬) આ "પ્રજાપતિ"ને શ્રુતિ અને સ્મૃતિમાં ઉપાધિને અંગેજ સંસારી, અને સ્વભાવે અસંસારી, એમ વારંવાર વર્ણવ્યો છે; જુવો બૃ. ૧. ૪. ૧ ઉપરની જ્યોતિ. હિરણ્યગર્ભની સૂક્ષ્મ આકાશાત્મક શારીર-ઉપાધિ અત્યંત શુદ્ધ, અને સૂક્ષ્મ હોય છે, તેની અપેક્ષાએ શ્રુતિસ્મૃતિમાં એને પ્રાયશઃ, મુખ્યત્વે કરીને, માત્ર 'પર' એટલે અસંસારી તરીકે વર્ણવ્યો છે; જ્યારે જીવોની અવિદ્યા ઉપાધિ બહુ ભાગે સ્થૂળ શુદ્ધ હોઇ તેમને સંસારી તરીકે વર્ણવ્યા છે. સઘળી ઉપાધિઓ કાઢીનાંખતાં તો બધા ધર્મો અમર 'પરના' જ છે, એમ શ્રુતિ અને સ્મૃતિઓએ પ્રતિપાદન કર્યું છે. એથીજ શ્રુતિ અહિ સ્પષ્ટ કરીને કહે છે, કે ઉપાધિના યોગે યાજ્ઞિકો જેને આ "અગ્નિ" દેવ, આ "વાયુ" દેવ એમ કરીને પૂજવાનું કહે છે, તે સર્વ આ સર્વાન્તર્યામી આત્મા પ્રજાપતિનાં વિશિષ્ઠ રૂપોજ, સંકલ્પિત કળાઓ જ, છે; વસ્તુતાએ તો એ બધાય દેવો પ્રજાપતિ પોતેજ છે. સર. બૃ. ૧. ૨. ૭. જુવો. પ્રશ્ન. ૧. ૪. જ્યોતિ.

આ બ્રહ્મની સૃષ્ટિને જ્યાં અતિસૃષ્ટિ કહી છે, ત્યાં 'અતિસૃષ્ટિ'નો અર્થ એવો છે કે, ઉત્કૃષ્ટ જ્ઞાનના પ્રભાવે કરીને સર્વાત્મકતાને પામી, પુરૂષ વિરાડરૂપે થઇને પુનઃ તે દેવાદિને સરજે છે, ત્યાં એની એવી સૃષ્ટિને 'અતિસૃષ્ટિ' કહી છે. પહેલાજ મંત્રમાં 'પુરૂષ'નો અર્થ સમજાવતાં શ્રુતિએ કહ્યું છે કે, જ્ઞાનથી પાપ માત્રને બાળીને એ સર્વની પૂર્વનો 'પુરૂષ' થયો, એટલે કે જે યજમાનરૂપે મર્ત્ય હતો, તે જ્ઞાન અને કર્મોએ કરીને પ્રથમ પોતે પુરૂષત્વને પામી અમર થયો, અને

બેય (મુખ અને હાથ) રૂવાડાં વગરના છે, કારણ કે યોનિ અંદરથી રૂવાડાં વગરની છે. (યાજ્ઞિકો) જે 'આને પૂજો' 'આને પૂજો', એમ એક એક દેવને પૂજવાનું કહે છે તે પ્રત્યેક એનીજ (એકજ પ્રજાપતિની) વિશેષ સૃષ્ટિ છે. એ(પોતે વિરાટ)જ બધાય દેવો છે.

હવે, જે કાંઇ આ આર્દ્ર-ભીનું છે, તે તેણે વીર્યમાંથી સરજ્યું, એ જ સોમ. જરૂર આવડું આ બધુંય (સૃષ્ટિ)છે: આ અન્ન, અને અન્નખાનાર (અન્નાદ); સોમ એજ અન્ન છે, (પ્રાણાત્મક) અગ્નિ એ અન્ન ખાનાર છે.

આવી આ બ્રહ્મ (બ્રહ્મપ્રજાપતિ)ની અતિસૃષ્ટિ (છે): જે પ્રસંશનીય (શ્રેષ્ટ) એવા દેવોને એણે (પ્રજાપતિએ)સરજ્યા તે. હવે, એણે (યજમાન પુરૂષ રૂપે) મર્ત્ય થઈને અમર(દેવો)ને સરજ્યા, તેથી તે (એની) અતિસૃષ્ટિ (કહેવાય) છે. જે એ(પ્રજાપતિ)ને આ પ્રમાણે સમજે છે, તે એની આવી અતિસૃષ્ટિમાં (પ્રજાપતિરૂપ થઈને સૃષ્ટા) થાયછે.

---

પછી એવા વિરાટ પુરૂષે અમર એવા દેવોનેય પણ સરજ્યા. આવી સર્જન ક્રિયા તે અત્યંત ઉત્કૃષ્ટ હોવાથી તેને 'અતિસૃષ્ટિ' કહી છે. મર્ત્ય જ્ઞાન અને કર્મની ઉપાસના કરીને બ્રહ્મલોકને પામતાં બ્રહ્મપ્રજાપતિમાં તદ્રુપ થઇને આવી અતિસૃષ્ટિનો કર્તા થાય છે! અહીં મર્ત્ય પુરૂષ, વિરાડ પુરૂષ, અને દેવપુરૂષ એવી મર્ત્ય અને અમર સૃષ્ટિના જે વિકારો છે, તે કેવળ નામરૂપાત્મક હોઇને માયિકજ છે; અને એમનું ધારક અધિષ્ઠાન તો નિર્વિકાર કૂટસ્થ સદ્રૂપ 'પરમ પુરૂષ'જ છે, એમ સ્પષ્ટ કરવા માટે આ 'પુરૂષ'ને મર્ત્યમાંથી અમર થતો, અને વળી દેવાદિને સૃજતો બતાવ્યો છે, જેથી મુમુક્ષુની સહજ ખાતરી થાય કે, જે મર્ત્ય કે અમર ભાવવાળા વિરૂદ્ધ ધર્મી વિકારો છે તે કેવળ માયિકજ છે, અને વસ્તુતાએ નથી; કારણકે વસ્તુના 'સ્વ'ભાવમાં તો મર્ત્ય અને અમર એવા વિરૂદ્ધ ધર્મી ગુણો સાથે સંભવેજ નહીં. શ્રુતિનો આજ ઉપદેશ આગળના મંત્ર સાતમાં વધારે સ્પષ્ટ થાય છે.

(૭) આ (પ્રજાપતિનું બનેલું વ્યક્ત જગત્) તે વખતે (સૃષ્ટિ વ્યક્ત થઈ તે પૂર્વે) અવ્યાકૃત (વિકાર રહિત)

(૭) એકજ પાદવાળા પાંગળા દેવની ઉપાસના માટે સર. બૃ. ૪.૧. ૨. આદિ કારણભાવમાંથી નીકળીને કાર્યભાવે ઠરવાપણું એજ આત્માનું વ્યક્તપણું,અથવા સંકલ્પાત્મક કાર્યમાં થતો કારણનો અભિનિવેશ, પ્રવેશ, છે. આ મંત્રમાં શ્રુતિ આખા બ્રાહ્મણમાં કરેલા ઉપદેશનો જાણે ઉપસંહાર કરે છે, અને કહે છે કે, જે સત્ પૂર્વે અવ્યક્ત હતું તે ઇશ્વર અને તેની શક્તિઓના નામરૂપે કરીને હવે વ્યક્ત થયું. શ્રુતિમાં વારંવાર પ્રજાપતિના સંબંધમાં એમ કહેવામાં આવ્યુંછે કે, એમણે મનથી, તપથી, આ સર્વ સરજ્યું, અને પછી તેમાં એમણે પ્રવેશ કર્યો. આ પ્રજાપતિનો પોતાની સૃષ્ટિમાં થતો પ્રવેશ શ્રુતિએ બ્રહ્મચારીની બુદ્ધિમાં દૃઢ કરાવવા આટલી સંભાળ રાખી છે તેજ બતાવે છે કે, શ્રુતિના ઉપદેશમાં એ વિષય ઘણોજ અગત્યનો છે, અને જરૂર એ ભાગ ઉપર વેદાન્ત શાસ્ત્રની મુખ્ય રચના ઘડાઈ છે. તેથી એ બોધનું રહસ્ય સમજવાની અત્યંત આવશ્યકતા છે. જુવો. છાંદો. ૭. ૪. ૨. જ્યોતિ.

મનથી સૃષ્ટિ કેવી રીતે સૃજાય તેનો આપણને પણ અનુભવ થઇ શકે તેમ છે. વિચાર કરતાં વિચારના માત્ર તરંગ ઉઠે છે, અને એ સર્વ વિચારો આપણી બુદ્ધિથી જૂદા જેવા જણાય છે, છતાં એ વિચારો તેજ બુદ્ધિ છે, કારણકે એ વિચારના નાશની સાથેજ તેનીઉત્પાદક બુદ્ધિનો આવિર્ભાવ પણ નષ્ટ થાયછે. આ વિચાર સૃષ્ટિ એજ બુદ્ધિનું સ્ફુરણ છે, વિચાર અને બુદ્ધિ એ બે ભિન્ન નથી, છતાં બુદ્ધિમાં એ બન્ને જૂદાં જેવાં જણાય છે. આજ પ્રમાણે આત્મા પ્રજાપતિની આ સર્વ સૃષ્ટિની રચના છે. આત્માથી ઉત્પન્ન થએલી વિચારશ્રેણિ રૂપે આ સૃષ્ટિ એના ઉપાદાન આત્માથી ભિન્ન છેજ નહીં. એ સૃષ્ટિ અને સૃષ્ટાનો ઉદય અને લય સાથેજ છે. એ ઉભય અન્યોન્યાશ્રયી છે, અને તેથી અભિન્ન છે. સર. ગૌ. કા. ૪. (૭૧-૭૨) કૌષી. ૩. ૯.

હવે આ સૃષ્ટિમાં પ્રજાપતિએ પ્રવેશ કર્યો એવો બોધ જગત્‌ની સ્થિતિના સ્વરૂપને સ્પષ્ટ રીતે સમજાવવાને અર્થે કર્યો છે. સૃષ્ટિની ઉત્પત્તિ અને લય તો આપણે જોયું કે તેના સૃષ્ટાની સાથે સમન્વય ભાવે

હતું, તે આ નામનું, આ રૂપનું, એમ કરી, માત્ર નામરૂપો વડેજ વ્યાકૃત થયું. (ભિન્ન ભિન્ન વ્યક્તિ તરીકે વિશેષ ગુણે કર્તા, નિયંતા, ભોક્તા થઇ ક્રિયા કરવા લાગ્યું.) તેથી અત્યારેય (વ્યવહારમાં) આ નામનો, આ રૂપનો એમ કરીને માત્ર નામરૂપો વડેજ એ (શરીરસ્થ આત્મતત્વ) આવું (સ્વભાવે વિકાર રહિત) છતાં વિશેષ ક્રિયા કરી કહ્યું છે. આવા એમણે (પ્રજાપતિએ) આ(નામરૂપે વ્યક્ત થતા જગત)માં પ્રવેશ કર્યો. (તદ્રુપે પ્રકટ થયો).

(શરીરમાં) તેવા નખના અગ્ર સુધી ભરેલાને જેમ ખોળીમાં

---

જોડાયાં છે, તેમજ એની સ્થિતિ પણ એજ સૃષ્ટાની તેમાં તદ્રુપતાએ સ્થિતિ હોય ત્યાં સુધીજ રહે છે, એમ દર્શાવ્યું છે. આપણી વિચાર સૃષ્ટિ પણ જ્યાં સુધી આપણું ચિત્ત તે વિચારમાંજ તદ્રુપ રહે ત્યાં સુધીજ ચાલતી રહે છે, તેજ પ્રમાણે પ્રજાપતિની સૃષ્ટિ પણ જ્યાંસુધી પ્રજાપતિ એમના સંકલ્પે ઉભી કરેલી સૃષ્ટિમાંજ તદ્રુપ રહે ત્યાં સુધી જ ટકી શકે છે. આમ સૃષ્ટિની સાથે તદ્રુપ રહેવું એનું નામજ પ્રજાપતિનો સૃષ્ટિમાં થતો પ્રવેશ છે. એ તદ્રુપતાને 'પ્રવેશ' એવા શબ્દથી સમજાવવાનું પ્રયોજન ઉઘાડુંજ છે. સૃષ્ટિ સૃષ્ટાથી ભિન્ન નથી, છતાં ભિન્ન છે, એમ દેખાય છે, એટલે એવી ભિન્ન દેખાતી સૃષ્ટિમાં તો માત્ર સર્વાંગે પ્રવેશથીજ તદ્રુપતા સાધી શકાય, માટે શ્રુતિએ પ્રજાપતિનો સૃષ્ટિમાં અણુ અણુએ પ્રવેશ થાય છે એમ બોધ કર્યો છે.

વેદાન્તશાસ્ત્રનો આજ સૂક્ષ્મ બોધ છે, કે સૃષ્ટિ અને તેના અધિષ્ઠાતા સૃષ્ટા, એ બેય સાથેજ ઉપજે છે, રહે છે, અને લય થાય છે; તેથી એ ઉભય એકજ છે. તે ક્ષણિક છે અને તેથી અસત્ છે. પણ આ અંધારામાં દેખાતા સર્પના જેવું દશ્યનું અધિષ્ઠાન તો કોઈ હોવું જોઇએજ. તે અધિષ્ઠાનાત્મક પરમાત્મા તો કેવળ અસંગ, નિત્ય, અજ અને નિષ્કલ છે, એટલે તે નિત્ય તત્વનો આ દશ્યની સાથેનો સંબંધ પણ રજ્જુ અને તેમાં દેખાતા સર્પના જેવો દષ્ટાના અજ્ઞાનેજ જણાય છે, વસ્તુતાએ નહીં. જુવો છાંદો. ૬. ૨. ૧; ૬. ૩. ૨. તેમજ છાં. ૭. ૪, ૨. જ્યોતિ. છાંદો. ૭. ૨૬. ૧.

છર મુકેલો હોય કે લાકડામાં વિશ્વંભર (અગ્નિ) રહેલો હોય તેની પેઠે (લોક) જોઈ શકતા નથી. (વ્યવહારમાં) તે (કહીંય) આખો (સર્વાંશે) નહીં હોવાથી પ્રાણ લેતાં 'પ્રાણ' એવા નામે થાય છે, બોલતાં 'વાણી', જોતાં 'ચક્ષુ', શુણતાં 'શ્રોત્ર', મનન કરતાં 'મન', એમ આ એના કર્મનાં (ક્રિયાનાં) જ નામો છે. તેથી જે એવા અક્કેકને ઉપાસે છે, તે એને (પૂર્ણરૂપે) જાણી શકતો નથી, કારણકે (અકકેક રૂપે) એ આખો (પૂર્ણ) નથી, તેથી (તેવો ઉપાસક) અકકેક (રૂપે) જ થાય છે. (તે) 'આત્મા' છે એમ કરીને જ (તેની) ઉપાસના કરવી જોઇએ; કારણકે ત્યાં (એવા આત્મામાં) જ એ બધાંય (અંગો) એક થાય છે. એટલે આ સર્વનું જે એવા (પૂર્ણ) પદવાળું 'આત્મા' છે તેનાજ વડે જરૂર આ બધુય જડે છે. જરૂર (ઉપાસક) એવા પદે કરીને (આ દૃશ્યને) જેમ ઓળખે, તેમ કીર્તિ (અને) ઇષ્ટ (श्लोक-લોક-સંઘાતના) ભોગને તે પામે છે; જે આ પ્રમાણે ઓળખે તે. (૮) જે આવો આત્મા સર્વથી વધારે

(૮) આત્મા એજ અમર છે, એજ મોક્ષસ્થિતિ છે, અને તેને જ પ્રિય ગણી તેનેજ સેવનાર દુઃખની પાર નીસરે છે, કારણ કે એજ પ્રિય કદિ નાશ પામતું નથી. "અંતરનો" શબ્દ આપણે "અન્તરનું વ્હાલું" કહીએ છીએ તેવાજ અર્થમાં અહીં શ્રુતિએ વાપર્યો છે.

કોઇ પણ માણસને અન્ય વસ્તુ પ્રિય હોય છે, તેની પ્રિયતાનું કારણ તે અન્ય વસ્તુમાં રહ્યું નથી, પરંતુ તે કારણ તો તેનાથી થતા આત્માના સંતોષમાંજ છે. તે વસ્તુ જોઇને કે વસ્તુ મેળવીને આત્માને સંતોષ થાય છે, તેથીજ તે વસ્તુને પ્રિય છે એમ કહેવાય છે; જો એ વસ્તુ વિનાય આત્મા સંતોષને પામે તો તેવી વસ્તુને પ્રિય કહેવાય નહીં. તેથીજ શ્રુતિ વારંવાર કહે છે કે, પુત્ર પુત્રને લીધે પ્રિય છે એમ નથી, પણ પુત્ર આત્માના સંતોષને અર્થેજ પ્રિય છે. સ્ત્રી, સ્ત્રીની કામનાને માટે પ્રિય નથી, પણ સ્ત્રી આત્માની કામના–સંતોષને અર્થે પ્રિય છે. આવો આત્મા સર્વથી વધારે અંતરનો હોઇને એ સર્વથી વધારે પ્રિય છે. આત્માને

અંતરનો (નજીકનો) છે તેથી તે પુત્રથી (પણ) પ્રિય છે, વિત્તથી પ્રિય છે, બીજા બધાથીય પ્રિય છે. આત્માથી જૂદી વસ્તુને પ્રિય કહેનારાને એ (આત્મવાદી) કહેશે કે, એવું (આત્માથી જૂદુ તારૂં) પ્રિય તો નાશ પામશે. અને એ (આત્મવાદી) ઈશ્વર (રૂપ) છે, તેથી એમ થાય પણ ખરૂં. (તેથી) આત્માનેજ પ્રિય ગણીને તેની ઉપાસના કરવી. જે આત્માનેજ પ્રિય ગણીને ઉપાસે છે તેનું પ્રિય મરણશીલ થતું નથી.

(૯) (બ્રહ્મવિદો) જે એમ કહે છે કે, બ્રહ્મને જાણવાથી સર્વ (સંપૂર્ણ) થવાય છે, તેને (વિવેકી) મનુષ્યો (સત્ય) માને છે, તો એ બ્રહ્મે (પોતે) કોને જાણ્યું હશે? કે જેથી એ સર્વ થયું?

---

શરીર અને તેનાં અંગોમાં રહેલા પુરૂષના અર્થમાં પણ લેઇ શકાય છે, અને તે અર્થ પણ યોગ્યજ છે. જુવો. બૃ. ૨. ૪. ૫; અને બૃ. ૪. ૫. ૬.

(૯) પં. મેક્ષમુલ્લર આ મંત્રનું ભાષાન્તર આમ કરે છે કે, "લોક અહીં કહે છે કે, 'મનુષ્યો જો એમ માને કે બ્રહ્મના જ્ઞાનથી તેઓ સર્વ થશે તો, એ બ્રહ્મે એવું શું જાણ્યું, કે જેમાંથી આ બધું ઉત્પન્ન થયું?" આ ભાષાન્તરમાં "કે જેમાંથી આ બધું ઉત્પન્ન થયું" તેટલો ભાગ યોગ્ય નથી, કારણ કે બ્રહ્મને જાણવાથી સર્વ રૂપ થવાય છે, તો બ્રહ્મે એવું શું જાણ્યું જેથી એ પોતે સર્વરૂપ થયું, એજ વિચાર યોગ્ય છે; નહીં કે એમાંથી આ સર્વ જગત્ નીકળ્યું. મૂળમાં યસ્માત્ નો અર્થ એમણે 'જેમાંથી' એવો કર્યો છે; તેનો 'જે કારણથી', જેથી, એવો અર્થ કરવો યોગ્ય છે. અને 'તત્' તે બ્રહ્મને માટે છે, જગત્‌ને માટે નથી. અને આજ અર્થમાં એનો ઉત્તર પણ દસમા મંત્રમાં એવોજ આવે છે કે, "બ્રહ્મે આત્માનેજ જાણ્યો કે હું બ્રહ્મ છું, તેથી તે સર્વ રૂપે થયો." તેજ પ્રમાણે દેવ અને મનુષ્યો બ્રહ્મને જાણે તે સર્વ એવા બ્રહ્મ રૂપ થાય. અને આત્માજ બ્રહ્મ છે, એટલે આત્માનેજ ઓળખતાં સર્વમય થવાય છે. જુવો બૃ. ૨. ૪. ૫. અને આજ દૃષ્ટિએ 'હું મનુ થયો,' 'હું સૂર્ય થયો' એમ કહેતા વામદેવનું દૃષ્ટાન્ત સિદ્ધાન્તને સમર્થન કરે છે, નહીં તો એ દૃષ્ટાન્તને સમજવું મુશ્કેલ પડશે. સર. કૈવ. ૨. ખંડ.

(૧૦) આ બધું પહેલાં (મહત્) બ્રહ્મજ હતું; તેણે આ 'આત્મા'નેજ (પોતાનેજ) ઓળખ્યો, કે 'હું બ્રહ્મ છું,'

(૧૦) અહીં એક પ્રશ્ન એવો ઉઠે છે કે, માયિક કાર્યકારણ સંઘાતની ઉત્પત્તિમાંનું આ "બ્રહ્મ"તે વ્યક્ત કે અવ્યક્ત ? જો બ્રહ્મના "હું બ્રહ્મ છું" એવા જન્મને વિકાર રૂપે ગણીએ તો અવશ્ય "બ્રહ્મ" એ વ્યક્ત તરીકેજ ગણાવું જોઇએ, અને આ દૃષ્ટિએ આગળ જે "આત્મા" "મૃત્યુ" ઇત્યાદિના જન્મની કથા આવી તેને બંધ બેસતું આવશે. જો બ્રહ્મને કેવળ સદ્રુપ, પરમાત્મ સ્વરૂપે એટલે અવ્યકત આત્મા રૂપેજ સ્વીકારીએ તો એમાં આવો "હું બ્રહ્મ છું" એવો વ્યકત વિકાર અસંભવિત થશે. વિકારમાત્ર કાર્યકારણ સંઘાતરૂપે હોઇને માયિક જ છે, તેથી તેને વ્યક્ત કાર્ય રૂપેજ લેવું પડશે. એની અવ્યક્ત દશામાંજ તે કારણરૂપે હતું. સર, તૈ. ૨. ૧. ૧; કૈત્ર. ૧. ૧૭.

આ દશમા મંત્રમાં આવતાં નવમા મંત્રનો શ્રુતિનો અર્થ વધારે સ્પષ્ટ થાય છે. ત્યાં નવમામાં બ્રહ્મે આત્માનેજ જોયો, અનુભવ્યો, તેથી એ સર્વ રૂપ થયું, અને તે "હું (આત્મા) બ્રહ્મ છું" એમ એટલે અહીં બ્રહ્મને સર્વના આત્મારૂપે જોતાંજ બ્રહ્મ સર્વ ભાવને પામે છે, તેજ પ્રમાણે જ્યારે વામદેવે તેને આ (આત્મા) રૂપે જોયો, ત્યારે તે બ્રહ્મના પદને, વ્યક્ત બ્રહ્મરૂપી મનુ પ્રજાપતિ, કે સૂર્ય પ્રજાપતિના પદને, પામ્યો. અર્થાત્ સર્વ ભાવની પ્રાપ્તિ જે સર્વેનું નિર્વિકાર, કુટસ્થ, આત્મતત્વ છે તે રૂપ થાય તોજ થાય છે, અને વિશિષ્ટ ભાવોમાં એવી સર્વાત્મતા પમાતી નથી, પરંતુ પોતે જે કાળે જે ભાવને અનુભવે, તે ભાવનેજ પુરૂષ પામે છે. આવોજ શ્રુતિનો બોધ બૃહદ્ તેમજ છાંદોગ્યમાં વારંવાર કરવામાં આવ્યો છે. આ દૃષ્ટિએ જોતાં મેક્ષમુલર સાહેબનું ભાષાન્તર આવા પ્રસંગોમાં દોષિત જણાય છે, અને ભગવાન ભાષ્યકારની દૃષ્ટિજ અમને યથાર્થ લાગે છે.

સર્વાત્મભાવ પ્રાપ્તિની વિરૂદ્ધ દેવો પણ થઇ શકતા નથી, કારણ કે એવી આત્મ પ્રાપ્તિથી દેવોનો પોતાનો પણ જે આત્મા છે તેજ રૂપે એ થાય છે, અને કોઇ પણ પોતાના આત્માની વિરૂદ્ધ તો થઇ શકતું જ નથી.

તેથી એ સર્વ (રૂપે) થયું. (તેથી) દેવોમાંનો જે જે એ (બ્રહ્મ)ને જાણતો થયો, તે (પોતે) એ(બ્રહ્મરૂપે)જ થયો. તેજ પ્રમાણે ઋષિયોમાંનો તથા મનુષ્યોમાંનો (જે એને જાણતો થયો તે બ્રહ્મરૂપ થયો ). જરૂર તે(બ્રહ્મ)ને એજ(પ્રત્યક્ષ આત્મા)રૂપે જોનાર (અનુભવનાર) ઋષિ વામદેવ તે (બ્રહ્મ)ને પામ્યા હતા, (અને તેથી) હું મનુ (પ્રજાપતિ) થયો, (હું) સૂર્ય (પ્રજાપતિ થયો), એમ (એ વેદમાં કહી ગયા છે). તેથી આજેય જે આ (વ્યક્ત–વિરાડ બ્રહ્મ)ને આમ એટલે "હું બ્રહ્મ છું" એમ જાણે, તે આ બધા રૂપે થાય છે. એવાની સર્વાત્મભાવ પ્રાપ્તિની વિરૂદ્ધ દેવો પણ થઇ શકતા નથી; કારણકે, એમનો (જે) આત્મા (છે), તે(રૂપે)જ એ થાય છે.

વળી જે (મહદાત્મા-બ્રહ્મ-થી જૂદા) બીજા દેવતાને ઉપાસે છે, એમ કરીને કે, તે (દેવતા) જૂદો છે અને હું જૂદો (**अन्यः**) છું, તે(એ પૂર્ણ બ્રહ્મને)જાણતો નથી. જેવો (મનુષ્યનો) પશુ (પોષક) છે, તેવોજ તે દેવોનો (પોષક-પરાધીન) થાય છે. જેમ બહુ પશુઓ મનુષ્યનું પોષણ કરે છે, તે પ્રમાણે પ્રત્યેક પુરૂષ દેવોનું પોષણ કરે છે. જો એકજ પશુને કોઇ લેઈ જાય, તો તે(માણસ)નું અપ્રિય-અહિતજ થાય, તો પછી બધાયને વિષે તો કહેવુંજ શું ? તેથી મનુષ્યો આ( આત્મા-બ્રહ્મ )ને ઓળખે તે એમને ( દેવોને ) તો પ્રિય ના જ લાગે.

(૧૧) આ(ક્ષત્રાદિ જાતિયો થઈ તે)ની પૂર્વે બ્રહ્મ

---

જુવો બ્ર. સૂ. ૩. ૧. ૭. જ્યોતિ. ત્યાં જીવ દેવોનું અન્ન થાય છે તેને સમજાવ્યું છે, એ અન્ન થાય છે એટલે દેવોને પોષે છે. વામદેવના જ્ઞાન માટે જુવો ઐત. ૪. ૫.

(૧૧) અહીંથી હવે વિરાડ્ના દેવોને–શક્તિઓને પ્રથમ ચાર વર્ણો-રૂપે ઉત્પન્ન થતા બતાવે છે. આ દેવભાવો મનુષ્યાકારે પછી સ્થૂળ સૃષ્ટિમાં

(અગ્નિરૂપ-પુરૂષઃ) હતો તે એકલો હતો, એટલે (કર્મમાં) વૃદ્ધિને પામ્યો (વિભવશાળી થયો) નહીં. પછી તે બ્રહ્મે શ્રેષ્ઠરૂપ ક્ષત્રને (ક્ષત્રિય જાતિને) અતિશય અંશે સરજ્યો, કે જે આ દેવત્રા (દેવરક્ષકો) ક્ષત્રિયો થયા, તેઃ ઇંદ્ર, વરૂણ, સોમ, રૂદ્ર, પર્જન્ય, યમ, મૃત્યુ, ઈશાન એમ. એવી ક્ષત્રિય જાતિથી પર (શ્રેષ્ઠ) કોઈ નથી, તેથી બ્રાહ્મણ રાજસૂય યજ્ઞમાં નીચે રહીનેજ (ઉંચે સિંહાસને બેઠેલા) ક્ષત્રિયને ઉપાસે છે; (અને) ક્ષાત્રયમાંજ બ્રહ્મના (આત્માના) યશને-કીર્તિને ('હે રાજા તું બ્રહ્મ છુ' એમ કહીને) સ્થાપે છે, જે બ્રહ્મ એ ક્ષત્રનું ઉત્પત્તિ સ્થાન (યોનિ) છે (તેનેજ). તેથી જો કે રાજા ઉત્કૃષ્ટ-તાએ, શ્રેષ્ઠતાએ, ચઢે છે, (તોપણ) બ્રહ્મનોજ (બ્રાહ્મણ પુરોહિતનોજ) તે (યજ્ઞ)ને અંતે આશ્રય લે છે, (પુરોહિ-તની પાસે જઇને બેસે છે). ખરે એવા પોતાના જન્મસ્થાન (બ્રાહ્મણ)ને હણે તે પોતાની યોનિને છેદે છે, (અને) તે ઘણો પાપી થાય છે, જેમ કોઈ પોતાનાં શ્રેયને હણે તેમ.

---

જન્મે છે. જુવો મહાભારત. આદિપર્વ ઇન્દ્ર દેવોનો રાજા; વરૂણ યાદસોનો, સોમ બ્રાહ્મણોનો, રૂદ્ર પશુઓનો, પર્જન્ય વિદ્યુતાદિનો, યમ પિતૃઓનો, મૃત્યુ રોગાદિનો, ઇશાન ભાસ-જ્યોતિઓનો રાજા થાય છે. રાજસૂય યજ્ઞનમાં ઋત્વિજ ક્ષત્રિયનું પૂજન કરતાં કહે છે "त्वं राजन् ब्रह्मासीति" તેથી એ બ્રાહ્મણ ક્ષત્રિયને ત્યાં બ્રહ્મનું-આત્માનું-યશ કહે છે, એટલે પોતાથી શ્રેષ્ઠ માને છે.

તે "એકલો" એટલે ભોગની ઇચ્છાવાળો છતાં ભોજ્ય એવા અન્ન ખાવાના ઠેઠાણ વિનાનો હતો, કારણ કે સ્થૂળ સૃષ્ટિ એણે તે વખતે સરજી નહોતી. તેને હવે આ મંત્રમાં સંકલ્પબળે પ્રાણી અને મુખ્યત્વે મનુષ્યોની સૃષ્ટિને સૃજતો બતાવ્યો છે.

અભ્યસૃજત્ એટલે પોતાના અતિશયપણાવડે, અર્થાત્ સમા-નતાએ જે નિર્વિકાર સ્વભાવ છે તેમાં વિશેષતાવાળા વિકારને પામીને, એટલે વિશિષ્ટપણે પ્રકટ થયો.

(૧૨) તે (બ્રહ્મપુરૂષ) વિભવને પામ્યો નહિ. (તેથી) તેણે વિશ્(વૈશ્યવર્ણ)ને સરજી, જે આ દેવ જાતિયો 'ગણો' એમ કહીને બોલાય છે તે: વસુઓ, રૂદ્રો, આદિત્યો, વિશ્વ-દેવો, મરૂતો એ (થયા).

(૧૩) તે વિભવને પામ્યો નહિ. (તેથી) તેણે શૌદ્ર વર્ણને સરજી. (તે) પોષણ કરવાવાળી આવી પૂષા—પૃથ્વી (થઇ); કારણકે, આ જે કોઈ છે તે સર્વને એજ પોષે છે.

(૧૪) એ તોય વિભવને પામ્યો નહિ. (તેથી) પ્રસિદ્ધ

---

(૧૨) વૈશ્યો સ્વાર્થનિષ્ટ છે, અને દેવોમાંના તે વૈશ્યોને ગણ-સંઘથી ઓળખાય છે. વસુઓ આઠ છે, રૂદ્રો અગિઆર છે, આદિ-ત્યો બાર છે, વિશ્વ દેવો તેર છે, અને મરૂતો સાત છે. એમનાં આ નામો સમૂહનાં હોવાથી તેમને 'ગણો' એમ કહેવાય છે.

(૧૪) બ્રહ્મ, ક્ષત્ર, વૈશ્ય, શૂદ્ર વર્ણો જેવા અર્થે ઉત્પન્ન કર્યા કહ્યું છે, તેવાજ ધર્મો તે વર્ણોમાં સ્વાભાવિક છે. ધર્મ એજ શ્રેયસ્ છે, અને તેનોજ સ્વીકાર યોગ્ય છે. જુવો કઠ. ૨. ૨.

ધર્મ એ લોકસંગ્રહાર્થે શાસ્ત્રે માન્ય કરેલું આચરવા યોગ્ય કર્મ છે. આવાંજ કર્મથી દુર્બલ પુરૂષોનું પણ આવા મિશ્ર સમાજમાં રક્ષણ થઈ શકે છે. જો પ્રત્યેક માણસ પોતાની સ્વેચ્છાએજ કર્મ કરે તો વ્યવસ્થા ક્ષણભર ટકી શકે નહીં; અને વર્તનમાં સ્વાર્થ ભોગજ પ્રધાન થતાં સમષ્ટિ ભાવની પ્રેરણાથી એ દોરાય નહીં. તેથી સમષ્ટિ ભાવના ઉપરજ જે શાસ્ત્રવિધાન રચાયું છે તેજ કર્મ ધર્મ્યકર્મ હોઇને સંસા-રવ્યવસ્થાને સબળ કરે છે. અને તેણેજ વિહિત કરેલા ધાર્મિક સમાજમાંજ દુર્બળનું પણ રક્ષણ થઈ શકે છે. આવા ધર્મને તેથી રાજાનીજ સહા-યની સાથે શ્રુતિએ સરખાવ્યો છે. અને એ ઉપમા સત્ય પણ છે; કારણ કે, સમષ્ટિમાં રહેલો અંતર્યામી ઇશ્વરજ શાસ્ત્રે પ્રકટ કરેલી વિધિને પ્રેરી રહ્યો છે. આવું કર્મ એજ તેથી પુરૂષનુ આયતન—આશ્રય છે, અને તેજ દ્વારા દેહાભિમાની જીવ પોતાને પ્રકટ કરે છે. જુવો. બૃહ. ૩. ૨. ૧૩. બ્રહ્મના જે ગુણો બ્રહ્મ, ક્ષત્રાદિ દ્વારા પ્રકટ થાય છે, તેજ મનુષ્યમાં

'શ્રેયસ્'રૂપી ધર્મને એણે અતિશયપણે સરજ્યો. જે ધર્મ છે તે ક્ષત્રનુંય ક્ષત્ર છે. તેથી એવા ધર્મથી પર–શ્રેષ્ઠ કોઇ નથી. એટલે રાજાની સહાયની પેઠે ધર્મની સહાયથીજ દુર્બળ માણુસ પણ સબળને (જીતવાની) આકાંક્ષા કરે છે. જે એ ધર્મ (અનુષ્ઠેય, આચરવા યોગ્ય) છે, તેજ સત્ય (શાસ્ત્રે નિર્ણય કરેલા સત્યરૂપ) છે; તેથી (શાસ્ત્રના) સત્યને કહેનારાને (લોક)ધર્મ કહેનાર એમ કહેછે, તેમજ (આચરવાના) ધર્મના કહેનારાને 'સાચું કહેનાર' (કહે છે.) કારણકે એ (ધર્મ) એમ બેય પ્રકારે થાય છે.

(૧૫) ત્યારે એ (બ્રહ્મપુરૂષ) બ્રહ્મ, ક્ષત્ર, વિટ્, શૂદ્ર ( એમ ચાર દૈવી વર્ણોરૂપે ) થયો. એ બ્રહ્મ ( પુરૂષ ) દેવોમાં અગ્નિ રૂપેજ પ્રગટ થયો, (અને) મનુષ્યોમાં

---

કર્મ રૂપે પ્રકટે છે. એટલે મનુષ્યના કર્મમાં દેખાતા ગુણો પ્રમાણેજ એના વર્ણની વ્યવસ્થા શાસ્ત્રે કરીને, એનાં કર્મોને યોગ્ય રીતે દોર્યાં છે. આમ શાસ્ત્રમર્યાદામાં જણાતું ગુણોનું વિધાન, અને વ્યવહાર-આચારમાં જણાતું કર્મ વિધાન, તે ધર્મના બ્રહ્મે દોરેલા બે પ્રકાર થાય છે.

'સ્વલોક' તે આત્મલોક છે. સ્વં એટલે આત્મા, તેનો લોક તે 'સ્વલોક'. હવે બુદ્ધિથી જાણી શકાય તેટલાજ આત્માના સ્વરૂપને જાણવામાં આવે છે, તેથી તેટલું એનું બુદ્ધિગ્રાહ્ય સ્વરૂપ તે બુદ્ધિએ જોયું, તેથી 'લોક' કહેવાય છે. બુદ્ધિની પારનું એનું સ્વરૂપ તો બુદ્ધિને અગમ્ય હોઇ લોક બની શકતું નથી. એટલે બુદ્ધિના વ્યવહારમાં તદ્રુપ થતાં સાક્ષીરૂપે પ્રત્યક્ષ જોતાં જોતાં તેને નીભાવી રાખતો, અને જ્યાં 'છે' એવા ભાવની સાથે બુદ્ધિ પોતે પણ એમાંજ ભળી જાય છે એવો અનુમેય–પરોક્ષ આત્મ પ્રકાશ, તે સ્વલોક છે.

આત્મજ્ઞાન વગર મુક્તિ નથીજ. જુવો બૃ. ૩. ૮. ૧૧, છાંદો. ૭. ૨૫. ૨; બૃ. ૪. ૪. ૧૪; છાંદો. ૨. ૨૩. ૧; તૈ. ૨. ૬, ૧; ૨. ૮. ૫, તૈ. ૨ ૧. ૧. છાંદો ૮. ૨. ૫. કેન. ૧. ૯, કઠ. ૫. ૧૩; આદિ. આત્માનેજ ઓળખવો જોઇએ. તે માટે જુવો બૃ. ૧. ૪. ૮; ૨. ૪. ૫ આદિ.

એ બ્રાહ્મણ ( થયો ); ( દૈવી ) ક્ષત્રિયથી (પ્રેરાઇને મનુષ્યોમાં) ક્ષત્રિયો (થયા); (દૈવી) વૈશ્યથી વૈશ્ય; (દૈવી) શૂદ્રથી શૂદ્ર (થયા). તેથીજ, (મનુષ્યો) અગ્નિમાં(તે દ્વારા)જ (યજ્ઞ કર્મ કરીને) દેવોના લોકને (ભોગાર્થે) ઇચ્છે છે; (અને) મનુષ્યોના લોકને (અહીંના વિભવને) બ્રાહ્મણમાં (બ્રાહ્મણને પુન્યદાન કરીને ઇચ્છે છે). કારણ કે બ્રહ્મ (પુરૂષ) એવા બે સ્વરૂપે (પ્રકટ) થયો છે.

હવે જે 'સ્વ'લોકને (આત્મલોક–આત્મભાવને) ઓળખ્યા વગર આ લોકમાંથી જાય છે (મૃત્યુને પામે છે), તે (સ્વ)લોક એણે ઓળખેલો નહીં તેથી તેનું પાલણ કરતો નથી (પોષતો નથી), જેમ ભણ્યા વગરનો વેદ, કે આચર્યા વગરનું કર્મ હોય (તે કોઇને પોષે નહીં, કે ફળ આપે નહીં) તેમ. વળી કોઇ એ(આત્મા)ને એવી રીતે ઓળખ્યા વગરનો મહા પુણ્યવાળુ કર્મ (યજ્ઞ યાગાદિ) કરે તોપણ તે અંતે ક્ષીણજ થાય છે. (તેથી) 'આત્મા'ના લોકનીજ (આત્માનીજ) ઉપાસના કરવી જોઈએ. જે એવા આત્માના લોકને ઉપાસે છે, તેનાંજ કર્મ ક્ષીણ થતાં નથી; (અને) જે જે કામનાઓને તે કરે છે, તેને તે એવા આત્માથીજ સરજે–કાઢે છે.

(૧૬) હવે જરૂર આ (કર્માધિકારી) આત્મા સર્વ

---

(૧૬) આમાં પંચ મહાયજ્ઞો ગણાવ્યા છે. બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ. યજ્ઞયાગાદિ તે દેવયજ્ઞ, વેદાધ્યયન તે બ્રહ્મ કે ઋષિ–યજ્ઞ, પિંડદાનાદિ તથા પ્રજોત્પત્તિ તે પિતૃયજ્ઞ, આતિથ્ય તે મનુષ્ય યજ્ઞ, અને પશુ આદિનું પોષણ એ ભૂતયજ્ઞ છે. આ સર્વ યજ્ઞો તે પાંચ પ્રકારના ઋણમાંથી મુક્ત થવાનાં સાધન છે. દેવરૂણ, ઋષિરૂણ, પિતૃરૂણ, મનુષ્યરૂણ અને ભૂતરૂણ, એવાં રૂણો છે. આ રૂણ વાળવામાં જે ભોગ આપવો પડે તેવા ભોગનો તે દેવાદિ ઉપભોગ કરીને તૃપ્ત થાય છે. અને આ ઋણ મનુષ્યને જન્મથીજ લાગેલાં છે. આને વાળવાને

ભૂતોનો ભોજ્ય (લોક—કર્મફળદ્વારા ઉપભોગ યોગ્ય)છે. હોમ કરીને જેનો એ ભોગ આપે છે, (અને) યાગાદિમાં જેનો એ ભોગ આપે છે, તેનાથી એ દેવોનો લોક (ભોજ્ય—પોષક) થાય છે, અને જે એ વેદોનું અધ્યયન કરે છે તેનાથી ઋષિઓનો (ભોજ્ય થાય છે); જે પિતૃઓને પિંડાદિ આપે છે અને જે પ્રજાની ઉત્પત્તિ કરે છે તેનાથી પિતૃઓનો (ભોજ્ય થાય છે); મનુષ્યોને (આતિથ્યથી) વાસ આપે છે અને તેમને જે ખાવાનું આપે છે, તેનાથી એ મનુષ્યોનો (ભોજ્ય થાય છે); પશુઓને જે તૃણ જળ આપે છે, તેનાથી એ પશુઓનો (ભોજ્ય થાય છે); એના ઘરમાં ફરતાં પિપીલિકા—કીડીથી માંડીને બધાં જાનવરો (બીલાડી આદિ) અને પક્ષિઓ (પોપટાદિ) ઉપજીવિકા (ગુજારો) કરે છે, તેનાથી એ તેમનો ભોજ્ય (થાય છે); જેમ (કોઈ) પોતાના ભોજ્ય (શરીરાદિ) માટે કુશળ ઈચ્છે, તેવી રીતે જરૂર આવું જાણનારાનું સર્વે ભૂતો કુશળ ઇચ્છેછે. આટલું (આ પાંચ મહાયજ્ઞ પ્રકરણમાં) જાણેલું (શ્રુતં) છે; અને વિચારાયું છે.

(૧૭) આ(જાયા)ના (થતા) પહેલાં ( બ્રહ્મ-પુરૂષ )

---

અર્થે યજ્ઞ રૂપી કર્મોને પ્રથમથીજ બ્રહ્માએ સરજ્યાં છે; એટલે એ મનુષ્યનાં આહ્નિક કર્મો બને છે. તેથીજ ભગવત્ ગીતામાં सह यज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ઇત્યાદિ કહ્યું છે. ગીતા. ૩. ૧૦.

અહીં કર્મનો કરનાર મનુષ્ય તે દેવાદિનો "ભોજ્ય"છે એમ કહ્યું, એટલે જેનાથી દેવાદિ પોતાનું પોષણ કરે છે તેવો છે, તેથી એ મનુષ્ય અનેક કર્મો કરીને દેવાદિ ભૂતોનું પોષણ કરે છે, અને તેથી એવા લોકોની એ મનુષ્ય વૃદ્ધિ કરે છે.

(૧૭) પાંક્તને માટે સર૦ તૈત્તિ. ૧. ૭. ૧. કામનામાં એક સાધન કામના, અને બીજી ફળ કામના એમ બે ભેદ છે. હવે ફળકામના તો અનંત છે, પણ સાધન કામનામાં તો આ બે, જાયા અને વિત્ત જ આવે છે. એટલે અનંતફળની તો મર્યાદા બાંધી શકાય નહીં, છતાં જે

આત્માજ (તરૂણ બ્રહ્મચારી) હતો; તે એકલો હતો. એણે કામના કરી કે મારે જાયા (પત્ની) થાય, (એટલે) પછી હું પ્રજારૂપે જન્મને પામું. મને વિત્ત મળે (એટલે) પછી હું(ધર્મ) કર્મોને કરૂં. ખરે આટલીજ કામનાઓ હોય છે. અને (ઇચ્છે)

---

સાધન છે તેની મર્યાદા બાંધતાંજ ફળની મર્યાદા પણ બંધાય છે. ફળની અનંતતાને લીધે ઘણાક માણસોની એવા ફળ વિષેની કામના તો સ્પષ્ટ હોય, કે ના પણ હોય; કારણ કે, જેમ જેમ નવી ઇચ્છાની ઉર્મીઓ ઉઠે તેમ તેમ તે વધતીજ જાય છે. એટલે એવી કેટલીક કામનાઓને સ્પષ્ટ રીતે પુરૂષ ઇચ્છે, અને કેટલીકને, શરૂઆતમાં તે સ્પષ્ટ નહીં હોવાથી, ના પણ ઇચ્છે, છતાં જો તે મળે તો એને બહુ આનંદ થાય. આવી ઇચ્છિત તથા અનિચ્છિત, એટલે સ્પષ્ટ તેમજ અસ્પષ્ટ એવી ગમે તેટલી ફળકામનાઓ હોય તોપણ, માત્ર આ બેજ સાધનો દ્વારા તે બધી ફળેછે. માટે ઇચ્છે કે ના ઇચ્છે તોય આથી વધારે તો કોઇને મળતું નથીજ એવું શ્રુતિ કહે છે.

આવી સાધ્યના સાધનરૂપ બેજ કામનાઓને માટે જુવો બૃ. ૩. ૫. ૧; તૈત્તિ. ૧. ૭. ૧.

દેહાભિમાની જ્યાં સુધી આ જાયા, પુત્ર, ધન, અને કર્મ એ બધાંયને મેળવે નહીં, ત્યાં સુધી પોતાને અપૂર્ણજ માને છે. શ્રુતિ કહે છે કે, કેવળ અજ્ઞાનને લીધેજ આવી અપૂર્ણતાની માન્યતા છે, અને તેથી યજ્ઞ યાગાદિ કરવાની તે લોલુપતા કરે છે. ખરી રીતે જોતાં તો આ દૃષ્ટિએ પણ એ પૂર્ણ જ છે. એની સર્વ સંપત્તિયો આ શરીરમાંજ ફળેલી છે; કારણ કે એ મન રૂપી આત્માને વાણીરૂપી જાયા છેજ, તેને પ્રાણોરૂપી પુત્રો છેજ, ચક્ષુ રૂપી બાહ્યની ઐહિક સમૃદ્ધિ છે, અને શ્રોત્ર વાટે શાસ્ત્ર બોધથી દૈવ સંપત્તિની પ્રાપ્તિ કરાય છે. અને યજ્ઞાદિક કર્મની ઇચ્છા હોય તો તેને માટે પણ શરીર કર્મ કરીજ રહ્યું છે. આ પ્રમાણે આ સર્વ સંપત્તિયો એને સિદ્ધ થએલી છે, અને તેથી બીજાં યજ્ઞાદિ કર્મ નહીં કરનારો પણ સંપૂર્ણજ છે. આવો પંચયજ્ઞ એજ એની પૂર્ણતા છે, અને તે આ ઇન્દ્રિયો વડેજ સદા ચાલી રહ્યો છે. કોઇ કહે કે આવા યજ્ઞની પૂર્ણતા બાહ્ય સંપત્તિમાં પણ થઇ છે એમ કેમ કહેવાય? તો શ્રુતિ કહે છે કે, બાહ્ય સંપત્તિમાં પણ સંપત્તિનો સાધક

કે) ના ઇચ્છે ત્હોય (કોઇને) આથી વધારે મળતું નથી. તેથીજ તે અત્યારેય એકલો હોઇને કામના કરે છે કે, મને જાયા થાય, (એટલે) પ્રજારૂપે જન્મને (વૃદ્ધિને) પામું; (અને) મને વિત્ત મળે એટલે હું (યજ્ઞાદિ) કર્મ કરૂં. જ્યાં સુધી આમાંના એકેએકને એ મેળવતો નથી ત્યાં સુધી, તે (પોતાને) અપૂર્ણજ માને છે. પણ તેની પૂર્ણતા (આવી) છે: મન તે એનો આત્મા છે, વાણી એની જાયા છે, પ્રાણ પ્રજા (છે), ચક્ષુ માનુષ વિત્ત-ધન-છે, કારણકે ચક્ષુવડે તેને એ મેળવે છે; શ્રોત્ર એ દૈવ ધન છે, કારણકે શ્રોત્ર વડે તે (શાસ્ત્રાર્થરૂપી ધન)નું એ શ્રવણ કરેછે. આત્મા (પિંડ–શરીર) તે એનું કર્મ છે, કારણકે શરીર વડેજ એ કર્મ કરે છે. આવો એ (પાંચ ઇન્દ્રિયના) પંચયજ્ઞ વાળો છે. (સંપત્તિરૂપ) પશુ પણ પાંક્ત (પંચેન્દ્રિય) છે; પુરૂષ પાંક્ત છે; અને આ બધું પાંક્ત (પંચ મહાભૂતાત્મક) છે. જે એ પ્રમાણે જાણે છે, તે આ સર્વ છે તેને પામે છે.

## પાંચમું બ્રાહ્મણ.

(૧) "જે સાત અન્ન પિતાએ (વિરાટ-પ્રજાપતિએ,

---

તો પુરૂષજ છે. અને સાધ્ય ઐહિક સંપત્તિ રૂપે પશુજ છે, તે પણ આવા આ પાંક્ત યજ્ઞમાંજ આવી જાય છે, અને એ બન્નેયની સંપૂર્ણતા પણ આ પંચેન્દ્રિયરૂપ પંચયજ્ઞમાંજ સમાય છે, એટલે બાહ્ય સંપત્તિ પણ આજ યજ્ઞમાં સમાય છે. તેથી આવા યજ્ઞને જાણનારાને આ સર્વે મળે છે એમ શ્રુતિનો ભાવાર્થ છે.

(૧) સર૦ ઐત૦ ૩. (૧. થી ૧૦). તે પ્રતીકથી અન્ન ખાય છે, એટલે, જે અક્ષય પુરૂષને ઓળખે છે તે તો યજ્ઞકુંડના અગ્નિમાં આપવામાં આવતી આહુતિયોને આવશ્યક માનતો નથી. તે એમજ માને છે કે શરીરમાં રહેલી સર્વે શક્તિઓજ દેવો છે, અને મુખવડે અન્ન

ઈશ્વરે) મેધા (પ્રજ્ઞાન), અને તપ (વિચારક્રિયા)થી ઉત્પન્ન કર્યાં, તેમાંનું એક સર્વને સાધારણ છે. એણે બે દેવોને વ્હેંચી આપ્યાં; (અને) ત્રણ આત્માને (પોતાને) અર્થે કર્યાં (રાખ્યાં). અને એક પશુઓને આપ્યું, તેમાં પ્રાણ લેતું અને પ્રાણ નહીં લેતું (વૃક્ષાદિ) બધુંય પ્રતિષ્ઠા પામી (જીવી) રહ્યું છે. સર્વદા ખવાયા છતાં એ (અન્ન) કેમ ઓછાં થતાં નથી ? ખરે, જે એવા અક્ષયને અખૂટને જાણે છે, તે પ્રતીકથી

---

ખાવાથીજ તે શકિતયો સ્થિર અને જોરવાળી રહે છે, અને તેમનું એવું બળ કાયમ રહે તોજ શરીર ટકી રહે છે; એટલે તે મૃત્યુને જીતી શકે છે. તેમજ બીજા મંત્રમાં કહ્યું છે કે, જે દિવસે મુખમાં અન્નની દેવ પ્રીત્યર્થે આહુતિ આપી, તેજ દિવસે તે દેવરૂપી શરીરની ધાતુઓને એવા બળિદાનથી સમર્થ કરી, એટલે તે દિવસેજ મૃત્યુને તેણે જીતી લીધો. પુરૂષને આવી રીતે ઓળખનાર મનુષ્ય તેથીજ આહુતિયોને પોતાના મુખમાંજ આપે છે, અને યજ્ઞ યાગાદિ નહીં કર્યાં છતાં એ દેવલોકનેય પામે છે, અને અમર પણ થઇ શકે છે. આ અન્ન છે તે શકિતઓજ છે, અને એમના ભોગાર્થેજ પ્રજાપતિની પ્રવૃત્તિ છે, અને એ અન્નની શકિતથીજ સૃષ્ટિ ક્રિયાનો સંભવ છે. આવા અન્નવાળો પ્રજાપતિ તેજ વ્યકત સહ્-દેવતા, વિરાડપુરૂષ છે, જે છાંદો. ૬. ૨. માં મેધાતપથી પ્રથમ ત્રણ, તેજ, જળ અને પૃથ્વીને સૃજીને, સૃષ્ટિની ક્રિયા શરૂ કરે છે. આનેજ મુખ્ય પ્રાણ પણ કહ્યો છે.

આ અન્નોને બ્રહ્મ-પુરૂષ વિજ્ઞાનો વડેજ ઉત્પન્ન કરે છે તે બૃહ. ૧.૫. ૨ માં સ્પષ્ટ કરી બતાવ્યું છે. એટલે આ અન્નમય વિજ્ઞાનોના વિષય રૂપ ભોજ્ય જગત્‌ને ઐતરેયમાં બતાવ્યા પ્રમાણે કેવળ "પ્રજ્ઞાનેત્ર" અને 'પ્રજ્ઞાચક્ષુ" જ કહ્યું છે, જુવો. ઐત. ૫. ૩. ત્યાં બતાવેલા સત્યનું અહીં સ્પષ્ટ વિવેચન કર્યું છે.

આ અન્નોમાંનું એક સર્વને સમાનછે; અને બે વિરાડાત્માને અર્થે, અને ત્રણ અધ્યાત્માર્થે એટલે વ્યકિત ગત શરીરને અર્થે છે. અને એક પશુઓને આપ્યું તે દૂધ. આ અન્ન, અથવા "રયિ"ની ઉત્પત્તિને શ્રુતિ પોતેજ આગળ સમજાવે છે.

(મુખથી)જ અન્ન ખાય છે, તે દેવોને (દેવલોકને) પણ પામે છે, તે અમૃતને ભોગવે છે" એવા આ મંત્રો છે.

(૨) જે 'સાત અન્ન પિતાએ (પ્રજાપતિએ) મેધા તપથી ઉત્પન્ન કર્યાં' એમ કહ્યું તે મેધા(પ્રજ્ઞાન)થી

---

(૨) કર્મ વડે જો એ અન્નને ઉત્પન્ન ના કરે, તો એ પોતે મરીજ જાય એમ કહ્યું તે કર્મ તે કામનાત્મક કર્મજ; જે વિજ્ઞાનને પ્રકટ કરી તેના વિષય રૂપે પ્રવૃત્ત થાય છે તે. એમ કર્મ અને ફળ, હેતુ અને ફળની ઘટમાળે ચાલ્યાજ કરતી સૃષ્ટિની સર્જનક્રિયાને શ્રુતિએ અહીં બતાવી છે. તેથી એ સર્વ સૃષ્ટિ નામરૂપાત્મક હોઇને અસત્ છે. જુવો છાંદો. ૬. ૧. (૩–૬.)

અન્નને જો ઉત્પન્ન ના કરે તો એ પોતેજ મરી જાય એમ કેમ કહ્યું હશે? અને એ પુરૂષ પોતે મરી જાય એનો શો અર્થ હશે? આવો પ્રશ્ન થવાનો સંભવ છે. એ મૃત્યુ એટલે અવ્યકત બ્રહ્મ–હિરણ્ય ગર્ભ· માંથી આ પુરૂષ વ્યકત થયો છે. જુવો બૃ. ૧. ૨. ૧. તે માત્ર ભોગની ઇચ્છાએજ એવો પ્રકટ થયો છે. બૃ. ૧. ૪. (૧–૪) એ ભોગ મળે તોજ એવી એની વ્યક્તિ ટકી રહે, નહીં તો જે એ વ્યક્તિ થઇ તે પાછી અવ્યકતજ થઈ જાય. એટલું તો સરળ છે. કારણ કે વ્યકતતા ભોગની અપેક્ષા એજ છે. હવે ભોગ જ્યાં સુધી ભોગનો વિષય જે અન્ન છે તે હોય ત્યાં સુધીજ સંભવે, એટલે કર્મ કરીને જ્યાં સુધી એ પુરૂષ અન્ન ઉત્પન્ન કરે ત્યાં સુધીજ એની વ્યકતતા ચાલે. એ કર્મ બંધ થતાં એની વ્યક્તિ પણ અવ્યકત થઈ જાય. તેથી પુરૂષની પ્રતિષ્ઠા કર્મમાંજ છે એમ કહ્યું છે. જુવો. બૃહ. ૩. ૨. ૧૩. એટલે કર્મ કરતાં બંધ થવું એજ એવા વ્યકત પુરૂષનું મરણ છે. આવું મરણ એજ વ્યક્તિભાવમાંથી થતી મુક્તિ. એને મરણ કહે છે કારણ કે પુરૂષ પુનઃ અવ્યકત એવા કારણાત્મક મૃત્યુમાંજ ભળી જાય છે, અથવા એવા મૃત્યુને શરણ થાય છે.

શરીરને આપણે મરી ગયું કહીએ છીએ એનો પણ એજ અર્થ છે, કારણ કે શરીર મરી જતાં, એનો અભિમાની પુરૂષ એમાંથી છુટી જતાં, ભૂતોનું પુદ્ગળ પુનઃ વ્યકત થએલા મૃત્યુને શરણે પડે છે;

થતા 'તપથી' (વિચારક્રિયાથી) જ પિતાએ ઉત્પન્ન કર્યાં તેથી. 'એમાંનું એક સાધારણ' એમ કહ્યું તે, જે આ ખવાય છે તેજ એ સાધારણ અન્ન. જે એની ઉપાસના કરે છે, સેવેછે, તે પાપથી છુટતો નથી, કારણ કે એતો મિશ્ર (સર્વ પ્રાણીઓને આધારણ અન્ન)જ છે.

જે 'બે દેવોને વેંચી આપ્યાં' એમ કહ્યું, તે (એક) હુત, અને (બીજું) પ્રહુત (બલિ). તેથી દેવોને યજ્ઞમાં આહુતિ આપે છે તે, અને પ્રકર્ષપણે જે હોમે છે તે. વળી કેટલાક એમ કહે છે કે, તે બે તે દર્શ અને પૂર્ણમાસ (પ્રક્રિયાઓ) છે, તેથી તે ઇષ્ટિ કે યાજુક તો નાજ હોય.

'પશુને જે એક આપ્યું' કહ્યું તે દૂધ (પયસ્) છે. કારણે કે શરૂઆતમાં દૂધ ઉપરજ મનુષ્યો અને પશુઓ જીવે છે; તેથીજ જન્મેલા બાળકને, ખરે, ઘૃતજ પહેલું ચટાડે છે, અથવા સ્તને ધવરાવે છે; (તેમજ) જન્મેલું વાછડું ઘાસ ખાતું નથી એમ કહેવાય છે. એમાં 'પ્રાણ લેતું અને પ્રાણ નહીં લેતું બધુંય પ્રતિષ્ઠા પામી રહ્યું છે' એટલે દૂધમાં પ્રાણ-વાળું અને પ્રાણ વગરનું બધુંય પ્રતિષ્ઠાવાળું (જીવી રહ્યું) છે. જે બીજા કેટલાક એમ કહે છે, કે સંવત્સર સુધી દૂધથી અગ્નિમાં હોમ કરતાં કરતાં (સંવત્સરવ્રતધારી) ફરી

---

એટલે ઇશ્વરી નિયમે પંચમહાભૂતોમાં ભળીને (by decomposition) પુનઃવૃદ્ધિને માટે તૈયાર થાય છે. જુવો. બૃહ. ૧. ૨. (૬–૭). જ્યોતિ.

આ મંત્રમાં વળી વેહેમની સર્વ ભાવનાઓનો ત્યાગ કરીને પ્રત્યક્ષ અનુભવાતા વ્યવહારનાજ ઉપર વધારે આધાર રાખી તેને સમજવાનો આગ્રહ શ્રુતિ પ્રકટ કરે છે, અને કહે છે, કે વ્રત કરીને વર્ષ દહાડે મૃત્યુને જીતી લેછે એવું સમજનારા ભૂલજ કરે છે. અરે જ્યારે ખાધું ત્યારેજ, તેજ વખતે, તે મૃત્યુને જીતી લે છે એવો અનુ-ભવ છે. જો ના ખાધું હોત તો તેજ દહાડે એ મરી જાત!

મૃત્યુને જીતી લેછે, તે ખરૂં જાણવું નહીં. જે દહાડે એ દૂધ હોમે છે તેજ દહાડે (દૂધ પીવાથી) તે મૃત્યુને જીતી લે છે. આમ સમજનારો બધાય અન્નનો ખોરાક (શરીરમાંજ રહેલા) દેવોને સમર્પે છે.

'હમેશ ખવાયા છતાં તે અન્ન ખૂટતાં કેમ નથી' એમ પૂછ્યું, ત્યાં તે ( વિરાડ ) પુરૂષજ ખરે અક્ષય (અખૂટ) છે, કારણકે, એજ આ અન્ન( કાર્યકારણસંઘાતવાળા ભોજ્ય)ને વારંવાર ( મેધાતપ વડે ) સરજે છે. ' જે અક્ષયને જાણે ' એમ કહ્યું, ત્યાં પુરૂષજ અક્ષય–અખૂટ છે, કારણકે તેજ આ અન્નને(પ્રત્યેક)બુદ્ધિ બુદ્ધિએ કરીને પેદા કરે છે. કર્મવડે જો એ (પુરૂષ) તે(અન્ન)ને ઉત્પન્ન ના કરે, તો એ (પોતે) મરીજ જાય.

'એ પ્રતીકથી અન્ન ખાય છે' એમ કહ્યું, ત્યાં મુખ એ પ્રતીક છે, તેથી મુખથી (ખાય છે) એમ (જાણવું). "તે દેવોને પણ પામે છે, તે અમૃતને ભોગવે છે" એમ કહ્યું તે પ્રશંસા છે.

(૩) "ત્રણ આત્માને અર્થે કર્યાં" એમ કહ્યું, તે

---

(૩) પ્રાણોમાં જે "અન" એમ ગણાવ્યો છે, તે આ પ્રાણાપાનાદિ વિશિષ્ટ પ્રાણક્રિયાઓમાંની જે સમાન જીવન ચેષ્ટા છે, તેને "અન' કહ્યો છે, અને પુરૂષની વિશેષપણાએ વ્યકત થએલી ચેષ્ટાને પ્ર+અન પ્રાણ કહ્યો છે. બૃ. ૪. ૩. ૩૫. માં "અન' ને ગાડાના અર્થમાં વાપર્યો છે, અને તેને શારીર આત્મા–લિંગાત્માના અર્થ જોડે સરખાવ્યું છે, તે અહીંના 'અન'નો અર્થ સ્પષ્ટ કરવામાં સહાયક બને છે.

આ ત્રણ મન, વાણી, અને પ્રાણ આત્માનાં અન્ન છે, એટલે એ અન્ન હોય ત્યાં સુધી ભોગાર્થી પુરૂષનો આવિર્ભાવ છે. આત્માનો આ ત્રણે આહાર છે, એટલે એમને ભોગવતા સુધીજ ભોગાત્મા–જીવાત્માનું વ્યક્તપણું કહેવાય છે, એ પુરૂષ જીવતો જણાય છે. અર્થાત્ મન, વાણી અથવા વિજ્ઞાન, અને પ્રાણ રૂપેજ સંસારી પુરૂષ જીવના ભોક્તૃભાવે પ્રકટ થાય છે.

(ત્રણ): મન, વાણી, (અને) પ્રાણ છે. તેમને (વિરાટપુરૂષે)

વાણી એ કેવળ 'શબ્દ'નાજ અર્થમાં નહીં, પણ જ્ઞાનપ્રકાશક શક્તિ-સાધનના અર્થમાં વાપરવામાં આવી છે. તે વસ્તુના આત્માનો આવિર્ભાવ કરતાં સુધી વિસ્તરેલી છે, એટલે તે ત્યાં સુધી પહોંચે છે. વળી એ વિજ્ઞાનાત્માને પ્રત્યક્ષ કરાવનારી હોઇને બ્રહ્મના સ્વરૂપ તરીકે એને ઘણીવાર શ્રુતિએ વર્ણવી છે. જુવો, છાંદો. ૭.૨.૨. જ્યાં આ શક્તિનો પ્રયોગ 'આત્માના ભાવ-સ્વરૂપ'ને પ્રકટ કરવા મથે છે, ત્યાં એને "સાહિત્ય" એમ કહેવાય છે, કારણ કે, સાહિત્યનું પ્રયોજન 'ભાવ પ્રકાશ' છે. જ્યાં વાણી બાહ્ય વસ્તુઓનાજ રૂપોને પ્રકટ કરવા પ્રયત્ન કરે છે, ત્યાં તે વિજ્ઞાન શાસ્ત્ર કહેવાય છે. મન કેવળ સંકલ્પાત્મક હોઇ એમાં આત્મસ્વરૂપ સ્પષ્ટ અને સ્થિર દેખાતું નથી, તેથી કેવળ આવેશ અથવા લાગણીઓને, સંકલ્પોને કે અવ્યવસ્થિત તર્કોનેજ વાણી વડે જ્યાં પ્રકટ કરવામાં આવે, ત્યાં ખરા સાહિત્યનો અંશ ઓછોજ રહે છે. જ્યાં બુદ્ધિ પારની વસ્તુનો નિર્ણય કરવા એ મથે ત્યાં તત્વજ્ઞાન છે. જ્યાં વસ્તુ સાથેના સંબંધથી દ્દષ્ટાના આત્માનો સ્થિર ભાવ-'સ્વ'ભાવ જ્ઞેય વસ્તુના દર્શનમાં પ્રકટ થતાં એના ઉપભોગમાં સ્વાભાવિક ઉલ્લાસ કે સુખ પ્રકટ થાય ત્યાંજ ખરૂં 'સાહિત્ય' રચાય છે. કારણ કે એવુંજ સાહિત્ય દ્દષ્ટાની પેઠે વાચકને પણ ઉપકારક બને છે, બીજું નહીં. છાં. ૭. ૨૬. ૧. જ્યોતિ.

જ્યાં પ્રાણ ચક્ષુમાં પ્રકટ થાય છે, ત્યાં તે દ્વારા સ્વરૂપોના જ્ઞાનનો વિસ્તાર થાય છે, અને ત્યાં ચિત્રકળા થાય છે. અને જ્યાં પ્રાણ શ્રોત્રમાં પ્રકટ થાય છે ત્યાં, શબ્દ વાટે સંગીત કળાનો ઉદ્દ્ભવ થાય છે. પ્રાણનાં બીજાં ત્રણ સ્વરૂપો જે ઘ્રાણ, રસના, સ્પર્શેન્દ્રિયો છે, તે 'આત્મા'ના પોષણના કરતાં, ખાવાના અન્નની યોગ્યાયોગ્યતામાં અને શરીરપોષણમાંજ વધારે સહાયક છે. તેથી બ્રહ્મના-આત્માના સંબંધમાં તો પ્રાણની માત્ર ચક્ષુ અને શ્રોત્ર શક્તિઓ, જે વિરાટમાં આદિત્ય અને આકાશ છે, તેમનેજ અહીં શ્રુતિમાં વર્ણવવામાં આવી છે.

મનમાં સર્વે ઇન્દ્રિયોનો સમાવેશ કરેલો છે. મનમાં બુદ્ધિના અને બીજા તમામ માનસિક વ્યવહારો આવી જાય છે. શ્રદ્ધા પણ મનમાંજ ગણાવી છે. આત્માની ઉપાધિભૂત અંતઃકરણને મન, બુદ્ધિ, વિજ્ઞાન,

આત્માને (ભોગેચ્છાવાળા જીવાત્માને) અર્થે કર્યા.

બીજા વિષયમાં મન હતું એટલે (આ) ના દીઠું, (કે) બીજા વિષયમાં મન હતું, એટલે (આ) ના સાંભળ્યું, એમ (અનુભવે છે, તેથી પુરૂષ) મનથીજ જુવે છે, મનથીજ સાંભળે છે. કામ, સંકલ્પ, વિચિકિત્સા (સંશય), શ્રદ્ધા, અશ્રદ્ધા, હિમ્મત, ના હિમ્મત, લજ્જા, બુદ્ધિ, ભય: એમ એ બધુંય મન છે. તેથી જ વળી (કોઇ) પૂઠેથી અડકયું હોય તે પણ (પુરૂષ) મનથી (બુદ્ધિના વિવેકવાળા તર્કથી) જાણે છે.

જે કાંઇ શબ્દ (ધ્વનિ) માત્ર છે તે વાણી છે; જરૂર એ અંત (અભિધેયવસ્તુ) સુધીજ (અર્થ પ્રકટતા સુધીજ) વિસ્તરેલી છે; (એથી આગળ નહીં. કારણ કે) એ (વાણી) પોતે (અંત-પ્રકાશ્ય-અભિધેય-વસ્તુ) નથી.

પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, અન: એમ એ બધુંય પ્રાણ છે. આત્મા આવા પ્રાણોમય–તદ્રુપ છે; તે વાઙ્મય (છે), મનોમય (છે), પ્રાણમય છે.

(૪) ત્રણ લોક તે આ જ (ત્રણ): વાક્ એ આ લોક, મન એ અંતરિક્ષ લોક, પ્રાણ તે પરલોક (સ્વર્લોક). (૫)

---

ચિત્ત એવા અનેક નામથી ઓળખાય છે. વૃત્તિના વિભાગની ગણનાએ ક્વચિત્ સંકલ્પવિકલ્પાદિ વૃત્તિવાળા આવિર્ભાવને મન કહે છે, નિશ્ચયાત્મક વૃત્તિવાળાને બુદ્ધિ કહે છે, સ્થિર વૃત્તિને જ્ઞાન કહે છે. સરખાવો. ઐત. ૫. ૨. કૌષી. ૩. ૭.

(૪) આ ત્રણેય અન્નનો જ્યાં ઉપભોગ થાય છે તે જ ત્રણ લોક. વાણી તે આધિભૌતિક એટલે આ લોકના વિષયનો ભોગ–જ્ઞાનભોગ કરાવે છે. મન તે આંતરિક્ષ લોકને એટલે સ્વપ્ન જેવા લોકનો ભોગ કરાવે છે. અને પ્રાણ–પ્રાજ્ઞ એ સુષુપ્તિમાં સ્વર્ગ લોકનો ભોગ કરાવે છે. તેથી તેમના એવા લોક કહ્યા છે. વિજ્ઞાનો બાહ્ય વિષયરૂપે કેવી રીતે પ્રકટ થાય છે, તે હવે શ્રુતિ નીચે બતાવે છે.

ત્રણ વેદો તે આ જ : વાક્ એ ઋગ્વેદ, મન એ યજુર્વેદ, પ્રાણ એ સામવેદ. (૬) દેવો, પિતૃઓ, મનુષ્યો તે આ જ (ત્રણ) : વાક્ એ દેવો, મન એ પિતૃઓ, પ્રાણ એ મનુષ્યો. (૭) પિતા, માતા, પ્રજા તે આ જ (ત્રણ) : મન એજ પિતા, વાણી એ માતા, પ્રાણ એ પ્રજા. (૮) જાણેલું, જાણવાનું, અજાણ્યું એ (પણ) આ જ (ત્રણ) : જે કાંઇ જાણેલું (**विज्ञात**) છે તે વાણીનું રૂપ છે, કારણ કે વાણી (વસ્તુને) જાણનાર છે, (અને) તે(વસ્તુ) સ્વરૂપ થઈને વાણી તેનું રક્ષણ કરે છે. (૯) જે કાંઈ જાણવાનું છે તે મનનું રૂપ છે. મનને જાણવાનું છે. મન તે (જાણવાની વસ્તુ)રૂપ થઈને એનું રક્ષણ કરે છે. (૧૦) જે કાંઇ અજાણ્યું છે, તે પ્રાણનું રૂપ છે. પ્રાણ

---

(૮) જે કાંઇ બુદ્ધિમાં જણાય છે તે વિજ્ઞાન વાગ્-વાણી વગર, ભાષા વિના, જણાતું નથી. માટે જે જાણેલું છે તે પ્રમાણે વાણીનું રૂપ ઘડાય છે; અને એમ થતાં જ્ઞાન તેવી વાણી રૂપેજ થાય, એટલે વસ્તુને વાણીજ જાણનાર બને છે. અને તેમ થવાથી એવી જાણેલી વસ્તુના જ્ઞાનનું વાણીજ નામરૂપે રક્ષણ કરે છે. તેવી વાણી કે નામ વિના જ્ઞાનનું સ્વરૂપ નથી. જ્ઞાનનું સ્વરૂપ તેજ વાક્નું સ્વરૂપ છે, અને વિજ્ઞાનનું રક્ષણ પણ વાણી–ભાષાથીજ થાય છે. વાણી ના હોય તો વિજ્ઞાનનું પ્રકટીકરણ સંભવેજ નહી. છતાં વાણી એ જ્ઞાન નથી. જ્ઞાનની શક્તિ છે. જ્ઞાનાનુભવ તો જીવનોજ ભાવ છે. જુવો છાંદો. ૭. ૨. (૧-૨) જ્યોતિ.

(૯) એજ પ્રમાણે જાણેલી નહીં છતાં ભવિષ્યમાં જણાવાની વસ્તુ છે તે મનના સંકલ્પ વિકલ્પમાં પ્રકટ થનારી હોવાથી, તેનું સ્વરૂપ તે મનનુંજ રૂપ છે એમ કહ્યું છે, અને મન તેમાં તદ્રુપ થઇને તેવી જાણવાની વસ્તુનું રક્ષણ કરે છે.

(૧૦) નહીં જણાએલી વસ્તુનું રૂપ જે અભાવાત્મક છે, તે પ્રાણ છે. તે જણાતો નથી, અને સુષુપ્તિમાં જતાં ઇન્દ્રિયજન્ય જ્ઞાનમાત્રનો અભાવ થાય છે, ત્યાં એ પ્રાણનું સ્વરૂપ પ્રકટે છે; તેથી પ્રાણને નહીં જણાય એવું સ્વરૂપ કહ્યું છે. અને તેમાંજ તદ્રુપ થઇને પ્રાણ એનું રક્ષણ કરે છે.

અજાણ્યો છે. પ્રાણ તે (વસ્તુ) રૂપ થઇને એનું રક્ષણ કરે છે.

(૧૧) તે વાણી(પ્રજાપતિના અન્ન)નું પૃથિવી તે (સ્થૂળકાર્યાત્મક) શરીર છે, અહીંનો અગ્નિ તે તેનુ (સૂક્ષ્મકારણાત્મક) તેજસ્વી સ્વરૂપ છે. તેથી, જેટલી વાણી તેટલી પૃથિવી, અને તેટલો અહીંનો અગ્નિ. (૧૨) હવે એ મનનું દ્યૌઃ (ગગન) તે શરીર છે, પેલો આદિત્ય (પુરૂષ) એ તેનુ તેજસ્વી સ્વરૂપ છે. તેથી જેટલું મન તેટલું દ્યૌ (અંતરિક્ષ), અને તેટલો એ આદિત્ય. આ બન્નેય (મન અને વાણી) એક જોડામાં ભેગાં (સંલગ્ન) થયાં, તેમાંથી પ્રાણ (જીવનબળ) ઉત્પન્ન થયો. એજ ઈન્દ્ર. એવો એ (ઇન્દ્ર) હરીફવગરનો (असपत्न) છે, કારણ કે જે બીજો (હોય તેનેજ) હરીફવાળો (કહેવાય). જે આમ સમજે તેનો હરીફ થતો નથી. (૧૩) હવે જળો તે આ પ્રાણનું શરીર છે, ચંદ્રમા તે એનું તેજસ્વી સ્વરૂપ છે. તેથી જેટલો પ્રાણ તેટલાં જળ, (અને) તેટલા ચંદ્ર. એવા તે બધાય (ત્રણે) સમાન છે, બધાય અનંત છે. એમને જે અંતવાન (કરીને) ઉપાસે છે તે અંતવાળા

---

(૧૨) સર. બૃહ. ૧. ૨. (૪–૫), જુવો છાંદો. ૬. ૨. (૧–૪) જ્યોતિ.

આ પ્રજાપતિનું અન્ન, મન અને વાણીનું મિથુન, પ્રાણને કાઢે છે, અને તે જ બળવાન ઇન્દ્ર છે. અને શ્રુતિ કહે છે કે એ ઇન્દ્ર અદ્વિતીય હોઇ હરીફ વગરનો છે. એટલે પ્રજાપતિનોજ વિકાર જીવતા પુરૂષ રૂપે ત્યાં પ્રકટી રહ્યો છે; અને આ ત્રણ શક્તિ પ્રકટ–વ્યક્ત થતાં, જે સદ્‌ પૂર્વે અવ્યક્ત હતું, તે હવે બળવાન થઇને જગત્‌ને બીજરૂપે ગર્ભમાં વ્યક્ત કરી રહ્યું છે. સદ્‌–દેવતા આવી રીતે પ્રાણરૂપે થઇને સંકલ્પજનિત ત્રણ દેવતામાં જીવતા આત્મારૂપે પ્રવેશ કરે છે. એવો પ્રવેશ કરતાં એનાથી ભિન્ન દેખાતી એવી સૃષ્ટિનો પ્રારંભ થાય છે. જુવો છાંદોગ્યના ૬. (૨–૩) ખંડો.

લોકને મેળવે છે, અને જે એમને અનંત (કરીને) ઉપાસે છે, તે અનંત લોકને પામે છે.

(૧૪) એવો (ભોગેચ્છાયુક્ત) એ (વિરાટ પુરૂષ) સંવત્સર પ્રજાપાત (કાલ) સોળ કળાવાળો છે. (દિવસો સાથેની)

---

(૧૪) આ સોમ પ્રજાપતિ તે વિજ્ઞાનાત્મા, જ્યારથી મન અને વાણીના મિથુન દ્વારા સૃષ્ટિને વિસ્તારવાનું શરૂ કરે છે, ત્યારથી પોતાની કળાઓમાં પ્રવેશ કરી પ્રાજ્ઞ સ્થિતિમાંથી ચળીને જીવભાવે સૃષ્ટિરૂપે થવા માંડે છે. તે અમાવાસ્યાને દિવસે સમગ્ર પ્રાણભૂતોની જે સૃષ્ટિ રચાઈ રહી છે, તેમાં પ્રવેશ કરીને તદ્રુપ થાય છે; અને પ્રાજ્ઞ ભૂતરૂપે પ્રકટ થાય છે. એટલે આ દિવસે આત્મ-જ્ઞાનની જ્યોતિનો પ્રકાશ નષ્ટ થએલો હોય છે. ત્યારે, પ્રજ્ઞાત્મા કેવળ ભૂતરૂપે પ્રવર્તી રહી અજ્ઞાન-અંધકારમય જ થઈ રહે છે. પણ તેજ વખતે સંસારી જંતુઓમાં એ ઇશ્વર પૂર્ણ તાદાત્મ્યભાવને પામીને રહ્યો છે, માટે એવા સ્થૂળ વિચારના પ્રતીકરૂપી અમાવાસ્યાને ભૂતસૃષ્ટિનું પર્વ કહ્યું છે. અને તે દિવસે કોઈ પ્રાણીની હિંસા નહી કરવા સૂચવ્યું છે. કારણ કે, તે દહાડે આત્મા સર્વાંશે ભૂતભાવને પામી રહેલો હોવાથી કોઇ પણ પ્રાણીની હિંસા તે ઈશ્વરનીજ હિંસારૂપ થાય છે. પછી સૃષ્ટિમાં છુપાયલા સોમદેવની કળા જ્ઞાનકિરણોમાં ફુટવા માંડે છે, અને બીજા પંદર દિવસે તે વધતાં વધતાં સર્વાંશે, બ્રહ્મજ્ઞની સ્થિતિમાં જેવું સંપૂર્ણ આત્મજ્ઞાન સ્ફુરી રહે છે, અને જગત્‌માત્ર વાસના રૂપેજ પ્રજ્ઞબ્રહ્મમાં સમાય છે તેમ, પૂર્ણિમાએ સોમદેવ પુનઃ પ્રફુલ્લ કળાએ ચઢીને પ્રકટ થાય છે. આવા ભાવનું શ્રુતિએ આ મંત્રમાં વર્ણન કર્યું છે. સોમદેવતાનાં અપક્ષય અને વૃદ્ધિ તે આ જ. જ્યારે આત્મા શરીરની સાથે તદ્રુપભાવ ધારણ કરે છે, અને શરીરરૂપે થઇને રહે છે, ત્યારે તેની સ્થૂળ વિજ્ઞાન-કળાઓ તે તેના પરિવારરૂપે પ્રવર્તે છે. આ દૃષ્ટિ બીજા ૧૫ મા મંત્રમાં શ્રુતિએ જ વિસ્તારી છે.

વિરાટ્‌નો ચંદ્રદેવતા તે પિણ્ડમાં મન થયો છે, એમ મન એજ આ સોમ પ્રજાપતિની પ્રજા બને છે. પ્રજ્ઞાનઘન અવસ્થા તે પ્રજાપતિની ‘સ્વ’ અવસ્થા છે. અને તેની કળાનો વિસ્તાર તે મને વિવિધ પ્રકારની ઉભી કરેલી સૃષ્ટિ છે.

રાત્રિઓ એજ તેમની પંદર કળાઓ છે, અને ધ્રુવા (સ્થિર) એ એમની સોળમી કળા છે. એ (પ્રજાપતિ) રાત્રિઓથીજ પૂર્ણ થાય છે, અને વળી ક્ષીણ થાય છે. અમાવાસ્યાની રાત્રિએ સોળમી (સ્થિર) કળાવડે એ આ સર્વ પ્રાણભૃતોમાં પ્રવેશ કરીને તેમાંથી પ્રાતઃકાળે નીકળે (પ્રકટે) છે; તેથી તે રાત્રિએ પ્રાણીનો પ્રાણ છેદવો નહીં. વળી આ(સોમદેવતા)ના પૂજન અર્થે (સન્માનાર્થે) ધરોળી જેવાનોય (પ્રાણ હણવો નહીં). (૧૫) ખરે, જે એવો સોળકળાવાળો સંવત્સર પ્રજાપતિ છે તે આ(દેહી)જ છે. જે (પુરૂષ) આ(દેહી)ને એ પ્રમાણે જાણે તેનું વિત્ત (ધન) એજ પંદર કળાઓ (થાયછે, અને) આત્મા (શરીર) તે એની (સ્થિર)

---

વારંવાર શ્રુતિમાં કહેવામાં આવ્યું છે કે, આદિત્યમાં જે પુરૂષ છે તેજ હું છું, એટલે સ્વયંપ્રકાશ આદિત્યના પુરૂષને નિષ્કલ બ્રહ્મ–આત્મારૂપે શ્રુતિ ઓળખાવે છે, અને આવા સ્વયંપ્રકાશ આદિત્યનોજ પ્રકાશ ચંદ્રને પ્રકાશિત કરેછે, એટલે કે પ્રજાપતિને એની સૃષ્ટિ સૃજવાની શકિત આપે છે. આ વિચાર પ્રજ્ઞાનઘન અને મનની કળા એ બેયનો આત્મા સાથેનો સંબંધ વધારે સુંદર રીતે સ્પષ્ટ કરીને બતાવે છે, કે મન તેમજ સૃષ્ટિના બીજથી ભરેલા હાર્દવાળો પ્રજ્ઞાઘન પ્રજાપતિ પોતેય નિષ્કલ આત્માનું પ્રતિબિંબજ છે, અને તે સ્વયંપ્રકાશ નથી. એ પણ બીજી સૃષ્ટિની પેઠે સદસદ્ સ્વરૂપે છે, અને એમનું પરમાર્થતત્વ છઠ્ઠા બ્રાહ્મણમાં શ્રુતિએ વધારે સ્પષ્ટતાથી પ્રકટ કર્યું છે. સંવત્સર પ્રજાપતિ માટે સર. બૃ. ૧. ૨. ૪. સોળકળાને માટે. જુવો. પ્રશ્ન. ૬. ૨.

(૧૫) ગુજરાતીમાં કહેવત છે કે 'જીવતો નર ભદ્રા પામશે.' તેજ ભાવ અહીં શ્રુતિમાં પ્રકટ થયો છે. અહીં વિરાટ પુરૂષને શરીરસ્થ પુરૂષ તરીકેજ ગણ્યો છે, અને શરીરની આજુબાજુ રહેલી બીજી ભોજ્ય બધી વસ્તુઓને તેની કળાઓ તરીકે સમજાવી છે.

આ મંત્રમાં પણ શ્રુતિ એનું એ જ સત્ય સૂચવે છે, કે આ સૃષ્ટિનું મધ્યબિંદુ શરીરમાંજ છે. ત્યાં રહેલો પ્રજાપતિ એના સંકલ્પાત્મક કિરણો–વિજ્ઞાનો વડે બાહ્ય કળાઓને વિસ્તારે છે, એટલે જ્યાં

સોળમી કળા (થાય છે). તે (પુરૂષ) વિત્તથીજ વધે છે, અને ઘટે છે. એમાં જે નભ્યં (ચક્રનું સ્થિર હૃદય-નાભિ) છે, તે આ આત્મા (શરીર-પિંડ) છે; પરિધ (પરિવારાદિ) તે ધન છે. તેથીજ, જો કે સર્વસ્વનો નાશ થાય છતાં, જો આત્માએ (શરીરે) પુરૂષ જીવતો રહે તો, તે પારધને (જાયા પરિવારાદિને) જઇ મળે છે, એમ (લોક) કહે છે.

(૧૬) હવે ત્રણ લોકો (છે): મનુષ્યલોક, પિતૃલોક, દેવલોક. તેમાંનો આ તે મનુષ્યલોક. તે પુત્રવડેજ જીતાય છે (ફળે છે); બીજા કર્મથી નહીં. (અગ્નિહોત્રાદિ) કર્મોવડે પિતૃલોક, અને વિદ્યાવડે દેવલોક (ફળે છે). દેવલોક તે (ત્રણેમાં) શ્રેષ્ઠ છે, તેથી (લોકો) વિદ્યાની પ્રશંસા કરે છે.

(૧૭) હવે સંપ્રત્તિ (સુંપ્રતકર્મનીવિધિ): જ્યારે (પિતા) એમ ધારે કે હવે હું આ સંસાર છોડીને જઇશ ત્યારે, તે પુત્રને

---

સુધી એ મધ્યબિંદુ મજબુત હોય ત્યાં સુધી બાહ્ય કળાઓની વધ-ઘટમાં બહુ ચિંતા રાખવી નહીં, કારણ કે એ કળાઓને તો એનાં વિજ્ઞાનોજ પુનઃ ઉત્પન્ન કરી લેશે.

(૧૬) આ મંત્રમાં હેતુફળ રૂપી કાર્યકારણના સંઘાતને શ્રુતિ બતાવે છે. વિદ્યાથી દેવલોકની પ્રાપ્તિ થાય છે, તેથીજ વિદ્યાની બધે પ્રશંસા થાય છે.

(૧૭) પિતા પુત્રને કહે છે કે, "તું બ્રહ્મ છું, તું યજ્ઞ છું, તું લોક છું"; અને પુત્ર તે સર્વ "હું બ્રહ્મ છું" ઇત્યાદિ બોલીને કબુલ કરે છે. એટલે પિતાએ જે વેદાભ્યાસ શરૂ કરેલો, જે યજ્ઞાદિ શરૂ કરેલાં, અને તે ઉભય સાધનાના ફળરૂપે જે લોક મેળવવાના તે સર્વ, પુત્ર પિતા રૂપે જ હોઇ, હવે પુત્રનેજ ભોગવવાનાં અને વધારવાનાં થાય છે. તેથી, તેને પિતા કહે છે કે, 'તું બ્રહ્મ છું', એટલે કે, જે અત્યાર લગણ વિદ્યાભ્યાસને અંગે હું બ્રહ્મરૂપ હતો, તે હવેથી તું થઇશ. હવેથી તું યજ્ઞ-રૂપ થઇશ, હવેથી તું લોકરૂપ થઇશ. અને પુત્ર પિતાની તેવી ઇચ્છાને

કહે છે કે, 'તું બ્રહ્મ છું,' 'તું યજ્ઞ છું,' 'તું લોક છું.' (પછી) એ પુત્ર પ્રત્યુત્તર આપે છે કે, 'હું બ્રહ્મ છું,' 'હું યજ્ઞ છું,' 'હું લોક છું.' એમાં જે કાંઇ પણ (પિતાએ ભણેલું કે)

---

સ્વીકારતો તેનાજ રૂપ હોઇને તે એમજ કબુલ કરે છે. અહીં બ્રહ્મ, અને યજ્ઞ, જે એક વચનમાં કહ્યું છે, તે તમામ વેદાભ્યાસને અંગે, તમામ કર્મ યજ્ઞોને અંગેજ એક વચન વાપર્યું છે. પુત્ર એ પિતાનું રૂપાન્તર જ છે. એટલે પિતાએ જે કર્મ–યજ્ઞ કર્યા હોય તેના એક ફળ રૂપેજ પુત્ર છે, અને તેજ પાછાં એ કર્મોને આગળ ચાલુ રાખનારો થાય છે. એટલે થએલાં, અને થતાં, અને થવાનાં, એમ સર્વ કર્મોનો એમાં સમાવેશ થાય છે. સંપ્રત્તિ એટલે સુંપ્રત કરવાની વિધિ, જેમાં પિતા મરતી વખતે પોતાનાં સર્વ કાર્યો પુત્રનેજ સુંપે છે તે.

આવો શ્રોત્રિય મરણ વખતે આ પ્રમાણે પોતાનાં કર્મોને પુત્રમાં સ્થાપીને એ પોતે બ્રહ્મલોકને પામે છે, એટલે મહદ્ કે ઇશ્વર રૂપે સર્વવ્યાપકતાને પામે છે. તેથી, એના પ્રાણો જ્યાં સર્વત્ર સર્વાત્મા રૂપે સ્ફુરી રહે છે, ત્યાં પછી એના પુત્રમાં પણ એ ઇશ્વરભાવે પ્રકટી રહે છે. તેથી શ્રુતિએ કહ્યું છે કે, પ્રાણો સાથે એ પુત્રમાં અભિનિવેશ કરે છે. આ અભિનિવેશમાં " હું પિતા છું " અને "પુત્રમાં અભિનિવેશ કરૂં છું" એવા જૂદાઇના ભાનવાળો પિતાનો અભિનિવેશ નથી. પરંતુ 'પિતા' તેમજ 'પુત્ર'નો ભાવ ગળી જઇને સર્વાત્મકતાના મહત્ ભાવે સર્વમાં જેમ એનો અભિનિવેશ–વ્યાપકતા થાય છે, તેમજ પુત્રમાં પણ તેનો અભિનિવેશ થાય છે. આ અર્થમાં ભૂલ ના થાય તેથી જ શ્રુતિએ છેવટમાં પણ કહ્યું છે કે, " એવા પિતામાં દૈવ અને અમર પ્રાણો પ્રવેશ કરે છે", અને એ દૈવ અને અમર પ્રાણોનો પણ અર્થ અરાઢમા મંત્રમાં સ્પષ્ટ કરતાં તેમનું સર્વાત્મક સ્વરૂપ શ્રુતિ વધારે સ્પષ્ટ કરે છે. આ જે દૈવ અને અમર પ્રાણો કહ્યા તે હિરણ્યગર્ભની પ્રથમ પ્રજા છે, અને તે સર્વવ્યાપક અને સર્વાત્મક છે, અને તેમાંએક વ્યક્તિનીજ જીવ-ભાવના નથી; તેથીજ તે મૃત્યુરહિત છે, અમર છે. આવો પ્રાણ–વાયુ ઘસાતો નથી, કે થાકતો પણ નથી, અને જે

ભણવાનું બાકી હોય તે બધાયની "બ્રહ્મ" એમ કહીને એકતા (કરી) છે, જે કોઇ યજ્ઞો (કરેલા કે નહિ કરેલા) હોય તે બધાયની "યજ્ઞ" એમ કહીને એકતા (કરી) છે, જે કોઇ લોક (જીતેલા કે નહિ જીતેલા) હોય તે બધાયની "લોક" એમ કહીને એકતા (કરી) છે. આટલું આ (જે પિતા કરતો, અને હવેથી પુત્ર કરશે તેને વિષે) છે. આ (પુત્ર) તે બધું થઈને આવા (ત્રણે) લોક(ના ઋણમાં)થી મારૂં પાલણ કરશે, એમ (પિતાએ કહ્યું). તેથીજ શાસ્ત્ર ભણેલા પુત્રને "લોક્ય" (પિતૃલોકને, પિતૃઓને હિતકર્તા) કહે છે. તેથી એ (પિતા) પુત્રને શાસ્ત્ર ભણાવે છે. આમ સમજનારો જ્યારે આ (મૃત્યુ) લોકને છોડી જાય છે, ત્યારે તે પ્રાણો સાથે પુત્રમાં (મહદ્રુપે) અભિનિવેશ કરે છે. એ પિતાએ જે કાંઇ સ્હેજ પણ (અહીંયાં) કરવાનું બાકી રહી ગયું હોય (તે સર્વ પોતે કરી લઇને) તેવા સર્વ કર્મોમાંથી પુત્ર પિતાને મુક્ત કરે છે; તેથી એનું "પુત્ર" એવું નામ (પડયું) છે. એ (પિતા) પુત્ર વડેજ આ લોકમાં પ્રતિષ્ઠિત (જીવતો) છે. પછી એવા (મહદ્રુપે સર્વાત્મક થએલા) પિતામાં દૈવ અને અમર પ્રાણો પ્રવેશ કરે છે.

(૧૮) પૃથિવીમાંની અને અહીંના અગ્નિમાંની દૈવી વાણી તેવા (સંપ્રતિ કરી સર્વાત્મક થતા પિતા)માં પ્રવેશ કરે છે.

---

વ્યષ્ટિમાં જાણે ઉપાધિના સંબંધે, અપેક્ષાએ સંચાર કરતો દેખાય છે, છતાં, એના સમષ્ટિ સ્વરૂપમાં તે અસંચારવાળોજ રહે છે.

આ મંત્ર અને પછીનાને માટે જુવો બ્ર. સૂ. ૪. ૪. (૧-૨૧). ત્યાં મુક્તનો સત્ય સંકલ્પવાળો ઐશ્વર્યભોગ ચર્ચ્યો છે.

(૧૮) આ અગ્નિ અને દૈવી વાણીનો મહિમા એવો છે કે, એના વડે મુક્ત પુરૂષના સંકલ્પો સત્ય થાય છે. આજ બ્રહ્મલોકનો મહિમા છે. આવા લોકને પામીને સર્વાત્મક ભાવમાં આરૂઢ થએલો બ્રાહ્મણ સત્ય

એવી એ જ દૈવી વાણી, કે જેનાવડે જે જે તે બોલે, તે તેજ થાય. (१९) અંતરિક્ષ(દિવ)માંનુ, અને આદિત્યમાંનું દૈવી મન એનામાં પ્રવેશ કરે છે. એવું એ જ દૈવી મન, કે જેના વડે એ આનંદીજ રહે, અને (કશાયનો) શોચ ના કરે. (२०) જળ-માંનો અને ચંદ્રમાનો દૈવી પ્રાણ એનામાં પ્રવેશ કરે છે. એવો એ જ દૈવીપ્રાણ, કે જે (વ્યષ્ટિમાં) સંચાર કરતાં, અને (સમ-ષ્ટિમાં) અસંચાર કરતાં, થાકતો નથી, કે વળી ઘસાતો નથી (નષ્ટ થતો નથી). (જે) આમ જાણે છે તે સર્વ ભૂતોનો આત્મા (એટલે પ્રાણ, મન અને વાણી) થાય છે. જે એ (સત્-મહત્) દેવતા છે, તેવો જ એ (સર્વજ્ઞ અને સર્વકર્મકૃત્) થાય છે. જેમ એ દેવતાનું સર્વેભૂતો પોષણ (પૂજન) કરે છે, તેમજ એવું જાણનારાનુ સર્વભૂતો પાલણ કરે છે. જે કોઇ વસ્તુનો આ પ્રજાઓ (અહંતા-મમતાથી) શોચ કરે છે (તેને માટે દુઃખી

---

સંકલ્પવાળો થાય છે, તેથી જે જે સંકલ્પ એ કરે છે તે સફળ થાય છે. જે જે માનસિક ક્રિયાઓને એ કરે છે, તે કેવળ આનંદમયજ થાય છે. અને એ સર્વાત્મક પ્રાણ કદિ થાકતોજ નથી. બ્રહ્મલોકના આવા સત્ય સં-કલ્પોને છાંદો. ૮. (२–३) માં શ્રુતિએ વધારે વિસ્તારથી સમજાવ્યા છે, ત્યાંના એવા સત્ય સંકલ્પ તે બ્રહ્મલોકના છે, અને આપણા પરિછિન્ન લોકના નહીં, એમ પણ ત્યાં સ્પષ્ટીકરણ કર્યું છે, તેને માટે તેના ઉપરની જ્યોતિ પણ જુવો. વળી જુવો બ્ર. સૂ. ४. ४. (१–२०) અને મંત્ર १७ ની જ્યોતિ.

(२०) સ. બૃ. १. ३. २. જ્યોતિ. અહીં દેવરૂપ થતા પુરૂષનું વર્ણન છે.

એક બીજાને જૂદા જૂદા જોનારાને, અને પ્રત્યેકમાં અહંભાવથી વર્તનારાનેજ દુઃખ થાય છે, કારણ કે એક ને બીજા–જૂદાથી જ પીડાય છે, પણ જ્યાં બીજું એવું કશુંય રહે નહીં, ત્યાં એકને બીજાથી પીડાનો અવકાશ જ રહેતો નથી. તેથી પ્રાણીને જે કાંઈ શોચ રૂપી દુઃખ થાય છે તે એવી એક બીજાથી ભિન્નતાની જાળમાં રહી તદ્રુપ થતી

થાય છે), તે(શોચ)જ એમની (અહંભાવવાળાઓની) સાથે થાય છે ( વળગે છે ); પુણ્ય ( રૂપ સુખ ) એકલુંજ આવા ( સર્વાત્મસ્વરૂપ પુરૂષ )ને જાય છે; ખરે, દેવોને પાપ (રૂપી દુઃખ) વળગતુંજ નથી.

(૨૧) હવે અહીંથી વ્રતો(કર્મો)ની મીમાંસા (એટલે તત્વ વિચાર થાય) છે. પ્રજાપતિએ (સંકલ્પબળે) કર્મો(ફળવાળી વિશેષ ક્રિયાઓ)ને સરજ્યાં. એ થયાં, એટલે માંહોમાંહે

---

પ્રજાનેજ વળગે છે, પણ તેવું દુઃખ સર્વાત્મા રૂપ મહત્, હિરણ્યગર્ભ-વિજ્ઞાત્માને વળગતું નથી. દેવને તો સ્વરૂપતાનો આનંદજ, પુણ્યજ, પ્રાપ્ત થાય છે, એવો શ્રુતિનો બોધ છે.

'પુણ્ય એકલુંજ આને જાય છે' તે માટે સરખાવો. છાંદો. ૪. ૧. ૪. છાંદો. ૪. ૧૫. (૨-૪).

(૨૧) અહીં શ્રુતિએ "કર્મો" ની મીમાંસા કહી છે, "ઇન્દ્રિયો" ની નહીં. કારણ કે, પ્રજાપતિનું કર્મ એજ આપણે ઇન્દ્રિય રૂપે સમજીએ છીએ. જુવો. બૃ. ૨. ૫. ૧૯; બૃહ. ૪.૧ બ્રાહ્મણ; કૌષી. ૩.૫. પ્રજાપતિના બોલવાનેજ વાણી ઇન્દ્રિય, અથવા તેને શકિતરૂપે માનતાં વાણી દેવતા, એમ આપણે કહીએ છીએ; તેના સાંભળવાને શ્રોત્રેન્દ્રિય, ઇત્યાદિ. તેથીજ આ મંત્રમાં બધી જગ્યાએ 'કર્મ' એમજ કહ્યું છે. આ મંત્ર આગળ આવેલા બૃહ. ૧. ૩. ૨. માંના અર્થને વધારે સ્પષ્ટ કરે છે. આ કર્મ એજ ઉદ્‌ગીથ, અને આ કર્મમાંનો જેટલો ભાગ સમષ્ટિ પ્રાણના હિતાર્થનો તેટલુંજ પુણ્ય, અને જેટલો સ્વાર્થનો અંશ તેટલું પાપ. એમ પુણ્ય પાપનો નિર્ણય શાસ્ત્રોએ આવા સમષ્ટિ પ્રાણના પ્રમાણથીજ કર્યો છે. જ્યાં પાપનો સંચાર થાય, ત્યાં જ મૃત્યુ એવા કર્મને હણી નાખે છે. મુખ્ય પ્રાણમાં વિશેષતાના અભાવે અહંતા-મમતા નહીં હોવાથી એ સમષ્ટિ રૂપ છે, એટલે પુણ્યમય છે, જેથી મૃત્યુ એને અડકી શકતું નથી; અને એ કેવળ સુખરૂપજ છે, એમ પણ ઉપરના ૨૦ મા મંત્રમાં કહેવાઇ ગયું છે.

વળી વાગાદિ દેવો પ્રાણનો પ્રભાવ જાણતાં જ વિચારથી એની

(અહંભાવથી) એમણે સ્પર્ધા કરી. 'હું તો બોલીશજ' એમ વાણીએ વ્રત લીધું (કર્મ ધારણ કર્યું), 'હું જોઇશજ' એમ ચક્ષુએ, 'હું સાંભળીશ જ' એમ શ્રોત્રે; (અને) બીજાંએ, એજ

---

સાથે પોતાનું તાદાત્મ્ય જુવે છે, અને આનંદ પામે છે. આજ અર્થ મુંડક ૩. ૧. (૧–૪) માં પ્રકટ કર્યો છે. ઇન્દ્રિયો અને મુખ્ય પ્રાણ એ જૂદાંજ કાર્ય તત્વો છે. જુવો. બ્ર. સૂ. ૨. ૪. (૧૭–૧૯).

પ્રાણ મૃત્યુની પારનો છે, તેને માટે સરખાવો છાંદો. ૪. ૩. ૩, જ્યોતિ; અને ૭. ૨૬. ૧. આ પ્રાણનેજ Energy કહે છે. અને તેજ વ્યષ્ટિમાં સંચરતાં કે, સમષ્ટિમાં અસંચરતાં થાકતો નથી. સર. બૃ. ૨. ૧. ૫ જ્યોતિ.

આ પ્રજાપતિનાં કર્મોને કૌષીતકિ ઉપનિષદ્‌ના ૧. (૬–૭.) મંત્રની સાથે સરખાવવા જેવાં છે. ત્યાં બ્રહ્મલોકમાં જતા ઉપાસકને બ્રહ્મ પૂછે છે કે 'તું કોણ છું'? તેના ઉત્તરમાં ઉપાસક કહેછે કે 'જે તું છું તેજ હું છું'. અને તે આગળ પૂછેછે કે શેનાથી સુંઘું છું? તો ઉત્તરમાં "નાકથી;" શેનાથી સાંભળું છું? તો 'કાનથી;' શેનાથી ચાખું છું? તો "જીભ્હાથી"; શેનાથી જોઉં છું? તો 'આંખથી', એમ કહે છે. વળી જુવો. કૌ. ૩. ૫. વળી આવાં કર્મો એજ સૃષ્ટિ છે, તે માટે જુવો. શ્વેતા. ૬. ૨.

"મૃત્યુએ થાક રૂપે થઇને રોકયા." એમ કહ્યું તેમાંનો મૃત્યુ તે કોણ? અને એણે કર્મોને શાથી રોક્યાં હશે એ વિચારવા યોગ્ય છે. અહીં આની સાથેજ બૃહ. ૧. ૩. બ્રાહ્મણ પણ વિચારવાનું છે. આ શ્રુતિએ "મૃત્યુ"ને બૃહ. ૧. ૨. બ્રાહ્મણમાં અવ્યકત બ્રહ્મ અથવા હિરણ્યગર્ભરૂપે પ્રકટ કર્યો છે. અને "અહ"ભાવે પુરૂષાકારે વ્યકત થતાં એનેજ ભૂતોના અંતર્યામી ઇશ્વરરૂપે બૃ. ૧. ૪. (૧–૭) માં પ્રકટ કર્યો છે. એટલે આ "મૃત્યુ"ને અંતર્યામી રૂપેજ અહીં ઇશ્વરભાવે સમજવો યોગ્ય છે. ત્યારે તેણે કર્મોને કેમ રૂંધ્યાં હશે? કર્મોને પ્રેરનારોજ એ પોતે છે એમ કહ્યું છે, તો પછી તેમને એ શું કરવા રૂંધે? મૃત્યુની ભોગેચ્છા તે સમષ્ટિની છે, અને તે વિરાટના ઐક્યભાવની છે, છતાં જ્યાં કર્મો પ્રકટ થયાં, અને ઇન્દ્રિયોમાં અભિનિ-

પ્રમાણે, જે કર્મો તે કરે છે તે તે કર્મોને ધારણ કર્યાં. તેમને (કર્મોને) મૃત્યુએ થાકરૂપે થઇને રોકયાં. તેમને તેણે (મૃત્યુએ) પકડયાં, (અને) પકડીને મૃત્યુએ રૂંધ્યાં. તેથી વાણી થાકી જાય છે, ચક્ષુ થાકે છે, શ્રોત્ર થાકે છે. હવે જે આ (સર્વમાં સરખો વ્યાપી રહેલો તેથી) મધ્યમ પ્રાણ છે, તેને એકલાને તે મૃત્યુ પકડી શકયો નહીં. તેમણે (આવી કર્મરૂપી ઇન્દ્રિયોએ) તે(મધ્યમ-મુખ્ય પ્રાણ)ને ઓળખવાનું ધાર્યું. જે (વ્યષ્ટિમાં) સંચરતાં કે (સમષ્ટિમાં) અસંચરતાં થાકતો નથી, તેવો આજ ખરે, આપણાથી શ્રેષ્ઠ છે; તે ઘસાતોજ નથી! (એમણે ધાર્યું કે) ચાલો ત્યારે, આપણે બધાં એનાજરૂપે થઇએ. ( એટલે ) તે બધાં એનાજરૂપે થયાં. તેથી તેઓ એનાજ નામથી 'પ્રાણો' એમ કહેવાય છે. ખરે, આવું સમજે તેવો (પુરૂષ) જે કુળમાં પેદા થાય તે કુળ તેના નામ-થીજ ઓળખાય છે. ખરે, આવું સમજનારાની સ્હામે જે સ્પર્ધા કરે, તે સુકાઇ જાય છે. (અને) એમ સુકાઇ જઇને અંતે તે મરી જાય છે. આટલુ અધ્યાત્મ.

(૨૨) હવે અધિદૈવત: 'હું તો જળિશજ' એમ અગ્નિએ

---

વેશ થતાં વિરાટનું ઐક્ય ભાન ભૂલાઇને ઇન્દ્રિયોમાંજ અહંભાવ થતાં સ્વાર્થભોગથી વિદ્રેશ થવા માંડયો, ત્યાં એને સમષ્ટિભોગની મૂળ ઇચ્છાની વિરૂદ્ધ અનુભવ થવા લાગ્યો, તેથી ત્યાંજ આગળથી કર્મોનું એ ઇશ્વરે થાકથી રોકાણ કર્યું; અને એવા સ્વાર્થભાવનેજ બૃ. ૧.૩. માં ઇન્દ્રિયો-નું પાપ કહ્યુંછે. આમ વિચારતાં મૃત્યુ તે ઇશ્વરભાવજ છે, અને સ્વાર્થ વૃત્તિઓની પ્રવૃત્તિ એની મૂળ કામનાની વિરૂદ્ધ હોવાથી તેને તેણે રૂંધીછે.

(૨૨) વિરાટ્‌ના દેવો તેજ અધ્યાત્મના શરીરમાં રહેલા દેવો છે. તેમનાં સ્થાનોને ઐત. ૨. ૪. માં સ્પષ્ટ કરીને સમજાવ્યાં છે. વિરાટનો અગ્નિ તે શરીરની વાણી; વાયુ તે નાસિકાનો પ્રાણ; આદિત્ય તે ચક્ષુ; દિશાઓ તે શ્રોત્ર; ઓષધિયો તે રૂવાડાં; ચંદ્રમા તે મન; મૃત્યુ

કર્મ-વ્રત ધારણ કર્યું. 'હું તો તપશીજ' એમ આદિત્યે, 'હું તો પ્રકાશીશજ' એમ ચંદ્રમાએ. અને એજ પ્રમાણે, બીજા દેવતાઓ એ પોતપોતાના દૈવત પ્રમાણે (કર્મને ધારણ કર્યાં). જેમ એ (અધ્યાત્મ) પ્રાણોમાં મધ્યમ પ્રાણ છે, તેમજ આ દેવતાઓમાં વાયુ છે; કારણ કે, બીજા દેવતાઓ (પોતાની કર્મ-વ્રત-ચર્યામાં) અસ્ત થાય છે, પણ વાયુનું એમ થતું નથી. જે દેવતા અસ્ત થતો નથી તેજ વાયુ (દેવતા) છે. (૨૩) તેનો આવો શ્લોક છે: "જેમાંથી સૂર્ય ઉગે છે, અને જેમાં અસ્ત થાય છે."

---

તે અપાન, અને જળ તે વીર્ય. જેમ શરીરમાં સર્વ દેવોનો સમાન દેવ પ્રાણ છે, તેમ વિરાટમાં સર્વ દેવતાઓને સમાન અમર 'વાયુ' છે. આ વાયુ અને પ્રાણ એ પણ એકજ છે, તેથી બેયને ભેળા 'પ્રાણવાયુ' પણ કહેવાય છે, એ પ્રશ્નોપનિષદ્‌માં બતાવ્યું છે. જુવો પ્રશ્ન ૨. ૫. અને સર. છાંદો. ૪. ૩. ૧.

(૨૩) વાગાદિ ઇન્દ્રિયોનાં કર્મને બે ભાગમાં વેંહેચી નાખ્યાં છે. એક તો પ્રાણધર્મવાળાં અને બીજા 'અહંભાવ'વાળાં, અને આ અહંભાવવાળાં કર્મ-વ્રતમાં હું બોલીશજ, હું સાંભળીશજ, એવા પ્રકારનાં વ્યક્તિગત અહંકારનાં કર્મો, જે સ્વાર્થી કર્મો છે, તે આવે છે. પણ અહંભાવના તો મૃત્યુથી હણાય છે, અને તેથી થાકેછે. પણ એનું જે પ્રાણગત એટલે સમષ્ટિ ભાવનું કર્મ-વ્રત છે તે સર્વદા ચાલુજ છે, અને તે નિર્વિકાર હોઇ નિત્ય છે. ઇન્દ્રિયના જૂદા "અહ"ભાવથી જ્યાં પ્રાણ ઇન્દ્રિયરૂપે પ્રકટ થાય છે, ત્યાં તે પ્રાણનો–આત્માનો એક વિકારજ છે, અને તેથી નાશવાન છે. પણ જ્યાં એ ઇન્દ્રિયનુંજ કર્મ અહંભાવરહિત થતાં પ્રાણધર્મ–સમષ્ટિભાવનાવાળું થાયછે, ત્યાં એ ભાવનાને મૃત્યુ અડકી શકતું નથી. કારણકે તે ભાવ વિકારરહિત છે, નિષ્કલ છે. એટલે આ અધ્યાત્મક વિરાટ દેવતાઓ પોતપોતાનું જે કાર્ય કર્યા જાય છે તે અહંભાવરહિત હોય ત્યાં તે પ્રાણધર્મેજ, નિશ્ચલ ભાવેજ પ્રવર્તે છે; તેવું કર્મ જ ઉત્તમ ધર્મ બને છે. તે પ્રમાણેજ જીવોએ દુનિયાનાં ક્ષણિક કાર્ય કર્યાં છતાં અહંભાવરહિત પ્રાણવ્રતેજ લોક સંગ્રહાર્થે આચરવાં એવો શ્રુતિનો બોધ છે. કેટલાક ટીકાકાર અહીં અન્ય ઇન્દ્રિયોનું કર્મ છોડી દઇને

(અને) જરૂર, એ (સૂર્ય) પ્રાણ(વાયુ)માંથીજ ઉગે છે, અને પ્રાણમાં અસ્ત થાય છે.

તે(વ્રતો)ને દેવોએ(પ્રાણ-વાયુનાં પોષક-ધારક તેથી પોતાનો) ધર્મ જ કર્યો; (એટલે) એવો (ધર્મ) આજેય છે, અને કાલે (પણ રહેશે). જરૂર જે (ધર્મ) દેવોએ આટલો વખત ધારણ કર્યો છે તેજ (ધર્મ) આજે પણ તેઓ કર્યા જાયછે, (અને ભાવિષ્યમાં પણ કરશે ). તેથી ( એવા પ્રાણપોષક ) એકજ વ્રતને આચરવું.

રખેને, (સ્વાર્થવૃત્તિ ભળતાં) મૃત્યુરૂપી પાપ વળગશે એમ બ્હીકરાખીનેજ પ્રાણ અને અપાનની ક્રિયા (અહંભાવ રાહિત) કરવી. (અને) જો (વ્રત) આચરવું તો, તે પૂરૂંજ કરવાને ઈચ્છવું. એમજ (ઉપાસક) એવા તે (પ્રાણવાયુ) દેવતાને વિષે એકતાને (सायुज्यं), તેની લોકતાને, (તદ્ભાવને) મેળવે છે.

---

કેવળ પ્રાણાપાનનેજ કરવાં, એટલે સન્યાસનેજ સેવવો, એમ કહે છે, તે યોગ્ય નથી. માત્ર અહંકારવાળી આસક્તિનો સમષ્ટિભાવના અર્થે ત્યાગ કરવો એટલોજ શ્રુતિનો આશય છે. કારણકે, નહિ તો ઇન્દ્રિયોએ એવા પ્રાણધર્મમાં તો પોતાના સ્વધર્મનેય છોડવા પડે; એટલે ચક્ષુએ જોવાનું, શ્રોત્રે સાંભળવાનુંય છોડી દેવું જોઇએ. પણ તે પ્રમાણે તો દેવતાઓનું પણ વર્તન નથી, એવો આપણો અનુભવ છે. એ દેવોના વર્તનમાં માત્ર આસક્તિ કે અહંભાવનાનો અભાવજ આપણે જોઇ શકીએ છીએ, અને તેમના જેવુંજ આચરણ કરવા ઉપાસકને શ્રુતિનો બોધ છે. ધર્મનો અર્થ એવો છે કે, જે એને, એટલે કર્મ કરનારાને, ધારણ કરી રાખે, અમર રાખે, તેવું કર્મ. અને કર્મનો કરનાર કર્મથીજ વ્યક્ત થાય છે, એટલે કર્મ કરે ત્યાં સુધીજ એની વ્યક્તિ પ્રકટ રહે છે. તેથીજ, પુરૂષની પ્રતિષ્ઠા ધર્મ્ય કર્મમાંજ શ્રુતિએ કહી છે. જુવો. બૃહ. ૩. ૨. ૧૩. એટલે એવું આવશ્યક કર્મ તેજ તેનો આશ્રય, તેથી તેનેજ ધર્મ ત્યાં કહ્યો છે. ધર્મ્ય-કર્મોને માટે સર. બૃહ. ૩. ૮. ૯.

## છઠું બ્રાહ્મણ.

(૧) આ (ચળતું–જગત્) નામ, રૂપ, (અને) કર્મ, (એમ) ત્રણ રૂપે છે. તેમાંનાં નામો છે તેમનું આ વાક્ એ ઉક્થ (ઉપાદાન) છે; કારણ કે, એમાંથી બધાંય નામોની

---

(૧) બૃ. ૧. ૪. ૭. માં જણાવ્યા પ્રમાણે ભોગેચ્છાવાળો અવ્યક્ત પ્રજાપતિ નામ રૂપોવડે વ્યક્ત થયો. આવી રીતે વ્યક્ત અને અવ્યક્ત, એમ ઉભય પરમાર્થ દષ્ટિએ તો સદસદ્રૂપે મિથ્યાજ છે, કેવળ નિત્ય સત્ નથી. કેવળ સત્ તો અજ, નિષ્કલ, એવો પરમાત્માજ છે. અને આ પ્રજાપતિ સહવર્તમાન સર્વ દશ્ય 'જ્ઞેય' છે, તેથી કલ્પિતજ છે, એમ આ બ્રાહ્મણમાં સ્પષ્ટ ઉપદેશ કર્યોછે. જે અમર પુરૂષ પ્રાણ-બ્રહ્મ છે તેજ વ્યાપક સૂત્રાત્મા અજર છે. એ સર્વ દેવતાઓને તેમજ મનુષ્યોને સમાન છે, એટલે સર્વને તે ધારણ કરનાર છે. સર્વ અહંભાવવાળી વ્યક્તિઓનું, અને સર્વ દશ્યોનું પણ એજ મૂળ, પ્રતિષ્ઠા, હોઇ તેમનું અધિષ્ઠાન બને છે. એજ અજર પ્રાણ–ચિત્ત–પ્રજ્ઞાન વિવિધ ઉપાધિઓમાં અનેક નામે જૂદું જૂદું, જેમકે ઈશ્વર, વિરાડ, પુરૂષ, પ્રજાપતિ, જીવ, હિરણ્યગર્ભ, મહદ્, દેવતાઓ, સૂર્ય, ચંદ્રાદિ કહેવાય છે. સર્વનું એવું કારણાત્મક પ્રાણ તત્વ તો સત્યથી, એટલે "સત્" દેખાય છે તેવું મૂર્ત, અને "ત્ય" એટલે નહિ દેખાય તેવું પરોક્ષ, અમૂર્ત, એવા સત્ય-કાર્ય જગત્ની ઉપાધિઓ અને તેમની પરંપરાત્મક વિકારોથી, ઢંકાઇ ગએલું છે, આવરણાયલું છે.

પ્રજાપતિએ આત્માને અર્થે, એટલે પોતાને અર્થે, જે ત્રણ અન્ન કરેલાં તે મન, વાણી, અને પ્રાણ. તેમાંનું મન તે તૈજસ રૂપે ચક્ષુદ્વારા બહારનાં રૂપોને પ્રકટ કરે છે, વાણીદ્વારા નામોને પ્રકટ કરેછે, અને બળવાન પ્રાણદ્વારા કર્મોને પ્રકટ કરે છે. એ ત્રણે જૂદા રૂપે છતાં એકજ પ્રજાપતિ-મુખ્યપ્રાણનું આબધુ જગત્ સર્જન–પ્રકટીકરણ છે. આમ એકજ પુરૂષ-મહદ્ આવાં ત્રણ જૂદાં કર્મોથીજ ત્રણ કાર્ય રૂપે થાય છે, અને આ ત્રણેય મુખ્ય પ્રાણનેજ આશ્રયે છે. એટલે કે એ ત્રણે એવા પુરૂષનાં અન્ન છે. તેમને ભોગવીને એ ફુલે, વધે છે, અને તેમના સંકોચથી એ પણ સુકાય છે. એ ત્રણે નામ, રૂપ, કર્મ, માત્ર એના વિકારોજ છે, અને મુખ્યપ્રાણ એકજ

ઉત્પત્તિ છે. એવાં નામોનું એ (વાક્) સામ છે, કારણ કે, એ બધાંય નામોની સાથે સમ (સમાન) છે. (તેથી) એવું એ (વાક્) નામોનું બ્રહ્મ છે, કારણ કે, તેજ સર્વે નામોને ધારી રહે છે(સ્વરૂપ આપીને નિભાવે છે). (૨) હવે રૂપોનું આ ચક્ષુ એ ઉપાદાન છે; કારણ કે, એમાંથી સર્વે રૂપોની ઉત્પત્તિ છે. એવાં રૂપોનું એ (ચક્ષુ) સામ છે, કારણ કે, એ સર્વે રૂપોની સાથે સમ (સમાન) છે. એવું એ (ચક્ષુ) રૂપોનું બ્રહ્મ છે, કારણ કે, સર્વે રૂપોને એજ ધારણ કરી રહે છે. (૩) હવે કર્મોનું આ આત્મા (સ્થૂળ ભૂત, શરીર) એ ઉપાદાન છે; કારણ કે, એમાંથી

---

કારણાત્મક સત્ય વસ્તુ છે. તે આવાં આ ત્રણ કાર્યાત્મક નામ રૂપાદિથી છવાયો છે, અને તેથી સામાન્ય અવિદ્યાવાળા જનને આ ત્રણ નામરૂપાત્મક જગતની પ્રવૃત્તિમાં એ પુરૂષ, મુખ્ય પ્રાણ, સદ્-દેવતા, ખોળ્યોય જડતો નથી. કારણકે, એ તો એવાં કર્મોની સાથે તદ્રુપતા પામીને તેમના જરૂપે થઇને તેમને નિભાવી રહ્યો છે; અને પોતાના 'સ્વરૂપે' તેથી ઢંકાઇ રહ્યો છે. સર. કૌષી. ૧. (૬, ૭). જુવો છાંદો. ૭. ૨. (૧.૨) જ્યોતિ.

(૩) જુવો પ્રશ્ન. ૨ માં. ત્યાં પ્રાણ-આત્મનું સ્વરૂપ સ્પષ્ટ રીતે પ્રકટ થયું છે. જુવો કઠ. ૪. ૯. સર. બૃ. ૩. ૨. ૧૩. અમર એવો જે મધ્યમ પ્રાણ (જુવો. બૃ. ૧. ૫. ૨૧; અને ૧. ૩. ૯; ૪. ૪. ૭. છાં. ૭. ૧૫. ખંડ) તે આવરણોથી શી રીતે છવાયો છે, તે આ મંત્રમાં પ્રકટ કર્યું છે. નામ, રૂપ, અને કર્મે કરીને એ આવરણાયો છે. નામ એ વાક્, રૂપ એ ચક્ષુ, અને કર્મ એ સમસ્ત શરીર. આ ત્રણે આ પ્રમાણે જૂદી જૂદી ઉપાધિ વડે છાવરીને પ્રાણને-પુરૂષને પ્રકટ કરે છે; જૂદે જૂદે ભાવે છતાં એ ત્રણે એકજ પુરૂષ છે એમ અનુભવાય છે. એ ત્રણે ક્રિયાઓ છે, તેમનો પ્રેરક આધાર તો પુરૂષજ છે. આવા દેહી પુરૂષમાં શરીરનાં હસ્તાદિ કર્મેન્દ્રિયોનો, અને ચક્ષુ આદિ જ્ઞાનેન્દ્રિયો અને મન એ સર્વનો સમાવેશ છે. આ બધાંય, અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય, એકજ પ્રજાપતિ આત્માના આવરણાનુસાર વિકારો છે;

સર્વે કર્મોની ઉત્પત્તિ છે. એ (શરીર) એવાં(કર્મો)નું સામ છે, કારણ કે, એ સર્વે કર્મોને સમ (સમાન) છે. તે (આત્મા) કર્મોનું બ્રહ્મ છે, કારણ કે, સર્વે કર્મોને એ ધારણ કરે છે.

એવાં એ (નામ રૂપ, અને કર્મ) ત્રણ છે, છતાં આવો (તેમના કારણ રૂપ) આત્મા (પ્રેરક પુરૂષ) તો એકજ છે. (એટલે કે) આત્મા (પુરૂષ) એકજ છે, છતાં તે આવા ત્રણ રૂપે (પ્રકટ થતો દેખાય) છે. તેથી, આવો અમૃત (પુરૂષ) સત્યે છવાયલો-ઢંકાયલો છે. જરૂર, (મુખ્ય) પ્રાણ (પુરૂષ) અમૃત-અમર છે; (અને) નામરૂપો તે સત્ય (મૂર્તામૂર્ત

---

અને એ સર્વાત્મસ્વરૂપ મુખ્ય પ્રાણ પ્રજાપતિ એમાંજ છવાયો છે, આવરણાયો છે. જુવો. તૈત્તિ. ૩. (૧–૭). બૃ. ૧. ૪. ૧૭.

આ અધ્યાત્મ, અધિદૈવ, અને અધિભૂત એવી પ્રજાપતિની બધી સૃષ્ટિ, જેને બ્રહ્મનાં બે 'મૂર્તામૂર્ત'સ્વરૂપે પાછળ બૃહ. ૨. ૩ બ્રાહ્મણમાં વર્ણવી છે, તેજ 'સત્' અને 'ત્ય' મળીને થએલા 'સત્ય' એવા નામથી ઓળખાય છે. તે આ આત્મા પ્રજાપતિ–મૃત્યુને, સર્વની અંદર જીવભાવે પેઠેલા પ્રાણને, ઢાંકી રહી છે. સર. ઐત. ૫. (૨-૩)

પ્રાણ–બ્રહ્મને માટે જુવો. બ્ર. સૂ. ૧. ૧. ૨૩. કર્મ માટે જુવો. શ્વેતા ૬. ૨. પ્રાણ એજ પ્રાજ્ઞ, એવો "જ્ઞ" રૂપ આત્મા છે. જુવો. કૌષી. ૩. ૩. તેજ પ્રાણોનુંય 'સત્ય' છે. જુવો બૃ. ૨.૧.૩૦.

'સત્ય'ને માટે વળી સરખાવો બૃ. ૫. ૪. ૧. નામ, રૂપ અને કર્મે કરીને વિવિધતાએ જણાતું કાર્યાત્મક મૂર્તામૂર્ત વ્યક્તબ્રહ્મ, તેનેજ અહીં સત્ય કહ્યું છે.

'પરમ સત્ય'ના અર્થને માટે વળી જુવો છાં. ૮. ૩. ૫. ત્યાં 'સત્' તે અમર, 'તિ' તે મૃત્યે, અને 'યં' તે યમ, એટલે અમર અને મર્ત્યને સંયોજનાર–યમન કરનાર એવા બ્રહ્મ અથવા આત્મ સ્વરૂપે એને ત્યાં સમજાવ્યું છે. જુવો બૃ. ૨. ૩. ૬.

મર્ત્ય કાર્ય) છે, તેમનાથી એવો (અમર) પ્રાણ છવાયો-ઢંકાયલો છે.

( અધ્યાય પહેલો સમાપ્ત. )

## અધ્યાય બીજો.

### પહેલું બ્રાહ્મણ.

(૧) વાદમાં કુશળ એવો ગર્વિષ્ઠ બાલાકિ નામનો એક ગાર્ગ્ય બ્રાહ્મણ હતો. એણે કાશીના રાજા અજાતશત્રુ કને જઇને કહ્યું કે, હું તમને બ્રહ્મ વિષે કહું (બોધ કરૂં)? એ અજાતશત્રુએ કહ્યું કે, આટલું કહેવામાંજ અમે (તમને) સહસ્ર (ગાયો) આપીએ છીએ. જનક (દાતા), જનક (બ્રહ્મશ્રોતા), એમ (કહેતા) લોકો ત્યાં (એમની પાસે) જ દોડયા જાય છે!

(૨) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ (બ્રહ્માન્ડમાં)

---

(૧) સર. કૌષી ૪. (૧-૧૮) વ્યક્ત બ્રહ્મના સ્વરૂપમાં, 'સત્ય'માં, એટલે નામરૂપકર્માત્મક સંસારમાં ઢંકાયલો, છવાયલો સદ્-પુરૂષ-પ્રાણ ઉપરના પહેલા અધ્યાયમાં વિવિધ ભોગેચ્છાએ વિકારને પામતો બતાવીને હવે, અહીંથી એવા છવાયલા પુરૂષ-ઇશ્વરનું સ્વરૂપ પ્રકટ કરવાનો શ્રુતિનો પ્રયાસ શરૂ થાય છે. એનેજ પ્રકટ કરવાનો શ્રુતિનો મુખ્ય ઉદ્દેશ છે. એને ઓળખવો એજ પરમ પુરૂષાર્થ છે. એવા બ્રહ્મનો ઉપદેશ સાંભળવાને પણ હું લાયક છું,એમ ગણવા માટેજ કાશીરાજે દાન આપ્યું.

(૨) બ્રહ્મ એટલે જે સર્વને સ્વરૂપમાં ધારણ કરીને રહે તે બ્રહ્મ, એમ આગળ બૃ. ૧. ૬. (બ્રાહ્મણ)માં શ્રુતિએજ કહ્યું છે. જે સર્વનું બ્રહ્મ છે, તે તો ત્યારે આત્માજ હોવો જોઇએ; અને તે સર્વને ધારણ કરતો પણ હોવો જોઇએ. એક અમુક વ્યકિતજ અને તેના ગુણનો ધારક તો બ્રહ્મ નાજ હોઇ શકે. ગાર્ગ્યનું બ્રહ્મજ્ઞાન અધુરૂં છે તેથી એને પ્રત્યેક દેવતાના ગુણનું આશ્રય-અધિષ્ઠાન બ્રહ્મરૂપે જણાય છે. એટલે એવું એનું બ્રહ્મ તો અમુક વ્યક્તિના ગુણવાળું હોઇને નાશવાનજ છે, તેથી તે

આદિત્ય (અને શરીરમાં–પિંડમાં ચક્ષુ)માં પુરૂષ છે, તેવાનેજ (તેવા વિશિષ્ઠ પુરૂષનેજ) હું (પર) બ્રહ્મ કરીને ઉપાસું છું. (અને તમે એનેજ ઉપાસો). એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના; એવા બ્રહ્મને વિષે તું સંવાદ કરીશ જ નહીં. (હું તેને જાણું છું. તું કહે છે) એવો ( આદિત્ય પુરૂષ ) તો સર્વે ભૂતોનીજ પારનો, (તેથી) તેમનોજ શિરોમણિ રાજા છે. (એ તો પરબ્રહ્મ નાજ હોય.) એમજ (માનીને)હું એને ઉપાસુંછું (સત્કારૂંછું–સન્માનુંછું). જે એને એ પ્રમાણે ઉપાસેછે તે સર્વે ભૂતોની પારનો શિરોમણિ રાજા થાય છે. (૩) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ ચંદ્ર(અને મન)માં પુરૂષ છે તેવાને જ હું બ્રહ્મ કરીને ઉપાસુંછું. એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના; એવાને વિષે તો તું સંવાદ કરીશજ નહીં. મહાન શુક્લ વસ્ત્રવાળો એ સોમરાજા છે. એમજ હું એને ઉપાસું છું. જે એને એ પ્રમાણે ઉપાસેછે, તે ( ભોગલોકના યજ્ઞમાં ) રોજને રોજ સુત–પ્રસુત થાય છે; ( છતાં ) એનું અન્ન ખુટતુંજ નથી. (૪) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ વિદ્યુતમાં ( ત્વચામાં ) પુરૂષ છે, એવાનેજ હું

---

અસત્ હોઇને જરૂર બ્રહ્મ ના જ હોય, એવું પ્રત્યેક વખતે અજાતશત્રુ તેને સમજાવીને ગાર્ગ્યે માનેલા બ્રહ્મના સ્વરૂપનો એ યોગ્યજ તિરસ્કાર કરે છે. બ્રહ્મ તો અજ, નિષ્કલ અને અમૃત છે. સરખાવો બૃ. ૩. ૯. (૧૦–૧૭); છાંદો. ૫. ૧૮. ખંડ.

વળી જેવા ગુણવાળા વિશિષ્ટ બ્રહ્મને જે ઉપાસે, તે તેવા ગુણને પામનારોજ થાય છે, અમૃતને નહીં, એવું સૂચવીને શ્રુતિ એવા વિશિષ્ટની ઉપાસનાનો, બ્રહ્મના શુદ્ધજ્ઞાનનું સન્માન કરવા અર્થે, અનાદર જ કરે છે.

(૩) ચંદ્રાદિને અધ્યાત્મમાં લેતાં મન આદિને અંગે પણ આ બોધ લગાડવામાં આવે છે. સુતપ્રસુત થાય છે, એટલે કે જન્મી જન્મીને, યજ્ઞમાં ઉછાળી ઉછાળીને કાઢવામાં આવતા સોમરસની પેઠે, વધે છે.

બ્રહ્મ કરીને ઉપાસુંછું. એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશ જ નહીં. એ તેજસ્વી છે એમજ હું એને ઉપાસુંછું. જે એવાને એ પ્રમાણે ઉપાસે છે, તે તેજસ્વીજ થાય છે; (અને) તેની પ્રજા તેજસ્વી થાય છે. (૫) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ આકાશમાં (હૃદયાકાશે) પુરૂષ છે, તેવાનેજ હું બ્રહ્મ કરીને ઉપાસું છું. એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશ જ નહીં. તે પૂર્ણ (અને) અપ્રવર્તી (સ્થિર) છે, એમ જ હું એને ઉપાસુ છું. જે એને એ પ્રમાણે ઉપાસે છે, તે પ્રજાએ અને પશુઓએ ( વિત્તે ) પૂર્ણ-ભરેલો થાય છે, (અને) આ લોકમાંથી એવાની પ્રજાનો ઉચ્છેદ થતો નથી. (૬) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ(પ્રાણ)વાયુમાં પુરૂષ છે એવાને હું બ્રહ્મ કરીને ઉપાસુંછું. એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના; તું એવાને વિષે તો સંવાદ કરીશ જ નહીં. તે (દેવરાજ) ઈન્દ્ર તો વૈકુંઠ(અસહ્ય બળ)વાળો (અને) અજીત સેનાવાળો છે, એમ જ હું એને ઉપાસુછું. જે તેને એ પ્રમાણે ઉપાસે છે તે વિજયી, અને બીજાથી અજીત (અપરાજીત) થાય છે, (અને) ઓરમાન ભાઇઓ(શત્રુઓ) ને જીતનારો (થાય છે). (૭) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ અગ્નિ(વાણી)માં પુરૂષ છે એવાને હું બ્રહ્મ કરીને ઉપાસું છું. એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશજ નહીં. એ વિશેષપણે અસહન કરવા વાળો

---

(૫) "અપ્રવર્તી" એટલે સર્વવ્યાપક હોઇને આકાશની પેઠે પ્રવૃત્તિરહિત છે એવું. જે સર્વ વ્યાપક નથી, તેથી અપૂર્ણ છે, તેની જ એક સ્થળેથી અન્ય સ્થળમાં પ્રવૃત્તિનો સંભવ બને. જે કૃત્સ્ન અથવા સર્વત્ર પૂર્ણ હોય તેને અંગે અન્ય સ્થળના અભાવે પ્રવૃત્તિનો અસંભવજ છે. સર. બૃ. ૧. ૫. ૨૧. જ્યાં સમષ્ટિમાં "અસંચરતાં" એ થાકતો નથી એમ કહ્યું છે.

(પારકાને બાળીજ નાંખનાર, **विषासहि**) છે, એમજ હું એને ઉપાસું છું. જે એને એ પ્રમાણે ઉપાસે છે તે પારકાને (શત્રુને) મર્દન કરનારો (સહન નહીં કરનારો) થાય છે. (૮) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ જળ(વીર્ય)માં પુરૂષ છે તેવાનેજ હું બ્રહ્મ કરીને ઉપાસું છું. તે અજાતશત્રુએ કહ્યું કે ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશજ નહીં. એ પ્રતિરૂપ(અનુકૂળ) છે, એમજ હું ઉપાસું છું. જે એને એ પ્રમાણે ઉપાસે છે, તે ખરે પ્રતિરૂપને પામે છે, અપ્રતિરૂપને (શાસ્ત્ર બતાવેલાથી વિરૂદ્ધ ફળને) નહિં. અને એનામાંથી (એના જેવોજ) પ્રતિરૂપ (પુત્ર) જન્મે છે. (૯) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ આદર્શમાં (ખડ્ગાદિમાં–હૃદયમાં) પુરૂષ છે તેવાનેજ હું બ્રહ્મ કરીને ઉપાસું છું. એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશજ નહીં. એ પ્રકાશવાન છે, એમજ હું એને ઉપાસું છું.

---

(૮) જળ પ્રતિરૂપ છે, એટલેકે જે વસ્તુમાં એને ભરે તેના જેવું રૂપ તે ધારણ કરે છે, તેમજ જેવા રંગની શીશીમાં ભરે તેવા રંગને તે ગ્રહણ કરે છે, તેથી એને 'પ્રતિરૂપ', અથવા 'અનુરૂપ', એટલે સર્વને અનુકૂળ પણ કહે છે. જળ, વીર્ય, અને હૃદય એ ત્રણેયમાં એવીજ સરખી શક્તિ છે. કારણ કે એ સર્વે બિંબને અનુકૂળજ થાય છે.

આ જળમાંના પુરૂષને કૌષી. ૪. ૯. માં 'નામોનો આત્મા' કહ્યો છે. અર્થાત્ જળોને ત્યાં પંચમહાભૂતોની સૂક્ષ્મ માત્રાઓના અર્થમાંજ લેઇ, ત્યાંજ નામાત્મક સૃષ્ટિનું બીજ હોવાથી તેમને નામોના 'આત્મા' તરીકે ઉપાસ્યો છે.

(૯) સર. છાંદો. ૮. ૭. ૪. અને ૮. ૮. ખંડ.

એ પ્રકાશવાન્ છે, એટલેકે તેમાં પ્રતિબિમ્બ પડે એવો છે. આ પ્રકાશવાનને કૌષી. ૪. ૧૦ માં 'પ્રતિરૂપ' કહીનેજ વર્ણવ્યો છે. આ શક્તિને અત્યારના પાશ્ચિમાત્ય વિદ્વાનો 'Radiant photic energy' કહે છે. જુવો Life and Death by Dastre Page 100.

જે એને એ પ્રમાણે ઉપાસેછે તે પ્રકાશવાન થાય છે, (અને) તેની પ્રજા પ્રકાશવાન થાય છે. વળી જેમની સાથે એ સંગત કરેછે તે બધાયને તે પ્રકાશિત કરેછે. (૧૦) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ જનાર(શ્વાસોશ્વાસ)ની પાછળ શબ્દ થાય છે, તેને જ હું બ્રહ્મ કરીને ઉપાસુંછું. એ અજાતશત્રુએ કહ્યું કે, ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશજ નહી. એ અસુ (પ્રાણ) છે, એમજ હું એને ઉપાસુંછું. જે એને એ પ્રમાણે ઉપાસે છે, તે આ લોકનું પુરૂં આયુષ્ય પામે છે, પુરાં વર્ષ થતા પહેલાં (અકાળે) એ પ્રાણ છોડતો નથી. (૧૧) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, આ જે દિશાઓમાં (શ્રોત્રમાં) પુરૂષ છે, તેનેજ હું બ્રહ્મ કરીને ઉપાસું છું. એ અજાતશત્રુએ કહ્યું કે, ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશ નહી. એ જોડખેજ અવિભક્ત (અશ્વિનૌ) છે, એમજ હું એને ઉપાસું છું. જે એને એ પ્રમાણે ઉપાસેછે તે બીજા વાળો (નોકર ચાકરાદિ વાળો) થાય છે; એનાથી બીજાનો સમુહ—ગણ વિખુટો પડતો નથી. (૧૨) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ છાયામય (બાહ્ય અંધકાર, અને હૃદયનું અવિદ્યાત્મક આવરણમય ) પુરૂષ છે, તેને જ હું બ્રહ્મ કરીને ઉપાસુંછું. એ અજાત શત્રુએ કહ્યું કે ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશજ નહી. એ તો મૃત્યુ છે, એમજ હું એને ઉપાસુંછું. જે એને એ પ્રમાણે ઉપાસે છે, તે આ લોકમાં બધું આયુષ્ય પામે છે, અને વર્ષો પુરાં થતા પહેલાં (અકાળે) એને મૃત્યુ આવતું નથી. (૧૩) એ ગાર્ગ્યે કહ્યું કે, ખરે, જે આ આત્મા(જીવાત્મા—પ્રજાપતિ)માં પુરૂષ છે એવાનેજ હું બ્રહ્મ કરીને ઉપાસુંછું. એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના; એવાને વિષે તો સંવાદ કરીશ જ નહીં. એ આત્મન્વી (આત્માવાળો—અહંભાવવાળો)છે, એમજ હું એને ઉપાસું છું. એને

જે એ પ્રમાણે ઉપાસે છે, તે આત્મવાન (સ્વતંત્ર) થાય છે, અને એની પ્રજા પણ આત્મન્વી થાય છે. (આ સાંભળીને) એ ગાર્ગ્ય ઠંડોજ થઈ ગયો !

(૧૪) એ અજાતશત્રુએ કહ્યું કે કેમ આટલું જ કે ? આટલુંજ (જાણો છો) કે ? આટલાથીજ એ(પર)બ્રહ્મ ઓળખાતો નથી. (વધારે જાણવાની આવશ્યકતા છે). એ ગાર્ગ્યે પછી કહ્યું કે, હું ત્યારે, આપની પાસે (વિધિ પૂર્વક) તેને શિખવા બેસું ? (૧૫) એ અજાતશત્રુએ કહ્યું કે, મને બ્રહ્મોપદેશ

---

(૧૪) અહીં બ્રહ્મવિદ્યાનો ઉપદેશ બ્રાહ્મણ ક્ષત્રિયની પાસેથી લેછે. સર. છાંદાં. ૧. ૮. ૮; ૫. ૩. ૭. બૃહ. ૬. ૨. ૮; કૌષી ૪. ૧૮.

અત્યારના રસાયણ શાસ્ત્રીઓની, તેમજ હીકલના 'મોનીઝમ'ની પણ સ્થિતિ આ દૃપ્ત બાલાકિના જેવીજ જણાય છે, હોકલના મોનીઝમમાં સમગ્ર એક સત્વવાદવાળા "મહત્ "ના જેવા અવર્ણ્ય તત્વનોજ સ્વીકારછે, છતાં ત્યાં કેવળ ચેતન્યાત્મક "સદ્"નું અદ્વૈત દર્શન નથી, તેમજ મહદ્માં પ્રકટતા એ ચૈતન્યનો પ્રકૃતિ અથવા અસદ્ રૂપી જડથી વિવેક નથી, તેથીજ એ દર્શનમાં જીવાત્મા કે ઇશ્વરનો સ્વીકાર નથી, છતાં નિશ્ચિત નિયમના વ્યવહારનો તો સંપૂર્ણ સ્વીકાર છે, જેને એક કુદરત (Nature) એવા નામથી એ ઓળખે છે. જુવો બ્ર. સૂ. ૨. ૩. ૩૭. જ્યોતિ.

(૧૫) અહીં સુધી વ્યક્ત પુરૂષ-મહદ્‌ની અધિદૈવ એટલે ચૈતન્યાત્મક વિભૂતિઓ–શક્તિઓને બાલાકિ જેને બ્રહ્મ–પરમાત્મા રૂપે માનતો હતો, તે એની વિદ્યા ભૂલ ભરેલી જ હતી એમ સમજાવી, એવા વ્યક્તનું મૂર્તામૂર્ત કોઈ પણ સ્વરૂપ તે જાણવા યોગ્ય એવું બ્રહ્મ, આત્મા, કે પરમાત્મા નથી, એમ સમજાવવા, અને 'નેતિ' 'નેતિ', એમ કહી તેનો આગળ વધુ ઉપદેશ કરવા માટે, મનુષ્યમાં જ્યાં ચૈતન્ય દર્શન બહુ સ્પષ્ટ સ્વરૂપમાં, ઉપાધિઓ અનુસાર થાય છે, અને વળી બંધ થઈ જાય છે, તેવા અધ્યાત્મ ઉપર શિષ્યનું પ્રથમ ધ્યાન ખેંચે છે. અને એમ કરતાં જીવના આત્મતત્વની જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ,

કરશે, એમ ધારીને બ્રાહ્મણ ક્ષત્રિય પાસે જાય, એ તો વિપરિત (**પ્રતિલોમ**–રિવાજથી ઉલટું) કહેવાય. એમને એમજ હું જરૂર તને એનું વિજ્ઞાન કરાવીશ.

એ(ગાર્ગ્ય)ને બે હાથ ઝાલીને (અજાતશત્રુએ) ઉઠાડયો. (પછી) એ બન્નેય ઉઠીને (મેહેલમાં) એક સુતેલા પુરૂષ પાસે ગયા, અને તેને આવાં અનેક નામથી બોલાવા લાગ્યા કે, "હે ! શુક્લ વસ્ત્રવાળા મહાન સોમરાજા" ઈત્યાદિ. ત્હોય, એ ઉઠયો નહીં. (ત્યારે) તેને હાથે ઢંઢોળીને જગાડયો, (એટલે) તે ઉભો થયો. (૧૬) એ અજાતશત્રુએ (બાલાકિને) પૂછ્યું કે, જે આ પ્રમાણે સૂતો હતો તે 'વિજ્ઞાનમય' પુરૂષ (છે; તે) એ વેળાએ(એટલેકે એ સૂતો હતો ત્યારે)કયાં હતો ? અને એ(જાગ્યો, ત્યારે)કયાંથી આવ્યો? ગાર્ગ્યને તે સમજાયું નહીં.

(૧૭) એ અજાતશત્રુએ કહ્યું કે, જે આ પ્રમાણે સૂતો હતો તેજ એ વિજ્ઞાનમય પુરૂષ છે. તે વિજ્ઞાનથી આ

---

અવસ્થામાંથી થતો ઉપાધિ અને ચૈતન્યનો વિવેક સ્પષ્ટ કરી બતાવીને પછી તુરીયાવસ્થા સમજાવવા શ્રુતિ પ્રેરાય છે, અને લિંગદેહાત્મક વિજ્ઞાનમય પુરૂષને સમજાવે છે. અને એવાજ પુરૂષનું ઉપનિષદ્, અથવા રહસ્ય જ્ઞાનબ્રહ્મ તે જ 'સત્યનું સત્ય' જાણવા, કે અનુભવવા યોગ્ય છે, એમ કહીને એ વિષયનો ઉપસંહાર કરે છે.

(૧૬) સર. કૌષી. ૪. ૨૦. સર. પ્રશ્ન. ૪. થો.

(૧૭) જ્યારે મન સાથે સર્વેન્દ્રિયોનો વ્યવહાર પોતાનાં વિજ્ઞાનો સાથે 'સ્વ'માં, આત્મામાં, જ્યોતિ પુરૂષમાં, એકઠો થઈ જાય છે, ત્યારે જ પુરૂષ (**સ્વપિતિ**) સુષુપ્તિમાં પડીને ઉંઘે છે, એમ કહેવાય છે. આ ઇન્દ્રિયોનાં વિજ્ઞાનો જીવાત્માની ઉપાધિભૂત બુદ્ધિની સાથે સમવાય સંબંધવાળાં, એટલે તાદાત્મ્ય ભાવે કારણકાર્યના સંબંધવાળાં છે, તેથી બુદ્ધિનું ગ્રહણ કરતાં એમનુંજ ગ્રહણ થાય છે. (બ્ર. સૂ, ૨. ૩, ૨૯.) તેથી જીવને બુદ્ધિથી તેમનું ગ્રહણ કરતો કહ્યોછે. અને જ્યાંસુધી તેઆવી સુષુપ્તિમાં

પ્રાણોનાં (ઈન્દ્રિયાદિનાં) વિજ્ઞાનોને (પ્રકાશવાની શક્તિઓને) ખેંચી લેઈને, ગ્રહણ કરીને, આ અંતર હૃદયમાં આકાશ છે તેમાં સૂઈ જાય છે. જ્યારે તેમને (ઇન્દ્રિયો રૂપી પ્રાણોને) તે પકડી લેછે, ત્યાર પછીજ, ખરે, એ પુરૂષ (**स्वपिति**) સુષુપ્તિમાં ઉંઘેછે, એમ કહેવાય છે. (ઉંઘમાં) એણે (વિજ્ઞાનપુરૂષે) પ્રાણ પકડેલો હોય છે, વાણી પકડેલી, ચક્ષુ પકડેલું, શ્રોત્ર પકડેલું, મન પકડેલું (હોય) છે.

---

રહેછે ત્યાં સુધી, આ ઇન્દ્રિયોનો કોઈ પણ જ્ઞાન વ્યવહાર થતો નથી, તેથી તેણે તેમને 'પકડેલાં' કહ્યાંછે. આત્માના–પ્રજ્ઞાનના ફરકારા સાથે વિજ્ઞાનો છુટે છે, અને તે પ્રમાણે લોકો વારંવાર રચાય છે, અને સમાય છે. સર. ઐત. ૧. ૨.

આવો આત્મા-પુરૂષ એજ પરમ "દેવ" છે. ઉપનિષદૂમાં જે સત્યાંશ, 'સત'નું શુદ્ધ 'જ્ઞ' રૂપ, વસ્તુને પ્રકાશે છે, તેજ અંશને "દેવ" કહ્યું છે. દિવ્ ધાતુથી થએલો 'દેવ', એટલે તેજસ્વી. એનું તેજ તે જ્ઞાન તેજ છે, અગ્નિમાં અનુભવાતો દાહકગુણ નહીં, પણ એવા દાહકગુણમાંય "છે" રૂપે તેનો પ્રકાશક અંશ છે, તેજ અગ્નિનું આત્મતત્વ 'દેવ' છે. તેથીજ સર્વ વસ્તુઓ જ્યાં જે રૂપે પ્રકટ થાય છે, ત્યાં ત્યાં તેમને પ્રકટ કરતો, પ્રકાશ કરતો, તે 'છે' એવા રૂપે થતો, તેમાંનો સમાન અંશ તે દેવાંશ છે. અને તેજ 'સત્' છે. અને તેથીજ આખું જગત્ વસ્તુતાએ એકજ આત્મ રૂપ છે. અને એમાંનો બીજો-ગુણાત્મક જ્ઞેય અંશ તો એવા સમાન સતદેવનો કેવળ વિકારજ હોઇને, તે નામ માત્ર છે, સતનો સંકલ્પ માત્ર છે, અને પરમાર્થ દષ્ટિએ તે સત્ય વસ્તુ નથી. આવો વિશેષ 'પુરૂષદેવ' જ્યાં પ્રકટ થયો, ત્યાંજ તેવી વસ્તુ રૂપે તેનું અસ્તિત્વ ઉભું થાય છે. જ્યાં ઇન્દ્રિયોમાંથી એ ખશી ગયો ત્યાં ઇન્દ્રિયોનો વિનાશજ થઈ જાય છે, અને પાછો જ્યાં એ પ્રકટ થયો ત્યાં ઇન્દ્રિયોની સૃષ્ટિ ઉભી થઈ જાય છે.

જુવો. પ્રશ્ન. ૨. ૫. આવા એકજ દેવને માટે જુવો. બૃ. ૪. ૧. બ્રાહ્મણ તથા બૃ. ૪. ૧. ૨. સર. કોષી. ૪. ૧૯. જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૩૬.

(૧૮) એ પુરૂષ જ્યાં સ્વપ્નાવસ્થાએ વિચરેછે, (ત્યાં) એના એવા (સ્વપ્નના) લોકો (પ્રકટ) થાય છે. જાણે (કોઇ) મહારાજા હોય એમ એ બને છે, કે જાણે મહા બ્રાહ્મણ (હોય, તેમ થાય છે), કે જાણે ઉંચા, કે હલકા પદને, પામે છે. જેમ કોઇ મહારાજા પોતાના જાનપદોને-નોકરોને લેઈને પોતાના દેશમાં ઈચ્છા પ્રમાણે પરિક્રમણ કરે, ફરે, તેમજ આ પુરૂષ પ્રાણોને પકડીને પોતાનાજ શરીરમાં, (બહાર નહિ), એની ઈચ્છામાં આવે તેમ વિચરે છે.

(૧૯) હવે, જ્યારે એ સુષુપ્ત ( 'સ્વરૂપ'માં સુખે ઉંઘતો ) થાયછે, અને જ્યારે એ કશુંય જાણતો નથી, (એટલે કે, જ્યારે) હિતા નામની જે બોતેર હજાર નાડીઓ હૃદયમાંથી નીસરી આખા શરીરમાં ફરી વળે છે, તેમની દ્વારા (ઇન્દ્રિયોને)સમેટી લેઇને(વિસ્તરેલો ત્યાંથી) પાછો ફરી શરીરમાં તે સૂઈ જાય છે,(ત્યારે)જેમ કોઇ કુમાર (બાળક), કે મહારાજા, કે મહા બ્રાહ્મણ, આનંદના અતિઘ્ની (સુખસ્થાન)માં જઈને સુવે તેમ, તે એવો થઇને સુવે છે.

(૨૦) જેમ કરોળીઓ (પોતાની) લાળને તાંતણે ઉંચે ચઢે

---

(૧૮) સર. બૃ. ૪. ૩. (૯-૩૩). સ્વપ્નાવસ્થામાં કેવળ વિજ્ઞાનોનો જ લોક છે. જાગ્રત્માં ઇન્દ્રિયનાં વિજ્ઞાનોની વિશેષતાએ કરીને તેમના બાહ્ય વિષયોનો લોક સ્ફુરે છે. સ્વપ્નની સમજુત માટે જુવો. બ્ર. સૂ. ૩. ૨. ૧ જ્યોતિ.

(૧૯-૨૦) સુષુપ્તિના આનંદસ્થાનને "અતિઘ્ની" કહેવાનું એવું કારણ છે કે, એ અવસ્થામાં સર્વ દુઃખોનો અત્યંત નાશ છે. એટલે જાગ્રતની પેઠે ત્યાં એવાં દુઃખોની સ્મૃતિ પણ નથી. અને એવી રીતે દુઃખનો અત્યંત નાશ એ પણ સુખ છે. એટલે શ્રુતિમાં અતિઘ્ની તેજ સુખ સ્થાન છે, એમ કહ્યું છે. સુષુપ્તિમાં જાગ્રતનાં તમામ જ્ઞાન લય અવસ્થામાંજ પડે છે, અને પ્રજ્ઞમાં, આત્મા પ્રજાપતિમાં, તે સૃષ્ટિના બીજ

છે, કે જેમ અગ્નિમાંથી ઝીણા તણખા ઉંચે ઉડે છે, તેમજ આવા આત્મામાંથી (બ્રહ્મમાંથી) સર્વે પ્રાણો, સર્વે લોકો,

---

રૂપેજ પડી રહે છે, તે જાગ્રત થતાં સ્મૃતિ સાથે સર્વે સ્ફુરી નીકળી વારંવાર જગતને-લોકને સૃજે છે. આ પ્રમાણે પ્રતિદિન સુષુપ્તિ, સ્વપ્ન, અને જાગ્રતમાં લોકો રચાયાજ જાય છે, અને ભંગાયાજ જાય છે. અને એ કાર્ય તે વિજ્ઞાનમય પુરૂષ અથવા જીવાત્મા-પ્રજાપતિનુંજ છે.

જેને આપણે સ્વપ્ન જાગ્રતના લોકોમાં રમતો જીવાત્મા કહીએ છીએ, તે સુષુપ્તિમાં પ્રજ્ઞ સ્થિતિમાં રહેતા પુરૂષથી જુદિ એવી વ્યક્તિ નથી; પણ એ એકજ સત્વ જ્યારે એની ચિદ્રુપ સૃષ્ટિને વિસ્તારે છે ત્યારે એવી સૃષ્ટિમય–તે ઉપાધિવાળું બની જીવ રૂપે ઓળખાય છે. પણ આ જીવ જ્યારે પોતાના લોકમાં વિચરે છે, ત્યાંરે પણ એનું મૂળ પ્રજાપતિનું રૂપ 'પ્રજ્ઞ' સ્વરૂપ તો સ્થિર અને નિશ્ચળજ રહે છે, અને આપણી સ્વપ્ન જાગ્રતની દસ્ય સૃષ્ટિમાં "જ્ઞ" રૂપે જ લોકોનો એવો પ્રકાશક ભાવ દસ્યલોકને બુદ્ધિમાં ધારણ કરી રાખે છે. અને એમ કરીને પ્રજાપતિનો સૃષ્ટિસર્જનનો સંકલ્પ બાહ્ય પદાર્થોને તેમજ મનને રચી રહ્યો છે. આ પ્રજાપતિનો સૃષ્ટિસંકલ્પ જીવાત્માને તો એના પોતાના મનની સૃષ્ટિ પુરતો જ અનુભવાયછે. પણ એની માનસિક સૃષ્ટિ તેમજ બાહ્ય સૃષ્ટિ બન્નેનો ઉત્પાદક પ્રજાપતિનો એકજ સંકલ્પ હોઇને, મન અને બાહ્યની સૃષ્ટિ વિરુદ્ધતાવાળી થતી નથી, પણ ઉભયનો સંબંધ ધ્વનિ પ્રતિધ્વનિ (Harmonious adjustment) વાળો છે. આવી રીતે આપણે જોઇએ છીએ તે જગત્‌ની રચનામાં એકજ પ્રજ્ઞાનપુરૂષની બે ક્રિયાઓનું, એટલે કે, એક એવા પ્રજાપતિ રૂપે થએલા સફળ સંકલ્પનું, અને બીજું તેજ સંકલ્પની ઘટનામાંથી જન્મતું જીવાત્માની ચિત્ત પ્રવૃત્તિનું, પરિણામ છે. જુવો. ઐત. ૫. ૩; અને મું. ૩. ૧. ૧. કઠ. ૩. ૧. ના 'દ્વાસુપર્ણા' આદિમાં. સૃષ્ટિ સંકલ્પનું ફળ તે આધિભૌતિક છે; ત્યારે મનની પ્રવૃત્તિનું ફળ તે આધ્યાત્મિક છે. બાહ્યસૃષ્ટના આઘાતથી મનમાં પ્રત્યાઘાત થતાં બાહ્ય વસ્તુનું આપણને ભાન થાય છે; તેમજ, બીજો એવો પણ અનુભવ છે કે, જેવો જીવાત્મા દૃઢ સંકલ્પ કરે છે, તેવું સંકલ્પાનુસાર

સર્વે દેવો, સર્વે ભૂતો ઉઠે છે, ઉત્પન્ન થાય છે. એવા (આત્મા-

---

વિશેષતાવાળું દ્રશ્ય બહાર પણ તે કદિ જોઈ શકે છે, કે બહુ બળવાન સંકલ્પવાળો તો અન્યને પણ તે દેખાડી શકે છે. અને આ બીજો અનુભવ 'મેસમેરીઝમ'ના પ્રયોગોમાં સુપ્રસિદ્ધ છે. ત્યારે વખતે એવો પ્રશ્ન ઉઠે કે, જીવાત્મા પોતાના સંકલ્પ બળે બહારની ઈશ્વરની સૃષ્ટિને બદલી શકે ખરો? પણ આ શંકામાં પ્રથમ તો એજ વિચારવાનું છે કે, જીવાત્માનો સંકલ્પ તે પણ પ્રજા-બ્રહ્મનોજ સંકલ્પ છે, અને તે અમુક વ્યકિતની ઉપાધિમાં એવા જીવ રૂપે પ્રકટ થાય છે, અને એવો સંકલ્પ પણ મૂળે પ્રજાપતિનોજ હોઇને, એ પ્રમાણે એ વ્યકિત પોતાને કે એ જેને ધારે તેવા બીજાને એવા સંકલ્પવાળી બાહ્યસૃષ્ટિ બતાવે તો તેમાં ઈશ્વરની સૃષ્ટિની સાથે વિરોધ ઉભો થતો નથી.

પ્રત્યેક જીવાત્માની ઉપાધિ, આવરણ, બીજાથી કેટલેક અંશે ભિન્ન હોય છે, અને વળી કેટલેક અંશે તે ઉપાધિ, અંતઃકરણના વિકાસના પ્રમાણમાં સમાનતાવાળી પણ હોય છે. અને તે જેટલા પ્રમાણમાં એવી સમાનતાવાળી હોયછે,તેટલા પ્રમાણમાં તો ઈશ્વરનો બાહ્યસૃષ્ટિરૂપ સંકલ્પ સમાનતાવાળો એમને જણાય છે. એટલે કે બધાંય મનુષ્યોને સૂર્ય, ચંદ્ર, પૃથિવી, ઝાડ ઈત્યાદિ સરખાં જણાય છે. પણ જેમ માણસોને એ દેખાય છે, તેમજ પક્ષિઓને કે બીજાં પશુઓને તે જણાય છે જ, એમ આપણે ખાતરીથી કહી શકીએ નહીં. અને જો કદિ એમને તે જૂદાં જણાય, તો પ્રજાપતિના સંકલ્પમાં વિરૂદ્ધતા આવી એમ કહેવાય પણ નહીં. કારણ કે, ઉપાધિની-આવરણની, ન્યૂનાધિકતાના પ્રમાણેજ પ્રાણીને બાહ્યસૃષ્ટિનું દર્શન થાય, એવોજ પ્રજાપતિનો પોતાનો સંકલ્પ અહીં અનુભવાય છે. વળી એકજ એ માનવજાતિમાં કેટલાકના અંતઃકરણની ઉપાધિ બીજાનાથી વધારે વિશુદ્ધ હોય ત્યાં, આંબાનું વૃક્ષ ઉત્કૃષ્ટ બુદ્ધિશાળીને બહુ રમ્ય અને બ્રહ્માત્મક જણાય, તો બીજાને તે માત્ર કાષ્ટ રૂપેજ દેખાય. વળી એકજ મનુષ્યવ્યકિતમાં બાલ્ય, યૌવન, અને વૃદ્ધાવસ્થામાં એકજ વસ્તુ જૂદે જૂદે રૂપે દેખાય છે. અને આવી ફરતા જગત્‌ની સ્થિતિ પ્રજાપતિના સંકલ્પથી કાંઇ વિરૂદ્ધ નથી. તેવીજ રીતે, કોઈ વ્યકિતનો અત્યંત દૃઢ સંકલ્પ એવો થાય કે, બહારની અમુક વસ્તુ એની ઇંદ્રિઓને અમુક રૂપે

બ્રહ્મ)નું ઉપનિષદ્ (રહસ્ય જ્ઞાન) એવું છે કે, તે " સત્યનું

જ દેખાય તો, એ સંકલ્પ પણ મૂળે પ્રજાપતિનોજ સંકલ્પ છે તેથી, તે રૂપે જણાય તેમાં ઇશ્વરના સત્ય સંકલ્પના નિયમનો ભંગ જરા પણ નથી; ત્યાં તો એ અમુક વ્યકિતએ ઇશ્વરના એવાજ આવરણને ધારણ કર્યું, એટલે તેનું એને અનુકૂળ રૂપ દેખાયું.

પ્રજાપતિના આવા સૃષ્ટિ–સંકલ્પોને ગ્રીસના તત્વવેત્તા પ્લેટોએ (Ideas) 'વિચારો'જ કરીને કહ્યાં છે. અને આખી સૃષ્ટિ એમનુંજ સ્ફુરણછે તેથી એ તત્વવેત્તાની દૃષ્ટિએ જગતનું સત્ય સ્વરૂપ તો એ સૃષ્ટિના સંકલ્પ–વિચારોજ છે. મનુષ્યના સામાન્ય વિચારો પણ પ્રજાપતિના સંકલ્પ પ્રમાણેજ પોતાની સૃષ્ટિ રચે છે, અને એ પ્રજાપતિના સૃષ્ટિ–સંકલ્પોનું આપણી પોતાની ચિત્તસ્થિતિ ઉપરથીજ અનુમાન કરીએ છીએ. એટલે પ્રજાપતિની સૃષ્ટિ–સંકલના અમુક પ્રકારની છે, કે નથી, એનો આધાર પણ આપણા મનની સંકલ્પનાનેજ આશ્રિત છે. એટલે કે જગત્‌ને તે 'છે' એમ જોતા મનની અપેક્ષાએજ પ્રજાપતિના સંકલ્પોની પણ સ્થિતિ છે. આમ, જગત્ અન્યોન્યાશ્રયી ભાવેજ ભાસી રહ્યું છે.

ત્યારે એવો એક પ્રશ્ન ઉઠે ખરો કે, આપણા મનની સૃષ્ટિ વિરામી જાય, છતાં પ્રજાપતિની સંકલ્પ સૃષ્ટિ રહે છે ખરી ? આનો ઉત્તર તો સ્પષ્ટ છે, કે પ્રજાપતિની સંકલ્પ સૃષ્ટિ અને વ્યકિતની માનસિક પ્રવૃત્તિ સમકાલિન છે, એટલે જ્યાં સુધી વ્યકિતના મનની પ્રવૃત્તિ રહે ત્યાં સુધીજ તે વ્યક્તિને પ્રજાપતિની બાહ્ય સૃષ્ટિ પણ રહેશે. એટલે માનસિક સૃષ્ટિ 'સ્વ'રૂપમાં સંકોચાતાં પ્રજાપતિની સાપેક્ષ સૃષ્ટિ પણ સંકોચાશેજ. પણ તેવી સૃષ્ટિનો લય તે અમુક માનસિક પ્રવૃત્તિ પુરતો સાપેક્ષ જ થશે. બીજાને અંગે નહીં. વળી એવી વિરમેલી વ્યકિતની માનસિક પ્રવૃત્તિને અંગે તો અન્ય સર્વનો પણ લયજ છે, એટલે એને અંગે તો બીજી કોઇ સૃષ્ટિ છેજ નહીં; એટલે પ્રજાપતિની બીજાની જોડે સાપેક્ષ સૃષ્ટિનો પણ સર્વત્ર લયજ છે. વ્યકિતગત આટલી સ્થિતિ તો સ્પષ્ટ છે.

એ જ્યારે ફરી સ્ફુરે, ત્યારે પાછી પ્રજાપતિની સૃષ્ટિ પણ એને સહગામી પ્રવર્તે છે. અને સુષુપ્તિમાં ઉંઘતા પુરૂષની માનસિક પ્રવૃ-

સત્ય " છે. પ્રાણો ખરે સત્ય છે; તેમનુંય એ (બ્રહ્મ) સત્ય છે.

---

ત્તિનો લય છે, છતાં પ્રાણાદિ ચાલી રહ્યા છે તેથી જ, એ પુરૂષ પુનઃ જાગ્રત અવસ્થામાં આવે છે. તેથી એમ કહેવું યોગ્ય નહીં જ ગણાય કે, મનની પ્રવૃત્તિ અટકે તો પ્રજાપતિની પ્રવૃત્તિ સર્વત્ર અટકેજ. આવા વાદમાં મુખ્ય હકીકતનું એક વિસ્મરણ થાય છે, કે જે મનની પ્રવૃત્તિ અટકી તેની અપેક્ષાએ તો ચાલતો રહેલો પ્રાણ પણ નથીજ. પ્રાણ ચાલેછે તે વસ્તુસ્થિતિ તો આપણે જાગીએ ત્યારેજ બીજાના કહેવાથી, અને અનુમાનથી જાણીએ છીએ, કે ધાઢ નિદ્રામાં પણ પ્રાણ ચાલતા હતા, અથવા બીજાઓએ આપણી તે સ્થિતિ જોએલી તે ઉપરથી આપણે તેને જાણીએ છીએ. આ પ્રાણ ક્રિયાનો ઉંઘનારને તો, જરૂર, અનુભવ નથી. મુક્તની પરમ શાન્તિમાંથી ફરી ચિત્તની જાગ્રતિ નથી, એટલે એને અંગે આવા શાબ્દ કે અનુમાન પ્રમાણનો અસંભવ છે.

'હું ધાઢ નિદ્રામાં સુખેથી ઉંઘ્યો' એવો અનુભવ લય થએલા ચિત્તનો તો હોય નહીંજ. તો એ અનુભવનો કરનાર કોણ? આત્મા પ્રજાપતિ બુદ્ધિરૂપી ઉપાધિને બીજશક્તિ રૂપે ધારી રહે છે. ઇશ્વર-જે સંસારીની ઇષણાઓ સાથે મૂળને લેઈને પ્રકાશતો બીજી પ્રાજ્ઞ અવસ્થામાં રહે છે, તેનો જ એ અનુભવ જાગ્રત્માં આવતાં જીવના જ્ઞાન રૂપે સ્ફુરી ઉઠે છે, કે "હું આનંદથી ઉંઘ્યો." પ્રાજ્ઞ અવસ્થાનો આવો એક અનુભવ જીવની બીજી અવસ્થામાં જ્ઞાનરૂપે સંક્રાન્ત થવાનું કારણ એજ છે કે, બન્ને અવસ્થાઓ તેમના મૂળ એકજ આશ્રય ચિત્ 'પુરૂષ'ની છે. જુવો બ્ર. સૂ. ૨. ૩. ૩૧.

આવા રહસ્ય જ્ઞાનાત્મક ઉપનિષદ્વાળો "પુરૂષ", "વિજ્ઞાનાત્મા", એ 'સત્યનું સત્ય' છે એમ કહેવાય છે. પ્રાણો–વિકારો સત્ય છે, અને તેમનુંય એ પુરૂષ સત્ય એટલે 'આત્મ' છે. આ ગૂઢ નામને શ્રુતિ વધારે સ્ફુટ કરીને સમજાવવા પ્રથમ ત્રીજા બ્રાહ્મણમાં લિંગાત્માને સમજાવીને, પછી ચોથા બ્રાહ્મણમાં આખા જ્ઞેય જગતનું બ્રહ્મનાં બે

## બીજું બ્રાહ્મણ.

(૧) જે આધાનવાળા, પ્રત્યાધાનવાળા, સ્થૂણવાળા, દામણવાળા શિશુને ( શારીર લિંગાત્માને ) ઓળખે છે, તે ખરે, સાતે દ્વેષિલા ભ્રાતૃવ્યો( ભત્રિજાઓ-જ્ઞાનેન્દ્રિયો )ને રૂંધેછે-જીતેછે.

---

સ્વરૂપોમાં પ્રથક્કરણ કરી એ ને એજ નામને પુનઃ પ્રકટ કરતાં કહે છે કે, જે આ બન્ને બ્રાહ્મણોમાં વ્યાકૃત બ્રહ્મ તરીકે 'જ્ઞેય' માત્રને સમજાવ્યું તે જાણવાયોગ્ય એવો 'પરમાત્મા' પુરૂષ નથી, 'નેતિ' "નેતિ". પણ જે એવા જ્ઞેયમાત્રનાથી પર, એવા દશ્ય માત્રની પારનું પરમ સદ્, અને દશ્યનું આધષ્ઠાન થઇને રહેલું અવર્ણ્ય તત્વ છે, તે જ 'પુરૂષ' 'સત્યનું સત્ય' છે. અને તે, આવી 'જ્ઞેય સત્ય' પ્રાણાદિરૂપી નામરૂપવાળી કાર્યાત્મક જે સૃષ્ટિ વિસ્તરી છે, તેમાં ઢંકાઇ ગયું છે, છુપાઈ રહ્યું છે. જુવો બૃહ. ૧.૬.૩. આ બધા જ્ઞેય સત્યને ગીતામાં ભગવાને પોતાની 'પરા', અને 'અપરા' પ્રકૃતિ કહીને વર્ણવ્યું છે. જુવો મુંડ. ૨. ૧. ખંડ; ગી. ૭. (૪. ૫.)

આ 'અધ્યાત્મ', 'અધિદૈવ', અને અને 'અધિયજ્ઞ'રૂપે પ્રકટ થતા પુરૂષનું ઉપનિષદ્-જ્ઞાનબ્રહ્મજ 'સત્યનું સત્ય' છે. અને તે મન અને વાણીની પારનું છે, તેથી શ્રુતિ એટલુંજ કહીને અહીંજ વિરમી જાય છે. જુવો ગીતા. ૮. (૧-૪).

હિતા નાડીઓને માટે સરખાવો. બૃહ. ૪.૩.૨૦, બૃ. ૪.૨.૩.

---

(૧) વિરાટ્ પુરૂષના અશ્વમેધ યજ્ઞમાં વપરાતા ચમસ પાત્ર રૂપે દેહમાં વ્યક્ત થતા લિંગાત્માનું સ્વરૂપ અહીં સમજાવ્યું છે. આ બીજા બ્રાહ્મણમાં આગળ સમજાવેલું વિરાટના અધ્યાત્મનું ચૈતન્યદર્શન તે આ શરીરમાં થતું અધિદૈવતનુંજ દર્શન છે. એ કાંઇ જૂદુ નથી. અને એવા અધ્યાત્મનું શરીર તે આ લિંગદેહ છે, એમ સ્પષ્ટ કર્યુંછે. આમ અધિદૈવ અને અધ્યાત્મ બેય ચૈતન્ય દર્શન તે પરમ આત્મતત્વ નથી એમ શ્રુતિનો અંતિમ ઉપદેશ થાય છે. જુવો પ્રશ્ન. ૨. ૫ નો સદસતરૂપ અમર દેવ. વળી સર. બૃ. ૪. ૨. ૨.

આ શિશુ તે, ખરે, જે આ મધ્યમ (મુખ્ય) પ્રાણ છે તેજ. આ ( શરીર ) તે એનું આધાન-અધિષ્ઠાન છે; આ ( મુસ્તક ) તે એનું પ્રત્યાધાન છે; શરીરમાં પ્રાણ-બળ છે, તે એનું સ્થૂણ–સ્તંભ છે, અને અન્ન તે એનું દામણુ-બાંધવાનું દોરડું છે.

(૨) સાત પ્રસિદ્ધ અક્ષિતિયો (અમરો, દેવતાઓ) તે(શીશુ)ની ત્હેનાતમાં રહેછેઃ જે આ આંખમાં લાલ રેખાઓ છે, તેમનાથી રૂદ્ર દેવ એની ઉપચર્યા-ત્હેનાત કરેછે. અને આંખમાં જે જળ છે તેનાથી પર્જન્ય-મેઘ, જે ચક્ષુમાં જોવાની શક્તિ છે તે વડે આદિત્ય, જે કાળો કીકીનો ભાગ છે તેના વડે અગ્નિ, જે શુકલ-ધોળો ભાગ છે તેવડે ઇન્દ્ર, નીચેની પાંપણ વડે પૃથિવી, અને ઉપલી પાંપણ વડે દ્યૌ (સ્વર્ગ) એની ઉપચર્યા કરે છે. જે આ પ્રમાણે જાણેછે, તેનું અન્ન ખુટતું નથી.

(૩) એનો આવો શ્લોક છે. "આણી તરફના (એટલે નીચે) મુખવાળું, અને ઉંધા (ઉંચા) બુધા (બેઠકના તળીઆ) વાળું ચમસ (સોમરસ પીવાનું પાત્ર)છે, તેમાં વિશ્વરૂપ યશો ભર્યા છે. તેની પડખે સાત ઋષિઓ આવી રહ્યા છે, (અને) આઠમી વાગ્–વાણી બ્રહ્મની સાથે સંવિદ્-સંબંધવાળી છે." આણી તરફના મુખવાળું અને ઉંધા બુધાવાળુ "ચમસ" કહ્યું, તે આવું એ(શિશુ)નું મુસ્તક છે. આણી તરફના મુખવાળું અને ઉંધા બુધાવાળું ચમસ છે તેમાં જે વિવિધ 'યશો' ભર્યા છે એમ કહ્યું, ત્યાં યશ (રસ) તે પ્રાણો છે, (તેથી) વિવિધરૂપે 'પ્રાણો' એમજ કહ્યું છે. તેની પડખે 'સાત ઋષિયો' એમ કહ્યું, ત્યાં જરૂર, 'પ્રાણો' તેજ ઋષિઓ, (તેથી) તે પ્રાણોનુંજ

---

(૩) વાક્ વાણીના જ્ઞાનબ્રહ્મ અથવા વેદ સાથે સમવાય સંબંધ માટે જુવો બૃ. ૧. ૫. ૩ જ્યોતિ. સંવિદ્સંબંધ એટલે વાક્ સમજતાં બ્રહ્મજ સમજાય, એવો એ બેનો અનન્યભાવવાળો સંબંધ.

એ પ્રમાણે કહ્યું છે. આઠમી વાણી 'બ્રહ્મના' સંબંધવાળી છે એમ જે કહ્યું, તે આઠમી વાણી (જ્ઞાન)બ્રહ્મના સંવિદ્ સંબંધવાળી છે.

(૪) આ બે (પ્રસિદ્ધ કર્ણો), તે ગોતમ અને ભરદ્વાજ બે. આ (જમણો) તે ગોતમ, આ (ડાબો) તે ભરદ્વાજ. આ બે (પ્રસિદ્ધ ચક્ષુઓ) તે વિશ્વામિત્ર અને જમદગ્નિ બે. આ (જમણું ચક્ષુ) તે વિશ્વામિત્ર, અને આ (ડાબુ) તે જમદગ્નિ. આ બે (પ્રસિદ્ધ નાસિકાઓ) તે વશિષ્ઠ અને કશ્યપ બે. આ (જમણી નાસિકા) તે વશિષ્ઠ, અને આ (ડાબી) તે કશ્યપ. વાણી (જીંહા) એજ અત્રિ. કારણકે, વાચા (જીંહા) વડે અન્ન ખવાય છે. વાચા ખાયછે, એજ ઉપરથી એનું 'અત્રિ' એવું નામ પડયુંછે. જે એમ જાણે તે સર્વનો ભક્ષક થાય છે, અને સર્વ તેનું અન્ન (ભોજ્ય) થાયછે.

## ત્રીજું બ્રાહ્મણ.

(૧) (વ્યક્ત) બ્રહ્મનાં બે રૂપ છે. મૂર્ત અને અમૂર્ત;

---

(૧) આ બ્રાહ્મણમાં ભૂતોદ્વારા વ્યક્ત થતા પૂરૂષના દર્શનનું વિવરણ કર્યું છે. અને અધિભૂત સૃષ્ટિને મૂર્ત અથવા સ્થિત કે પ્રત્યક્ષ; અને અમૂર્ત, અથવા વ્યાપક, કે પરોક્ષ, એમ બે ભાગમાં વેંચી બતાવી છે. અને જે ભૂતો અમૂર્ત, વ્યાપક, કે પરોક્ષ, અથવા સૂક્ષ્મછે, તેમાં ચૈતન્યનો સ્પષ્ટ થતો સ્વતંત્ર આવિર્ભાવ પુરૂષના અધિદૈવ અને અધ્યાત્મ અને અધ્યજ્ઞરૂપે પ્રકટે છે, અને જે બીજાં મૂર્ત અથવા સ્થૂળ ભૂતો છે તેમની અપેક્ષાએ તે 'પરાપ્રકૃતિ' અમર છે. સ્થૂળમાં ચૈતન્યનો એવો આવિર્ભાવ સ્વતંત્ર નથી, પણ સૂક્ષ્મભૂતોના સંગેજ તે સ્થૂળ ચેતનવાળું દેખાય છે. તેથી સ્થૂળભૂતો આ સૂક્ષ્મનું ભોજન છે. સૂક્ષ્મ તે પ્રાણ, અને સ્થૂળ તે રયિ. જુવો. પ્રશ્ન. ૧. ૫.

આમ અધિદૈવ, અધ્યાત્મ અને અધિભૂત રૂપે પ્રકટેલું વ્યક્ત બ્રહ્મ, તે પરમ આત્મતત્વ નથી; તેથી તેને શ્રુતિએ "નેતિ, નેતિ," એમ

મર્ત્ય અને અમૃત (અમર્ત્ય); સ્થિત (દિગૂમાં પરિછિન્ન-પરિમાણવાળું) અને યત્ (વ્યાપક); સત્ (છે એમ પ્રત્યક્ષથી જણાય તેવું) અને ત્યં (પરોક્ષ, અનુમાનગમ્ય).

(૨) એમાં મૂર્ત એ છે, કે જે અંતરિક્ષ (આકાશ) અને વાયુ સિવાયનાં બીજાં (ત્રણ: અગ્નિ, જળ, પૃથ્વી) છે. એ (મૂર્ત) મર્ત્ય (મરવાના ધર્મવાળાં) છે, એ સ્થિત છે, એ સત્ છે. એવા એ મૂર્તનો, એ મર્ત્યનો, એ સ્થિતનો, એ સત્નો એજ રસ-સાર છે, કે જે (સૂર્યમંડળમાં પુરૂષ-પ્રાણરૂપે) તપે છે. કારણ કે, સત્નો એજ રસ-સાર છે. (૩) હવે અમૂર્ત તે વાયુ અને અંતરિક્ષ (આકાશ) છે. એ અમૃત છે, એ યત્ (વ્યાપક) છે, એ ત્ય (પરોક્ષ) છે. એવા એ અમૂર્તનો,

---

કહ્યું છે. અને એવો પરમ આત્મા તો મન અને બુદ્ધિનીય પારનો છે, તેથી તેને સત્યનુંય સત્ય કહે છે. તેથી તે અજ અને અસંગ છે એમ પુનઃ શ્રુતિ ઉપદેશ કરીને વિરામી જાય છે. આ મૂર્તામૂર્ત બ્રહ્મ તો કાર્યાત્મક બ્રહ્મ છે. એ જગતની માયિક ઉત્પત્તિનું કાર્યકરણ સંઘાતમાં સંકળાયલું કૂટસ્થ મહત્ કારણ છે, છતાં અવ્યકૃતની અપેક્ષાએ તો એ કાર્યજ છે.

બાહ્યેન્દ્રિયોએ ગ્રાહ્ય છે તે 'પ્રત્યક્ષ'. અને જે વિચારથીજ અથવા બુદ્ધિનાજ વ્યવહારથી ગ્રહાય છે, સમજાય છે, તે 'પરોક્ષ' કહેવાય છે.

બ્રહ્મના ત્યત્ સ્વરૂપને માટે વળી જુવો બૃ. ૩. ૯. ૯. 'ત્ય' એટલે 'ત્યત્', જે પરોક્ષ બ્રહ્મ છે. 'સ્થિત છે' એવું જે દશ્ય જણાય છે, તેના અધિષ્ઠાન રૂપે રહેલો પ્રાણ 'આ' છે એમ વ્યક્ત છતાં, અમૃત એવા આકાશાત્મક સૂક્ષ્મ તત્વના દેહવાળું તે પ્રથમજન્મ હિરણ્યગર્ભ કારણરૂપે અવ્યક્ત છે.

(૩) અહીં જે અમૃત કહ્યું છે, તે સ્થૂળ મર્ત્યની અપેક્ષાએજ છે. તે નિત્ય, અજ, અને અમર એવા સદ્રૂપ પરમાત્માની અપેક્ષાએ તો અહીં બતાવેલાં મર્ત્ય અને અમર ઉભય અસત્, મર્ત્ય, અને અનિત્ય જ છે.

એ અમૃતનો, એ યત્(વ્યાપક)નો, એ ત્ય(પરોક્ષ)નો એજ રસ છે, કે જે આ (સૂર્ય)મંડળમાં પુરૂષ છે. કારણ કે, (અદૃશ્ય પરોક્ષ)નો (પણ) એજ રસ-સાર છે. આટલું અધિદૈવત :

(૪) હવે, આધ્યાત્મ : આટલુંજ મૂર્ત છે, કે જે આ પ્રાણ (વાયુ) અને જે આ શરીરની અંદરનું આકાશ છે તે સિવાયનું બીજુ બધું (ત્રિભૂતાત્મક શરીર) છે. એ મર્ત્ય છે, એ સ્થિત–પરિછિન્ન છે, એ સત્ (પ્રત્યક્ષ) છે. એવા એ મૂર્તનો, એ મર્ત્યનો, એ સ્થિતનો, એ સત્નો રસ–સાર તે ચક્ષુ છે. કારણ કે, સત્(પ્રત્યક્ષ)નું એજ સાર છે. (૫) હવે જે અમૂર્ત છે, તે પ્રાણ(વાયુ) અને અંતર્ શરીરે આકાશ છે. એ અમૃત છે, એ યત્ (વ્યાપક) છે, એ ત્યં (પરોક્ષ) છે. એ જે અમૂર્ત છે તેનો, એ અમૃતનો, એ યત્નો, એ ત્યનો જે રસ–સાર છે તે જે આ જમણી આંખમાં પુરૂષ છે તે છે. કારણ કે, એવા ત્યનો એજ સાર છે.

(૬) એવા તે (વ્યક્તબ્રહ્મ-હિરણ્યગર્ભ) પુરૂષનું (વાસ-

---

(૬) સર. ગૌ. કા. ૩. ૨૬. બૃ. ૩. ૯. ૨૬. એ પરોક્ષ ‘છે’ એમજ અનુભવવું જોઇએ. જુવો કઠ. ૬.૧૩. જેમ આ ભૂતો મૃત અને અમૃત છે તેમ, પુરૂષ જેટલા પુરતો અહંકારથી એવા ભાવોને ધારણ કરે, એટલે કે, એ વિવિધ વાસનાવાળો થાય તેટલા પુરતો, એ પુરૂષનો અંશ પણ ભૂતોનાજ રૂપે થતાં, (કઠ. ૪. (૬–૭), મુંડ. ૩. ૧. ૪.) એ પણ અપર–કાર્ય બ્રહ્મ છે, અને તેથી કારણબ્રહ્મની તે વિક્રિયા જ છે. અને એ બધી આવી રીતે સૃષ્ટિ જ હોવાથી પરમબ્રહ્મ–પરમાત્મા નથી. એવા પુરૂષની વાસનાના વિવિધ રંગો આ મંત્રના પહેલા ભાગમાં જણાવ્યા છે. એની વાસના તો અનંત પ્રકારે થાય છે; એટલે બધીયને પરિપૂર્ણ રીતે તો બતાવી શકાય નહીં. માટે વાસનાના એવા ભેદને માત્ર દૃષ્ટાન્ત તરીકેજ અહીં બતાવ્યા છે. આટલો વ્યક્ત પ્રદેશ બુદ્ધિનો છે. બુદ્ધિ વિશેષણ અથવા ગુણો વડેજ વસ્તુનું ગ્રહણ કરી શકે છે; અને જ્યાં વિશેષણનો અભાવ હોય ત્યાં બુદ્ધિના ગ્રહ-

નામય) રૂપ (વાસનાનુસાર ક્વચિત્) હળદરના પીળા રંગે રંગેલા વસ્ત્ર જેવું, ઘેટાના રંગ જેવું સ્હેજ પીળચટું, ઇંદ્રિ-ગોપના જેવું લાલચોળ, અગ્નિની જ્યોતના જેવું તેજસ્વી, શુક્લ કે, ઝબુકતી વિદ્યુત્‌ના ચમકારા જેવું (થાય છે). જે આ પ્રમાણે જાણે તેની કીર્તિ જાણે ઝબુકતી વીજળીના જેવી ઉજ્વળ રહે છે.

---

ણનો પ્રદેશજ નથી. એટલે આ જે બ્રહ્મની બે પ્રકારની સૃષ્ટિ તથા તેની વાસના છે તે બધીય વિશેષતા વાળી છે, તેથી તે જ્ઞેય છે, તે બધાંય બુદ્ધિગ્રાહ્ય છે. એની પારના પ્રદેશમાં બુદ્ધિની ગતિ ચાલતી નથી. ત્યાંથી મન સાથે વાચા વસ્તુને મળ્યા વિનાજ પાછી પડે છે. અને ત્યાંજ અજ, નિર્વિકલ્પ, નિષ્કલ, પરબ્રહ્મનો પ્રદેશ છે. જુવો તે. ૨. (૪-૯.) અનુવાકો. ત્યારે નિર્દેશ ક્યાં સુધીનો થઇ શકે ? જ્યાંસુધી બુદ્ધિ ચાલે ત્યાં સુધીજ વસ્તુનો નિર્દેશ નિર્ણય થઇ શકે. કારણ કે, નિર્દેશ કે નિરૂપણ તો એવા ગુણો કે વિશેષણોથી જ ગમ્ય છે, એટલે જેટલા ભાગમાં બુદ્ધિનો પત્તો ખાય, તેટલા જ ભાગનું નિરૂપણ-નિર્દેશ સંભવી શકે. તેથીજ શ્રુતિ યથાર્થજ કહે છે કે, જેટલું 'જ્ઞેય' એટલે બુદ્ધિના પ્રદેશનું છે, અપરબ્રહ્મની આ જેટલી સૃષ્ટિ છે તેટલા સુધીનું બધુંય, પરબ્રહ્મ તો નથી. તેટલું તો 'એ નહિ'જ. આ પ્રમાણે જ્ઞેય જે બુદ્ધિગ્રાહ્ય છે, તેનો આમ નિષેધ કરવાથીજ તેની પારનું જે રહ્યું તે જ એ પરમાત્મા બ્રહ્મ છે, એમજ પરબ્રહ્મનો શ્રુતિ નિર્દેશ કરી બતાવે છે. આ સિવાય પરમાત્માના નિર્દેશનો-નિર્ણયનો બીજો ઉપાય નથી જ નથી, એમ સ્પષ્ટ કરવા શ્રુતિ "નેતિ, નેતિ," કરીનેજ એનો ઉપદેશ કરે છે. 'નેતિ' એમાં 'ન' અને 'ઇતિ' એવા બે શબ્દો છે. "ઇતિ" એટલે જે આટલે સુધી કહ્યું તેતો જેને આપણે શોધી રહ્યા છીએ તે 'ના' જ હોય. જે આટલું છે, તે તો બુદ્ધિગમ્ય છે, તેથી કાર્યાત્મક છે, તે તો પરમાત્મા નથી. એ હદની એટલે 'જ્ઞેયત્વ'ની પારનું જે છે, તે બુદ્ધિને તો અગમ્ય જ છે, છતાં તે 'છે' જ. કારણકે, તેનેજ બ્રહ્મવિદો સત્યનું સત્ય કહેછે. એજ સર્વનું નિત્ય, અજ, નિર્વિકાર અધિષ્ઠાનાત્મક આત્મતત્વ છે, એમ શ્રુતિનો અહીં સ્પષ્ટ ઉપદેશ છે. આવોજ આદેશ યાજ્ઞવલ્ક્યે

હવે (પરમાત્મા-બ્રહ્મનો) તો આવો આદેશ (નિર્ણય) છે. "આ નહિ," "આ નહિ."

જરૂર, આ(વ્યકૃતબ્રહ્મ)નાથી (ઉપરનું-બીજું) 'નહિ' (નથી) એમ (ત્યાં કહ્યું) નથી. (કારણ કે, આનાથી) બીજું 'પર' (તો) છે જ. અને તેથી ( તેનુંજ ) 'સત્યનું સત્ય' એવું

---

પાંચ સ્થળે વાપર્યો છે. બીજાં ચાર સ્થળો તે બૃ. ૩.૯.૨૬; ૪. ૨. ૩; ૪. ૫. ૧૫; અને ૪. ૪. ૨૨. છે.

જર્મન પંડિત ડ્યુશેન એમના "Philosophy of Upanishads" ને પાને ૧૫૦મે, न हि एतस्मादिति "नेति" । अन्यत् परमस्ति" નો એવો અર્થ કરે છે કેઃ हि एतस्मात् अन्यत्परं न अस्ति इति नेति. અર્થાત્, કારણ કે, આનાથી(બ્રહ્મ નિર્દેશનો) બીજો (ઉપાય) નથી, તેથી 'નેતિ' એમ કહ્યું છે. આમ લેતાં તો अथ नामधेयं सत्यस्य सत्यमिति નો સંબંધ બરાબર ઘટશે નહીં. તેમજ 'નેતિ' એના અર્થનું એમાં સ્પષ્ટીકરણ પણ થતું નથી. માત્ર શાથી આવું 'નેતિ' એમ કહેવુંજ પડ્યું તેનું કારણજ આવા અર્થમાં સૂચવાય છે. શ્રુતિનો 'આદેશ' નહીં. અમે લીધેલા અર્થમાં 'નેતિ' એવા ટુંકા નિર્દેશનો અર્થ અવળો ના થાય એવી શ્રુતિમાં સંભાળ પણ લેવાય છે. તેમજ બુદ્ધિની પારની વસ્તુ પરબ્રહ્મ "છે", કે 'નથી'? એની પણ સ્પષ્ટતા શ્રુતિ કરે છે, કે સર્વ જ્ઞેયની પારનો તે સર્વને 'છે' એમ જાણનાર આત્મા તો છે જ. અને તેથીજ એને 'સત્યનુંય સત્ય' એવું નામ મળ્યું છે, તે યથાર્થ છે. એજ અર્થ વધારે યોગ્ય અને સરળ છે. અને કઠોપનિષદ્ ૧.૨૦. જોતાં તો અમારોજ અર્થ આવશ્યક છે, એમ સ્પષ્ટ થશે. જુવો કઠ. ૬. (૧૨.૧૩). એજ અર્થ ભગવાન બાદરાયણે સ્વીકાર્યો છે, અને એજ અર્થ ભગવાન શંકરાચાર્યને પણ સંમત છે. જુવો. બ્રહ્મ. સૂત્ર. ૩. ૨. (૧૭, ૨૨). આજ અર્થના સત્યમાં યોગાનુભવ સાક્ષી પુરેછે.

પંડિત મેક્ષમુલર એનો અર્થ આમ કરે છે, "ના", "ના". કારણ કે, આનાથી બીજું કોઈ પર નથી (એમ કોઇ કહે, તો) એમ નથી." આ અર્થ પં. ડ્યુસેનથી જૂદો અને સારો છે, છતાં અમોએ સ્વીકારેલા અર્થ જેવો તે સરળ અને સ્પષ્ટ નથી.

નામ પડ્યું છે. જરૂર (આ બધા વ્યક્ત) પ્રાણો સત્ય છે, તેમનુંય એ (અવ્યક્ત પરબ્રહ્મ) સત્ય છે.

## ચોથું બ્રાહ્મણ.

(૧) યાજ્ઞવલ્કયે કહ્યું કે હે મૈત્રેયિ ! હું આ ગૃહસ્થના

---

અમે આ મંત્રને આમ ઘટાવ્યો છે, हि एतस्मात् (अन्यत्) "नेति" इति, न, (किंतु) अन्यत् परं अस्ति (एव), अथ नामधेयं सत्यस्य सत्यमिति. અને આજ અન્વય શ્રુતિના પૂર્વાપર કથનને સબંદ્ધ છે.

ત્યારે પરમાત્માનું વર્ણન પ્રજ્ઞાત્મા, પ્રજ્ઞાનઘન, નિષ્કલ, અસંગ, અજ, અને 'સત્યસ્ય સત્ય' ઈત્યાદિ નામે કર્યું છે, તેનું કેમ ? જ્યારે એના સત્ય સ્વરૂપનો નિર્દેશ માત્ર 'નેતિ' 'નેતિ' કરીનેજ થાય તો, આવાં નામો વાળો નિર્દેશ 'જ્ઞેય' હોવાથી યથાર્થ નહીંજ કહેવાય. આ કહેવું સત્ય છે. પણ એવા નામનું બ્રહ્મમાં માત્ર આરોપણજ કરવામાં આવ્યું છે. એ સર્વે નામ બીજાં નામરૂપાદિની પેઠે અસત્ જ છે, પણ અભ્યાસકને સત્ય સ્વરૂપની સમીપ દોરી જવા પુરતું તો એવું અધ્યારોપણ જરૂરનુંજ છે. અને તેથીજ, બ્રહ્મનું એવાં નામથી વર્ણન કરવું પડ્યું છે. વસ્તુતાએ તો પરમાત્માનું નામરૂપે કરીને નિરૂપણ થઇજ ના શકે. કારણ કે, એ બુદ્ધિપારનું સત્ય અચિંત્ય છે, એટલે એને મન કે બુદ્ધિ અડકી શકતાં જ નથી. અને એજ એનું સત્ય અને વિશુદ્ધ અજ એવું સ્વરૂપ છે. ત્યારે એ 'છે' જ એમ પણ કેમ મનાય ? તે છે જ એમ માનવું પડશે. કારણ કે, યોગમાં એ પ્રત્યક્ષ અનુભવાય છે, સર્વ જ્ઞેયનું જ્ઞાતા રૂપે એ અધિષ્ઠાન છે, એમ અનુમાનથી પણ સિદ્ધ છે, અને વસ્તુમાં 'છે' રૂપે બુદ્ધિમાં પણ એજ અનુભવાય છે. તેથીજ સૂત્રાત્મા–પ્રાણ સુધીજ બુદ્ધિના વ્યવહારમાં બ્રહ્મનો આવિર્ભાવ સમજાવીને સર્વે ઉપાધિની પારના તત્વને કહેવાનો પ્રસંગ ખડો થતાંજ આતો "न इति" 'न इति' એમજ શ્રુતિ પુકારી ઉઠે છે. જુવો બૃહ. ૩. ૯. ૨૬; ૪. ૨. ૪; ૪. ૪. ૨૨; ૪. ૫. ૧૫.

---

(૧) આ ચોથા બ્રાહ્મણમાં હવે કેવળ ચિદ્રુપ આત્માનું શોધન

સ્થાન(આશ્રમ)માંથી ઉપરના બીજા (પરિવ્રાજકના આશ્રમ)માં જવા તૈયાર થયો છું, તેથી, અરે (અહીં આવ), આ બીજી (ભાર્યા) કાત્યાયનીથી તને હું જૂદુ કરી આપું. (૨) એ મૈત્રેયીએ કહ્યું કે, હે ભગવન, આ આખી વિત્તની ભરેલી પૃથ્વી મને મળે તોય, શું તેનાથી હું અમર થઈશ? યાજ્ઞવલ્કયે કહ્યું કે, ના. જેવું આ સંપત્તિવાનોનું જીવન છે, તેવુંજ તારૂં જીવન થાય. વિત્ત(મળ્યા)થી અમૃતત્વની તો આશા રાખીશજ નહિ. (૩) તે મૈત્રેયીએ કહ્યું કે, જેનાથી હું અમૃત થાઉં નહીં, તેને લેઈને હું શું કરૂં? જે એ(અમૃતત્વનું સાધન છે તે)ને તમે ભગવાન જાણોછો, તેજ મને કહો (આપો). (૪) એ યાજ્ઞવલ્કયે કહ્યું કે, ખરે, અમને તું પ્રિય હતીજ; (અને વળી) મને પ્રિય(અનુકૂળ)જ તું બોલુંછું. આવ, હું તને એનું વિવેચન કરીને સમજાવું. હું જે કહું તેનું તું બરાબર ધ્યાનપૂર્વક ગ્રહણ કરજે.

(૫) એમણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, ખરે પતિના કામે

---

ચાલે છે. યાજ્ઞવલ્કય કહે છે કે, આત્માને અર્થેજ પુરૂષનો વ્યવહાર થાય છે. અને જ્યાં ભૂતોની સાથે ઉઠીને એ પુરૂષ શમી જાય છે, ત્યાં એ સંજ્ઞા રહિત થાય છે. એવાજ આત્માને ઓળખવા યોગ્ય છે.

(૫) આ મંત્રમાં જે 'આત્મા'ને ઓળખવાનું, સમજવાનું, અને નિદિધ્યાસ કરવાનું કહ્યું છે તે શારીર-સંસારી આત્માનું કહ્યું છે, એમ એને "પ્રિય" આદિ ભોગના ગુણોવાળો કહ્યો છે, તેથી અનુમાન કરી શકાય, વળી જોડે એમ પણ કહ્યું છે કે, એનેજ ઓળખવાથી સર્વ જગત્ ઓળખાય છે તેથી, જો શ્રુતિ એને સંસારી અને શરીરના અભિમાન વાળો જીવાત્માજ સમજવા યોગ્ય છે એમ માનવા કહે તો, તે સંભવિત નથી. ત્યારે આવા શારીર અને નિર્ગુણ પરમાત્મા એમ બેય રૂપે એને ઓળખવાનું કહેવામાં શ્રુતિનું શું પ્રયોજન હશે? શારીર આત્મા તેજ પરમાત્મા છે; જીવ જે દેહના અભિમાનવાળો છે, તે 'સ્વભાવે' પરમાત્માથી જૂદો નથી. માત્ર અવિ-

(સુખને અર્થે) પતિ પ્રિય (વ્હાલો) થતો નથી, પણ આત્માના (પોતાના)જ કામે (સુખને અર્થે) પતિ પ્રિય થાય છે, (લાગે છે). ખરે, સ્ત્રીના સુખને અર્થે સ્ત્રી પ્રિય લાગતી નથી, પણ આત્માનાજ સુખને અર્થે સ્ત્રી પ્રિય લાગે છે. ખરે પુત્રોના સુખને અર્થે પુત્રો પ્રિય લાગતા નથી, પણ આત્માનાજ સુખને અર્થે પુત્રો પ્રિય લાગે છે. ખરે, ધનના (વિત્તના) સુખને અર્થે ધન પ્રિય લાગતું નથી, પણ આત્માનાજ સુખને અર્થે ધન પ્રિય લાગેછે. ખરે, બ્રહ્મના સુખને અર્થે બ્રહ્મ (બ્રાહ્મણ) પ્રિય લાગતો નથી, પણ આત્માનાજ સુખને અર્થે બ્રહ્મ પ્રિય લાગે છે. ખરે, ક્ષત્રના સુખને અર્થે ક્ષત્ર પ્રિય લાગતો નથી, પણ આત્માનાજ સુખને અર્થે ક્ષત્ર (ક્ષત્રિય) પ્રિય લાગેછે. ખરે, લોકોના (ત્રણે લોકના) સુખને અર્થે લોક પ્રિય લાગતા નથી, પણ આત્માનાજ સુખને અર્થે લોકો પ્રિય લાગે છે. ખરે, દેવોના સુખને અર્થે દેવો પ્રિય લાગતા નથી, પણ આત્માનાજ સુખને અર્થે દેવો પ્રિય લાગે છે. ખરે, ભૂતો(સૃષ્ટિ)

---

દાની ઉપાધિએજ એનું કર્તાભોક્તાપણું દેખાય છે; તેથી જીવને અને પરમાત્માને એક રૂપેજ વારંવાર આમ શ્રુતિ વર્ણવે છે. જ્ઞાન જે કરવાનું છે તે એજ છે, કે જે તું ઉપાધિએ કરીને કર્તાભોક્તા રૂપે જીવ માનું છું, તેજ તું 'સ્વભાવે' તો નિર્ગુણ "પરમાત્મા" જ છું. આખા વેદાન્તનો પ્રયત્ન આ જ જ્ઞાનને સ્પષ્ટ કરીને પ્રકટ કરવાનો છે. જુવો. બ્ર. સૂ. ૧. ૪. (૧૯–૨૨).

સર. બૃ. ૧. ૪. (૮ થી ૧૦). સર. છાં. ૬. ૧ (૪–૫).

આવા આત્માનીજ પ્રીતિ અર્થે પ્રવૃત્તિ થવાનું કારણ એવું છે, કે ભોક્તા માત્ર કામનાની પરિતૃપ્તિ અર્થેજ પ્રવૃત્તિમાં પડે છે. આ ભોક્તા જીવાત્માની વ્યક્તિ તે તેની કામનાત્મકજ છે; અર્થાત્ કામના માત્રમાં આત્માના ભોક્તૃભાવનોજ ઉદય, અને પ્રકાશ છે. તેથી એની ભોજ્ય વસ્તુ તે કામના રૂપી ભોક્તા જીવાત્માનીજ પરિતૃપ્તિને અર્થે છે, ભોજ્યને અર્થે નહીં.

ના સુખને અર્થે ભૂતો પ્રિય લાગતાં નથી, પણ આત્માનાજ સુખને અર્થે ભૂતો પ્રિય લાગેછે. ખરે, સર્વેના સુખને અર્થે સર્વે પ્રિય લાગતાં નથી, પણ આત્માનાજ સુખને અર્થે સર્વે પ્રિય લાગેછે. (તેથી) જરૂર, આત્માજ દ્રષ્ટવ્ય (સ્પષ્ટ જોવા-અનુભવવા યોગ્ય) છે, (એટલે કે) એજ સાંભળવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય છે, નિદિધ્યાસ કરવા યોગ્ય છે. હે મૈત્રેયિ, આત્માનાજ દર્શનથી, શ્રવણથી, બુધ્ધિ પૂર્વક સમજવાથી, સર્વ (જગત) સમજાય છે.

(૬) જે કોઈ આત્માથી (પોતાથી) બ્રાહ્મણ જૂદો છે

---

(૬) શંકરાચાર્ય કહે છે, न हि आत्मव्यतिरेकेणान्यत्किंचिदस्ति । यदि अस्ति न तद्विदितं स्यात्। न तु अन्यदस्ति । आत्मेव तु सर्वं । तस्मात् सर्वमात्मनि विदिते विदितं स्यात्...यस्मात् आत्मनो जायते आत्मन्येव लीयते आत्ममयं च स्थितिकाले आत्मव्यतिरेकेणाग्रहणात् आत्मैव सर्वम्.

'તું તારાથી અમને જૂદા ગણું તો અમારાથી, જા, તું ય જૂદો' એવા લોકવ્યવહારનું આ નિર્દેશન છે. એટલે તારા પોતાના આત્માથી જો અમને જૂદા ના ગણું, પણ એકજ ભાવે ગણું તો જ, અમે પણ તને અમારા આત્માથી જૂદો નાજ ગણીએ, એક જ ભાવે ગણીએ. આવો લોકવ્યવહાર પ્રસિદ્ધ છે. આ વ્યવહારમાંથી શ્રુતિ એવો બોધ ખેંચે છે કે, બ્રહ્મ, ક્ષત્ર, ક્ષુદ્રાદિ સર્વ ભૂતો આત્માનીજ સાથે એકતા વાળાં છે. જો એમ એકતાવાળાં ના હોય, તો આત્માથી એમને જૂદાં ગણનારાને એ જૂદો ગણે નહીં. 'હું બ્રાહ્મણ નહીં' એમ ગણનારાને બ્રાહ્મણો પોતાની ભેગો રાખતાજ નથી.

ઉપરના પાંચમા મંત્રમાં પોતાના આત્માના સુખને અર્થેજ બાહ્યની વસ્તુઓ વ્હાલી લાગે છે, એમ બતાવ્યું. તેના જ પ્રત્યાઘાતરૂપે બહારની વસ્તુઓને પણ એમના પોતાના-આત્માના સુખને અર્થેજ એ પણ પ્રિય લાગેછે. એટલે કે, જો એ બહારની વસ્તુઓ પોતાના આત્માને અનુરૂપ ન હોય તો, તેમને એ પણ તેમના આત્માનુરૂપ નાજ થાય. વળી આવા લોકવ્યવહારમાં જણાતો આત્માનો આઘાત–પ્રત્યાઘાત પણ

એમ જાણે (ગણે), તેને બ્રાહ્મણ (વર્ણ) દૂર(વર્ણ બહાર)જ કરે; જે કોઇ આત્માથી ક્ષત્રિય જૂદો છે એમ ગણે, તેને ક્ષત્રિય દૂરજ કરે; જે કોઇ આત્માથી લોકો જૂદા છે એમ ગણે, તેને લોકો દૂરજ કરે; જે કોઇ આત્માથી દેવો જૂદા છે એમ ગણે, તેને દેવો દૂરજ કરે; જે કોઇ આત્માથી ભૂતો (કાર્ય-પદાર્થો, પશુ આદિ) જુદાં છે એમ ગણે, તેને ભૂતો દૂરજ કરે; જે કોઇ આત્માથી સર્વ જૂદુ છે એમ ગણે તેને સર્વે (પોતાથી) દૂરજ કરે. એ બ્રહ્મ, એ ક્ષત્ર, એ લોકો, એ દેવો, એ ભૂતો, આ સર્વ જે છે તે આ આત્માજ છે.

(૭) જેમ દુંદુભિ ઠોકાય છે ત્યારે તે (વગાડવાની ધૂનવાળો)

---

સર્વે આત્માઓનું તાદાત્મ્ય-અભેદ જ પ્રતિપાદન કરે છે. કારણ કે, જે કાર્યકારણ સંબંધ એકમાં જણાય છે, તેજ બાહ્ય વસ્તુમાં જણાય છે, અને વસ્તુની એકતા કે ભિન્નતા તે તેના વિશેષણની એકતા કે ભિન્નતા વડેજ સમજી શકાય છે. એટલે અહીં જે ગુણ એકના આત્મામાં જોઇએ છીએ, તેજ પ્રત્યાઘાત રૂપે બહારની વસ્તુઓમાં પણ પ્રકટ થાય છે, તેથી તેમનું તાદાત્મ્યજ છે એમ સમજાય છે. શ્રુતિ એવા સત્યોનું આ મંત્રોથી પ્રતિપાદન કરે છે.

આવી રીતના અદ્વૈતઆત્મા વિનાની બીજી વસ્તુજ નથી, અથવા સર્વ સ્થળે પ્રકટ થતા જણાતા આત્મતત્વનું તાદાત્મ્યજ છે. તેથી જ પાંચમા મંત્રમાં શ્રુતિએ કહ્યું છે કે આત્માનાજ દર્શનથી સર્વ જગત સમજાય છે. એટલે એકજ વસ્તુને જાણવાથી બીજી કેમ સમજાય એવી શંકાને અવકાશ નથી, કારણ કે, આત્માથી જૂદી એવી બીજી વસ્તુજ નથી. વળી સાતમા મંત્રમાં જૂદી દષ્ટિએ એ ને એજ સિદ્ધાન્તનું શ્રુતિ પ્રતિપાદન કરે છે. સર્વ પ્રાણી માત્ર 'હું' 'હું' જ કરી રહ્યું છે, અને સર્વ એમાંજ આત્મભાવે પોતાનો સમાવેશ કરે છે, તેથી 'હું' જાણતાં સર્વે સમજાશે એવો શ્રુતિનો ઉપદેશ છે. જુવો વળી છાંદો. ૬. ૧. (૪-૭); ૬. ૮. ૭. આદિ.

(૭-૧૧) 'જેને જાણ્યા વિના વસ્તુનું બુદ્ધિમાં ગ્રહણ થાય નહિ, તે જ જાણવાની વસ્તુનો 'આત્મા' છે', આવા સિદ્ધાન્તનું આ મંત્રમાં અનેક

બહારના બીજા (દુંદુભિનાથી જુદા) શબ્દોનું ગ્રહણ કરી શકતો (સાંભળતો) નથી, (એટલે દુંદુભિનુંજ ગ્રહણ કરે છે,) પણ દુંદુભિનું ગ્રહણ કરવાથી, જરૂર, વગાડેલા દુંદુભિનોજ (વિશિષ્ઠ) શબ્દ ગ્રહણ થાય છે. (૮) જેમ શંખ પુંકાય છે ત્યારે, બહારના બીજા શબ્દોનું તે ગ્રહણ કરી શકતો નથી. પણ શંખનુંજ ગ્રહણ કરવાથી, જરૂર, વગાડેલા શંખનાજ શબ્દનું ગ્રહણ થાય છે. (૯) જેમ વીણા વગાડાય છે ત્યારે, બહારના બીજા શબ્દોનું તે ગ્રહણ કરી શકતો નથી, પણ વીણાનુંજ ગ્રહણ કરવાથી, જરૂર, વગાડેલી વીણાનાજ શબ્દનું ગ્રહણ થાય છે, (બીજાનું નહીં).

---

દૃષ્ટાન્તોથી સ્પષ્ટિકરણ કરવામાં આવે છે. વિશેષ વિના બુદ્ધિ વસ્તુને ગ્રહી શકતી નથી. વિશેષના અભાવે બુદ્ધિ પોતેય નિશ્ચલ રહે છે, પ્રકટ થતી નથી, સ્ફુરતીજ નથી. વિશેષની સાથેજ બુદ્ધિ પ્રકટે છે. જણાય છે. "यत्व्यतिरेकेण च यस्याग्रहणं, तस्य तदात्मकत्वं" એટલે, જેના વગર જેનું ગ્રહણ થાય નહીં, તે તેનું આત્મકત્વ છે.

આત્માનેજ સમજવાથી સર્વ જગત્ સમજાય છે, એવો યાજ્ઞવલ્કયનો મુખ્ય ઉપદેશ છે. અને તેજ સત્ય મૈત્રેયીને અનેક વિધ એ સમજાવી રહ્યા છે. પ્રથમ તો, જગત્‌ના વ્યવહારમાં સર્વને જણાતું તત્વ એક એવું ખેંચી બતાવે છે કે, હે મૈત્રેયિ, સર્વ કોઇ મને આ ગમે છે, મને આ પ્રિય છે, મારે આ જોઇએ છીએ, એવો જે વ્યવહાર કરેછે, તે સર્વમાં જે 'પ્રિયતા' એ જુવે છે, અને બતાવે છે, તે પ્રિયતા તેવી વસ્તુઓમાં નથી, પણ એ વસ્તુ મેળવવારૂપી આત્માનીજ કામનાની તૃપ્તિ રૂપી સુખમાં છે; જેથી વસ્તુતાએ વિચારતાં એ પોતાના જ આત્માના સુખને અર્થે અન્ય સર્વને મેળવવા ઇચ્છેછે. આવો જે આત્માના સુખને અર્થેજ સર્વત્ર જગતનો વ્યવહાર ચાલી રહ્યો છે, તેજ વસ્તુ અવશ્ય જાણવા જેવી છે, એમ કહીને વળી બીજું તત્વ પાંચમા મંત્રમાં એવું જણાવ્યું છે કે, એ તત્વને જાણતાં તું બીજી બધીએ વસ્તુને જાણી શકીશ. આત્માને જાણતાં બીજું બધુંય કેમ સમજાય, તે સ્પષ્ટ કરવા યાજ્ઞવલ્કય વળી આગળ કહે છે.

(૧૦) જેમ લીલાં ઇંધરાંના અગ્નિને સળગાવવાથી જૂદા જૂદા ધૂમાડા નીકળે છે, એજ પ્રમાણે અરે, (મૈત્રેયિ) આ મહાનૂભૂત(મહદાત્મ-બ્રહ્મ)નું આ (બધું) નિશ્વસિત (બહાર નીકળેલા શ્વાસ-પ્રાણો) છે. જે આ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાઙ્ગિરસો, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, અનુવ્યાખ્યાનો, વ્યાખ્યાનો તે, એનાજ આ શ્વાસો નિસરેલા છે. (૧૧) જેમ સર્વે જળોનો સમુદ્ર એક-

---

જે પ્રમાણે એક પુરૂષને પોતાના જ સુખને અર્થે અન્ય સર્વ પ્રિય લાગે છે, તેજ પ્રમાણે બીજાઓને પણ એમના પોતાનાજ સુખને અર્થે એવો પુરૂષ પણ પ્રિય થાય છે. એટલે પોતાથી અન્ય વસ્તુ માટેની કામનાનું આકર્ષણ સર્વેમાં પોત પોતાના આત્માનીજ પ્રિયતાને અંગે સમાન છે, અને સર્વે સરખીજ રીતે જે વસ્તુ પોતાના આત્માનુરૂપ થાય તેનેજ પ્રિય ગણે છે. એટલું તો યાજ્ઞ્યવલ્કૂયે છઠ્ઠા મંત્રમાં સમજાવ્યું છે.

હવે, વસ્તુને સમજવામાં બે પ્રકાર છે. એક પ્રકાર તો એવો છે કે, જેમાં વસ્તુ આત્માના કામનાને અનુસાર થઇને જણાય. જ્યાં વસ્તુનું જ્ઞાન આ પ્રમાણે થાય ત્યાં તે વસ્તુ પ્રિય જ લાગે. આમાં વળી બે ભેદ છે, (૧) જ્યાં આત્મા બીજાની ઇચ્છાવાળો હોય, અને (૨) જ્યાં આત્મા કાંઇ પણ કામના રહિતજ હોય. તે જ્યાં કામનાવાળો હોય, અને વસ્તુ તેની કામનાનુસાર વર્તે, ત્યાં પ્રિયતા ઉત્પન્ન થાય, અને જૂદી વસ્તુ પણ જણાય. જ્યાં આત્મા સર્વકામનાથી રહિતજ હોય, ત્યાં વસ્તુ તો અદૃશ્યજ હોય, અને આત્મા પોતાના સ્વભાવનોજ અનુભવ કરે. પહેલા અનુભવમાં આત્માના ઇશ્વરી અંશને જીવાત્માનો કામનાવાળો અંશ અનુકૂળ વર્તેછે. બીજામાં જીવાત્મા આત્મામાંજ લીન થયેલો હોઇને કેવળ સ્વતંત્ર બને છે, કારણ કે, ત્યાં દ્વૈતનો જ અભાવ છે. નેહ નાનાસ્તિ કિંચન. કઠ. ૪. ૧૧; બૃ. ૪. ૪. ૧૯. કામનાને પ્રતિકૂલ વસ્તુ તો અપ્રિયજ લાગે છે.

વસ્તુ સમજવાના બીજા પ્રકારમાં આત્મા વસ્તુને અનુસરીને તેનાજ રૂપે થતાં તેને અનુભવેછે. અહીં દૃષ્ટાની પોતાની કામનાની સાથે વસ્તુની અનુકૂળતા કે પ્રતિકૂળતાનો અવકાશ જ નથી. આવો અનુભવ ઇન્દ્રિય

લોજ આશ્રય (આયતન) છે તેમ, સર્વે સ્પર્શોનો ત્વચા એકલીજ આશ્રય છે તેમ, સર્વે રસોનો જીહ્વા એકલીજ આશ્રય છે તેમ, સર્વ ગંધોનો નાસિકા એકલીજ આશ્રય છે તેમ, સર્વે રૂપોનો ચક્ષુ એકલુંજ આશ્રય છે તેમ, સર્વે શબ્દોનો શ્રોત્ર એકલુંજ આશ્રય છે તેમ, સર્વે સંકલ્પોનું

---

અને અર્થ–વસ્તુ સાથે થતા સંકર્ષ દ્વારા ઉત્પન્ન થાય છે; અને, આમાં જીવાત્માએ ઇશ્વરી અંશનેજ વશ વર્તવું પડેછે. અને તેથી, કાર્ય કારણ સંઘાતના બંધનવાળા નિયમમાંજ એ પ્રવર્તે છે. જ્યારે વસ્તુને અનુરૂપ આત્મા થાય છે, ત્યારે આ બીજા પ્રકારનું વસ્તુનું ઇન્દ્રિય સંકર્ષ જ્ઞાન થયું ગણાય છે.

આવી રીતે વસ્તુને સમજવાના, જાણવાના, બન્નેય પ્રકારમાં વસ્તુ અને બુદ્ધિમાંના વિજ્ઞાનાત્માના તાદ્રુપ્યની આવશ્યકતા છે. તેથી આત્માને જ સમજવાથી, તેનું સ્વરૂપ જાણતાં, સર્વ વસ્તુઓને ઓળખાય છે, એમ શ્રુતિનો બોધ છે. જુ. ગી. ૬. (૨૯–૩૧) જ્યોતિ. વિજ્ઞાન, વિશેષજ્ઞાન, વિના કોઇ વસ્તુનું બુદ્ધિમાં ગ્રહણ થાય નહીં, માટે સર્વ વસ્તુનો આત્મા વિજ્ઞાન જ છે. જ્યાં વિજ્ઞાનઆત્માને ઇશ્વરીભાવના સંકલ્પને અનુસરી ઇન્દ્રિયો દ્વારા કાર્ય કારણ સંઘાતના બંધનમાં વર્તવું પડે, ત્યાંજ સંસાર થાયછે. જ્યાં એ સ્વરૂપને જ અનુભવે અને સ્વતંત્ર થઇને પ્રવર્તે, ત્યાં એનો મોક્ષ. પણ એક જીવાત્માને સમજવાથી તો આવો એક માણસનો આત્મા જાણે તેટલીજ વસ્તુને જાણી શકાય. એક આત્માને જાણવાથી બધાય જીવો જાણે તેટલું બધું કેમ સમજાય? આ શંકાના ઉત્તરમાં યાજ્ઞવક્ય કહે છે કે, જે વસ્તુસ્થિતિ એકને અંગે છે, તેજ સર્વે જીવોને અંગે છે. પણ બધાય જીવોના આવા જ્ઞાનને ભેગાં કરતાં તો એમ જ કહેવું જોઇએ કે, બધાય જીવાત્માઓ સમજાય તોજ સર્વે વસ્તુઓ સમજાય. યાજ્ઞવલ્ક્યનો એના સંબંધનો ઉત્તર એવો છે કે, બધાય જીવાત્માઓ અનેક જૂદા જૂદા "નાના" નથી, પણ સ્વરૂપમાં સર્વે એક રસરૂપ છે, અને તે અદ્વૈત આત્માજ છે. તો એવી શંકા થશે કે, ત્યારે એક જીવ બધાય જીવોની ક્રિયાઓને કેમ કરતો નથી, કે તેમના બધાના જ્ઞાનને તે કેમ

મન એકલુંજ આશ્રય છે તેમ, સર્વે વિદ્યાઓનો હૃદય (વિજ્ઞાન) એકલુંજ આશ્રય છે તેમ, સર્વે કર્મોનો બે હાથ એકલાજ

---

જાણતો નથી ? આ શંકાના સમાધાનાર્થેજ યાજ્ઞવલ્કય ૭-૮-૯ મંત્રોમાં સમજાવે છે કે, આત્મા સર્વે જીવોમાં એકજ છે, છતાં જે કાળે જે વસ્તુરૂપ થઇ તેના તાદ્રુપ્યને-અભિમાનને પામીને એ પ્રવર્તેછે, તેનીજ વિશેષતાને તે જોઇ શકે છે, અને તે વખતે બીજાને એ જોઇ શકતો નથી, એવોજ આપણો અનુભવ છે. એટલે કે દુંદુભિનો નાદ સાંભળતી વખતે અન્ય કોઇ પણ સુરનું ગ્રહણ થતું નથી, તેજ પ્રમાણે જ્યારે આત્મા "કે" નામની વ્યક્તિ-જીવાત્માનો વ્યવહાર કરતો હોય ત્યારે, તેનીજ વિશેષતાને ધારણ કરીને તેનો વ્યવહાર કરતાં અન્યના વ્યવહારને એ જોતો નથી; (બૃહ. ૧.૫.૩.) છતાં, જેમ એ વ્યક્તિ વિશેષતાનો ઉપરામ થતાં અન્યનું ગ્રહણ કરી શકેછે, તેજ પ્રમાણે જીવાત્માની કામનામય વિશેષતાના વ્યવહાર વખતે આત્મા જે જાણી શકે નહીં, તે એવી કામનામય વિશેષતાનો ઉપરામ થતાં, જીવભાવ ગલિત થતાં, સમાન અને એક રસરૂપ કેવળ પ્રકાશાત્મક 'જ્ઞ' રૂપ આત્મા અદ્વૈતજ રહે છે. તે ત્યાં એ સર્વેને જાણે છે, છતાં બુદ્ધિની પેઠે જાણવાની ક્રિયા કરતો નથી, કારણ કે, અન્યનો ત્યાં અભાવ છે. જુવો. બૃ. ૪. ૩. ૨૩. જ્યારે એનો આવો સ્વભાવ સમજાય, ત્યારે જરૂર, સર્વે સમજાયજ છે. કારણ કે, સર્વે વસ્તુ ત્યારે એના સ્વભાવમાંજ લીન થઇ રહેલી છે. જ્યાં બીજી કોઇ વસ્તુ હોય ત્યાંજ તેવીનો આશ્રય કરીને અન્ય વસ્તુને એ પ્રકટ કરે, પણ જ્યાં સર્વ વિશેષતા શમીજ જાય, ત્યાં એવી સમાનતામાં તે અદ્વૈત સ્વરૂપે જ રહેછે. એવોજ આત્મભાવ અજ છે, એજ નિષ્કલ, નિશ્ચળ, સ્વયંપ્રકાશ 'જ્ઞ'સ્વરૂપ, આત્મા-બ્રહ્મ છે.

પાંચથી અગીઆરમા મંત્ર સુધી, બહારના વિસ્તારને સંકેલીને તેને આત્મમાં શમાવીને અભેદ સમજાવવાનો યાજ્ઞવલ્કયે પ્રયત્ન કર્યો છે. તેથી ઉલટી રીતે એકજ રસરૂપ સૈન્ધવ જેવા ઘનમાંથી જગતરૂપે વિસ્તરતો આત્મા વ્યવહારમાં ભિન્ન જણાતો છતાં વસ્તુતાએ તો એક રૂપેજછે, એમ સમજાવવા બાર, તેર, અને ચૌદમા મંત્રોનો મૈત્રેયીને ઉપદેશ કર્યોછે.

આશ્રય છે તેમ, સર્વે આનંદોનો ઉપસ્થ એકલુંજ આશ્રય છે તેમ, સર્વે વિસર્ગોનો ગુદા એકલીજ આશ્રય છે તેમ, સર્વે ગમનોનો પાદો એકલાજ આશ્રય છે તેમ, સર્વે વેદોને વાણી એકલીજ આશ્રય છે તેમ, એ મહદ્-આત્મા (સર્વેનો આશ્રય–પ્રતિષ્ઠા) છે.

(૧૨) જેમ મીઠાનો ગાંગડો પાણીમાં પડીને પાણીરૂપ થઇ ઓગળી જાય છે, અને કોઇ એને ઉંચકી શકતું નથી, પણ જ્યાંથી જ્યાંથી એ(એવા જળ)ને તે (ચાખે), ત્યાંથી તે ખારૂંજ (લાગે), તેજ પ્રમાણે અવશ્ય, હે મૈત્રેય, આ મહત્ ભૂત (મહદાત્મા), જે અનંતર (અંદર રહિત), અપાર (બહાર રહિત), (અને) કેવળ જ્ઞાન છે, તે આવાં ( ઉપાધિરૂપ ) ભૂતો દ્વારા ઉઠીને ( વિશેષ ભાવે પ્રતિબિંબની પેઠે પ્રકટ થઇને) તેમની જ સાથે (વિશિષ્ટાત્મભાવે–જીવભાવે) નાશ પામે છે. (એમ કાર્યકારણ સંઘાતરૂપ ભૂતોમાંથી) ગયા પછી, એને કાંઈ (ગુણાત્મક) સંજ્ઞાજ (રહેતી) નથી. અરે (મૈત્રેયિ) ! આ હું (પરમાર્થ સત્ય) કહું છું. એમ યાજ્ઞવલ્કયે કહ્યું.

(૧૩) એ મૈત્રેયીએ કહ્યું: હે ભગવન્, આટલોજ મને સંદેહ રહે છે, કે (ભૂતોમાંથી) ગયા પછી એને સંજ્ઞાજ નથી હોતી એમ (કેમ થાય ? ).

---

(૧૨) સર. છાંદો. ૬. ૧૩. ખંડ. કડ. ૪. (૬–૭). જુવો. બ્ર. સૂ. ૪. ૪. ૧૬.

(૧૩) સર. બૃ. ૪. ૫. ૧૫. ત્યાં આત્માના સ્વભાવનું પણ દર્શન કરાવ્યું છે. આ સર્વનાય જાણનારાને માટે વળી જુવો આત્મોપનિષત્ (૯, ૧૦). મૈત્રયીનો સંદેહ એવો છે કે, જો એને સંજ્ઞાજ ના રહે તો પછી એ 'છે' એમ પણ કેમ કહી શકાય ? એનો તો અભાવ-નાશજ થયો ગણાય. અને એમ થાય તો, એ અવિનાશી ના બને. સંજ્ઞા એટલે ગુણ વિશેષતા. અને બુદ્ધિ એવી સંજ્ઞા વગરની વસ્તુનું ગ્રહણ કરી શકતી નથી. તેથી, વિશેષનુંજ વસ્તુનું સત્વ ગણાયછે. યાજ્ઞવલ્ક્ય કહે

એમણે કહ્યું કે, અરે મૈત્રયિં, ખરે હું સંદેહવાળું નથીજ કહેતો. અથવા એ સમજવા માટે આટલુંજ બસ છે. (૧૪) જરૂર, જ્યાં દ્વૈત ( જુદી વસ્તુ ) જેવું કાંઈ હોય છે ત્યાંજ એક બીજાને સુંઘે છે, ત્યાં જ એક બીજાને જુવે છે, ત્યાં જ એક બીજાને સાંભળે છે, ત્યાંજ એક બીજાની જોડે વાત કરે છે; ત્યાંજ એક બીજાનું ચિંતન કરે છે, ત્યાંજ એક બીજાને ઓળખે છે. પણ, જ્યાં સર્વે એનું આત્માજ થયું, ત્યાં તે શી રીતે કોઈ કોઇને સુંઘે, ત્યાં શી રીતે કોઈ કોઇને જુવે, ત્યાં શી રીતે કોઈ કોઇને સાંભળે, ત્યાં શી રીતે કોઈ કોઈની સાથે વાત કરે, ત્યાં શી રીતે કોઈ કોઇનું ચિંતન

---

છે, કે એને સંજ્ઞાજ રહેતી નથી, તે સાંભળી મૈત્રેયીને આશ્ચર્ય લાગે છે. કારણ કે, ત્યારે, એ રહે છે એમ પણ કેમ કહેવાય ? યાજ્ઞવલ્કય એને પ્રતિજ્ઞા કરીને કહે છે કે, ત્યારે સંજ્ઞા રહિત છતાં એ 'છેજ' એમ હું અનુભવું છું. એનેજ ઋષિ પુનઃ સમજાવવાને પ્રયત્ન કરે છે અને કહેછે કે, સંજ્ઞાત્મક નામરૂપક્રિયાદિ જાણવાથી થતું જ્ઞાન તો જ્યાં જ્ઞેય વસ્તુ જ્ઞાતાથી ભેદવાળી હોય ત્યાંજ બની શકે. જ્યાં બધુંય માત્ર અભિન્ન, એકજ રસરૂપ અદ્વૈત તત્વ હોય ત્યાં એવી ભેદાત્મક સંજ્ઞા નાજ હોઇ શકે.

(૧૪) ગ્રહણ કરવામાં-જાણવામાં અત્યંત આવશ્યક કારણ તે કરણ. સર્વ વસ્તુઓના જ્ઞાનનું એવું કરણ તે ચિત્ત-બુદ્ધિ છે. કારણ કે, એ બુદ્ધિ-ચિત્ વિના એવી વસ્તુઓનું કદિ ગ્રહણ જ થાય નહીં, એટલે એમનું અસ્તિત્વ છે, એમ કહેવાયજ નહિં. પણ આવા બુદ્ધિ-ચિત્-રૂપી કરણ સુદ્ધાંતને પણ જાણનાર-પ્રકાશનાર જે આત્મા છે તેને કોણ જાણી શકે ? જે એવા કોઈ પણ જાણનારાની કલ્પના કરો, તે સર્વ બુદ્ધિ-ગ્રાહ્યજ થશે, અને એ બુદ્ધિનો જાણનાર, પ્રકાશનાર તો તેની પારનો આ આત્માજ રહેશે. તેથીજ એ આત્માને, ફૂટસ્થ પ્રજ્ઞને, જાણનારો બીજો કોઇ સંભવી શકે નહિ. એટલે એના પ્રદેશમાંથી તો મન સાથે વાણી પણ નિષ્ફળ થઈને પાછીજ પડે છે. જુવો તૈ. ૨. ૯. આદિ.

કરે, ત્યાં શી રીતે કોઈ કોઇને ઓળખે ? જેના વડેજ આ બધુંય જણાય છે, તેને તે (બીજા) શા વડે જાણી શકાય ? (સર્વનાય) જાણનારાને તે અરે ! કોણે જાણી શકાય ? એમ.

## પાંચમું બ્રાહ્મણ.

(૧) આ પૃથિવી સર્વે ભૂતોનું મધુ (આશ્રયાત્મક હેતુ) છે; સર્વે ભૂતો આ પૃથિવીને (અંગે) મધુ (છે). અને, જે આ

---

(૧) આ પાંચમા બ્રાહ્મણમાં શ્રુતિ કહે છે કે, વ્યક્ત બ્રહ્મની બધીય સૃષ્ટિ હેતુ ફળરૂપે અન્યોન્યાશ્રયી કાર્યાત્મક મધુરૂપ છે, તેથી તે સ્વતંત્ર સત્તાવાળું સદ્ નથી, માયિકજ છે. એવા જ્ઞેયનું 'જ્ઞ' રૂપ નિશ્ચલ અધિષ્ટાન તેજ આત્મા છે, જેને ઓળખતાં સર્વે ઓળખાય છે. વસ્તુમાત્રને પોતાનો આશ્રયજ પ્રિય હોય છે, કારણ કે, એનેજ આધારે એ જીવે છે. તેથી અહીં એવા આશ્રયને પ્રિય અથવા 'મધુ' કહ્યું છે.

જુવો બ્ર. સૂ. ૩. ૨. (૧૨) સર. ગૌડ. કા. ૩. ૧૨. તેજોમય એટલે જ્ઞાન-ચૈતન્યરૂપી તેજસ્ સ્વરૂપ છે જેનું એવો. આ મધુબ્રાહ્મણમાં વિશેષતાની ઉપાધિવાળુ સર્વ પર અને અપર જગત્-દેવતા, તન્માત્રાઓ, પ્રજાપતિઓ, મનુષ્યો, ભૂતો આદિ સર્વે અધિભૂત, અધિદૈવ, અધ્યાત્મ, એ સર્વે-કેવળ કાલ્પનિકજ છે, તેમજ તેમની વિશે રહેલો તદ્ તદ્ અભિમાની પુરૂષ પણ એવી વિશેષતાના ધર્મવાળો થવાથી એ પણ ભૂતો સાથે અન્યોન્યાશ્રયી થઇને કાર્યાત્મક મિથ્યા છે. એટલે એ સર્વે "મધુ" અર્થાત હેતુફલના સંઘાતમાં આશ્રયાત્મક કાર્યરૂપેજ છે, એમ શ્રુતિ સ્પષ્ટ કહે છે. "મધુ" એટલે અન્યોન્યાશ્રયી હેતુફળની પેઠે એક હોય તો જ બીજાનો સંભવ હોય એવો અપેક્ષાએ પ્રિય આશ્રય. મધુનો મૂળ અર્થ મધ છે, અને બીજો અર્થ સ્વાદિષ્ટ, પ્રિય છે. હવે મધને અર્થેજ માખીઓ મધપુડો બનાવે છે, અને મધપુડો હોય તોજ મધ બની શકે છે. એમ મધ અને પુડો અન્યોન્યાશ્રયી છે, અને તેમની પ્રેરક મધમાખી બેયથી જૂદી છે. તેવીજ રીતે વળી આવો અન્યોન્યાશ્રયત્વનો સંબંધ બતાવી ઉભય કાર્યોને પ્રેરકથી જૂદાં જ બતાવવા આવો "મધુ" ન્યાય શ્રુતિએ પ્રકટ કર્યો છે. એવાં હેતુ અને ફળ બેમાંથી એકકેય

પૃથિવીમાં તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે તેજોમય, અમૃતમય શારીર પુરૂષ છે તે, (પણ સર્વે ભૂતોનું મધુ છે). આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા

---

સ્થિર કે અજ એવું કારણ તરીકે સિદ્ધ થઇ શકતું નથી. કારણ કે, કારણ તે કાર્યના પહેલાંનુંજ હોવું જોઇએ, અને એવા પૂર્વભાવીમાંથી જ કાર્ય નિસરે તોજ અમુક પૂર્વભાવી તે કારણ, અને બીજા અન્વયીને તેનું કાર્ય કહી શકાય. પણ બે અન્યોન્યાશ્રયી વસ્તુઓમાં એક એવું કારણ, અને બીજું અમુક જ કાર્ય, એમ બની શકે નહીં. એનો સરળ દૃષ્ટાન્ત બીજાંકુર છે. જે બીજમાંથી અંકુર થાય છે, તેમાંથીજ પાછાં બીજ થાય છે. એમ કરતાં બીજ પહેલું, કે અંકુર પહેલું, એનો નિર્ણય કદિ થઇ શકશે નહીં. માટે, એવા અન્યોન્યાશ્રયી ધર્મવાળી બધીય વસ્તુઓ કાર્યરૂપેજ ગણાય છે. અને એ પરંપરા અનવસ્થાના દોષવાળી હોઇને એની પ્રતિષ્ઠા પણ હોઇ શકતી નથી. માટે તત્વશોધનમાં એ વસ્તુતા વગરની હોઈ કેવળ માયિકજ ગણાય છે. તેમજ આ સર્વ વિશેષતાવાળી વસ્તુઓ નાશવાન, અને કાલ્પનિકજ છે, એમ શ્રુતિએ પુનઃ પુનઃ આ મધુ બ્રાહ્મણમાં પ્રકટ કર્યું છે. પંચ મહાભૂતો ના હોય તો આ પ્રાણીઓ અને ભૂતોનું જગત ના સંભવે, તેમજ અધિદૈવ અને અધ્યાત્મ પુરૂષો ના હોય, તો તેમના પુનઃસંયોગે પ્રકટ થતાં પંચ મહાભુતો તથા ભૂતો પણ ના સંભવે. અને એ ભૂતો ના હોય તો, એમનો પણ આવિર્ભાવ-પ્રકાશ ના જ બને.

આ ઉપરાંત આવી માયિક વસ્તુઓ જેના આશ્રયે ઉઠે છે, અને શમે છે, તેવું આત્મતત્વ–બ્રહ્મ પણ શ્રુતિએ પ્રકટ કર્યું છે. અને જે આ કલ્પિત અને તેથી નાશવાન મધુ કારણકાર્યાત્મક વસ્તુઓ દેખાય છે, તે પરમાર્થતાએ તો પુરૂષ-આત્માજ છે. એમ, આ આત્મા તેજ સત્ય કારણતત્વ બ્રહ્મ છે; તેથી, આ આત્મા તેજ સર્વ છે. એનીજ યાજ્ઞવલ્કયે આગળ મૈત્રેયી સમક્ષ કરેલી પ્રતિજ્ઞા છે. ત્યારે જે સર્વે વિશેષતાવાળી વસ્તુઓ મધુ છે, તે નિર્વિશેષ આત્મા છે, એમ કેમ કહી શકાય ? તેનું સમાધાન તો સ્પષ્ટ એવું છે કે, આવી વસ્તુતા રહિત એટલેકે કલ્પિત વસ્તુનો વ્યવહાર હોયછે તેનેય સત્ય અધિષ્ઠાનતો અવશ્ય જોઇએજ, એવો

**છે. આ જ અમૃત છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે. (૨) આ જળો (आपः) સર્વે ભૂતોનું મધુ છે; આ સર્વે ભૂતો એવાં જળોનું**

---

આપણે વ્યવહાર અનુભવીએ છીએ. રજ્જુ વિના અંધારામાંય સર્પની ભ્રાન્તિ થતી નથી; છીપોલી વિના રજતની ભ્રાન્તિ પણ થતી નથી. ક્ષાર જમીન વિના મૃગજળની ભ્રાન્તિ થાય નહીં. માટે આ સર્વ કાલ્પનિક મિથ્યા-જગતને પણ અધિષ્ટાન તો જોઇએજ. એટલું તો બુદ્ધિગમ્ય છે. અને તેવું અનુમાન વ્યવહારમાં સત્ય જ્ઞાન પ્રકટ કરનારૂં મનાય છે. પણ એ અધિષ્ટાનનું સ્વરૂપ કેવું છે, તે સ્પષ્ટ રીતે બુદ્ધિગ્રાહ્ય નથી. એ અચિંત્ય છે. એવું જે અચિંત્ય પણ 'છે જ' એવું સત્વ આ સર્વ કલ્પિત જગતનું અધિષ્ઠાન છે. તેનેજ શ્રુતિ આત્મા-બ્રહ્મ-સર્વ એમ કરીને કહે છે. અને એ સદ્દેવતા 'જ્ઞ' રૂપે સર્વ કાલ્પનિક વ્યવહારને પ્રકાશી રહી તેને અસ્તિત્વ આપે છે, તેથી તે આત્મા આ સર્વ રૂપ છે. એનો અર્થ એવો છે, કે જેમ ભ્રાન્તિથી સર્પ જોયા છતાં વસ્તુતાએ તો આપણે રજ્જુ જ જોઇએ છીએ; એ દીઠેલો સર્પ રજ્જુજ છે. તેમજ આ કાલ્પનિક વસ્તુઓ જૂદી જૂદી જોઇએ છીએ, છતાં, વસ્તુતાએ તો તેમના અધિષ્ઠાન રૂપ એ અચિંત્ય આત્મા જ છે. તેથીજ તે સર્વ "આ"જ છે, એમ શ્રુતિએ અહીં ઉપદેશ કર્યો છે. વસ્તુતાએ એ આત્મતત્વ વિપરિત દેખાતા મધુરૂપે થયુંજ નથી. કારણ કે, વસ્તુતાએ એને મધુરૂપે થએલું માનતાં તો, અનવસ્થાનો દોષ આવશે. તેથી એની વ્યવસ્થા બુદ્ધિગ્રાહ્ય નહીંજ થાય. અને જે એ અધિષ્ઠાન રૂપે આત્મા છે તેનેજ શ્રુતિ બ્રહ્મ કહે છે. કારણ કે, બ્રહ્મનો અર્થ બૃહત, એટલે સર્વથી મ્હોટું અધિષ્ઠાન. અને એજ સર્વ મધુને ધારણ કરી રહેનારૂં છે. વળી આ આત્મા-બ્રહ્મ તે સર્વ છે, એમ કહેવાનો એવો પણ હેતુ છે કે, એ અદ્વૈત છે. એટલે એનાથી જૂદું કશું છે જ નહિ. તેથી એ સંખ્યાની પારનું છે; અને જે સંખ્યાની પારનું હોય તેજ સર્વ-કૃત્સ્ન કહેવાય છે. આવી રીતે જે કાર્યકારણના સંબંધની પારનું હોઇને બ્રહ્મ છે, અને સંખ્યાત્મક દિગ્ની પાર હોઇને સર્વ છે, તેજ દિગ્-કાલાતીત આત્મા છે, તેવો એ અચિંત્ય છે. આત્મા આવો કોઈ વસ્તુની સાથે જરાય સંબંધ-સ્પર્શ વગરનો છતાં, એના

મધુ છે. અને, આ આવાં જળોમાંનો તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, અને આ અધ્યાત્મે રેતસૂમાં જે તેજોમય, અમૃતમય,

---

સ્વભાવેજ સર્વે ઉપાધિયોનું એ અધિષ્ઠાન બનીને તેમને જાણે ધારણ કરનાર છે, તેથી ઘણી વખત વામદેવ જેવાએ "હું મનુ થયો", "હું આદિત્ય થયો", ઇત્યાદિ; તથા શ્રી કૃષ્ણ જેવાએ 'હું ક્રતુ છું', 'હું યજ્ઞ છું,' 'હું જગતનો પિતા છું', 'હું કોઇને પાપ આપતો નથી' ઇત્યાદિ કહ્યું છે, ત્યાં તેવી ઉપાધિરૂપેજ આત્મા વ્યવહારમાં લોકને જણાયો માટે એમ કહ્યું છે. આજ એ બ્રહ્મવેત્તાના વાક્યોનું હાર્દ છે; અને એવોજ શ્રુતિનો અર્થ છે. એ જો વસ્તુતાએ જૂદા રૂપે છે એમ શ્રુતિનો અભિપ્રાય ગણીએ તો, વારંવાર શ્રુતિએ આત્માને અજ, નિષ્કલ, અચિંત્ય, અજન્માદિ કરીને કહ્યો છે, તેની સાથે વિરોધજ આવશે. કારણકે, અજ જન્મે નહીંજ. જુવો કઠ. ૨. ૧૮. અને વળી, જો એવું જૂદુ દેખાતું રૂપ પરમાર્થતાએ હોયજ, તો તેનો નાશ પણ નાજ થાય. "नाभावो विद्यते सतः" અને જે એક વખત વસ્તુતાએ હોયજ નહિ, તેવું નવું કદિ થાય પણ નહીંજ. "नासतो विद्यते भावो" એમ ગીતાનો ૨. ૧૬. માં શ્રીકૃષ્ણનો, અને તે અનુસાર થતો આપણો પોતાનો સ્પષ્ટ અનુભવ એવી ધારણાની વિરૂદ્ધ જશે. માટે શ્રુતિએ કરેલો આવો બ્રહ્મનિર્દેશ યથાર્થજ છે, કે મધુ કાલ્પનિક, માયિકજ છે. અને તેની પાર રહેલું તેનું અધિષ્ઠાન એકલુંજ "આત્મા, બ્રહ્મ, સર્વ છે." અને એજ પરમાર્થ સત્ય છે. સર. બૃ. ૧. ૪. ૭. સર. છાંદો. ૮. ૧. ૫. જ્યોતિ. સર બૃ. ૩. ૭. બ્રાહ્મણમાંનું અંતર્યામીત્વ.

જુવો શાંકરભાષ્ય "अतो अवगम्यते परस्परोपकार्योपकारकभावात् सत्यस्यैवकस्य आत्मनः अंशौ एतौ इति ।" अन्योन्याश्रयिनौ. બૃ. ૫.૫.૨.

સર. કેન્ટમાંથી "Affinity of phenominal forms is possible only through the synthetic unity of apperception i. e. through the knowing subject." Cri. Pure Reason.

સદ્દેવતાએ તપવડે જળ, તેજ, અને પૃથ્વી કાઢ્યાં, અને તેમાંજ એમણે જીવભાવે પ્રવેશ કર્યો, અને એ પ્રમાણે પ્રકટ થએલી ગુણાત્મક પ્રકૃતિથી સર્વ સૃષ્ટિની થતી ઉત્પત્તિ છાંદો. ૬. (૨. ૩.)

પુરૂષ છે તે, (બેય ભૂતોનું મધુ છે). આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે. (૩) આ અગ્નિ સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ અગ્નિનું મધુ છે. અને, જે આ એવા અગ્નિમાં તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે વાઙ્ગ્મય, તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, (મધુ છે). આ(પુરૂષ)જ એવો છે કે, જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે. (૪) આ વાયુ સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ એવા વાયુનું મધુ છે. અને, જે આ એવા વાયુમાં તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે પ્રાણરૂપ, તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, (મધુ છે). આ (પુરૂષ) જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે.

(૫) આ આદિત્ય સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ આદિત્યનું મધુ છે. અને, જે એવા આદિત્યમાં તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, અને જે અધ્યાત્મે ચક્ષુરૂપ તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, (મધુ છે). આ (પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આજ બ્રહ્મ છે, આ જ સર્વ છે. (૬) આ દિશાઓ સર્વે ભૂતોનું મધુ છે;

---

ખંડોમાં શ્રુતિએ બતાવી છે. એવી પ્રત્યેક સૃષ્ટિનું અંગ, અને તેમાં તદભિમાની થઈને જીવભાવે પેઠેલો સદ્દેવતા એ બે અન્યોન્યાશ્રયી છે, એવા સત્યનું આ મધુબ્રાહ્મણમાં પ્રત્યેક અંગ લેઈને શ્રુતિ સ્પષ્ટાકરણ કરે છે, અને છેલ્લા મંત્ર(૧૫)માં તો હિરણ્યઅભિમાની અને અધ્યાત્મે વિજ્ઞાનાભિમાની ઊભય અન્યોન્યાશ્રયીજ છે એમ પણ સ્પષ્ટ કહી દેછે. તેમનું અભયરૂપ નિર્વિકલ્પ આત્મતત્વ એકલુંજ સત્ય છે. છતાં તે માયાવી રૂપે રૂપે પ્રતિરૂપ થાય છે. એમ માયાનો પૂર્ણ પ્રભાવ પ્રકટ કરીને આવા મધુજ્ઞાનનો ઇતિહાસ પણ મંત્ર ૧૬-૧૯માં આપે છે.

સર્વે ભૂતો આ દિશાઓનું મધુ છે. અને, જે એવી દિશાઓમાં તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે શ્રોત્રરૂપ લક્ષ્યથી સાંભળનાર, તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, (મધુ છે). આ (પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે. (૭) આ ચંદ્ર સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ ચંદ્રનું મધુ છે. અને, જે આ ચંદ્રમાં તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે મનરૂપ તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, (મધુ છે). આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે. (૯) આ ગર્જના સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ ગર્જનાનું મધુ છે. અને, જે આ ગર્જનામાં તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે શબ્દરૂપ (સ્વરની અંદરનો) તેજોમય, અમૃતમય પુરૂષ છે, તે (મધુ છે). આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે. (૯) આ વિદ્યુત્ (વીજળી) સર્વે ભૂતોનું મધુ છે; સર્વ ભૂતો આ વિદ્યુત્નું મધુ છે. અને, જે આ વિદ્યુત્માં તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે તૈજસ તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, (મધુ છે). આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે.

(૧૦) આ આકાશ સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ આકાશનું મધુ છે. અને, જે આ એવા આકાશમાં તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે, હૃદાકાશનો તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, (ભૂતોનું મધુ છે). આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે.

(૧૧) આ ધર્મ(ક્રિયા) સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ ધર્મનું મધુ છે. અને, જે આ એવા ધર્મમાં તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે ધર્મ સંબંધી (ધાર્મઃ) તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, (મધુ) છે. આ (પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આજ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે. (૧૨) આ સત્ય સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ સત્યનું મધુ છે. અને, જે આ એવા સત્યમાં તેજામય અમૃતમય પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે સત્ય સંબંધી (સાત્ય) તેજોમય, અમૃતમય, પુરૂષ છે તે, (મધુ છે). આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે.

(૧૩) આ માનુષ (મનવાળું પ્રાણીવર્ગ) સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભૂતો આ મનુષ્યનું મધુ છે. અને, જે આ આવા માનુષમાં તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, અને જે આ અધ્યાત્મે માનુષનો તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, (મધુ છે.) આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આજ બ્રહ્મ છે, આજ સર્વ છે. (૧૪) આ આત્મા (મનુષ્ય વર્ગનો જીવાત્મા) સર્વે ભૂતોનું મધુ છે; સર્વે ભુતો આ આત્માનું મધુ છે. અને, જે આ એવા આત્મામાં તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, અને જે અધ્યાત્મે માનુષનો તેજોમય, અમૃતમય પુરૂષ છે તે, (મધુ છે). આ(પુરૂષ)જ એવો છે, કે જે આ આત્મા છે. આ જ અમર છે, આ જ બ્રહ્મ છે, આ જ સર્વ છે.

(૧૫) જરૂર, એવો આ (જે અમર છે, બ્રહ્મ છે, સર્વ છે

---

(૧૫.) સર. છાંદો. ૭. ૧૫. (૧–૪.) રથચક્રની નાભિ અને નેમિ–વાટ, એ બન્નેની મર્યાદાની વચ્ચેજ સંકળાયલા આરાઓને એ આત્માઓની વચ્ચે ફરી રહેલા-ચલાયમાન જગતની, સૃષ્ટિની, સાથે સર·

તે) આત્મા સર્વે ભૂતોનો અધિપતિ છે, સર્વે ભૂતોનો રાજા છે. એટલે જેમ રથની નાભિમાં (નાયડીમાં), અને રથની વાટમાં

---

ખાવવામાં શ્રુતિએ અત્યંત સુંદર અને સંપૂર્ણ ઉપમા યોજી છે. ચક્રનું મધ્યબિન્દુ-નાભિ તે વિરાડાભિમાની ઇશ્વર, સર્વાત્મરૂપ અધિષ્ઠાન, હિરણ્યગર્ભ. અને વધુ વેગથી ફરતી ચક્રની નેમિ-વાટ તે શરીરાભિમાની જીવ ભાવ છે. આ જીવ અને ઇશ્વર એવા ભોગાર્થે જૂદા જણાતા ભાવો પ્રકટ થતાં તેમના અભિમાને થએલી આ ભોજ્યસૃષ્ટિ, એ બન્ને મર્યાદાની વચ્ચેજ ફરી, પ્રકાશી, રહીછે. એ બેય જીવેશ્વરના સંકલ્પો, વિકારો, ચલિત છે. માત્ર જીવના સંકલ્પો વધારે ચળેછે, ત્યારે ઇશ્વરના સંકલ્પો બ્રહ્માના વર્ષે વર્ષેજ ચળે છે; અને તે વખત દરમીયાન બાહ્યસૃષ્ટિ કે જેના આઘાતથી જીવાત્માની સૃષ્ટિમાં પ્રત્યાઘાત થતાં મનુષ્યને બાહ્યસૃષ્ટિનું જ્ઞાન થાય છે, તે બાહ્યસૃષ્ટિ અમુક નિશ્ચિત પરિસ્થિતિમાં, એકજ ઇશ્વરી સંકલ્પને અધીન થઇ સદા નિયમાનુસારજ વર્તે છે. વળી પ્રાણીનું મન પણ બ્રહ્માનોજ સંકલ્પ છે. એટલે એના ઉપર થતા બહારના આઘાતનો (બાહ્યકરણનો) પ્રત્યાઘાત (અંતઃકરણ) પણ, એ બ્રહ્માના વર્ષમાં એના નિશ્ચિત સંકલ્પરૂપેજ થતો હોવાથી નિયમિતજ રહે છે. જ્યાં પ્રાણીની ક્રિયાથી વસ્તુની પરિસ્થિતિ બદલાય, ત્યાંજ બ્રહ્માના નિયમાનુસાર એવી પરિસ્થિતિમાં પ્રાણીને થતું દર્શન પણ બદલાય. આજકારણથી શ્રુતિએ આ ઇશ્વર અને જીવાત્માને એકજ શરીરરૂપી વૃક્ષમાં બન્નેય માયા અને અવિદ્યાની ઉપાધિવાળાં હોઇને સમાન પક્ષી તરીકે વર્ણવ્યાં છે, અને તેમને **सयुजा**-જોડેજ રહેનારાં એટલે અન્યોન્યાશ્રયીજ કહ્યાં છે. ઇશ્વર જગતનો પ્રેરક-પ્રકાશક છે, અને જીવ સુખી દુખી થયા કરે છે. જુવો મું. ૩. ૧. ૩. કઠ. ૩. ૧. બૃ. ૪. ૩. ૧૧. આ બન્ને જૂદાં જેવાં દેખાય છે, છતાં એક બીજાનું અન્યોન્યાશ્રયી -મધુ હોઇને બન્ને એકજ રૂપછે. જુવો કોષી. ૩.(૭.૯.) કારણ કે, જ્યાં સુધી મનુષ્યનું મન છે, ત્યાં સુધીજ ઇશ્વરના અસ્તિત્વની પ્રતિતિ છે. કારણ કે વ્યવહારમાં જેનું આપણને જ્ઞાન થાય, જેનું બુદ્ધિમાં ગ્રહણ થાય, તેનેજ આપણે 'છે' એમ માનીએ છીએ. એટલે જો એવું મન ન હોય તો ઇશ્વર હોય નહીં. પણ મન એ પણ ઇશ્વરના સંકલ્પનુંજ કાર્ય છે.

બધા આરાઓ પરોવીને નુંધેલા હોય છે તેજ પ્રમાણે, આ આત્મામાં સર્વે ભૂતો, સર્વે દેવો, સર્વે લોકો, સર્વે પ્રાણો, સર્વે આ (જૂદા જૂદા દેખાતા) જીવાત્માઓ સંકળાયલા છે.

---

તેથી, એ ઇશ્વરના અભાવે મન પણ સંભવિ શકે નહીં. એમ ઇશ્વર અને મનુષ્યાત્મા પરસ્પર આશ્રયી છે; તેથી તે હેતુ-ફળ ન્યાયે પરમાર્થ દૃષ્ટિએ વ્યવસ્થિત નથી. માયિક વ્યવહારમાંજ આ ઉભયનું અસ્તિત્વ છે. પણ આવો ચલિત, અસ્થિર પણ વ્યવહાર દેખાય તો છે; તેથી તેનું અધિષ્ઠાન તો હોવુંજ જોઇએ; એટલું અનુમાન તો બુદ્ધિગમ્ય છે, તે આપણે આગળ જોઇ ગયા છીએ. એવું એ અધિષ્ઠાનજ પરમાર્થતાએ 'છે.' અને એનોજ આશ્રય કરીને જીવ અને ઇશ્વરના આવિર્ભાવો, વિકારો સૃષ્ટિને સૃજે છે, અને ભાગેછે. તેથીજ એ આત્માને શ્રુતિએ સર્વે ભૂતોનો અધિપતિ રાજા, કહ્યો છે. જુવો ગીતા ૬. (૨૯-૩૧) જ્યોતિ.

આ પ્રમાણે આપણે જોયું કે, જે વસ્તુ આપણે વ્યવહારમાં બુદ્ધિથી ગ્રહણ કરીએ નહીં, તે છે નહીં, એમજ માનીએ છીએ. એટલે બાહ્યસૃષ્ટિની હયાતીને માટે મન એજ સર્વ જગતનું આશ્રય-કારણ છે. આમ છતાં, વ્યવહારમાં આપણી ઇચ્છા પ્રમાણે બાહ્યની સૃષ્ટિ આંતરિક પરિસ્થિતિ ફેરવ્યા સિવાય-મેસમેરીઝમ જેવા કોઇ પ્રયોગો વિના-આપણે ફેરવી શકતા નથી. એટલે કે એ સૃષ્ટિ ઇશ્વરના સંકલ્પનીજ મર્યાદામાં રહે છે. એટલે કે આવો ઇશ્વરનો સંકલ્પ, અને આપણું અંતઃકરણ, એવી બેજ જગતની મર્યાદાઓ છે. અને તેમની વચમાં આવા ચલિત જગતની ઘટમાળ ફર્યા જાય છે. આ સત્યનું નિરૂપણ આ મધુ બ્રાહ્મણમાં સ્પષ્ટ કરી બતાવ્યું છે. અને તેનો ઉપસંહાર શ્રુતિએ આવી સુંદર ઉપમાથી અહીં કરી લીધો છે.

મધુરૂપી પ્રત્યક્ તેમજ મહદ્ આત્માઓ, અને તેમના જગતનું અધિષ્ઠાન અનુમાન ગમ્ય છે એમ કહ્યું. તે પ્રત્યક્ષ અનુભવગમ્ય પણ છે. આ અનુભવ નિર્વિકલ્પ સમાધિમાં યોગીઓને થાય છે, તે આપણે શબ્દપ્રમાણથી જાણીએ છીએ. અને આવી રીતે સમાધિયોગ થતાં આપણે પોતે પણ એને અનુભવી શકીએ છીએ.

(૧૬) ખરે, અથર્વણ ગોત્રના દધીચે બે અશ્વિનિ કુમારોને કહ્યું હતું તે જ આ 'મધુજ્ઞાન' છે. એવી એ ( ઉપદેશની ક્રિયા )ને જોનારા ( મંત્રદૃષ્ટા ) ઋષિ બોલ્યા હતા કેઃ " હે મનુષ્યો ! (સાધારણ લોભી માણસોના જેવાજ અશ્વિનિકુમારો ! ) લાભને અર્થે તમોએ કરેલી આવી ક્રૂર ક્રિયાને હું, પર્જન્ય જેમ વૃષ્ટિને પ્રકટ કરે તેમ, ઉઘાડી કરી દઉં છું. દધીચે તમને બેને ઘોડાના માથા વડે જે આવા (કક્ષ્ય ગૂઢ–છુપા) મધુ જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો તેને. "

(૧૭) આથર્વણ દધીચે અશ્વિનિકુમારોને શિખવાડયું હતું તેજ ખરે આ 'મધુજ્ઞાન' છે. એવી તે ક્રિયાને જોનારા (મંત્ર) દ્રષ્ટા ઋષિએ કહ્યું હતું કે, " હે અશ્વિનિકુમારો,

---

શ્રુતિનો આવો પરમાર્થ તત્વનો બોધ, તથા સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનો બોધ પરમ સત્યજ છે. કારણ કે, આપણે પોતેજ યોગ પ્રક્રિયામાં પ્રવર્તતાં બુદ્ધિને સ્થિર કરી નિર્મળ અંતઃકરણદ્વારા આવા પ્રત્યેક સત્યનો પ્રત્યક્ષ અનુભવ કરી શકીએ છીએ. અને આવા સ્થિર અને નિશ્ચય અનુભવે થયેલી બુદ્ધિ પછી તર્કવિતર્કોથી ડગતી નથી. જુવો. ગૌ. કા. ૩. ૧૨. યો. સૂ. ૪. ( ૩૦ થી ૩૪ ).

ઉપરની અમારી દૃષ્ટિને સમર્થન કરતાં કૌષીતકિ શ્રુતિ કહે છે કે, " तद् यथा रथस्यारेषु नेमिरर्पिता, नाभावरा अर्पिता, एवमेवैता भूतमात्राः प्रज्ञामात्रास्वर्पिताः, प्रज्ञामात्राः प्राणेऽर्पिताः, एष प्राण एव प्रज्ञात्मा. " કૌષી. ૩. ૯. જુવો. બૃ. ૩. ૮. ૯.

(૧૬.) ક્રૂરક્રિયા તે ગુરૂ દધ્યં-દધીચનુ માથુ કાપીને, તેમના ધડ ઉપર ઇન્દ્રની પ્રતિજ્ઞાનું અનિષ્ઠ પરિણામ ઉગારી લેવા સારૂં અશ્વનું માથુ મુકીનેય મધુવિદ્યા જાણી લેવાની સ્વાર્થી યુક્તિ. આ મંત્ર ઋ. સં. ૧. ૧૧૬. ૧૨ મો છે. અશ્વિનીકુમારોનું અભેદ્ય જોડુ, તે મધુવિદ્યાના અભેદ્ય અને અન્યોન્યાશ્રયી કાર્યકારણ સંઘાતનુંજ સ્પષ્ટ સૂચન કરે છે.

(૧૭.) આ મંત્ર ઋ. સં, ૧. ૧૧૭. ૨૨ મો છે.

તમે આથર્વણ દધીચને ઘોડાનું શિર મુકી આપ્યું, (એટલે) પોતાની પ્રતિજ્ઞા પાળીને તેણે તમને મધુનો બોધ કર્યો હતો. હે શત્રુઓને જીતનાર અશ્વિનો ! એણે (પ્રવર્ગ્ય કર્મના) 'ત્વાષ્ટ્ર'નો, તેમજ 'કક્ષ' (પરમાત્મા સંબંધી ગૂઢ) જ્ઞાનનો પણ તમને બોધ કર્યો હતો."

(૧૮) આથર્વણ દધીચે અશ્વિનિકુમારોને શિખવાડયું હતું તે જ ખરે, આ મધુ જ્ઞાન છે. એવી તે ક્રિયાને જોનારા(મંત્ર) દૃષ્ટા ઋષિએ કહ્યું હતું કે, "બે પગવાળાનાં પુરાણ શરીર કર્યાં, (અને) ચાર પગવાળાં(ભુતો)નાં પુરાણ શરીર કર્યાં. પ્રથમ પક્ષી (લિંગદેહી) થઇને, એ પુરાણ શરીરોમાં પુરૂષે પ્રવેશ કર્યો." ખરે, એવો એ પુરૂષ આ સર્વે પુરોમાં –શરીરોમાં તેમને પૂરીને સૂતેલો છે, (તેથી એ પુરૂષ કહેવાય છે.) એનાથી અનાવૃત–અવ્યાપ્ત–પૂર્યાવગરનું એવું કશુંય નથી. એનાથી ઓતપ્રોત નહીં થએલું એવું કશુંય નથી.

(૧૯) આથર્વણ દધીચે અશ્વિવિકુમારોને શિખવાડયું હતું તે આ જ મધુજ્ઞાન છે. એવી તે ક્રિયાને જોનારા ઋષિએ કહ્યું હતું કેઃ "રૂપે રૂપે (શરીરે, શરીરે) તે પુરૂષ પ્રતિરૂપ (પ્રતિબિંબ) થયો, તે એના (પોતાના) સ્વરૂપને પ્રતિબિંબથી જોવાને માટે. ઈન્દ્ર (પરમેશ્વર) વિવિધ માયાઓ (માયિક દેખાવો) વડે અનેક રૂપોને પામે છે, કારણ કે,

---

(૧૮) પુરાણના અર્થ માટે જુઓ. કઠ. ૨. ૧૨.

(૧૯) ઇન્દ્રને માટે જુવો ઐત૦ ૩. ૧૩. અને બૃહ. ૪. ૨. ૨. કઠો ૫. ૧૨. વૃદ્ધિ માટે સર. છાં. ૭. ૨૬. ૨. 'આ (પુરૂષ)જ ઇન્દ્રિયો છે' તેને માટે જુવો બૃ. ૧. ૫. ૨૧; ૩. ૯. ૨. જુવો બ્ર. સૂ. ૩. ૨. (૧૮ થી ૨૧), તથા બ્ર. સૂ. ૨. ૧. ૧૪.

"રૂપે રૂપે" વાળો મંત્ર. ઋ. સં. ૬. ૪૭. ૧૮. મો છે.

એણે (રથની પેઠે શરીરને) સો અને દશ ઇન્દ્રિયો (મનને હરણ કરીને બહાર ખેંચી જાય તેથી **हरयः**) જોડી છે. જરૂર, આ(પુરૂષ) જ ઇન્દ્રિયો છે. આ જ દશ, અને કેટલાય સહસ્ર, અને અનંત (વૃત્તિઓ) છે. આ જ તે બ્રહ્મ છે, એ અપૂર્વ (કારણ રહિત) છે, અનપર (કાર્ય રહિત) છે, અનંતર (વચગાળેય વિકાર રહિત) છે, એનાથી બહાર એવું કશુંય નથી (**अबाह्य** છે). આ (પ્રત્યગ્) આત્મા બ્રહ્મ છે, (એ) સર્વેને (દ્રષ્ટા, શ્રોતા, મંતા રૂપે) અનુભવનાર છે. એમ (વેદાન્તનો) ઉપદેશ છે.

---

## છઠ્ઠું બ્રાહ્મણ.

(૧) હવે (બ્રહ્મવેત્તાઓનો) વંશ (કહેવાય છે). પૌતિમાષ્ય (શિષ્ય) ગૌપવન(ગુરૂ)થી થયા. ગૌપવન પૌતિમાષ્યથી. પૌતિમાષ્ય ગૌપવનથી. ગૌપવન કૌશિકથી. કૌશિક કૌણ્ડિન્યથી. કૌણ્ડિન્ય શાંણ્ડિલ્યથી. શાણ્ડિલ્ય કૌશિક અને ગૌતમથી. ગૌતમ (મૂળ વંશ સ્થાપક હતા). (૨) અગ્નિવેશ્યથી (ઉપરનો વંશ). અગ્નિવેશ્ય શાણ્ડલ્ય અને અનભિમ્લાતથી. અનભિમ્લાત આનભિમ્લાતથી. આનભિમ્લાત આનભિમ્લાતથી. આનભિમ્લાત ગૌતમથી. ગૌતમ સૈતવ અને પ્રાચીનયોગ્યોથી. સૈતવ અને પ્રાચીનયોગ્ય પારાશર્યથી. પારાશર્ય ભારદ્વાજથી. ભારદ્વાજ તે ભારદ્વાજ અને ગૌતમથી. ગૌતમ ભારદ્વાજથી. ભારદ્વાજ પારાશર્યથી. પારાશર્ય વૈજવાપાયનથી. વૈજવાપાયન કૌશકાયનિથી. કૌશિકાયનિ (વંશસ્થા-

---

(૧) બ્રહ્મવેત્તાઓના વંશ આજ ઉપનિષદમાં ત્રણ વખત કહેવામાં આવ્યા છે. બીજાઓ માટે જુવો. બૃ. ૪. ૬. બ્રાહ્મણ, અને બૃ. ૬. ૫. મું બ્રાહ્મણ. ગાયત્રી મંત્રના દ્દષ્ટાઓની વંશાવળી માટે જુવો. બૃ. ૬. ૩. (૭-૧૨.)

૫૬ હતા) (૩) ઘૃતકૌશિકથીઃ ઘૃતકૌશિક (શિષ્ય)પારાશર્યાયણ-(ગુરૂ)થી.પારાશર્યાયણ પારાશર્યથી. પારાશર્ય જાતૂકર્ણ્યથી. જાતુકર્ણ્ય આસુરાયણથી અને યાસ્કથી.આસુરાયણ અને યાસ્ક ત્રૈવણિથી. ત્રૈવણિ ઔપજન્ધનિથી. ઔપજન્ધનિ આસુરિથી. આસુરિ ભારદ્વાજથી. ભારદ્વાજ આત્રેયથી. આત્રેય માંટિથી. માંટિ ગૌતમથી. ગૌતમ ગૌતમથી. ગૌતમ વાત્સ્યથી. વાસ્ત્ય શાંડિલ્યથી. શાંડિલ્ય કૈશોર્યકાપ્યથી. કૈશોર્યકાપ્ય કુમારહારિતથી. કુમારહારિત ગાલવથી. ગાલવ વિદર્ભી કૌંડિન્યથી. વિદર્ભીકૌંડિન્ય બાભ્રવ વત્સનપાતથી. બાભ્રવ વત્સનપાત સૌભરપથથી. સૌભરપાન્ય આંગિરસ અયાસ્યથી. આંગિરસ અયાસ્ય આભૂતિ ત્વાષ્ટ્રથી. આભૂતિ ત્વાષ્ટ્ર વિશ્વરૂપ ત્વાષ્ટ્રથી. વિશ્વરૂપત્વાષ્ટ્ર અશ્વિનોથી. અશ્વિનૌ આથર્વણ દધ્યંથી. આથર્વણ દધ્યં-દધીચ દૈવઅથર્વણથી. દૈવઅથર્વણ પ્રાધ્વંસન મૃત્યુથી. પ્રાધ્વંસન મૃત્યુ પ્રધ્વંસનથી. પ્રધ્વંસન એકર્ષિથી. એકર્ષિ વિપ્રચિત્તિથી. વિપ્રચિત્તિ વ્યષ્ટિથી. વ્યષ્ટિ સનારૂથી. સનારૂ સનાતનથી. સનાતન સનગથી. સનગ પરમેષ્ઠિથી. પરમેષ્ઠિ બ્રહ્મથી. બ્રહ્મ સ્વયંભુ છે. (એવા સ્વયંભુ) બ્રહ્મને નમસ્કાર છે.

---

## અધ્યાય ત્રીજો.

### પહેલું બ્રાહ્મણ.

(૧) ૐ. પ્રસિદ્ધ વિદેહ (વંશના) જનક રાજાએ બહુ

---

આ બ્રાહ્મણમાં શ્રુતિનો એવો મુખ્ય ઉપદેશ છે, કે યજ્ઞનું ફળ માત્ર પરલોક મેળવવાનુંજ છે. એનાથી પરબ્રહ્મ—આત્મા—ની પ્રાપ્તિ નથી, છતાં શાસ્ત્રવિધિએ કરાતાં કર્મ જ્ઞાન માર્ગમાં દોરે છે ખરાં. શાસ્ત્રવિહિત કર્મનું ફળ જ્ઞાન છે, મોક્ષ નથી. મોક્ષ તો જ્ઞાનનુંજ પરિણામ છે.

(૧) મેક્ષમુલર. "સામશ્રવા" શબ્દ યાજ્ઞવલ્ક્યને લગાડે છે, તે યોગ્ય નથી. કારણ કે "સામશ્રવા" સામશ્રવા, સામશ્રવા, પ્લુત કરીને ત્રણ

દક્ષિણ (નામના) યજ્ઞથી (દેવતાઓનું) યજન કર્યું હતું. ત્યાં કુરૂ અને પંચાળ(દેશો)ના વિદ્વાન બ્રાહ્મણો ભેગા થયા હતા. એ જનકવૈદેહને જાણવાની એવી જીજ્ઞાસા થઇ કે, આ (બધા) બ્રાહ્મણોમાંથી ઉત્તમ બ્રહ્મિષ્ઠ (બ્રહ્મજ્ઞ) કોણ હશે ? એટલે, તેણે સહસ્ર ગાયોને ભેગી કરી, અને તે દરેકને બન્ને શિંગડે(મળીને)દશ દશ પાદો (સોના મ્હોરો) બાંધ્યા. (૨) એણે (જનકે) તે બ્રાહ્મણોને કહ્યું કે, ભગવાન, તમા-

---

વખત વાપર્યો છે. તેથી, શિષ્યને દૂરથી નામ દઇને બોલાવવાને અર્થેજ એ શબ્દ વાપર્યો છે, અને, તે શિષ્યનુંજ નામ છે. યાજ્ઞવલ્કય યજુર્વેદીય ગણાય છે, છતાં સામનો પણ એ ઉપદેશ કરતા, એટલે એ ચારેય વેદના પ્રપાઠક હતા. બહુ દક્ષિણ યજ્ઞ એટલે જેમાં મોટી દક્ષિણાઓ અપાય છે એવો યજ્ઞ.

(૨) અશ્વલ વૈદેહનો હોતા છે. એટલે તેને માત્ર યજ્ઞયાગાદિનુંજ જ્ઞાન છે. એના પ્રશ્નોમાં પણ એજ યજ્ઞના સંબંધી હકીકત એણે પૂછી છે. આવા પ્રશ્નોત્તર દ્વારા શ્રુતિ અહીં યજ્ઞ અને તેના અંગોનાં ફળને પ્રકટ કરે છે.

બ્રાહ્મણોને ક્રોધ ચઢયો કે, તેં વિનયનો ભંગ કર્યો. કારણ કે, 'હું' બ્રહ્મિષ્ઠ છું એમ માનીને તું ગર્વિષ્ઠ કેમ થયો ? સાધારણ રીતે સભામાં એવો ગર્વ અવિનય ગણાય છે. પણ જ્યાં સત્યનું નિરૂપણ કરવાની જરૂરજ હોય, ત્યાં સત્યને અર્થે એવો સ્વીકાર કરવામાં અવિનય નથી, એવું બાજું ઉચ્ચ કોટિનું વ્યવહારસૂત્ર પણ આ બ્રાહ્મણો વિસરી ગયા. તેવા પ્રસંગમાં સત્યને અર્થે એવું વર્તન અયોગ્ય નથી, એવો શ્રુતિનો પણ સ્વીકાર છે. જુવો છાં. ૭. ૧૬. ૪. આવા વર્તનમાં તેથી જરાય ગર્વ નથી, એવી વસ્તુ સ્પષ્ટ કરવાજ યાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યો કે, ના, ના. બ્રહ્મજ્ઞ થવાનો મને જરાય ગર્વ નથી. બ્રહ્મજ્ઞ તો અમને સદા સન્માનનેજ યોગ્ય છે, તેને તો અમે નમસ્કારજ કરીએ છીએ. પણ શું કરૂં ! મારે ગાયો અને ધન જોઇતું હતું, તેથીજ આવી રીતે મારે પ્રકટ થવું પડયું. બ્રહ્મજ્ઞના વિનયને છાજે એવોજ આ સુંદર ઉત્તર છે. અજ્ઞાની બ્રાહ્મણોની ઇર્ષા એથી પણ શાન્ત નાજ થઇ, જેના પરિણામે જગ-

રામાં જે બ્રહ્મિષ્ઠ (બ્રહ્મજ્ઞ) હોય તે આ ગાયોને લેઇ જાઓ. તે બ્રાહ્મણોએ તેમને લેવાની હિમ્મત કરી નહીં. ત્યારે

---

ત્તના ઉપર યાજ્ઞવલ્કયે આવો ઉપદેશ આપી મહાન્ ઉપકાર કર્યો. આમ અનિષ્ટમાંથીય ઇશ્વર અર્થને સાધી લે છે. વખતે આ વૃત્તાન્ત ઐતિહાસિકના કરતાં સાહિત્યની કળાના અંગનો વધારે હશે.

બ્રહ્મજ્ઞને સર્વજ્ઞ સમજીનેજ યજ્ઞાદિના અંગના પણ આવા પ્રશ્નો પૃછાયા હશે એમ સમજાય છે.

આ મંત્રોમાં મૃત્યુ અને તેનાં કારણોને સ્પષ્ટ જણાવ્યાં છે. દિગ્ અને કાલ વસ્તુ માત્રને એકબીજીથી જૂદી કરનારાં છે. તેથી એ સંસારીને મૃત્યુમાં બાંધનાર છે. મૃત્યુ તેથીજ 'કાળ' નામે પ્રસિદ્ધ છે. એ કાળના બે મંત્રો (૪–૫) છે. દિગ્નો મંત્ર(૬)ઠો છે. અને આ ત્રણે પાશરૂપે જે મૃત્યુનાં કારણ છે, તેમાંથી મુક્ત થવાનું સાધન પૂછવામાં આવ્યું છે. યાજ્ઞવલ્કય પ્રથમ તો એજ બતાવે છે, કે સ્થૂળભૂત સ્થૂળતાની પાર સૂક્ષ્મમાં જતાં એવા સ્થૂળની અપેક્ષાએ અમરપણાને-દેવપણાને પામે છે. વાગાદિ સ્થૂળેંદ્રિયોને 'સ્વ'રૂપનું ભાન થતાં, તે દેવભાવને પામીને અગ્નિ આદિ દેવતાજ બને છે, એમ શ્રુતિએ આગળ સમજાવ્યું છે. આવું જ્ઞાન, એજ ઇન્દ્રિયમાં અભિમાની યજમાનની સ્થૂળભાવમાંથી સૂક્ષ્મમાં થતી મુક્તિ છે. આત્મભાવ સ્થૂળમાંથી ખેંચાઇને ત્યાર પછીજ દૈવત્વમાં અભિમાની થાય છે; અને ત્યાંથીય આગળ ખેંચાતાં છેવટે તે નિર્વિકાર બ્રહ્મમાં લીન થઇને અતિમુક્તિને પામે છે. એક સ્થિતિમાંથી બીજી અમર દશામા જતાં પ્રથમની સ્થૂળ સ્થિતિમાંથી થતી એની મુક્તિજ છે. અને જયારે બ્રહ્મજ્ઞાનનો ઉદય થતાં આ સર્વ અસત્ વસ્તુ માત્રનો લોપ થઇને વિજ્ઞાન બ્રહ્મમાંજ આત્મા લીન થાય છે, ત્યારે તેવી દશાને અતિમુક્તિની દશા, અથવા જીવનમુક્તિજ કહેવાય છે. અતિમુક્તિ એટલે અત્યંત-છેવટની થતી મુક્તિ.

યજ્ઞ કરનાર તે ઋત્વિજ છે. આ યજ્ઞક્રિયાને મુખ્ય ચાર કર્તાઓમાં વેહેંચી નાખી છે. એ ચારેય યાજ્ઞિકોને દેવતાઓનાં નામ આપેલાં છે. (૧) હોતા, તેનું સ્વરૂપ અગ્નિદેવનું છે, અને તે ઋગ્વેદની ઋચાઓ બોલવાના યજ્ઞ ભાગનું કામ કરે છે. (૨) અધ્વર્યું, તે આદિત્ય દેવને ઠેકાણે છે. તેમનું કાર્ય આહુતિયો હોમવાનું છે. (૩) ઉદ્ગાથા, તે વાયુદેવતાને ઠેકાણે છે.

યાજ્ઞવલ્કયે પોતાના બ્રહ્મચારી(શિષ્ય)ને કહ્યું કે, હે સોમ્ય, સામશ્રવા ॥૩॥, તેમને (આપણે ત્યાં) લેઈ જા. એટલે તે એમને

---

અને તેમને સામગાનના મંત્રો ભણવાના છે. (૪) બ્રહ્મા, તે ચંદ્ર દેવને સ્થાને છે. તેમનું કર્તવ્ય યજ્ઞ પાલણ કરવાનું છે. અધ્યાત્મમાં હોતા વાક્ છે, અધ્વર્યુ ચક્ષુ છે, ઉદ્ગાથા પ્રાણો છે, અને બ્રહ્મા એ મન છે. આ ચારેયને ઋત્વિજો કહેવાય છે.

યજ્ઞનું આવું રહસ્ય સમજાતાં યજ્ઞ એ મનુષ્યનાં ધર્મ્ય કર્મ છે, એમ સહજ ખાતરી થાય છે. અને એ પ્રત્યેક કર્મ મનુષ્યના આવરણને તોડીને તેની સ્થૂળ દષ્ટિને સૂક્ષ્મમાં–અક્ષયમાં દોરે છે. અને આવું દર્શન એજ તેવા સૂક્ષ્મ દેવતારૂપ થવું તે છે. આ પ્રમાણે એક એકથી ઉપર, એટલે કાર્યમાંથી કારણની કોટિમાં, જતા આત્મજ્ઞાનની દષ્ટિ ચોખ્ખી થાય છે, ત્યારેજ છેવટે બ્રહ્મનું તત્વ સમજાઇને બ્રહ્મરૂપ થવાય છે, એમ શ્રુતિનો ઉપદેશ છે. જ્ઞાનની વૃદ્ધિ થતાં જે વસ્તુમાંથી અહંભાવ દૂર થાય, તે વસ્તુનું અસ્તિત્વજ વછુટી જાય છે, અને જેમાં જ્ઞાતાનો અહંભાવ ઠરે તે વસ્તુ તેના જ્ઞાનની સાથેજ ત્યાં અસ્તિત્વમાં દૃઢ બંધાય છે. વિજ્ઞાનોની સાથે ઉત્પન્ન થતા જગત્–સૃષ્ટિનું આજ રહસ્ય છે.

આ બ્રાહ્મણમાં, આવી રીતે, દિગ્કાલ અને કર્મ, એવા લક્ષણ વાળા મૃત્યુરૂપી કાર્યકારણના સંઘાતમાંથી મુક્તિનો માર્ગ બતાવ્યો છે. સ્થૂળમાંથી જ્ઞાનદ્વારા સૂક્ષ્મમાં આરૂઢ થવાનો માર્ગ તે એવા સ્થૂળની અપેક્ષાએ મુક્તિ છે; અને પરબ્રહ્મને પહોંચવાનું એ સાધન છે, તેથી એને અતિમુક્તિ પણ કહી છે. આ મુક્તિ અને અતિમુક્તિને બીજા બ્રાહ્મણમાં કહેલા'ગ્રહ'અને 'અતિગ્રહ'ની સાથે વિચારવા યોગ્યછે. ગ્રહમાંથી છુટવું તે મુક્તિ, અને અતિગ્રહમાંથી છુટવું તે અતિમુક્તિ. ઇન્દ્રિયોના સૂક્ષ્મ વિષયો તે અતિબંધનો છે, અને આ વિષયો તેજ વિજ્ઞાનાત્માનો આવિર્ભાવ છે. આવા વિજ્ઞાનાત્માના અભિમાનમાંથી છુટવું તે અતિમુક્તિ છે, એજ મોક્ષ છે. આવા વિજ્ઞાનાત્માના અભિમાનમાંજ બધા જ્ઞેય જગત્‌ની સ્થિતિ છે. એવી કામના અને તેના વિષયાત્મક એવો જીવાત્મા છે. એવી વિષયાત્મકતા–કામના છુટતાંજ, આત્મા 'જ્ઞ' રૂપે, કેવળ પ્રકાશ રૂપેજ સ્વરૂપમાં સ્થિત થાય છે, એટલે એનું સંસારીપણું ઉઠી જાય છે.

(ગાયોને) હાંકી ગયો. (તેથી) તે (ત્યાં બેઠેલા બીજા) બ્રાહ્મણોને ક્રોધ ચઢયો, કે આપણામાંનો કોઈ એમ કેમ જ કહી શકે કે (હું પોતે) બ્રહ્મિષ્ઠ છું.

પછી, જનક વૈદેહનો હોતા અશ્વલ હતો, તેણે એમને (યાજ્ઞવલ્કયને) પૂછયું કે, અમારામાં તમે બ્રહ્મિષ્ઠ છો, ખરૂં ને? એણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, અમે બ્રહ્મિષ્ઠને તો નમસ્કાર કરીએ છીએ. અમારે તો ગાયોનુંજ કામ હતું (બ્રહ્મિષ્ઠ કહેવરાવવાનું નહીં ). એટલે હોતા અશ્વલે તેને પૂછવાનું ધાર્યું.

(૩) તેણે (અશ્વલે) કહ્યું કે, ત્યારે, હે યાજ્ઞવલ્કય, જે આ છે તે સર્વ મૃત્યુએ વ્યાપ્ત, મૃત્યુએ ઘેરાયલું, છે. શા વડે યજમાન તેવા મૃત્યુના ગ્રાસમાંથી પાર નિકળી જઇને મુક્ત થાય? (તે કહો). (ઉત્તર) હોતા–ઋત્વિજથી, અગ્નિથી, વાણીથી. જરૂર વાણી યજ્ઞનો હોતા છે. જે આ (અધ્યાત્મે) વાક્ છે, તેજ (અધિદૈવે) અગ્નિ છે. એજ હોતા. એ (વાણીનું અગ્નિ રૂપેજ દર્શન થાય તે) મુક્તિ છે, (અને) એજ અતિ મુક્તિ(નું સાધન) છે. (૪) તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, જે આ છે તે સર્વ અહોરાત્રિ(કાળ)થી વ્યાપ્ત છે, અહો રાત્રિથી ઘેરાયલું છે. શા વડે યજમાન તેવા અહોરાત્રિના પાશમાંથી, ગ્રાસમાંથી, છૂટીને અતિમુક્ત થાય? તે કહો. (ઉ૦) અધ્વર્યુ–ઋત્વિજથી, ચક્ષુથી, આદિત્યથી. ચક્ષુ ખરે યજ્ઞનો અધ્વર્યુ છે. જે આ ચક્ષુ છે, તે જ પેલો આદિત્ય, (અને) એ જ અધ્વર્યુ. એ મુક્તિ; એ અતિમુક્તિ. (૫) તેણે કહ્યું, કે હે યાજ્ઞવલ્કય, જે આ છે તે સર્વ શુક્લકૃષ્ણ પક્ષોએ ઘેરાયલું છે. શા વડે યજમાન તે શુકલકૃષ્ણ પક્ષના ગ્રાસ-પાશમાંથી છૂટીને અતિમુક્ત થાય? તે કહો. (ઉ૦) ઉદ્ગાતા–ઋત્વિજથી, પ્રાણથી, વાયુથી. પ્રાણ ખરે યજ્ઞનો ઉદ્ગાતા છે. જે આ પ્રાણ છે, તે જ વાયુ. (અને) એ ઉદ્ગાતા. એ મુક્તિ, એ

અતિમુક્તિ છે. (૬) તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, જે આ જાણે ટેકા વગરનું અંતરિક્ષ (ગગન—આકાશ) છે, તેને શા આધારે યજમાન તરી જઇને સ્વર્ગ લોકને પામે ? તે કહો.(૭૦)બ્રહ્મા—ઋત્વિજથી, મનથી, ચંદ્રથી. મન ખરે યજ્ઞનો બ્રહ્મા છે. જે આ મન છે, તે જ ચંદ્ર,(અને)એજ બ્રહ્મા. એ મુક્તિ; એ અતિ મુક્તિ.આ પ્રમાણે અતિમોક્ષોનું થયું. હવે સંપદો(નામના કર્મો)નું.

(૭) તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, કેટલા પ્રકારની ઋચાથી હોતાએ આ યજ્ઞમાં (શંસન) કરવું જોઇએ ? ત્રણ પ્રકારની. એ ત્રણ પ્રકાર કયા ? પુરોનુંવાક્યા, યાજ્યા, અને ત્રિજા પ્રકારની શસ્યા, એટલીજ. એનાથી એ શોને જીતે (મેળવે) છે ? જે કાંઈ (ત્રણે લોકમાં) પ્રાણવાળું છે તે બધાયને.

(૮) તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, કેટલા પ્રકારની આહુતિયો અધ્વર્યુએ આ યજ્ઞમાં હોમવી જોઇએ ? ત્રણ પ્રકારની. એ ત્રણ પ્રકારની તે કઈ? જે આહુતિયો હોમાતાં ભડકે જળી ઉઠે તે, જે આહુતિયો હોમાતાં અત્યંત શબ્દો કરે—ચર્ચરે—તડતડે તે, જે આહુતિયો હોમાતાં (ભૂમિને) ચીરે તે. એમનાથી શું મેળવી શકાય ? જે (ઘીના જેવી) આહુતિયો હોમાતાં પ્રજળી ઉઠે તેમનાથી દેવલોક જીતાય છે (મળે છે), કારણ કે, દીપે છે તેવો દેવલોક છે. જે(જવ, તલ આદિની) આહુતિયો હોમાતાં શબ્દ કરે તેમનાથી પિતૃલોકને જીતાય છે; કારણ કે, એવા અત્યંત (દુઃખના) ચરચરાટના શબ્દોવાળો પિતૃલોક છે. જે (દુધ કે જળ જેવી) આહુતિયો હોમાતાં (નીચેની ભૂમિને) ચીરેછે તેમનાથી મનુષ્યલોકને જીતે છે; કારણ કે, મનુષ્ય લોક તળીએજ છે.

(૯) તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, કેટલા પ્રકારની

---

(૯) મન અનંત છે, તેને સર. બૃ. ૨. ૫. ૧૯ જોડે. ત્યાં આત્મા અનંત ઇન્દ્રિયો રૂપે થાય છે. અહીં જે બ્રહ્મા કહ્યા છે, તે જ વ્યક્ત

શક્તિયો (દેવતા) વડે દક્ષિણ તરફથી યજ્ઞનું આ બ્રહ્મા પાલણ કરે છે ? એક પ્રકારની (શક્તિ) વડે. તે એક કેવા પ્રકારની ? મન એકલીજ. મન ખરે અનંત છે. સકળ દેવો (વિશ્વેદેવાઃ, ચિત્તશક્તિયો) અનંત (સંખ્યા કળી શકાય નહીં તેટલા) છે. એના વડે તે (યજમાન) અનંત લોકને જીતે છે (મેળવે છે).

(૧૦) તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્ક્ય, આ યજ્ઞમાં આજે કેટલા પ્રકારનાં સ્તોત્રોથી આ ઉદ્દગાતા ગાશે ? (ઉ.) ત્રણ પ્રકારના. એ ત્રણ પ્રકાર તે કયા ? પુરોનુવાકયો, યાજ્યો, અને ત્રિજા શસ્યો. આમાંના જે અધ્યાત્મે છે તે કયા ? પ્રાણ એ જ પુરોનુવાકયો, અપાન તે યાજ્યો, વ્યાન તે શસ્યો. એમના વડે શું જીતાય ? પુરોનુવાક્યોથી પૃથિવી લોક જીતાય, યાજ્યોવડે અંતરિક્ષ (મધ્ય) લોકને જીતાય, દ્યુલોક (સ્વર્ગ) શસ્યોથી જીતાય(મેળવાય)છે. પછી હોતા અશ્વલ શાન્ત પડયા.



બ્રહ્મ-હિરણ્યગર્ભ પ્રજાપતિ, જે સર્વમાં પ્રવેશી રહ્યા છે તે. અને તેજ આ જગતમાં પ્રવૃત્તિઆત્મક મહાન્ દિવ્ય યજ્ઞનું માત્ર મનથી, અથવા એકલી મનની શક્તિએજ, તે જગત્નું પાલન કરે છે. એટલે કે, સત્ય સંકલ્પ પ્રભુ પોતાના ઇક્ષણ-વિચાર માત્રથીજ આ જગતને તેની કાર્યકારણ સંકલનામાં દોરી રહ્યા છે. તે જ્યાં આવા સંકલ્પબળે વિવિધ ઇન્દ્રિયો રૂપી શક્તિયોને ખડી કરીને તેમને અંતરથી દોરી રહી યજ્ઞ ક્રિયા કરે છે, ત્યાં એની એવી પ્રત્યેક વિભૂતિ તે તે દેવતા તરીકે પ્રકટ થાય છે. સર. છાંદો. ૪. ૧૭. (૯-૧૦). બૃહ. ૨. ૫. ૧૯.



## બીજું બ્રાહ્મણ.

(૧) જરત્કારૂ વંશના (જારત્કારવ) ઋતભાગના પુત્ર

આ બ્રાહ્મણનો ઉપદેશ એવો છે કે પુરૂષનું કર્મજ એનું બંધન છે; અને સંસારી દશામાં એજ તેથી એનું આશ્રય થાય છે.

(૧) આ મંત્રમાં પુરૂષને છાવરનારાં નિગ્રહસ્થાનો-બંધનો સમજાવ્યાં છે. મનની સાથે પ્રકટ થતી ઇન્દ્રિયોમાં આત્મભાવ પામતાં પુરૂષને બંધન ચોટે છે. કારણ કે બ્રહ્મથી જૂદાપણાનો એનો ભાવ આવા ગ્રહોમાં પડતાંજ પ્રકટ થાય છે. આ બંધનોમાં સપડાઇનેજ એની જે ક્રિયાઓ થાય છે, તે સર્વ અવિદ્યાજનિત છે. એવાં બંધમાંથી મુક્ત થતાંજ ભેદ માત્રનું જ્ઞાન નાશ પામે છે; અને કેવળ "જ્ઞ" સ્વરૂ। અજ, પર, એવું બ્રહ્મજ પ્રકાશી રહે છે ત્યારેજ બ્રહ્મરૂપે થવાય છે.

ઇન્દ્રિયો પુરૂષનાં બન્ધનો-ગ્રહો છે, અને તેમને પણ બાંધનાર જીવાત્માના કામ્ય વિષયો છે. તેથી તે વિષયો એ જીવનાં અતિબંધનો કહેવાય છે. એ વિષયોમાં પુરૂષની દૃઢાસક્તિ થતાં, તેમને પ્રકટતી ઇન્દ્રિયો પણ અહંભાવે બંધનમાં પડે છે. ઇન્દ્રિયો જ્યાંસુધી શરીરસ્થ દેવતાઓના પોષણાર્થેજ પ્રેરાય, ત્યાંસુધી દેહાભિમાની જીવ અવિદ્યામાં સપડાયો છે, છતાં, તેની પ્રવૃત્તિ અવળે માર્ગે થતી નથી. એટલે મહદ્-ઇશ્વરના સત્ય સંકલ્પાનુસારજ યજ્ઞ કર્મ કરતાં એને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ કરતાં બહુ વાર લાગતી નથી. પણ જ્યારે વિષયભોગની આસક્તિમાંજ ઘેરાયલી ઇન્દ્રિયો રૂપે થઈ જીવાત્મા સમષ્ટિના પોત્રગુનો ખરો ધર્મ વિસરી જઇને સ્વાર્થથી વિષયોનેજ ભજી રહે છે, ત્યારે તે અત્યંત પાપાચરણમાં પડીને શાસ્ત્ર નિષિદ્ધ કર્મોને પણ કરે છે. આવું માત્ર વિષયમાંજ થતું દૃઢ અભિમાન તે ઇન્દ્રિયોનો પણ ગ્રાહજ છે. એટલે શાસ્ત્રવિધિથી વિરૂદ્ધનાં કર્મો, જેવાંકે અસત્ય, અને અમર્યાદિત બિભત્સાદિ વાણી તે જીવાત્માનો ત્યારે અતિગ્રાહ થાય છે. આ વિષયને આગળ બૃ. ૧. ૩. (૧-૭) માં વધારે સ્પષ્ટ રીતે સમજાવ્યો છે. આવાં ગ્રાહ-ગ્રહણ-બંધન એ બ્રહ્મને તેના 'સત્' સ્વરૂપમાંથી ચલિત કરનારાં હોવાથી તે બધાં કૃપાળુ ઇશ્વરના નિયમમાં મૃત્યુનો વિષય-અન્ન બને, તે યોગ્યજ છે. સર કૌષી. ૨. (૨-૩).

આર્તભાગે પૂછ્યું કે, હે યાજ્ઞવલ્કય, ગ્રહો—બંધનો કેટલાં છે, અને અતિગ્રહો (અતિબંધનો) કેટલાં છે? (૩૦) આઠ બંધનો; અને આઠ અતિબંધનો છે.

એવાં આઠ બંધનો અને આઠ અતિબંધનો તે કયાં કયાં? (૨) પ્રાણ ખરે બંધન છે. તે અપાન (રૂપી) અતિબંધનથી ( અતિગ્રાહથી ) બંધાયલો છે, કારણકે, અપાન વડે (પ્રાણ લેતાં પુરૂષ) ગંધોને સુંઘે છે. (૩) વાક્ ખરે બંધન છે. અને તે નામોના અતિબંધનથી બંધાયલી છે, કારણકે, વાણી વડે જ (જીવાત્મા—દેહાભિમાની) નામોને બોલે છે. (૪) જીવ્હા ખરે એક બંધન છે. એ રસના અતિ બંધનથી બંધાયલી છે. કારણકે, જીવ્હાથી(પુરૂષ)રસોને ઓળખે, છે. (૫) ચક્ષુ ખરે બંધન છે, એ રૂપના અતિબંધનથી બંધાયલું છે. કારણકે, ચક્ષુ વડે(પુરૂષ)રૂપોને જુવે છે. (૬) શ્રોત્ર ખરે બંધન છે. એ શબ્દના અતિબંધનથી બંધાયલો છે. કારણકે, શ્રોત્ર વડે(પુરૂષ)શબ્દોને સાંભળે છે. (૭) મન ખરે બંધન છે. એ કામનાના અતિગ્રહથી—અતિબંધનથી બંધાયલું છે. કારણકે, મનવડે(પુરૂષ)કામનાઓની ઈચ્છા કરે છે. (૮) બે હાથો ખરે બંધન છે. એ ક્રિયાઓના અતિબંધનથી બંધાયલા છે. કારણકે, હાથોવડે(પુરૂષ)કામ કરે છે. (૯) ત્વચા ખરે બંધન છે. એ સ્પર્શના અતિબંધનથી બંધાયલી છે. કારણકે, ત્વચાથી (પુરૂષ) સ્પર્શોને ઓળખે છે. આ પ્રમાણે આઠ બંધનો, અને આઠ અતિબંધનો થયાં.

(૧૦) તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, જે આ બધું

---

(૨) પ્રાણને અંદર ખેંચવો તે અપાન. તે સુગંધને અંદર લે છે. સર છાં. ૧. ૩. ૩. જુવો બૃ. ૬. ૪. ૧૦. જ્યોતિ. કૌષી. ૩. ૬.

(૧૦) સર. "On the whole, and because of these restrictions, thermal energy (heat) is an imperfect variety of universal energy, or as the English physicists call it,

(વ્યાકૃત) છે, તે મૃત્યુનું અન્ન-ભક્ષ્ય છે; તો એવી કઈ શક્તિ (દેવતા) છે કે જેનું એ મૃત્યુ પોતે અન્ન થાય છે ? (ઉ૦) અગ્નિ ખરે, મૃત્યુ છે; અને જળોનું એ અન્ન છે. વળી જળ મૃત્યુને જીતે છે.

(૧૧) તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, જ્યારે આવો(બ્રહ્મિષ્ઠ)

---

a degraded form." Page. 88. "Higher energy, in general, may be completely converted into lower energy; for example, work into heat ..Lower energy can be only partially transformed into higher energy." Page. 93. (Life & Death, by Dastre.)

"अग्निर्वै सर्वा देवता, आपो वा इदं आसन्, इतिच श्रुतेः, एवं मृत्योर पि मृत्युः दृष्टः" બધીય વસ્તુનું સર્વ દેવતારૂપ અગ્નિ ભક્ષણ કરે છે, તેમને બાળી મૂકે છે, તેથી અગ્નિ મૃત્યુરૂપ છે. તેનેય જળો ઓલવે છે, તેથી તે મૃત્યુ જળનું અન્ન થાય છે. આ જળો તે બૃ. ૩. ૩. ૨. માં બતાવેલો સમુદ્ર હશે ? જળો તે પ્રકૃતિનાં સૂક્ષ્મ ભૂતો છે, તેમના શરીરવાળો વ્યક્ત બ્રહ્મ તેજ પ્રાણાગ્નિ છે, જે સૂક્ષ્મભૂતોના અભાવે અદૃશ્યજ થાય છે. અહીં કારણમાં કાર્ય લીન થાય છે. તેથી કારણને 'મૃત્યુ' કહ્યું છે.

(૧૧) ભગવાન શંકર પુરૂષને બ્રહ્મિષ્ટ-બ્રહ્મજ્ઞ-પુરૂષ સમજીનેજ શ્રુતિ વાંચે છે, કારણ કે, ઉપર બતાવેલા ગ્રહો અને વાસનામય અતિગ્રહોમાં બંધાયલોજ લિંગાત્મા જન્માતરને પામે છે, એટલે મરેલા શરીરમાંથી તે બહાર નીકળીને સ્થળાંતર કરે છે. તેથી તે "સંસારી" થાય છે. અને અહીં તો યાજ્ઞવલ્ય પ્રાણોનું નીકળીને બહાર જવાનું ના જ કહે છે; તે માત્ર બ્રહ્મવિદ્‌માં જ સંભવી શકે. કારણ કે, તેવો પુરૂષજ અસંસારી થઇ શકે છે. તેથી, "પુરૂષ" બ્રહ્મવિદ્‌ના અર્થમાંજ યોગ્ય છે. આ જ યથાર્થ છે, તે વળી બૃહ. ૪. ૪. ૬. જોતા સ્પષ્ટ થશે. વળી જુવો. છાંદો. ૮. ૬. ૩.

યાજ્ઞવલ્કય આ પ્રશ્નનો ઉત્તર બે ભાગમાં વેંચીને આપે છે. એક તો એ કે, જે મરી ગયો છે એમ કહેવાય છે તે "પુરૂષ" મરતો નથી, પણ પાછળ પડી રહેલું 'શરીર'જ મરી ગયું છે, એમજ કહેવું

પુરૂષ મરી જાય છે, ત્યારે આ(મરનાર)માંથી પ્રાણો (લિંગ દેહ) નીકળીને બહાર જાય છે કે નહીં ? યાજ્ઞવલ્કયે કહ્યું કે, અરે ! ના. એ ( પરબ્રહ્મ પુરૂષ )માંજ તે સમાઈ જાય છે. તે (પ્રાણ નીકળી ગએલો, તેથી) મરી ગએલો (તો) ફૂલે છે, તેમાં પવન ભરાય છે, અને એવો પવન ભરાયલો (દેહ) પડીજ રહે છે.

(૧૨) એણે કહ્યું, હે યાજ્ઞવલ્કય, જ્યારે આવો(બ્રહ્મજ્ઞ)

---

યોગ્ય છે. "મરેલો આ પડયો" એવી લોકવાયકા એજ સત્યને પ્રકટ કરે છે. એવું શરીર જે જીવતા પુરૂષનો એક અંશ હતું તે જ મરે છે, એમ બતાવે છે. પુરૂષનું જે લિંગશરીર છે, તે તો કામનામય પુરૂષના બંધ છુટી જતાં બ્રહ્મમાંજ ભળી જાય છે. જુવો. બ્ર. સૂ. ૪. ૨. (૧૨-૧૩). પુરૂષનો જે આ મરેલો ભાગ છે, તે તો ફૂલે છે, એમાં પવન ભરાય છે, અને પુનઃ પંચત્વને પામીને વૃદ્ધિ માટે મરુદ્ દેવ એને ધારણ કરી રહે છે. જુવો. બૃ. ૧. ૨. ૬.

"પુરૂષ" એ ચૈતન્યાત્મક 'અમર'નું, અને ભૂતાત્મક નાશવાન'દેહ'નું, એમ એ બેયનું સંયોગી નામ છે. તે વિચાર શ્રુતિ અહીં સ્પષ્ટ કરીને સમજાવે છે. અને હવે અહીંથી એ બન્નેય વિભાગને જૂદા પાડીને અમર ભાગને "પુરૂષ", અને મરને "દેહ", એમ કહીનેજ સમજીશું.

(૧૨) બ્રહ્મવિદ્ પુરૂષના પ્રાણો બ્રહ્મમાં સમાઇ જાય છે ત્યારે એ પુરૂષની પાછળ કાંઇ જાયછે ખરૂં એવી શંકા થાયછે. કારણકે, આખુ શરીર તો અહીંજ પડી રહેલું આપણે-દેખીએ છીએ. એના તમામ અવયવો જે એપુરૂષનાં અવયવો આપણે કહેતા હતા તે બધાંય આ અહીંજ પડી રહ્યાં છે, ત્યારે એ પુરૂષની સાથે ગયું શું? એવો પ્રશ્ન ઉઠે છે. ઉત્તરમાં કહે છે કે, કાંઇજ નહીં. માત્ર નામ એકલુંજ એની સાથે જાય છે, કારણ કે, આવા મૃત શરીરના નાશ પછી પણ પાછળ રહેલા જગત્માં એ પુરૂષને અંગે નામ એકલુંજ, 'વામદેવ' મુક્ત થયા એમ, જોડાયલું રહે છે. એ નામ તો કેવળ વાણીના આશ્રયવાળો વિકાર છે. અંત એટલે મૂળ કારણ. તેવું મૂળ કારણ કાર્યકારણસંઘાતરૂપી માયાના પ્રપં-

પુરૂષ મરી જાય છે, ત્યારે એને નથી છોડતું એવું શું (રહે છે) ? નામ (એકલુંજ). નામ ખરે (માયાનુંજ કાર્ય હોઇને) અનંત છે. બધા દેવો (પણ માયાનું કાર્ય હોઇને)અનંત છે; એવા (દર્શન)થી અનંત લોકને જ તે (જીવાત્મા) પામે છે.

(૧૩) તેણે કહ્યું, હે યાજ્ઞવલ્કય, જ્યારે આવા (અબ્રહ્મજ્ઞ) મરેલા પુરૂષની વાણી અગ્નિમાં ભળે છે, પ્રાણ વાયુમાં, ચક્ષુ આદિત્યમાં, મન ચંદ્રમાં, શ્રોત્ર દિશાઓમાં, શરીર પૃથિવીમાં; (વિજ્ઞાનસત્વરૂપી) આત્મા આકાશમાં; રૂવાં

---

ચમાં જડતુંજ નથી, માટે એ માયાત્મક નામને અનંત કહ્યું છે. સર. પ્રશ્ન. ૬. ૫. છાં. ૮. ૧૨. ૩. તૈ. ૨. ૧. ૧. જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૨૮. શાંકરભાષ્ય "નિત્ય શબ્દ માટે".

(૧૩) હવે અજ્ઞાનીના મૃતભાગ દેહના સંબંધમાં જારત્કારવ પૂછે છે કે, મરેલાની જે વાણી, પ્રાણ, ચક્ષુ, આદિ શક્તિઓ છે તે તો વિરાટ્‌ની શકિતઓમાં, શરીરનાં સ્થૂળ તત્વો સૂક્ષ્મ થઇને, ભળી જાય છે, ત્યારે જે લિંગાત્મા રૂપે ગ્રહાતિગ્રહોમાં ફરતો સંસારી પુરૂષ છે, તે, હે યાજ્ઞવલ્કય, શેમાં ભળીને રહે છે, તે કહો. અહીં પ્રાણ છુટતાં ઇન્દ્રિયોની દેવતામાં થતી ગતિ ગૌણ ભાવેજ છે. જુવો બ્ર. સૂ. ૩. ૧. ૪.

યાજ્ઞવલ્કય કહે છે કે, આ પ્રશ્નનો ઉત્તર ભરી સભામાં આપણે સમજી શકીશું નહીં. એમ કહીને જારત્કારવને તે ત્યાંથી એકાન્તમાં લઇ જાય છે, અને તેની સાથે અનેક પ્રશ્નોત્તર કરીને એનો ઉત્તર તેમને સમજાવે છે. એમનો નિર્ણય શ્રુતિ અહીં પ્રકટ કરે છે કે, જેમાં એ પુરૂષ ભરાઇ રહીને સંસારી બને છે, તે એનું ફળને અર્થે કરેલું "કર્મ" જ છે, તેથી, એજ એનો આશ્રય બને છે. કર્મમાત્રનું કારણ કામના અને તેનું ફળ છે, તેવી કામનાનો ભોગ, અને ભોગથી થતી તેની વૃદ્ધિ છે. આવી કર્માશ્રિત કામના તેજ પુરૂષનો 'હું' એવો 'વ્યકૃત' ભાગ છે. પુરૂષના આવા બે મર અને અમર ભાગ માટે, જુવો બૃ. ૪. ૪. (૨-૬); બૃહ. ૧. ૬. ૩. થી બૃહ. ૨. ૩. ૬; બૃ. ૧. ૪. ૭. બૃ. ૧. ૫. (૨૧ થી ૨૩); બૃ. ૧. ૫. ૨. જ્યોતિ.

ઔષધિયોમાં, કેશો વનસ્પતિયોમાં, લોહી અને વીર્ય જળમાં ભળી જાય છે, ત્યારે આવો (સંસારી) પુરૂષ શેમાં ભરાઇને (આશ્રય કરીને) રહે છે ? (ઉ૦)સોમ્ય, લાવો તમારો હાથ, હે આર્તભાગ! આપણે બેજ એનું (તત્વ) જાણીશું. આ બીજા લોકો છે ત્યાં (સભામાં) આપણે એ નહીં જાણી શકીએ. તે બન્ને (ત્યાંથી) ઉઠીને ચાલ્યા. એ બન્ને જણાયે વાતો–મંત્રણા કરવા માંડી. જે તે બે બોલતા હતા (તેમાં) કર્મ એ જ તે (પુરૂષનો આશ્રય) છે, (એમ) બોલતા હતા; તે વિવેચન કરતા હતા (તેમાં) કર્મ એજ(પુરૂષનો આશ્રય)છે, (એમ) તે વિવેચન કરતા હતા. જરૂર, પુણ્યશાળી (પુરૂષ) તે પુણ્ય કર્મોથી થાય છે; અને પાપી તે પાપ કર્મથી થાય છે. એટલે જારત્કારવ આર્તભાગ શાન્ત પડયા.

---

## ત્રિજું બ્રાહ્મણ.

(૧) પછી(લાહ્યના પૌત્ર)લાહ્યાયનિ ભુજ્યુએ પૂછયું. એણે

---

(૧) 'મૃત્યુ'નો એક આવો પણ અર્થ થાય છે: કામ્ય એવા વિષયોના, અને તેનાં કરણરૂપી ઇન્દ્રિયોના, અતિબંધનો અને બંધનોમાં, પુરૂષ બંધાઇને જન્મ મૃત્યુને પામે છે. તેવા "મૃત્યુ"ને અથવા સંસારીપણાને જીતનાર તે કામ્ય વિષયોનો 'વિરામ', અથવા કામનો વિરાગ, છે. આ દૃષ્ટિએ મૃત્યુના જીતનારા વિષયોના વિરામને આ ત્રિજા બ્રાહ્મણમાં શ્રુતિ સમજાવે છે. કર્મ એ પ્રજાપતિની વિશેષતાવાળી ક્રિયા, જે ઇન્દ્રિય શક્તિરૂપે પ્રકટ થઇને ક્રિયા કરે છે તેજ છે, એમ બૃ. ૧. ૫. (૨૧ થી ૨૩) માં કહ્યું છે. એવા કર્મમાં જ્યાં અહંભાવવાળો ઇન્દ્રિયનો અંશ ભળે છે ત્યાં પાપ થાય છે, અને જ્યાં સર્વે દેવોને અર્થે સમષ્ટિ ભાવે ક્રિયા થાય છે ત્યાં, તે પુણ્ય ભાગ છે. પ્રજાપતિ–પુરૂષનો એવા કર્મમાં જ આવિર્ભાવ થાય છે, તેથી તેજ એનો પણ આશ્રય છે. જુવો (છાં. ૩. ૧૪. ૧. સર. બૃ. ૧. ૫. ૨. જ્યોતિ. ત્યાં સર્વાત્મસ્વરૂપ બ્રહ્મની કામના કરનારો 'સર્વાત્મત્વ'ને પામીને મૃત્યુને જીતે છે, એમ શ્રુતિ કહે છે.

કહ્યું કે, યાજ્ઞવલ્ક્ય, મદ્રદેશમાં(કાશ્મિરમાં)અમે ચરકો–વિદ્યા-

સંસારમાં ફરતા, અને મુક્તિને પામતા, એવા બેયનો કારણની સાથે-નો નિયમિત સંબંધ તો સરખોજ છે, છતાં, મુક્તનું કારણ તે પાછું કાર્યનું ઉપાદાન થતું નથી, એટલે કારણથી કાર્યરૂપી જૂદુ ફલ લાવતું નથી, પણ માત્ર અજ્ઞાનના આવરણનેજ વિદારે છે. ત્યારે, સંસારીનું કારણ કાર્યની પરંપરાનેજ પ્રકટ કરતાં જૂદા કાર્યોનું ઉપાદાન કારણ બને છે. એટલે નિરાસક્તનું કર્મ આત્મજ્ઞાનમાં ફળે છે; અને આસક્તનું કર્મ ભોગ લોકનીજ વૃદ્ધિ કરે છે. જુવો. બૃ. ૧. ૪. ૭; ૧. ૫. (૨૧–૨૩); ૧. ૬. ૩; ૨. ૩. ૬. બૃ. ૨. ૨. ૧; બૃ. ૪. ૪. ૫. કર્માનુસાર જન્મને માટે જુવો. બૃ. ૪. ૪. ૬; ૪. ૪. ૩. છાંદો. ૩. ૧૪. ૧. કઠ. ૫. ૭. ઇશા. ૧૭.

પારિક્ષિતોનો એક ક્ષત્રિય રાજવંશ હતો, જેનો હાલ ઉચ્છેદ થયો છે. કાશ્મિરના કાપ્ય પતંચલને ત્યાં બીજા પણ વિદ્યાર્થિઓ રહેતા હતા, તેમાં આરૂણિ ઉદ્દાલક પણ એક હતા. તેમનો સંવાદ જુવો. બૃ. ૩. ૭ માં. મદ્રદેશ તે હાલના મદ્રાસનાજ તાદાત્મ્યવાળું નામ છે, પણ, મારા એક મિત્ર જેનો એ બાબતમાં અભ્યાસ હતો તેમણે મને કહ્યું હતું, કે કાશ્મિરનું પુરાણુ નામ મદ્રદેશ હતું. અને સ્થળનો વિચાર કરતાં એજ દેશ યોગ્ય લાગે છે. આ બ્રાહ્મણમાં વાયુ રૂપ મહદાત્માનું સ્પષ્ટીકરણ થાય છે, અને તેનો ઉપાસક એને પામીને મૃત્યુને જીતે છે, એમ શ્રુતિ સમજાવે છે. 'કપિ'વંશના તે કાપ્ય.

"આંગિરસ સુધન્વા" ગાંધર્વના નામને સર. બૃ. ૧. ૩. ૧૯ સાથે. ત્યાં આંગિરસોને અયાસ્ય અથવા મુખમાં રહેલા મુખ્ય પ્રાણ તરીકેજ વર્ણવ્યો છે આ ગાંધર્વે કરેલો ઉપદેશ તે પોતાના પ્રાણાત્મક સ્વભાવનોજ ઉપદેશ સમજાય છે. કારણ કે, મંત્ર ૨ માં, યાજ્ઞવલ્કયે કહ્યા પ્રમાણે એણે વાયુની પ્રશંસા કરીને તેનેજ વ્યષ્ટિ–સમષ્ટિ રૂપે બતાવ્યો છે. અમે બ્રહ્માણ્ડનો કરેલો અર્થ પણ આ જ દૃષ્ટિએ સરળ અને સુંદર રીતે બંધબેસેછે. વાયુ તે પ્રાણવાયુના જ અર્થમાં વપરાયો છે; અને તેમાં પ્રકટતું ચૈતન્ય તેજ ઇન્દ્ર અથવા ઇશ્વર છે. કાપ્યની પત્નીદ્વારા ગાંધર્વ પાસેથી લીધેલા બીજા આવાજ ઉપદેશને માટે જુવો. બૃ. ૩. ૭. બ્રાહ્મણ. દેવતાઓના આવા ઉપદેશ માટે જુવો છાં. ૪. (૬ અને ૧૦) ખંડો.

ર્થિઓ ફરતા હતા; તે અમે કાપ્ય પતંચલને ત્યાં ગયા. તેમની એક દીકરી હતી, તે ગાંધર્વે (અમાનુષ સત્વે)ગ્રહિતા (inspired) હતી. તે ગાંધર્વને અમે પૂછયું કે, તમે કોણ છો ? તેણે કહ્યું કે હું આંગિરસ સુધન્વા છું. તેને જ્યારે અમે (ભોગ)લોકોના અંત(અવસાન, મુક્તિ) સંબંધી પૂછયું, ત્યારે એમ પૂછયું હતું કે, પારિક્ષિતો શેમાં ભળીને રહ્યા છે ? (અમને તેણે તે સમજાવ્યું હતું). એવો હું હવે તમને (એજ) પૂછું છું કે, પારિક્ષિતો શેમાં ભળી રહ્યા છે ? હે યાજ્ઞવલ્કય, પારિક્ષિતો કયાં ભળી રહ્યા છે (તે કહો).

(૨) તે યાજ્ઞવલ્કયે કહ્યું કે, એ ગાંધર્વે (તમને) એમ

---

(૨) વ્યષ્ટિમાં, 'વિ' એટલે વિવિધપણે, અને 'અષ્ટિ' એટલે વ્યાપ્તિ, છે જેની તે. એમ વિવિધરૂપે થઇને વ્યાપેલો છે તેને વિવિધતાની દૃષ્ટિએ જોતાં 'વ્યષ્ટિ'; અને સમષ્ટિ એટલે સમાનપણે વ્યાપેલો તેને સમાનતાની દૃષ્ટિએ જોતાં 'સમષ્ટિ' છે. આમ એકજ વાયુ તે " વ્યષ્ટિ ", અને " સમષ્ટિ " છે. સર બૃ. ૧. ૫. ૨૨. અને વાંચો બૃ. ૫. ૧૦. ૧. જે જાણે આનોજ ભાગ છે.

આમાં બતાવેલા બ્રહ્માંડનું વર્ણન સમજવું જરા મુસ્કેલ છે. આ લોક તે જ્યાં આ માનુષ શરીર હોય, અને કર્મના ફળ ભોગનો પ્રદેશ હોય, તે બધો લોક છે. તેમાં એનાથી બેવડા પરિમાણવાળી સ્થૂળ ભૂતાત્મક-પૃથિવી ઓતપ્રોતઃ થઇને વ્યાપી રહી છે. અને તે પૃથિવીમાં બધીય બાજુએ ઓતપ્રોતઃ થઇને તેનાથી બેવડો સૂક્ષ્મ ભૂતાત્મક જળોનો સમુદ્ર વ્યાપી રહ્યોછે. આ સમુદ્રને પુરાણોમાં"ઘનોદ" કહે છે. આ બ્રહ્માંડનાં સ્થૂળ કે સૂક્ષ્મ ભૂતતત્વોમાં તેમના અંતર હૃદયે આકાશનો ઝીણી ધાર જેવો વ્યાપક સૂક્ષ્મ ભાગ રહ્યો છે, તે વાયુનું સ્થાન છે. અને ત્યાં સર્વ ભૂતમાત્રના પ્રેરક ઇન્દ્રે અશ્વમેધયાજીઓને કાર્યકારણના નિયમે દોરીને વાયુને સ્વાધીન કર્યાનું વર્ણવ્યું છે. આ વાયુ આકાશનીજ પેઠે સર્વત્ર વ્યાપક છે, એમ પણ શ્રુતિમાં વારંવાર કહેવામાં આવ્યું છે. તેથીજ આકાશની પેઠે વાયુ પણ બ્રહ્મનું શરીર ભૂતોનું સૂત્ર બને છે.

કહ્યું હતું કે, જ્યાં અશ્વમેધ કરવાવાળા જાયછે ત્યાં જ પારિક્ષિતો ગયા છે (તેવા લોકને પામ્યા છે). પણ એ અશ્વ-

બાળગંગાધર તિળકે એમના પ્રસિદ્ધ "આર્ટિક હોમમાં" ઇન્દ્ર અને વૃત્રના યુદ્ધ પછી વૃત્રને હણી જળને ઉંચે છોડયાં, એવી વેદની કથાને સમજાવતાં સ્પષ્ટ કર્યું છે કે, આવાં જે "જળોને" ઉંચે છોડયાં તે "મેઘજળ" નથી. કારણકે, જરૂર તેવાં જળો તો નીચેજ પડે, અને ચોક્કસ રીતે જે સમયે એમને છોડયાં એમ કહેવામાં આવે છે, તે સમય પણ વર્ષાકાળ નથી હોતો. એટલે, તે જળોતો પૃથ્વિની આસપાસ જે સૂક્ષ્મ ભૂતતત્ત્વોનું વાતાવરણ અવિચ્છિન્ન ભર્યું રહ્યું છે, તે જ છે. અને તેવાતાવરણમાં રહેલું સૂક્ષ્મ જળતત્વ જે પૃથ્વીની આજુબાજુ પર્યટણ કરી રહ્યું છે, અને જેને વૃત્તે રૂંધી રાખ્યું હતું તે જ છે. વખતે આકાશાત્મક આ જળો તે અત્યારે પ્રસિદ્ધ થએલાં સ્થૂળભૂત પરમાણુંનાં ઇલેકટ્રોન્સ પણ હોઇ શકે, અથવા પૃથ્વીનું મેગ્નેટીક વાતાવરણ જેમાં એની વિદ્યુત જોસભેર વહી રહી છે તેપણ હોય. આ દૃષ્ટિએ વેદની 'ઇન્દ્ર અને વૃત્ર'ના યુદ્ધની પ્રસિદ્ધ કથાઓનો ખુલાસો સારો થાય છે. આવું જે સૂક્ષ્મજળોનું ભરેલુ પૃથ્વીની ચારે તરફ ફરતું વાતાવરણ છે, તેનુંજ સમુદ્રરૂપે અહિં વર્ણન હોય એમ વધારે સંભવિત છે. અને એ બધાંય સ્થૂળભૂતોમાં પણ સર્વત્ર વ્યાપક થઈ રહ્યું છે. જુવો બૃહ. ૩. ૮. ૪.

આવો સમુદ્ર તો સમજી શકાય છે. પણ બીજાં બે પડવાળી પૃથિવીને કેમ સમજવી?

એ બેય પડો સ્થૂળ તો નથીજ, એમ ચોખ્ખું છે, કારણકે, તે પ્રત્યક્ષથી વિરૂદ્ધ છે. ત્યારે એ પૃથિવી તે મૂર્ત મહાભૂતાત્મક તત્વ તો નહીં હોય? અને આ લોક તે સ્થૂળ ભોગનો વ્યવહાર કરાય છે તેવો પાર્થિવ માનુષલોક સમજાય છે. હવે, આ ત્રણે તત્વનું બ્રહ્માંડ થયું છે, એવું તો છાંદો. ૬. ૨. ૩.માં શ્રુતિએજ બતાવ્યું છે. સદ્ દેવતામાંથી તેજ, જળ, અને અન્ન નીકળ્યાં. અને તેમાં સદ્દેવતાએ જીવભાવે ભોગાર્થે પ્રવેશ કરીને ત્રિગુણાત્મક આખી સૃષ્ટિને તેણે રચી છે. આ ત્રણ પ્રથમ થએલાં ભૂતો સૂક્ષ્મ છતાં, મૂર્તતત્વોનુંજ બ્રહ્માણ્ડ ત્યાં વર્ણવ્યું હોય એમ સમજાય છે. અને આ બ્રહ્માણ્ડમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મરૂપે

મેધને કરનારા ક્યાં ગયા? એમ પૂછતાહો તો (સાંભળો): એક દિવસમાં સૂર્યનો રથ જેટલું ફરે, તેવા બત્રીસ(દેવરથાન્હના) પ્રમાણ જેવડો મ્હોટો આ લોક છે. એવા આ લોકની બધીય બાજુએ તેનાથી બેવડી મોટી પૃથિવી ફરી વળીછે. અને એ પૃથિવીની બધીય બાજુએ તેનાથી બેવડો સમુદ્ર ફરી વળ્યો છે. અસ્રાની તીણી ધાર જેટલું, કે માખીની પાંખ જેટલું, એવું (સૂક્ષ્મ) અંતરમાં ( આ ભૂતમાત્રના હૃદયમાં ) આકાશ છે, (તે વાટે) ઈન્દ્રે (ઇશ્વરે, અશ્વમેધના અગ્નિદેવે-હિરણ્યગર્ભે) પક્ષી થઇને તેમને (અશ્વમેધના કરનારાઓના પ્રાણાત્મક) વાયુને (ત્યાં) સુંપ્યા; અને વાયુ (તેમને) આત્મામાં(પોતામાં) સ્થાપીને જ્યાં અશ્વમેધયાજીઓ રહ્યા છે ત્યાં લઈ ગયો. એમ (કહીને), એણે (ગંધર્વે) જરૂર (પ્રાણાત્મક) વાયુનીજ પ્રશંસા કરી. તેથી વાયુજ વ્યષ્ટિ છે, વાયુજ સમષ્ટિ છે. જે આ પ્રમાણે જાણે, તે વળી મૃત્યુને જીતી લેછે. પછી લાહ્યાયનિ ભુજ્યુ શાન્ત પડયા.

---

## ચોથુ બ્રાહ્મણ.

(૧) પછી ( ચક્રના પુત્ર ) ચાક્રાયણ ઉષસ્તે પૂછ્યું.

---

સર્વવ્યાપક આકાશમાં પ્રકટતો પ્રાણાત્મક વાયુ, તે સમાન વ્યાપી રહેલો હિરણ્યરૂપે સહ્દેવતા છે. તેનેજ અહીં સર્વવ્યાપક વાયુ ગણ્યો છે એમ સ્પષ્ટ થાય છે. એવા પ્રાણના અધિષ્ઠાન રૂપે રહીને જે 'સદ્' પરમાત્મા પ્રાણને નિયમિત કરીને પ્રેરી રહ્યો છે, તેનેજ વ્યક્ત ઇશ્વર-બળવાન ઇન્દ્ર કહ્યો છે. એના ઇન્દ્ર એવા નામ માટે જુવો ઐતિ. ૩. ૧૪.

(૧) બૃહ. ૧. ૫. ૨૧ થી ૨૨, અને બૃ. ૧. ૪. ૭.માં બતાવ્યા પ્રમાણે, આ તમામ કર્મો પ્રજાપતિની માનસિક ક્રિયાનીજ પ્રવૃત્તિ છે. એવા રૂપે તે પોતેજ પ્રવર્તિ રહ્યો છે, ક્રિયા કરી રહ્યો છે. આ મંત્રોમાં શ્રુતિ આવી ક્રિયાઓને સ્પષ્ટ કરી સમજાવતાં પરમાત્માનું સર્વાન્તર્યામીત્વ

**એણે કહ્યું, હે યાજ્ઞવલ્ક્ય, જે સ્વરૂપે (સાક્ષાત્) અને ઉઘાડું (અપરોક્ષાત્) જ બ્રહ્મ (સર્વથી મહાન) છે, (અને) જે**

---

સમજાવે છે. અને એ સર્વ ક્રિયાનો પ્રયોજક ભૂતમાત્રના હૃદયમાં રહેલો મહદ્આત્મા છે, તે જ આ શારીર આત્મા છે, એમ પહેલા મંત્રમાં જણાવ્યું છે. અને તેને સર્વાન્તર્યામીજ કહ્યો છે. પણ આ એકજ દેહમાં રહેલો તે સર્વાન્તર્યામી કેમ બની શકે? એવી શંકા થતાં, ચાક્રાયણને ફરી પ્રશ્ન કરવો પડે છે કે, તમે તો આમાં મને કાંઇજ સમજાવ્યું નહીં. માત્ર આ પ્રાણાદિની ક્રિયા કરે છે તે સર્વાન્તર્યામી છે, એટલુંજ કહેવાથી તમે કહોછો તે ખરૂંજ છે એમ કેમ સમજાય ? એતો એક દેહની ક્રિયાવાળો બહુ તો તે એકજ દેહનો અંતર્યામી છે, એમ તો કદિ જાણી શકાય. મારે તો સર્વાન્તર્યામી જાણવો છે. તમે હવે મન મૂકીને મને તેનેજ સ્પષ્ટ કરી સમજાવો. યાજ્ઞવલ્કયને આત્મજ્ઞાન રહિત આવા પૃચ્છકની શંકાનું સમાધાન કરવું જરા કઠિણ તો જણાયું. ત્હોય એ પ્રત્યગાત્માનું સ્વરૂપ વધારે સ્પષ્ટ કરતાં એમણે કહ્યું કે, એ તો સર્વે વૃત્તિઓનો પ્રકાશક હોઇ, સર્વે ક્રિયાઓનો જાણનારો હોવાથી, તારી બુદ્ધિ એને જાણી શકશે નહીં. કારણકે, બુદ્ધિની ક્રિયાને પણ જાણનારો એજ છે. કેવળ એને બુદ્ધિથી તો નાજ જાણી શકાય. એટલે કે, જે જે વિશેષ ક્રિયા કરતાં, તેના અભિમાનવાળી વિશેષ વૃત્તિઓમાં પ્રકટી રહેલો એજ આત્મા તે જીવાત્મા છે. આવી વિશેષતા એકજ દેહમાં રહેલી વિવિધ વૃત્તિયોરૂપે હોય, કે અનેક બીજા દેહોમાંની આ દેહીને જણાતી તેમની ક્રિયાઓ રૂપે હોય છતાં, તે બધી એક સરખીજ છે. પણ એ વિશેષ ક્રિયાઓનું વિશિષ્ઠત્વ નાશ પામતાં જે ચિદ્રુપ તત્વ, કેવળ પ્રકાશક 'જ્ઞ' રૂપ, નિશ્ચલ આત્મતત્વ છે, તેજ એ સર્વાન્તર્યામી છે. અને તેજ વિશેષપણાની માયાજાળમાં અભિમાની થતાં પ્રત્યેક જીવાત્મારૂપે, 'સ્વ'ભાવે અભિન્ન છતાં, ભિન્ન જેવો જણાય છે, એમ બીજા મંત્રમાં સ્પષ્ટીકરણ કર્યું છે. આથી વધુ કાંઇ આ બ્રહ્મ-આત્માના સંબંધમાં બુદ્ધિગ્રાહ્ય થઇ શકે તેમ નથી. તેથી તેની પારના પ્રશ્નોને અતિપ્રશ્નો કહેવાય છે. કારણકે, ત્યાં બુદ્ધિની પરાકાષ્ટાજ છે; એને તો બુદ્ધિની પાર યોગમાં જઇને જ જોઇ-અનુભવી શકાશે, એવો શ્રુતિનો અભિપ્રાય છે. જુવો. બ્ર. સૂ. ૩. ૩. ૩૫.

(સર્વેની અંદરનો) સર્વાન્તર આત્મા છે, તે તમે મને સમજાવો. (ઉત્તર) આ તારો આત્મા સર્વાન્તર છે. (પ્રશ્ન) હે યાજ્ઞવલ્કય, એ કેવો સર્વાન્તર છે ? (ઉ.) જે આ પ્રાણથી પ્રાણ લેવાની ક્રિયા કરે છે તેવો તારો આત્મા સર્વાન્તર છે; જે અપાનવડે અપાનની ક્રિયા કરે છે તેવો તારો આત્મા સર્વાન્તર છે; જે વ્યાનની ક્રિયા કરેછે તેવો તારો આત્મા સર્વાન્તર છે; જે ઉદાનવડે ઉદાનની ક્રિયા કરેછે તેવો તારો આત્મા સર્વાન્તર છે. આવો આ(કાર્યકારણ સંઘાતનો પ્રેરક) તારો આત્મા (વિજ્ઞાનમય–પ્રત્યગાત્મા) સર્વાન્તર છે.

(૨) એ ચાક્રાયણ ઉષસ્તે કહ્યું કે, આ તો જેમ કોઈ કહે કે "આ ગાય રહી", "આ ઘોડો રહ્યો", એમ જ એને (તમે) બતાવ્યો એમ થાય છે ! (પણ) જે સાક્ષાત્ દેખીતું જ બ્રહ્મ છે, અને જે સર્વાન્તર આત્મા છે, તે મને (વિશેષ વિવેચનથી)સમજાવો. (ઉ.) આવો આ તારો આત્મા સર્વાન્તર છે. (પ્ર.) હે યાજ્ઞવલ્કય, કેવા પ્રકારનો એ સર્વાન્તર છે ? (ઉ.) દૃષ્ટિના જોનારને તું જોઈ શકીશ નહીં; વિચારના (મનનના) કરનારાને તું વિચારી શકીશ નહીં; જ્ઞાનના જાણનારાને તું જાણી શકીશ નહીં. આવો (જ્ઞાનનોય જાણનારો) તારો આત્મા સર્વાન્તર છે. એનાથી જૂદું–બીજું, તે આર્ત–નશ્વર–મિથ્યા છે. પછી ચાક્રાયણ ઉષસ્ત શાન્ત થયો.

---

## પાંચમુ બ્રાહ્મણ.

(૧) પછી (કુષીતકના પુત્ર) કૌષીતકેય કહોલે પૂછ્યું.

---

(૨) દૃષ્ટિનાય જોનારાદિનેમાટે જુવો કેન. ૧. (૫–૯). અને સર્વનાય જોનારાને માટે સર. બૃહ. ૨. ૪. ૧૪.

(૧) અંતર્યામી આત્માના જ્ઞાનપ્રભાવથી જેની સર્વે પ્રેરણાઓ–

તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, ખરે જે સાક્ષાત્ અપરોક્ષ

---

કામનાઓ વછૂટી ગઇ છે, એવો બ્રાહ્મણ પછી ગમે તેવું આચરણ-ભિક્ષાચણ, કે ગૃહસ્થાચણ, કરતો હોય, તોપણ સ્વરૂપે એવોજ નિષ્કામ રહે છે. કારણકે, એનું આચરણ કામના રહિત, નિરાસક્તજ થાય છે, એટલે એને ઇન્દ્રિયો કે ઇન્દ્રિયના વિષયોના ગ્રાહ, કે અતિગ્રાહો પકડી શકતા નથી. આવી સ્થિતિ સિવાયની બીજી બધી સ્થિતિમાં બંધન અતિબંધનરૂપ મૃત્યુના પાશમાંજ મનુષ્ય ફસાયલો હોવાથી તેવી અજ્ઞાનાવસ્થા દુઃખદ-આર્ત છે. આવી નિરાસક્ત વૃત્તિએ જગતને ભોગવનારાને કર્મનું બંધન અડતુંજ નથી, એમ ઇશાવસ્યામાં પણ શ્રુતિ કહીજ રહી છે. જુવો ઇશા. ૧, ૨. વળી જુવો બૃહ. ૪. ૪. ૨૨.

આ મંત્રમાં બ્રાહ્મણપદ-બ્રાહ્મણ્ય કેવી રીતે મળે છે, તે બતાવ્યું છે. બ્રહ્મચર્યથી માંડી પવિત્ર વિદ્યાભ્યાસવડે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી વિષયોમાંથી વૃત્તિને ખેંચી લેઇ ઉપનિષદ્પુરૂષના ચિંતનમાંજ રહેતાં પ્રથમ એ મુનિ થાય છે. આમ વિદ્યા અર્થે પ્રયત્નશીલ થતાં અમૌન, અને નિદિધ્યાસનમાં મૌનપણું પ્રાપ્ત કર્યા પછીજ, બ્રહ્મરૂપ થાય ત્યારે તે બ્રાહ્મણ થાય છે. આવું બ્રાહ્મણપણું ગમે તે પુરૂષ કે સ્ત્રી પામી શકે છે. જુવો ગૌ. કા. ૪. ૯૫. અને આવું પદ પામેલોજ ખરો બ્રાહ્મણ કહેવાય છે. ઉપનિષદ્માં જયાં જયાં 'બ્રાહ્મણ' શબ્દ વાપર્યો છે ત્યાં, આવા પદને પામેલોજ પુરૂષ, એવા અર્થમાંજ એ શબ્દ વપરાયો છે. જુવો બૃ. ૪. ૪ (૨૨-૨૩). છતાં આ પદને પામવા પ્રયત્નશીલ રહેતાને પણ કોક વખત પ્રસંગવશાત્ બ્રાહ્મણો કહ્યા છે ખરા; જેમકે, આ કુરૂપાંચાલના "બ્રાહ્મણો"ની સભામાં જોકે યાજ્ઞવલ્કય સિવાય કોઈ આવા પદને પામ્યું હોય એમ જણાયું નથી, છતાં તેને બ્રાહ્મણની સભા કહી છે. ત્યાં એવા પદની ઇચ્છાએ એના અભ્યાસની પ્રવૃત્તિમાં આરૂઢ થએલા મનુષ્યોના અર્થમાંજ એમ કહ્યું છે. અને તે સભામાં સર્વ જાતિનાં વિદ્વાન્ સ્ત્રી પુરૂષો આવેલાં જણાય છે. જુવો બ્ર. સૂ. ૩. ૪. (૪૭, ૪૯, ૫૦) બ્રાહ્મણના જીવન માટે જુવો છાંદો. ૮. ૧૫. ૧.

પંડીત મેક્ષ॰ **કેન સ્યાત્ યેન સ્યાત્** નો અર્થ એવો કરે છે કે, "ગમેતેવા સાધનવડે બ્રાહ્મણ થાય તોપણ." આવો અર્થ અયોગ્ય છે.

(પ્રત્યક્ષ) બ્રહ્મ છે, (અને) જે સર્વાન્તર આત્મા છે, તે (મારાથી સમજાયો નહીં, તેથી) મને સમજાવો. (ઉ.) આવો આ તારો આત્મા સર્વાન્તર છે. (પ્ર૦) હે યાજ્ઞવલ્ક્ય, તે કેવા પ્રકારનો સર્વાન્તર ? (ઉ.) જે આ ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, મૃત્યુની પાર રહેલો છે તે. આવા તે આત્માને ઓળખીને બ્રાહ્મણો(બ્રહ્મનિષ્ઠો)પુત્રેષણા, ધનેષણા, કે લોકેષણાઓને છોડીને ભિક્ષાવૃત્તિ કરતા ફરે છે.

જે પુત્રેષણા છે તે, ખરે, ધનેષણા જ છે; જે ધનેષણા છે, તે લોકેષણા જ છે. આવી (સાધ્યસાધનરૂપ) એ જ ઈષણાઓ (કામનાઓ) થાય છે, તેથી બ્રાહ્મણે (બ્રહ્મચારીએ) સંપૂર્ણ રીતે (શાસ્ત્રજ્ઞાનરૂપી) પાંડિત્યને મેળવીને (જ્ઞાનવડે વિષયોમાંથી આત્મવૃત્તિને ખેંચી લેવાના)બળવાળા થઈને રહેવા ઈચ્છવું જોઈએ. આવું બળ અને પાંડિત્ય સંપૂર્ણ રીતે મેળવ્યા પછી જ (નિદિધ્યાસનશીળ) મુનિ થવાય છે. (આમ વિદ્યાઅર્થે પ્રયત્નશીલ થતાં) અમૌન, અને (નિદિધ્યાસમાં) મૌનપણું, પ્રાપ્ત કર્યા પછી જ બ્રાહ્મણ થવાય છે (બ્રાહ્મણપણાને પમાય છે). આવો બ્રાહ્મણ ગમે તેવા સાધન (ચરણવૃત્તિ–આજીવિકા) વાળો હોય, તો પણ (મનોવૃત્તિમાં તો)

---

કારણકે, બ્રાહ્મણ થવાનું સાધનતો શ્રુતિ એકજ અહીં પ્રકટ કરેછે. એવી નિષ્કામ ચિત્તસ્થિતિથીજ બ્રાહ્મણત્વ આવે છે, એમ કહ્યા પછી બીજુ ગમેતેવું સાધન કેમ બની શકે? કારણકે, જ્ઞાનથી આસક્તિયો છુટયા વિના આવી સ્થિતિ બનેજ નહીં. અને વળી, આગળ કહે છે કે, આનાથી બીજી અવસ્થા તો કષ્ટજછે. એટલે યેન કેનને માત્ર ઉપજીવિકાના સંબંધવાળુ સાધનજ ગણવું જોઈએ, જે જ્ઞાનાવસ્થામાં કેવળ ગૌણજ છે. જ્ઞાનપ્રાપ્તિનું સાધન તો શ્રુતિએ વર્ણવ્યુંછે તેવું એકજ છે. ત્યાં ગમે તેવા સાધનથી બ્રહ્મજ્ઞાન ફળતું નથી. વળી ચિત્તસ્થિતિએ કરીને જે બ્રાહ્મણજ હોય છે, તેનાં ઉપજીવિકાનાં સાધન પણ સદા સત્વ ગુણીજ રહે છે. કારણકે, એવા સાધનની યોજના કરનાર મન પોતેજ નિર્મળ થઈ ગયું છે.

આવો જ (રહેવો જોઇએ). આનાથી બીજી (કામનાઓવાળી) અવસ્થા તે કષ્ટ છે (વિનાશક છે). પછી કૌષીતકેય કહોલ શાન્ત પડયા.

## છઠ્ઠુ બ્રાહ્મણ.

(૧) પછી, (વચન્કની દીકરી) વાચન્કવી ગાર્ગીએ એમને

---

(૧) લોક એ નિર્વિકલ્પ આત્મા-પુરૂષનો વિશેષ રૂપે પ્રકટતો પ્રકાશજ છે. સ્વયંપ્રકાશ પ્રભુ પોતાના પ્રકાશે વિશિષ્ઠ પ્રકાશોને સ્વભાવતઃ કલ્પે છે, ત્યારે એ વિવિધ લોકો તરીકે દેખાય છે. જુવો ઐ. ૧.(૧-૨).એક પછી એક લોકનું ઓતપ્રોતપણું પૂછતાં પૂછતાં કાર્યકારણની ઘટનાને ઠેઠ આત્મા સુધી પહોંચીવળી, પછી તેની પાર જવાનો પ્રશ્ન ગાર્ગીએ પૂછયો, ત્યાં એ અતિપ્રશ્ન થાય છે, એમ કહી યાજ્ઞવલ્કૄય એને અટકાવે છે.

"અતિપ્રશ્ન" એટલે હદપારનો પ્રશ્ન. હદ તે બુદ્ધિના પ્રદેશ સુધીની હદ છે. બુદ્ધિ અન્ય સર્વ વસ્તુઓને જ્ઞેય કરી શકે છે, અને પોતે છે એટલું એને ભાન હોય છે, આવા વિજ્ઞાનમાં રહેતો, અને "છે" એવા રૂપે જણાતો આત્મા તો પછી સ્વયંપ્રકાશ છે. ત્યાંથી પારના પરમાત્મા સંબંધી પ્રશ્ન બુદ્ધિના પ્રદેશની બહારનો, અને તે મન તથા બુદ્ધિને અગમ્ય હોઇ એ વાદનો વિષય બની શકતો નથી. બુદ્ધિ 'અહં'ભાવના પ્રકાશથી માંડીને સર્વ વ્યાકૃત જગત્‌નું ગ્રહણ કરી શકે છે, અને તેમાંથીજ મેળવેલા જ્ઞાનના આધારે જ્ઞાતના અનુભવનાં દ્દષ્ટાન્તો દ્વારા અનુમાન ખેંચીને અજ્ઞાતને પણ અનુમાનથી જાણી શકે છે. એવા બુદ્ધિના પ્રદેશમાં અધિદૈવ, અધ્યાત્મ, અને અધિભૌતિક વસ્તુઓ આવી જાય છે, તથા તેમના સંબંધ અને અનુભવથી મેળવેલા બધા જ્ઞાનનું એવા પરામર્શથી-અનુમાનથી, ગ્રહણ થાય છે. પણ આ સર્વ બુદ્ધિના વ્યવહારમાં જ્ઞાતા તરીકે સ્થિર રહેતા આત્મતત્વના સંબંધે કોઇને કદિ શંકા થતીજ નથી. તેથીજ આવા જ્ઞાન માત્રનો અવકાશ પણ છે. એજ જ્ઞાતાના અસ્તિત્વનો પ્રશ્ન ઉઠતાં તો આ સર્વ જ્ઞાનનું અધિષ્ઠાનજ ઉડી જાય છે, એટલે એ આત્મતત્વ જ્યાં સુધી બુદ્ધિનું પણ પ્રથક્કરણ કરીને તેના વ્યવહારનેય અંતઃક-

પૂછયું. તેણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, જે જળોમાં (અપ્સુ)

રણમાં પ્રકાશે ત્યાં સુધીનો પ્રશ્ન અતિપ્રશ્ન ના કહેવાય. પણ તેનાથી આગળ એ આત્મતત્વના સંબંધમાંજ, કાર્યકારણ સંઘાતમાં કરીએ છીએ એવી, આશંકા કરતાં તો વિચાર માત્રનો ઉપરામજ થાય. માટે તેવો વિષય બુદ્ધિના પ્રદેશની બહારનો છે, તેથી તેના સંબંધી પ્રશ્નને અતિપ્રશ્ન કહ્યો છે. એવી શંકામાંજ શંકાના કર્તાનું અસ્તિત્વ તો સિદ્ધજ થાય છે.

હવે, આ અતિપ્રશ્નનો વિષય, જે આત્મા, તે ત્યારે "છે જ" એમ કેમ મનાય? જો એ બુદ્ધિની પારનો છે, તો એ છે એમ નાજ કહેવાય, એવી શંકા કરવા યોગ્ય નથી. કારણકે, જોકે બુદ્ધિ-પ્રદેશમાં સમજાય તેવાં વિશેષણથી એ આત્મતત્વનું સ્વરૂપ આપણે જાણી શકીશું તો નહીંજ, છતાં એ 'છે' એટલું અનુમાન તો બુદ્ધિ-ગમ્ય છેજ. કારણકે આ દસ્ય જગતનો જે મિથ્યા વ્યવહાર પણ થાય છે, તેને અધિષ્ઠાન તો જોઇએજ એવો આપણો અનુભવ છે. રજ્જુ નહીં હોય તો અંધારામાંય સર્પની ભ્રાન્તિ નથીજ થતી. તેથી અધિષ્ઠાન એવું આત્મતત્વ તો 'છે', એમ નિશ્ચય થાય છે જ. વળી યોગની સમાધિ અવસ્થામાં એ આત્મતત્વનો અનુભવ પણ કરાય છે. પ્રત્યેક બોધમાં એ પ્રત્યક્ષ પ્રમાણથી પણ 'છે' એમજ સનજાયછે. (કેન. ૨. ૪.) અને શ્રુતિનો શબ્દ પણ એ 'છે' જ એવી સાક્ષી પુરે છે. આમ "આત્મા" બુદ્ધિની પાર રહ્યા છતાં, જ્ઞેય માત્રના અધિષ્ઠાન રૂપે એ છે તો ખરોજ, એમ પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ પ્રમાણોથી નિર્ણય થાય છે. અને જ્યાં એ છે એમ ખાતરી થઈ તો પછી એનો 'સ્વ'ભાવ તો એની મેળેજ સ્વયંપ્રકાશેજ સમજાય છે; એને બીજા ઉપકારકની પછી જરૂર રહેતી નથી, એમ શ્રુતિ પોતેજ કહે છે. જુવો કઠ. ૬. (૧૩.) જુવો બ્ર. સૂ. ૩. ૨. ૨૪. કેન. ૨. (૧-૪) જ્યોતિ.

આ બ્રાહ્મણમાં, વાયુ, અંતરિક્ષ, અને જૂદા જૂદા લોકો, તે એક બીજાથી જૂદા પ્રદેશમાં નથી; પણ તે બધાય સર્વત્ર ઓતપ્રોત થઈ રહેલા છે, એવોજ પ્રધાન ઉપદેશ જણાય છે. અને તેથી તે સર્વમાં પ્રવેશી રહેલો પુરૂષ તેમના સૂત્રાત્મા અંતર્યામી રૂપે સર્વમાં ઓતપ્રોત થઈ રહ્યો છે, એવો પાછળના બ્રાહ્મણનો ઉપદેશ થાય છે.

આ બધુંય(વાણુતાણુાની પેઠે)ઓતપ્રોત થઇને(વણાઇ)રહ્યું છે, તે જળો ત્યારે શેમાં ઓતપ્રોત થઈ રહ્યાં છે ? (૭૦) હે ગાર્ગિ, વાયુમાં. ત્યારે વાયુ શેમાં ઓતપ્રોત થઇ રહ્યા છે ? હે ગાર્ગિ, અંતરિક્ષ લોકોમાં. ત્યારે અંતરિક્ષ લોકો શેમાં ઓતપ્રોત થઇ રહ્યા છે ! હે ગાર્ગિ, ગંધર્વલોકમાં. ત્યારે ગંધર્વલોક શેમાં ઓતપ્રોત થઈ રહ્યા છે ? હે ગાર્ગિ, આદિત્યલોકમાં. ત્યારે આદિત્યલોક શેમાં ઓતપ્રોત થઈ રહ્યા છે ? હે ગાર્ગિ, ચંદ્રલોકમાં. ત્યારે ચંદ્રલોક શેમાં ઓતપ્રોત થઈ રહ્યા છે ? હે ગાર્ગિ, નક્ષત્રલોકોમાં. ત્યારે નક્ષત્ર-લોકો શેમાં ઓતપ્રોત થઈ રહ્યા છે ? હે ગાર્ગિ, દેવલોકોમાં. ત્યારે દેવલોકો શેમાં ઓતપ્રોત થઈ રહ્યા છે ? હે ગાર્ગિ, ઈન્દ્રલોકોમાં. ત્યારે ઇંદ્રલોકો શેમાં ઓતપ્રોત થઈ રહ્યા છે ? હે ગાર્ગિ, પ્રજાપતિલોકમાં. ત્યારે પ્રજાપતિલોક શેમાં ઓત-પ્રોત થઈ રહ્યા છે ? હે ગાર્ગિ, બ્રહ્મલોકોમાં. ત્યારે બ્રહ્મ-લોકો શેમાં ઓતપ્રોત થઈ રહ્યા છે ?

તેમણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, હે ગાર્ગિ, હવે, હદની પારનું તું પુછ ના ! તારૂં માથું ખો ના ! તું ખરે, અતિપ્રશ્ન નહીં કરવા યોગ્ય એવા (સદ્) દેવતા (આત્મા) સંબંધી અતિ (હદની પારનો) પ્રશ્ન કરૂંછું. હે ગાર્ગિ, હદપારનું પૂછ ના. પછી ગાર્ગિ વાચન્કવી બંધ થઈ.

---

## સાતમું બ્રાહ્મણ.

(૧) પછી આરૂણિ ઉદ્દાલકે પૂછયું. તેણે કહ્યું કે, હે

---

(૧) ઈશ્વરના અંતર્યામી સ્વરૂપનો ઉપદેશ કરતી બીજી શ્રુતિયો બૃ. ૩. ૪. આ. બૃ. ૩. ૮. ૯; કઠ. ૫. ૧૩; ઇશા. ૮; શ્વેતા. ૬ (૧૧–૧૩); મૈત્રા. ૩. ૨ આદિ જુવો.

આ કબંધ આથર્વણના વૃત્તાન્ત સાથે બૃહ. ૩. ૩. ૧. માં કહેલા આંગિરસ સુધન્વાના વૃત્તાન્તને સરખાવો. ત્યાં પણ એજ પતંચલ

યાજ્ઞવલ્કય, મદ્રદેશમાં અમે વસીયે છીએ. (ત્યાં) અમે પતચલ કાપ્યને ઘેર યજ્ઞનું ભણતા હતા. એમની ભાર્યા ગાંધર્વગ્રહિતા હતાં. તે(ગંધર્વ)ને અમે પૂછયું કે, તમે કોણ છો ? એણે કહ્યું હતું કે, હું કબંધ આથર્વણ (છું). એણે (કબંધે) કાપ્ય પતંચલ અને યાજ્ઞિકોને કહ્યું કે, હે કાપ્ય, તમે એવા સૂત્રને (સૂત્રાત્માને) ઓળખો છો, કે જેનાથી આલોક, અને પરલોક, અને આ સર્વે ભૂતો(પટમાં તંતુની પેઠે) ગુંથાઈ રહ્યાં છે ? એ પતંચલ કાપ્યે કહ્યું કે, ભગવન્, હું તેને ઓળખતો નથી. એટલે તેણે પતંચલ કાપ્યને અને યાજ્ઞિકોને (ફરી) કહ્યું કે, હે કાપ્ય ! તમે એવાને ઓળખો છો, કે જે આ લોક, અને પર લોક, અને આ સર્વે ભૂતોનો અંતર્યામી છે; જે અંદર રહીને (તેમને) નિયમી રહ્યો છે તે ? એ કાપ્ય પતંચલે કહ્યું કે, ભગવન્, હું એને ઓળખતો નથી. એણે (ગાંધર્વ કબંધે) કાપ્ય અને યાજ્ઞિકોને કહ્યું કે, જે એવા સૂત્રને ઓળખે, અને એવા અંતર્યામીને ઓળખે, તે બ્રહ્મવિદ્(બ્રહ્મને જાણનારો),તે લોકવિદ્, તે દેવવિદ્, તે વેદવિદ્, તે ભૂતવિદ્, તે આત્મવિદ્, તે સર્વવિદ્ (તે સર્વને જાનારો) છે. તે(યાજ્ઞવલ્કય)ને એણે (ઉદ્દાલકે) કહ્યું કે, એ(સૂત્ર)ને હું (ગંધર્વના સમજાવ્યાથી) જાણું છું. હે યાજ્ઞવલ્કય ! તમે એવા સૂત્રને અને એવા અંતર્યામીને નહીં જાણતાં છતાં, જો એ બ્રહ્મવિદોને આપેલી ગાયો લઇ જશો તો તમારૂં મસ્તક હેઠું પડશે.

(યાજ્ઞ૦) હે ગૌતમ(ગોત્રવાળા ઉદ્દાલક) ! જરૂર, હું એવા સૂત્રને, એવા અંતર્યામીને ઓળખું છું.(ઉદ્દાલક૦)ગમે તે કોઇ એમ તો બોલે કે હું જાણું છું; હું ઓળખું છું. જેવું તમે

---

કાપ્યની દીકરીજ જ્ઞાનોપદેશનું સાધન(Midium)બની હતી. દેવતાઓએ કરેલા એવા ઉપદેશ માટેના દાખલા જુવો છાં. ૪. (૬.૭.૧૦. ૧૧)ખંડો.

જાણતા હો તેવું કહી બતાવો.

(૨) એણે (યાજ્ઞવલ્ક્યે) કહ્યું કે, હે ગૌતમ, તે સૂત્ર (સૂત્રાત્મા) ખરે વાયુ છે. હે ગૌતમ ! જરૂર, (પ્રાણ) વાયુરૂપી સૂત્ર વડે આલોક, અને પરલોક, અને સર્વ ભૂતો ગુંથાઈ રહ્યાં છે. તેથી હે ગૌતમ ! મરી ગએલા પુરૂષને વિષે કહે છે કે, એના અંગોના (સૂત્રાત્માના) બંધ વછુટી ગયા. કારણ કે, હે ગૌતમ ! વાયુના સૂત્રથી એ બધાં(અંગો)ગુંથાઇને બંધાઈ રહે છે. (ઉદ્દાલક૦) હે યાજ્ઞવલ્ક્ય, એ એમજ છે. (હવે) અંતરર્યામીનું સ્વરૂપ કહો.

(૩) જે પૃથિવીમાં રહીને પૃથિવીનું અભ્યંતર છે, જેને

---

(૨) અહીં જે વાયુ કહ્યો છે, તે પ્રાણવાયુ છે. એજ પ્રાણરૂપે, મહદ્‌રૂપે, સૃષ્ટિનો સૂત્રાત્મા છે; જેની પ્રસંશા બૃ. ૩. ૩. ૨ માં સમજાવ્યા પ્રમાણે આંગિરસ સુધન્વાએ કાપ્ય પતંજલિની પત્નીદ્વારા ભૂજ્યુને કહી બતાવી હતી.

(૩) આ મંત્રથી હવે મહદ્‌ના ચૈતન્યાંશનું, અંતર્યામી એવા ઇશ્વર ભાવનું, શ્રુતિ નિરૂપણ કરેછે. પૃથિવીમાં રહીને એટલે કેવી રીતે ? માણસ ઘરમાં રહે છે ત્યાં માણસથી ઘર જૂદુ હોય, અને તેમાં માણસ રહે, તેવી રીતે નહીં; પરંતુ તંતુના બનેલા પટમાં તંતુ સમન્વેત રહે છે, અથવા કલ્પિત (દેખાતા) સર્પમાં રજ્જુ રહે છે, અથવા દેખાતા રૂપામાં છીંપોલી રહે છે, તે પ્રમાણે દેખીતી વસ્તુરૂપ થઇને તે પોતેજ દેખાય છે; જેથી એ સત્ વસ્તુજ દેખીતી વસ્તુનું અંતર આત્મ કહેવાય છે; અને એ દેખાવને પણ અંતરથી પોતાનીજ ઇચ્છાનુસાર ને નિયમી રહે છે. અંતર્યામીના આવા સ્વરૂપને બુદ્ધિ સહવર્તમાન સર્વ દૃશ્ય વસ્તુમાં અધિદૈવ, અધિભૂત, અને અધ્યાત્મમાં વર્ણવી બતાવ્યું છે. અને વળી, એ સર્વ ભૂતવસ્તુઓના અને જોનારની બુદ્ધિના નિયામક આત્મામાં જરાય ભેદ નથી, તેથી સર્વ સ્થળે એ અંતર્યામીને એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે, એમ કહીને ઉદ્દાલકના પ્રશ્નનો બહુ સ્પષ્ટ કરીને યાજ્ઞવલ્ક્ય ઉત્તર આપે છે. અને પરમાત્મ તત્વની સૃષ્ટિનું

પૃથિવી ( દેવતા ) જાણતી નથી, જેનું પૃથિવી શરીર છે,

પ્રથકકરણ કરીને, એક પછી એક, એનાં રૂપાન્તરો સમજાવે છે. પંડિત ડ્યુસેને 'અંતર'ને 'અભ્યંતર' નહીં, પણ 'જૂદુ' એવા અર્થમાં સમજાવ્યું છે, તે અયોગ્ય છે, એમ હવે સ્પષ્ટ સમજાશે. ભગવાન શંકરનોજ અર્થ બરાબર છે. સર. બૃ. ૩. ૯. ૧૦.

'અંતર' શબ્દને આપણે "તું તો મારૂં અંતર છું," "તું મારા અંતરનો છું," "એ અંતરનો સગો છે" એવાં વાક્યમાં જેવા અર્થમાં વાપરીએ છીએ, તેજ અર્થમાં શ્રુતિએ અહીં વાપર્યો છે.

આ અંતર્યામીનાં જે જે સ્વરૂપો–શરીરો બતાવ્યાં છે, તે બધાં કેવળ એના સંકલ્પાત્મકજ હોઇ તેમનામાં પોતામાં જાણવાની શક્તિ નથી, તેથી એવાં શરીર તેના અંતરાત્માને જાણી શકતાં નથી; પણ તે શરીરમાં તદભિમાની થતો આત્માજ એ સર્વને જાણે છે 'જ્ઞ'રૂપે જોઇ રહેછે.

તેથીજ આત્માને એ નિર્ગુણ, નિર્વિશેષ, હોવાથી "अशब्द-मस्पर्शमरुपमव्ययम् (કૌષી.), તેમજ એનીજ માયાથી સંકલ્પાત્મક આવાં વિવિધરૂપો દેખાય છે તેથી વળી એને " सर्वकर्मा, सर्वकामः सर्वगन्धः सर्वरसः પણ કહ્યો છે. જુવો છાં. ૩. ૧૪. ૨.

'એ તારો આત્મા અંતર્યામી છે', એમ કહી શ્રુતિ પૃથિવીનું અભ્યંતર બ્રહ્મ, અને પુરૂષના 'આત્મા'નું તાદાત્મ્ય સાધે છે. ઇશા. ૧૬. આદિમાં સૂર્યપુરૂષ અને ચક્ષુપુરૂષના તાદાત્મ્યને સરખાવો. જુવો છાંદો. ૧. ૭. (૬–૭). વળી, સર. કઠ. ૪. ૧૦, અને છાં. ૭. ૪. ૨. અને જ્યોતિ. આ તાદાત્મ્યને અહીં પ્રકટ કરવાનું પણ એજ કારણ છે કે, જીવેશ્વર બેય ભાવો સર્વત્ર નિત્યયુક્તજ છે, અને વળી અન્યોન્યાશ્રયી છે. તેથી જ્યાં આધિદૈવ અંતર્યામી ઈશ્વરનું સ્વરૂપ પ્રકટ થાય છે, ત્યાં જોડેજ, અધ્યાત્મ જીવભાવ પણ પ્રકટજ થએલો છે, એમ શ્રુતિનો સ્પષ્ટ ઉપદેશ છે.

આ "અંતર્યામી" છે, તેજ બ્રહ્મ છે. જુવો. બ્ર. સૂ. ૧. ૧. (૨૦–૨૧). આ જ અંતર્યામી મધુ બ્રાહ્મણમાં મધુ દ્વંદ્વોના અધિષ્ઠાન રૂપે બતાવેલો અજ આત્મા છે. જુવો. બૃ ૨. ૫. બ્રાહ્મણ. આ સદ્ કેવળ ચૈતન્યના અભિધ્યાનથીજ ભૂતાદિની ઉત્પત્તિ, અને તે સર્વની માયિક પ્રવૃત્તિ જગતરૂપે ચાલી રહી છે. જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૧૩. જ્યોતિ.

( અને ) જે પૃથિવીને અંદરથી નિયમે છે, ( નિયમમાં ચલાવી ધારી રહ્યો છે) એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે.

(૪) જે જળમાં રહીને જળનું અભ્યંતર છે, જેને જળ જાણતું નથી, જેનું જળ શરીર છે, જે જળને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે.

(૫) જે અગ્નિમાં રહીને આગ્નનું અભ્યંતર છે, જેને અગ્નિ જાણતો નથી, જેનું અગ્નિ શરીર છે, જે અગ્નિને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૬) જે અંતરિક્ષમાં રહીને અંતરિક્ષનું અભ્યંતર છે, જેને અંતરિક્ષ જાણતું નથી, જેનું અંતરિક્ષ શરીર છે, જે અંતરિક્ષને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે.

(૭) જે વાયુ (વાય છે તે)માં રહીને વાયુનું અભ્યંતર છે, જેને વાયુ જાણતો નથી, જેનું વાયુ શરીર છે, જે વાયુને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૮) જે સ્વર્ગમાં રહીને સ્વર્ગનું અભ્યંતર છે, જેને સ્વર્ગ જાણતું નથી, જેનું સ્વર્ગ શરીર છે, જે સ્વર્ગને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે.

(૯) જે આદિત્યમાં રહીને આદિત્યનું અભ્યંતર છે, જેને આદિત્ય જાણતો નથી, જેનું આદિત્ય શરીર

---

(૮) "સ્વર્ગ", સૂક્ષ્મ વાયુ અને સ્થૂળ આકાશ તત્વમાં પ્રકટ થતો ભોગ લોક તે સ્વર્ગલોક છે; અને ત્યાં વ્યક્ત સદ્-દેવતા પ્રાણવાયુ રૂપે પ્રકટી રહે છે. તેવા પ્રાણવાયુ ભાવને પામતો જીવભાવ સર્વજ્ઞ છે, સર્વ-વ્યાપકછે, સર્વ શક્તિમાન થાય છે. વૈષ્ણવોનું આજ વૈકુંઠ સમજાય છે. આ સ્વર્ગતત્વમાં વ્યક્ત થએલું સદ્, પ્રાણ રૂપે સર્વમાં વ્યાપક થઇને, સર્વને સત્તા આપી રહ્યું છે.

છે, જે આદિત્યને અંદરથી નિયમે છે એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૧૦) જે દિશાઓમાં રહીને દિશાઓનું અભ્યંતર છે, જેને દિશાઓ જાણુતી નથી, જેનું દિશાઓ શરીર છે, જે દિશાઓને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૧૧) જે ચંદ્રતારાઓમાં રહીને ચંદ્રતારાઓનું અભ્યંતર છે, જેને ચંદ્રતારાઓ જાણુતા નથી, જેનું ચંદ્રશરીર છે, જે ચંદ્રતારાઓને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે.

(૧૨) જે આકાશમાં રહીને આકાશનું અભ્યંતર છે, જેને આકાશ જાણુતું નથી, જેનું આકાશ શરીર છે, જે આકાશને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે.

(૧૩) જે તમસમાં (અંધકારમાં) રહીને તમસનું અભ્યંતર છે, જેને તમસ જાણુતું નથી, જેનું તમસ શરીર છે, જે તમસને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૧૪) જે તેજ (અજવાળા)માં રહીને તેજનું અભ્યંતર છે, જેને તેજ જાણુતું નથી, જેનું તેજ શરીર છે, જે તેજને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. આટલું અધિદૈવત (દેવાતાઓ સંબંધી થયું).

હવે અધિભૂત (ભૂતો સંબંધી): (૧૫) જે સર્વે ભૂતોમાં રહીને સર્વે ભૂતોનું અભ્યંતર છે, જેને સર્વે ભૂતો જાણુતાં નથી, જેનું સર્વે ભૂતો શરીર છે, જે સર્વ ભૂતોને અંદરથી

---

(૧૪) અહીં 'તેજ' તે સદ્દનું સ્વાભાવિક ચૈતન્ય સ્વરૂપ નથી. કારણુ કે, 'સ્વ'રૂપનું તેજ તે સદ્દનું ઢાંકણુ બને એવું શરીર નથી; પણુ એ તો એનો પ્રકાશક 'સ્વ'ભાવજ છે.

નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. આટલું અધિભૂત (બ્રહ્મા આદિથી સ્તંભ પર્યન્તનું થયું).

હવે અધ્યાત્મ ( શારીરાત્મા સંબંધી ): (૧૬) જે પ્રાણમાં રહીને પ્રાણનું અભ્યંતર છે, જેને પ્રાણ જાણતો નથી, જેનું પ્રાણ શરીર છે, જે પ્રાણને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, એ અમર છે. (૧૭) જે વાણીમાં રહીને વાણીનું અભ્યંતર છે, જેને વાણી જાણતી નથી, જેનું વાણી શરીર છે, જે અંદરથી વાણીને નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૧૮) જે ચક્ષુમાં રહીને ચક્ષુનું અભ્યંતર છે, જેને ચક્ષુ જાણતું નથી, જેનું ચક્ષુ શરીર છે, જે ચક્ષુને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૧૯) જે કાનોમાં રહીને કાનોનું અભ્યંતર છે, કાનો જેને જાણતા નથી, જેનું કાનો શરીર છે, જે કાનોને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૨૦) જે મનમાં રહીને મનનું અભ્યંતર છે, જેને મન જાણતું નથી, જેનું મન શરીર છે, જે મનને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૨૧) જે ત્વચામાં રહીને ત્વચાનું અભ્યંતર છે, જેને ત્વચા જાણતી નથી, જેનું ત્વચા શરીર છે, જે ત્વચાને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. (૨૨) જે વિજ્ઞાનમાં (બુદ્ધિકોશમાં) રહીને વિજ્ઞાનનું અભ્યંતર છે, જેને વિજ્ઞાન જાણતું નથી, જેનું વિજ્ઞાન શરીર છે, જે વિજ્ઞાનને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા

---

(૧૬) સરખાવો છાંદો. ૮. ૧૨. (૩–૫).

(૨૨) જુવો. બ્ર. સૂ. ૧. ૨. ૨૦. માધ્યંદિનો "વિજ્ઞાન"ની જગ્યાએ "આત્મા" એવો શબ્દ વાપરે છે; અર્થ તો એકજ છે.

અંતર્યામી છે, અમર છે. (૨૩) જે વીર્યમાં રહીને વીર્યનું અભ્યંતર છે, જેને વીર્ય જાણતું નથી, જે વીર્યને અંદરથી નિયમે છે, એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે.

(આવો એ પોતે) દેખાતો નથી, છતાં(સર્વને)દેખનારો છે, સંભળાતો નથી, છતાં સાંભળનારો છે; ચિંતાતો (વિચારાતો) નથી, છતાં ચિંતનારો (વિચારનારો) છે; (બુદ્ધિ વડે)જાણવામાં આવતો નથી, છતાં જાણનારો છે. આનાથી (આના વિના) બીજો કોઇ દેખનારો નથી, આનાથી બીજો કોઈ સાંભળનારો નથી, આનાથી બીજો કોઇ ચિંતન કરનારો નથી, આનાથી બીજો કોઈ જાણનારો નથી. એવો એ તારો આત્મા અંતર્યામી છે, અમર છે. આનાથી બીજું(જૂદૃ બધુંય)દુઃખ છે,(નાશવાન છે.) પછી ઉદ્દાલક આરૂણિ શાન્ત થયા.

## આઠમું બ્રાહ્મણ.

(૧) પછી વાચન્કવી (ગાર્ગી) બોલી કે, હે પૂજ્ય બ્રાહ્મણો! રહો, મારે એમને (યાજ્ઞવલ્કયને) બે પ્રશ્નો પૂછવા છે. જો તેનો એ(બરાબર)ઉત્તર આપશે, તો પછી તમારામાંનો કોઇ એ બ્રહ્મવાદીને જીતનાર નથી (એમજ જાણજો).

(યાજ્ઞ૦) હે ગાર્ગિ, પૂછો. (૨) એ ગાર્ગીએ કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, જેમ ઉગ્ર પ્રભાવવાળો કાશ્ય (કાશી રાજા), કે વૈદહ (વિદેહદેશનો રાજા), ઉતારી નાખેલા ધનુષ્યની

(૨૩) સર. કેન. ૧. (૬-૯); જુવો. બૃ. ૩. ૮. ૧૧. ગીતા ૨. (૧૬-૧૭).

(૧) એ અંતર્યામી આત્મા આ અનંત બ્રહ્માંડથીય મોટો બ્રહ્મ છે, અને એનાજ શાસનથી દેવતાઓ પોતપોતાના ધર્મને ધારી રહ્યા છે, એવો શ્રુતિ આ બ્રાહ્મણમાં ઉપદેશ કરે છે.

પણછ ચઢાવીને શત્રુને હણનાર બે બાણ હાથમાં લઇને ઉભો થઈજાય, તેમ બે પ્રશ્નો સાથે હું તમારી સમક્ષ ઉભી થાઉં છું, તેમનો ઉત્તર આપો. (યાજ્ઞ૦) ભલે, પૂછો.

(૩) એણે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, જે સ્વર્ગની પારનું-ઉપરનું, અને જે પૃથિવીની પારનું-હેઠળનું, અને જે આ પૃથિવી અને સ્વર્ગ એમ વચગાળાનું (અંતરાળે) છે તે; (અને વળી) જે થએલું, થતું, અને થવાનું એમ કહેવાય છે તેવું(બધું વ્યક્ત જગત્), શેમાં ઓતપ્રોત થયું છે ? (તે કહો).

(૪) એણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, હે ગાર્ગિ, જે સ્વર્ગની પારનું ઉપરનું, જે પૃથિવીની પારનું હેઠળનું, જે આ સ્વર્ગ અને પૃથિવી એવું વચગાળાનું, જે થએલું, થતું, અને થવાનું એમ કહેવાય છે, તે (બધું) આકાશમાં (વ્યક્ત મહદ્‌માં) ઓતપ્રોત થઈ રહ્યું છે.

(૫) એણે (ગાર્ગીએ) કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, મને આવું સમજાવ્યું તેવા તમને મારા નમસ્કાર છે. હવે બીજા (પ્રશ્ન)માં મને દૃઢ કરો (સમજાવી મારો સંશય ટાળો). હે ગાર્ગિ, (બીજો પ્રશ્ન) પૂછો.

(૬) તેણે (ગાર્ગીએ ફરીને) કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, જે સ્વર્ગની પાર-ઉપરનું, અને પૃથિવીની પાર-હેઠળનું, અને આ સ્વર્ગ અને પૃથિવી એવું વચગાળાનું; જે થએલું, થતું, અને થવાનું, એમ કહે છે, તે શેમાં ઓતપ્રોત થઇ રહ્યું છે ? (૭) એણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, હે ગાર્ગિ, સ્વર્ગની પાર ઉપ-

---

(૪) સર. બૃ. ૩. ૩. ૨. જ્યોતિ.

(૬) ફરીથી એનો એ પ્રશ્ન કરવાનું કારણ એવું છે કે, પ્રથમના ઉત્તરને સ્પષ્ટ રીતે દૃઢીભૂત કરીનેજ આગળ પૂછવું જોઇએ, જેથી જ્ઞાન સ્પષ્ટ અને દૃઢ થાય, અને ગેરસમજુતને અવકાશ ના રહે.

(૭) જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૧૦.

રનું, જે પૃથિવીની પાર હેઠળનું, જે આ સ્વર્ગ અને પૃથિવી એવું વચગાળાનું, જે થએલું, થતું અને થવાનું કહેવાય છે, તે આકાશ(વ્યકત મહદ્)માંજ ઓતપ્રોત થઇ રહ્યું છે.

(ગાર્ગી૦) એ આકાશ ત્યારે શેમાં ઓતપ્રોત થઈ રહ્યું છે? (૮) તેણે કહ્યું કે, હે ગાર્ગિ, બ્રહ્મવેત્તાઓ (બ્રાહ્મણો) એવાને પ્રસિદ્ધ "અક્ષર" એમ કહે છે. તે સ્થૂળ (સ્થૂલભાવે) નથી, કે અલ્પ (સૂક્ષ્મ) નથી. ટુંકુ નથી કે લાંબું નથી; તે અગ્નિરૂપ નથી (**अलोहितं**), જળ રૂપ નથી (**अस्नेहं**); તે ઉજેસવાળું નથી (**अच्छायं**), અંધકારવાળુ નથી (અતમસ); તે વાયુ નથી (**अवायुः**); તેઆકાશ નથી. તે સંગરહિત છે. તે રસ નથી, ગંધ નથી, ચક્ષુ નથી (**अचक्षु**), શ્રોત્ર નથી, વાણી નથી, મન નથી; તે વિજ્ઞાન-રૂપી તેજ નથી; તે પ્રાણ નથી, મુખ નથી; માત્ર (જેનાથી માપ લેવાય છે તેવું measure) નથી; એને અંદર નથી

---

(૮) અવાયુ, અચક્ષુ, અનાકાશ, અલોહિત, અસ્થૂલ, ઈત્યાદિના અર્થ બે પ્રકારે થઇ શકે છે. એકમાં अથી ભિન્નતા, જૂદાપણુંજ બતાવાય. જેમ કે. વાયુ, ચક્ષુ, આકાશ, અગ્નિ, જળાદિનથી એ ભિન્ન છે, એટલે તેવી વસ્તુઓ એ નથી એવો એક અર્થ. બીજા અર્થમાં अનો અર્થ 'તે વગરનું' એમ કરીએ તો વાયુ, ચક્ષુ, આકાશ, સ્થૂળતા વિગેરે રૂપ-વિકાર 'વગરનું'. એટલે કે જેનામાં એ વસ્તુઓના ગુણભાવો નથી, તેથી તે એવા ગુણગુણીભાવથી રહિત છે. આવા બન્નેય અર્થમાં શબ્દોને લેતાં શ્રુતિનો અર્થ સ્પષ્ટ પણ થાય છે. એટલે બન્ને અર્થમાં એ "અ"ભાવને સમજવો. એટલે કે તે અગ્નિ આદિથી વિલક્ષણ-જૂદુજ છે, તેમજ અગ્નિ આદિના ગુણાત્મક વિકાર વગરનું છે. અક્ષર તે નિર્વિકાર, અજ, પરમાત્માજ છે. એ અજ અને વિકાર રહિત હોઇને ક્ષર એટલે નાશવાન નથી. એવુંજ એ આત્મતત્વ છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. (૧૦–૧૨).

(છિદ્ર નથી), કે એને બહાર નથી; તે કોઇને ખાતું નથી, અને કોઈ એને ખાઈ શકતું નથી.

(૯) હે ગાર્ગિ, જરૂર આવા અક્ષરની આજ્ઞામાં રહીને સૂર્યચંદ્ર (પોત પોતાનાં કર્મોને, ધર્મોને) ધારણ કરી રહ્યા છે. જરૂર હે ગાર્ગિ, આવા અક્ષરની આજ્ઞામાં રહીને આ સ્વર્ગ અને પૃથિવી બન્ને (કર્મોને) ધારણ કરી રહ્યાં છે. હે ગાર્ગિ, જરૂર, આવા અક્ષરની આજ્ઞામાં રહીને નિમેષ (આંખના પલકારા જેટલો વખત), મૂહુર્ત, રાત્રિ, દિવસ, અર્ધમાસો, માસો, સંવત્સરો (જગતને) ધારણ કરી રહ્યા છે. જરૂર, હે ગાર્ગિ, આવા અક્ષરની આજ્ઞામાં રહીને (બરફથી ઢંકાયલા) ધોળા પર્વતોમાંથી નીકળીને પૂર્વ દિશા તરફ, અને પશ્ચિમ દિશા તરફ, અને બીજી ગમે તેવી દિશામાં જતી નદીઓ વહી રહી છે. જરૂર, હે ગાર્ગિ, આવા અક્ષરની આજ્ઞામાં રહીને મનુષ્યો દાન કરનારાઓની પ્રશંસા કરે છે, દેવતાઓ યજમાન(યજ્ઞ કરનારાઓ)ને અને પિતૃઓ (પિણ્ડ–તર્પણાદિ) બલિ આપનારાને (તેમની પ્રશંસા કરતા) અનુસરે છે.

---

(૯) જે કર્મોને ધર્મ રૂપે દેવતાઓ ધારણ કરી રહ્યા છે, તેવાં કર્મોજ તેમનો ધર્મ કહેવાય છે. જુવો. બૃ. ૧. ૫. ૨૩. આ સર્વ કર્મોનો પ્રેરક એજ અક્ષર આત્મા છે, જે અંતર્યામી છે. પરમાત્માનું આવું સર્વાન્તર્યામીત્વ અહીં પ્રકટ કરીને એનાજ શાશન-ભયથી દેવતાઓ પોતપોતાના ધર્મોને ધારણ કરી રહ્યા છે, એમ શ્રુતિ ઉપદેશે છે. જુવો બૃ. ૩. ૭. (૩ થી ૨૩). શાશનભયને માટે જુવો. કઠ. ૬. (૨–૩); તૈ. ૨. ૮. ૧.

સંવત્સરાદિ કાળોનું કર્તવ્ય કર્મ તે કાર્યકારણ સંઘાતના ચક્રને પ્રત્યેક ક્ષણે ફેરવતા રહેવાનું અને એમ કરતાં નવાં કાર્યો બતાવવાનું છે. જુવો. ઈશા. ૮. જ્યોતિ.

(૧૦) જરૂર, હે ગાર્ગિ, આવા અક્ષરને ઓળખ્યા વગર આપણા (કર્મ) લોકમાં હજારો વર્ષ સુધી યજ્ઞ કરે, યજન કરે, તપ કરે, તોપણ તેનું તો અંતવાળુંજ ફળ હોય છે. જરૂર જે આવા અક્ષરને હે ગાર્ગિ ! ઓળખ્યા વગર આ લોકમાંથી (મરીને પરલોકમાં) જાય છે તે કૃપણ (દીન–હલકો) છે. પણ જે એવા અક્ષરને હે ગાર્ગિ ! ઓળખીને આ લોકમાંથી (અન્ય લોકમાં–સ્વલોકમાં) જાય છે, તેજ બ્રાહ્મણ છે.

(૧૧) હે ગાર્ગિ ! જરૂર એવો એ અક્ષર ( બીજાથી દેખાતો નથી એવો) અદૃષ્ટ છે, (કારણ કે, સર્વનો) એ દૃષ્ટા (જોનારો)છે; (કોઇનાથી) એ સંભળાતો નથી, (કારણ કે, સર્વનો) સાંભળનારો છે; (કોઇનાથી) મનન કરી શકાતો નથી, (કારણ

---

(૧૦) 'સ્વ''લોકને માટે જુવો. બૃ. ૧. ૪. ૧૫; છાં. ૮. ૫. ૩. અક્ષરને અહીંજ ઓળખવા માટે જુવો. છાં. ૮. ૧. ૬. બૃ. ૬. ૨. ૧૫. કઠ. ૫. ૬. બૃ ૪. ૪. ૧૪. જ્યોતિ. જ્ઞાનથીજ થતા મોક્ષ માટે જુવો તૈ. ૨. ૬. ૧. થી ૨. ૮. ૫. સુધી. છાં. ૨. ૨૩. ૧. છાંદો. ૭. ૧. ૩. છાંદો. ૭. ૨૫. ૨; બૃ. ૪. ૪. ૧૪, મું. ૨. ૨. ૫; શ્વેતા. ૬. ૧૫. તૈ. ૨. ૧. ૧, બૃ. ૧. ૪. ૧૫. કઠ. ૫. ૧૩. વળી શતપથ બ્રાહ્મણ ૧૦. ૫. ૪. ૧૫. માં કહ્યું છે કે "જ્ઞાનથીજ તેઓ ઉંચે ચઢે છે, અને ત્યાં એમની કામનાઓ તૃપ્ત થાય છે. યજ્ઞની આહુતિઓ ત્યાં પહોંચતી નથી, કે અજ્ઞાનીનું તપ પણ ત્યાં પહોંચતું નથી." કારણ કે, માત્ર બ્રહ્મજ્ઞાનથીજ એ પદને પમાય છે. ડ્યુશેન પૃ. ૩૨૩. શ્વેતા. ૩. ૮; ૪. ૨૦.

પંડિત ડ્યુશેન જ્ઞાનથીજ મુક્તિને સમર્થન કરવા વળી બીજાં આવાં પ્રમાણો પણ બતાવે છે. બૃ. ૩. ૪. ૨; ૩. ૫. ૧; ૩. ૭. ૨૩;

પુણ્યના ક્ષયને માટે સર. છાં. ૮. ૧. ૬; બૃ. ૬. ૨. ૧૬.

(૧૧) સર. "જેના વડેજ આ બધુંય જણાય છે તેને તે બીજા શા વડે જાણી શકાય ?" બૃહ. ૨. ૪. ૧૪. એ સર્વનો દૃષ્ટા છે. તેથી એવા દૃષ્ટાને બીજો કોઇ જોઈ શકતો નથી. એનાથી બીજો કોઈ જૂદોજ દૃષ્ટા

કે, સર્વનું) એ મનન કરનારો છે. (કોઈથી) એ બુદ્ધિમાં જણાતો નથી, (કારણ કે, સર્વને) એ બુદ્ધિમાં જાણનારો છે. આનાથી બીજો—જૂદો કોઈ જોનારો નથી, આનાથી જૂદો કોઈ સાંભળનારો નથી, આનાથી જૂદો કોઈ મન્તૃ (મનન કરનારો) નથી, આનાથી જૂદો કોઈ બુદ્ધિમાં જાણનારો નથી. ખરે, આવા અક્ષરમાંજ, હે ગાર્ગિ, આકાશ ઓતપ્રોત થઈ રહ્યું છે.

(૧૨) એ ગાર્ગીએ કહ્યું કે, હે પૂજ્ય બ્રાહ્મણો ! આમનાથી તો, તેમને અજય્યગણી, નમસ્કાર કરીનેજ તમે છુટો એજ તમારે સ્વીકારવું યોગ્ય છે. જરૂર, તમારામાંનો કોઇ આમને બ્રહ્મવાદમાં કદિ જીતે એમ નથી. પછી વાચન્કવી ગાર્ગી શાન્ત રહીં.

## નવમું બ્રાહ્મણ.

(૧) ત્યાર પછી, શકલના પુત્ર (શાકલ્ય) વિદગ્ધે એમને પૂછ્યું કે, હે યાજ્ઞવલ્કય, દેવો કેટલા છે ? એમણે આવા નિવિદ (વિશ્વદેવના મંત્ર)થીજ ઉત્તર આપ્યો કે, વિશ્વદેવના

---

હોવાનો સંશય સરખો પણ દૂર કરવા યાજ્ઞવલ્કય કહે છે કે, એનાથી બીજો—જૂદો કોઇજ દ્રષ્ટા નથી; એ એકલો અને અદ્વૈત જ છે. અને એમાંજ વાણાતાણાની પેઠે આકાશ ઓતપ્રોત થઇ રહ્યું છે.

સર. કેન. ૧. (૬–૯); બૃ. ૩. ૭. ૧૨.

(૧) અહીં મહદ્‌ની અનેક શકિતયો અને તેમના ગુણોને શ્રુતિ પ્રકટ કરે છે. અને આવા વિકારોથી તેમનો અંતર્યામી, સર્વાયણ—અધિષ્ટાન, તો જૂદોજ નિર્વિકાર અને નિશ્ચળ છે, એવો શ્રુતિનો ઉપદેશ છે. જાણે બૃ. ૨.૧ માં કાશીરાજાએ બાલાદિને કરેલા ઉપદેશનુંજ અહીં વિવેચન છે. ॐ. નો અર્થ "હા" "એમજ" એવો છે. આવા અર્થને માટે જુવો. તૈ૦ ૧. ૮. ૧. છાં. ૧. ૧. ૮. "નિવિદ" એ વૈશ્વદેવનો પ્રશંસા-

નિવિદમાં જેટલા કહેવાય છે તેટલા. તે ત્રણ, અને ત્રણસો, અને ત્રણ, અને ત્રણ હજાર, છે. (શાકલ્યે કહ્યું) ૐ. (હા, એમજ.)

તેણે (શાકલ્યે) પૂછયું કે હે, યાજ્ઞવલ્કય, ચોક્કસ કેટલા દેવો છે? (ઉ૦) તેત્રિશ. (પ્રશ્નકારનો સંતોષ) ૐ (હા). તેણે પૂછયું કે, હે યાજ્ઞવલ્કય, ખરે દેવો કેટલા છે? (ઉ૦) છ. ૐ (હા). તેણે પૂછયું કે, હે યાજ્ઞવલ્કય, દેવો ખરે કેટલા છે? (ઉ૦) ત્રણ. ૐ (હા). તેણે પૂછયું કે, હે યાજ્ઞવલ્કય, દેવો ખરે કેટલા છે? (ઉ૦) બે. ૐ (હા). તેણે પૂછયું કે, હે યાજ્ઞવલ્કય, દેવો કેટલા છે? (ઉ૦) દોઢ. ૐ (હા). તેણે પૂછયું કે, ખરેખર દેવો કેટલા છે? (ઉ૦) એક. ૐ (હા). તેણે પૂછયું કે, એ બધા ત્રણ, અને ત્રણસો, અને ત્રણ, અને ત્રણ હજાર, તે (ત્યારે) કયા? (૨) એણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, એટલા (બધા તો) એમનો મહિમા છે (વિભૂતિયો છે); પણ દેવો તેત્રિશજ છે.

એ તેત્રિશ તે કયા? (ઉ૦) આઠ વસુઓ, અગિયાર રૂદ્રો, બાર આદિત્યો, એટલા એકત્રિશ; અને ઇન્દ્ર અને પ્રજાપતિ મળીને તેત્રિશ.

(૩) વસુઓ કયા? (ઉ૦) અગ્નિ, પૃથિવી, વાયુ, અંતરિક્ષ, આદિત્ય, સ્વર્ગ, ચંદ્ર અને નક્ષત્રો, એટલા વસુઓ. આ બધું વસુ (ભોગાત્મક લોક) એમનામાં રહ્યું છે, તેથી તે વસુઓ (કહેવાય) છે. (૪) રૂદ્રો કયા? આ પુરૂષ-

---

ત્મક મંત્ર છે. તેમાં સર્વે દેવોની સંખ્યા કહી છે. તે નિવિદ પુરતોજ યાજ્ઞવલ્કયે પેહેલો ઉત્તર આપ્યો છે.

આ જ શાકલ્યે જનકને આત્મા પ્રજાપતિનો ઉપદેશ કર્યો હતો. જુવો. બૃ. ૪. ૧. ૭.

(૨). સર. બૃ. ૨. ૫. ૧૯. જ્યાં ઇન્દ્રની અનંત શક્તિયો બતાવી છે તે.

માંના (શરીરમાંના) પ્રાણો, અને અગિઆરમો આત્મા (વિજ્ઞાન-અંતઃકરણ). તે જ્યારે આ મર્ત્ય શરીરમાંથી ઉઠી જાય છે ત્યારે (સંબંધીઓને) રડાવે છે, તેથી જે રોવરાવે તે રૂદ્રો (કહેવાય) છે. (૫) આદિત્યો કયા ? (ઉ૦) સંવત્સરના બાર મહિના છે તે (બાર) આદિત્યો. તે આ સર્વે (પ્રાણી માત્ર)ને પકડીને (કાળમાં) વહી જાય છે. આ જે કાંઈ છે તે બધાયને તેઓ (કાલપાશમાં) પકડીને લઇ જાય છે, તેથીજ (તેઓ) આદિત્યો (કહેવાય) છે. (૬) ઈન્દ્ર કયો ? અને પ્રજાપતિ કયો ? (ઉ૦) મેઘગર્જનાવાળો છે તે જ ઈન્દ્ર. યજ્ઞ એ પ્રજાપતિ. (પ્ર૦) મેઘગર્જનાવાળો કેવો ? (ઉ૦) વજ્રવાળો. (પ્ર૦) યજ્ઞ કેવો ? (ઉ૦) (યજ્ઞનાં સાધન)પશુઓ(વાળો તે યજ્ઞ).

(૭) છ કયા ? (ઉ૦) અગ્નિ, પૃથિવી, વાયુ, અંત-

---

(૫) આદિત્યોને, પુરાણ કાલના 'અદિતિ'ના પુત્રો તે આદિત્યો, એવા રૂપે અહીં વર્ણવ્યા નથી. યજ્ઞનું કાંઇ ખાસ સ્વરૂપ નહીં હોવાથી જેનાથી યજ્ઞ કરવામાં આવે છે તેવાં પશુના લક્ષણથીજ અહીં શ્રુતિ તે યજ્ઞને વર્ણવે છે. આવો યજ્ઞનો અર્થ તે સાધ્યસાધક સબંધે લાક્ષણિક અર્થ છે.

મહદ્‌ની આ ઇન્દ્ર અને પ્રજાપતિરૂપી શક્તિ(દેવતા)ઓનો શ્રુતિ અહીં વિવેક કરી બતાવે છે. ઈન્દ્રને મેઘગર્જનાવાળોજ ધર્મ કહીને, તે કર્મફળની ઘટમાળને સંકલ્પ બળે ફેરવી રહેતી પુરૂષની બળ રૂપી શક્તિ છે, એમ સ્પષ્ટીકરણ કર્યું છે. અને તેની પ્રજાપતિ સર્જનાત્મક શક્તિ તે યજ્ઞ રૂપે છે. આ યજ્ઞ તે મહદાત્માની અન્ય સર્વ પ્રવૃત્તિમય શક્તિ છે. એમાં જીવભાવના ભોગાર્થે થતી સર્વે ભૂતોની, અથવા પશુઓની સૃષ્ટિ, અને વિસ્તારરૂપ યજ્ઞ ક્રિયાનો, જેમાં તેમની ભોજ્યાત્મક આહુતિયોથી થતી ક્રિયા, તેમજ ભોક્તાની ભોગાત્મક સર્વ માનસિક ક્રિયાનો પણ સમાવેશ થાય છે, તે બધી આવે છે. આવો જીવભાવની અપેક્ષાએ થતો સમગ્ર ક્રિયાત્મક વ્યવહાર તે 'પ્રજાપતિ'નું સ્વરૂપ છે, અને તેજ 'યજ્ઞ'છે, એમ શ્રુતિનું કહેવું છે.

(૭) તેત્રિશેય દેવો આ છ દેવની અંદર સમાઈ જાય છે, તેથી વળી તેમને છ કહ્યા.

રિક્ષ, આદિત્ય, સ્વર્ગ એ છ. આ (અનંત દેવનું બનેલું) બધું(બ્રહ્માંડ) આવા છજ (આંતર દેવવાળું) છે.

(૮) ત્રણ દેવો તે કયા? (ઉ૦) આ ત્રણ લોકો છે તે જ. કારણ કે, આમાં બધાય દેવો (આવી જાય) છે.

બે દેવો (કહ્યા) તે કયા? (ઉ૦) અન્ન અને પ્રાણ.

દોઢ (કહ્યો)તે કયો? (ઉ૦) જે આ (બહાર) વાય છે, તે વાયુ. (૯) (પ્રશ્ન) એને તો (લોકો) કહે છે કે જાણે એ એક

---

(૮) પૃથિવી અને અગ્નિ મળીને આ મર્ત્ય 'ભૂ' લોક, અંતરિક્ષ અને વાયુ મળીને 'ભુવઃ' અંતરિક્ષ લોક, અને આદિત્ય અને સ્વર્ગ મળીને સ્વર લોક, એમ ત્રણ લોકો તે જ ત્રણ દેવતા કહ્યા. સર્વે દેવતાઓ આમાંજ સમાઈ જાય છે.

બે દેવોમાં જે અન્ન છે, તે જ પ્રશ્ન. ૧. ૪. માંની 'રયિ,' અને બીજો 'પ્રાણ.'

(૯) વાયુ એ સર્વનું સામાન્ય છે, તેથી સર્વનું વ્યષ્ટિ અને સમષ્ટિ વાયુ છે, એમ બૃ. ૩. ૩. ૨. માં આગળ કહ્યું છે. આ વાયુને બ્રહ્મ પણ કહેવામાં આવ્યો છે. એ પ્રાણવાયુ વડેજ સર્વ જગત્ વૃદ્ધિને પામે છે, તેથી એક નહીં કહેતાં અડધા—અર્ધની અધિકતાવાળી વિશેષતા બતાવવા 'અધ્યર્ધ' એટલે દોઢ કહ્યો છે. એક દેવ તે પ્રાણ-બ્રહ્મને કહ્યો છે. આ પ્રાણ તે શ્વાસોશ્વાસ નહીં, કારણ કે, તે તો વાયુમાં પડશે, પણ આ સર્વનો મધ્યમ પ્રાણ, જે સૂત્રાત્મા થઇને સર્વનું કારણ ભૂત છે, જે સર્વનો આશ્રય છે, તે મહત્ વ્યકતબ્રહ્મ. અને જેને બૃહ. ૨. ૩. ના મૂર્ત બ્રાહ્મણમાં ત્યત્ બ્રહ્મ—પરોક્ષબ્રહ્મ તરીકે વર્ણવ્યો છે, તે છે. અવ્યકત આનાથી ઉપરનો છે. આ 'ત્ય'—ત્યત્બ્રહ્મ અહંભાવને પામી વૃદ્ધિ કરવાનો સંકલ્પ કરે, ત્યારે તે 'પ્રજાપતિ' રૂપે પ્રકટ થાય છે. આ સર્વે દેવો તે આ જ પ્રાણની વિભૂતિયો છે. દેવતાઓ આ પ્રમાણે અનંત છતાં મૂળમાં તો એકજ છે; તે સર્વ એકનોજ આવિર્ભાવ છે, એમ શ્રુતિએ અહીં સ્પષ્ટ કરી બતાવ્યું છે. મધ્યમ પ્રાણ માટે જુવો

હોય તેમ વાય છે, તો પછી (એને) અધ્યર્ધ કેમ કહ્યો ? (ઉ૦) એમાં રહીને આ સર્વ (ચરાચર) વૃદ્ધિને પામે છે, તેથી એ અધ્યર્ધ (વધારાના અર્ધવાળો) છે.

એક દેવ તે ત્યારે કયો ? (ઉ૦) પ્રાણ. એ બ્રહ્મ ત્યત્ (પરોક્ષ બ્રહ્મ) કહેવાય છે.

(૧૦) (શાક૦) પૃથિવીજ જેનું આયતન (આલંબ-શરીર) છે, (ક્ષુધાગ્નિ) અગ્નિ (જેનું) લોક (ભોગસ્થાન) છે,

---

બૃ. ૧. ૫. ૨૧; ૧. ૬. ૩; ૨. ૩. ૧; ૪. ૪. ૭. આ સદ્-દેવતા એક છતાં, ઉપાધિ અનુસાર નામ, રૂપ, અને કર્મના ગુણ-શકિતના ભેદને લીધે તે કેવા જૂદા જૂદા સ્વરૂપે જણાય છે, તે કેટલાંક દષ્ટાન્તોથી શ્રુતિ પાછલા મંત્રોમાં સમજાવે છે. આ એક દેવના "દેવાંશ"ની સ્પષ્ટતા માટે જુવો બૃહ. ૨. ૧. ૧૭ ની જ્યોતિ, તથા પ્રશ્ન ૨. ૫.

(૧૦) આ મંત્રથી પ્રાણનાં મૂર્ત-અમૂર્ત વિવિધ સ્વરૂપો થાય છે તે સમજાવે છે. શાકલ્ય જાણે પોતે બ્રહ્મને બરાબર સમજે છે એમ બતાવવા, બૃ. ૨. ૧ બ્રા. માંના ગર્વિષ્ટ ગાર્ગ્યની પેઠે, બોલે છે કે, શારીરમય પુરૂષનેજ પરાયણ કરીને ઓળખે તે બ્રહ્મવેત્તા ખરો કે નહીં ? યાજ્ઞવલ્કય કહે છે, કે શારીરપુરૂષ તો વિશિષ્ટ છે, તેથી તે સર્વનું પરમાત્મ્ય નથી. સર્વનું પરાયણ-પરમાત્મ્ય તો નિર્વિશિષ્ટ જ હોઇ શકે. જો એને તું જાણતો હોઉ તો એનું સ્વરૂપ-વિશેષતા કહે, એવા ઉન્મત્ત પ્રશ્નનો શાકલ્યને અવકાશ ના રહે તે માટે યાજ્ઞવલ્કય તેની વિશેષતા પણ કહી દેછે, કે તમે કહ્યો એવો તો આ શરીરસ્થ પુરૂપ છે તેજ એ. તમે એને સર્વાયણ સમજો છો તે એ નહીં. એટલે શાકલ્ય બ્હીલો પડે છે. તેથી જરા ટકોર કરીને યાજ્ઞવલ્કય કહે છે કે, હવે કાંઇ પૂછવું છે ? ત્યારે સ્હેજ આવેશમાં આવીને પાછો એ પૂછેછે કે, કહો ત્યારે એનો કારણદેવતા કોણ ? તેનો સચોટ ઉત્તર યાજ્ઞવલ્કય આપે છે કે "અમૃત". આજ પ્રમાણે બીજા મંત્રોનો વાદ સમજી લેવો. આ પૃથિવી અભિમાની દેવનું-પ્રાણનું-પ્રવચન છે. માતાનાં ત્વચા, માંસ, રૂધીર, અને પિતાનાં હાડકાં, ચરબી, અને વીર્યથી મનુષ્યનું શરીર બંધાય છે. તેથી આવા માત્ર

મન (જેનું) જ્યોતિ (જ્ઞાન) છે, એવા પુરૂષને જે સર્વના આત્માનું પરાયણ (પરમ રેઠાણુ–આશ્રય) છે, એમ સમજે

---

પૃથિવીતત્વાભિમાની દેવ–શારીરપુરૂષની ઉત્પત્તિનું આ માતાપિતામાં સૂક્ષ્મરૂપે રહેલાં ગર્ભમાં બંધાવાના શરીરનાં સૂક્ષ્મ તત્વો, ધાતુઓ–જેમને 'અમૃત' કહે છે, તેજ કારણ ગણાય છે. પરાયણતા એટલે પટ અને તંતુના, કે સર્પ અને રજ્જુના આશ્રય જેવો પરમાશ્રય, રેઠાણુ કે પ્રતિષ્ઠા.

પુરૂષનું જે ઉત્પત્તિકારણ હોય, તે પોતેજ કાર્યાત્મક હોવાથી પરમ આયતન નાજ બની શકે. તેથી તે સર્વનું ઉત્પત્તિકારણ પણ નાજ બને. તેથી શાકલ્યની માન્યતા ગર્વિષ્ટ ગાર્ગ્યની પેઠે ખોટીજ છે, તેમ યાજ્ઞવલ્ક્ય કહે છે. જુવો બૃ. ૬. ૨. ૧૩. સર. બૃ. ૩. ૭. ૩ પૃથ્વીનું અંતર્યામી તત્વ તેજ આ પ્રાણવાયુ.

મેક્ષમુલર આ મંત્રનો અર્થ જૂદી રીતે કરે છે, અને શાકલ્ય અને યાજ્ઞવલ્કયના પ્રશ્નોત્તરોની કાંઈક ભેળસેળ કરીને આવો વિચિત્ર અર્થ ઘટાવે છે કે, "શાકલ્યે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, એ પુરૂષને કે જેનું શરીર પૃથિવી છે, જેનો લોક અગ્નિ છે, જેનું તેજ મન છે, એવો એ સર્વે આત્માઓનું આયતન છે એમ જાણે તેજ ખરે ગુરૂ છે. ( યાજ્ઞવલ્કયે કહ્યું ) એ પુરૂષને કે જે સર્વે આત્માઓનું આયતન છે અને જેના વિષે તું કહેછું તેને હું જાણું છું. તે આ શારીરપુરૂષ છે. પણ હે શાકલ્ય, કહે, તેનો દેવતા કોણ છે? ( શાકલ્યે જવાબ આપ્યો કે ) અમૃત." આ ભાષાન્તરની યોગ્યતાને માટે મેક્ષમુલર પોતેજ શંકાશીલ છે. અને તેમની શંકા ખરી છે.

'હવે બોલો શાકલ્ય!' એટલો ભાગ તો અવશ્ય યાજ્ઞવલ્કયનો જ હોવો જોઇએ. તો પછીનો 'ઇતિ' સુધીનો પ્રશ્ન શાકલ્યનો જ હોય. અને છેલો 'ઇતિ' સુધીનો ભાગ સ્પષ્ટ રીતે યાજ્ઞવલ્કયનો જ ઉત્તર થાય. પણ મેક્ષમુલર લેછે તેમ, જો 'તેનું ઉત્પત્તિકારણ કોણ છે' એટલા ભાગને યાજ્ઞવલ્કયનો પ્રશ્ન ગણીને 'બોલો' નું તેને કર્મ તરીકે લઇએ, તો છેલ્લો અને સચોટ ઉત્તર શાકલ્યનોજ થાય એટલે અંતે બધાય સચોટ ઉત્તર આપતાં શાકલ્યજ વિજયી નીવડે, યાજ્ઞવલ્કય નહીં. પણ આવું પરિણામ ૧૯ મા મંત્રમાં શાકલ્યે પોતે જ કબુલ કરેલા

તે વિદ્વાન (બ્રહ્મવેત્તા) હોય ખરો કે, યાજ્ઞવલ્કય ? (યાજ્ઞ૦) જેને તમે સર્વના આત્માનું પરાયણ કરીને (પરમઠેકાણું તરીકે) કહો છો તે પુરૂષને તો હું બરાબર જાણું છું. એવો એ તો જે શારીરપુરૂષ છે તે જ છે (પરાયણ ન્હોય). બોલો શાકલ્ય ! (શું કહેવું છે ? ) (શા૦) તો એનું ઉત્પત્તિ કારણ (દેવ) કોણ ? અમૃત, એમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું. (૧૧) કામ જ જેનું શરીર છે, હૃદય (બુદ્ધિ) લોક છે, મન જ્યોતિ છે, એવા પુરૂષને જે સર્વના આત્માનું પરમઠેકાણું (પરાયણ) છે, એમ સમજે તે વિદ્વાન હોય ખરો કે, યાજ્ઞવલ્કય ? (યાજ્ઞ૦) જેને તમે સર્વના આત્માનું ઠેકાણું (પરાયણ કરીને) કહો છો તે પુરૂષને તો જરૂર હું જાણું છું. એવો એ તો (આ શરીરમાં) કામનામય પુરૂષ છે તેજ છે. (એ એકદેવ–પરાયણ ન્હોય). બોલો શાકલ્ય ! (શું કહેવું છે ? ). (શા૦) તો તેનું ઉત્પત્તિકારણ કોણ ? સ્ત્રિયો, એમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું. (૧૨) (કાળાં ધોળાં) રૂપો જ જેનું શરીર છે, ચક્ષુ લોક (છે), મન જ્યોતિ (જ્ઞાન) છે, એવા પુરૂષને જે સર્વના આત્માનું (પરાયણ) ઠેકાણું છે, એમ સમજે તે વિદ્વાન હોય ખરો કે, યાજ્ઞવલ્કય ? (યાજ્ઞ૦) જેને તમે સર્વના આત્માનું પરાયણ કરીને કહો છો તે પુરૂષને તો જરૂર હું જાણું છું. એવો એ તો જે આદિત્યમાં પુરૂષ છે તે જ છે (સર્વાયણ ન્હોય). બોલો

---

યાજ્ઞવલ્કયના વિજયની વિરૂદ્ધ જશે. વળી મુખ્ય પ્રશ્ન પૂછનાર તરીકે શાકલ્ય છે, અને પરિક્ષા યાજ્ઞવલ્કયની થાય છે, એટલે છેલ્લો ઉત્તર વિજયી યાજ્ઞવલ્કયનો જ હોવો યોગ્ય છે. વળી અમારો જ અન્વય આગલા બૃહ. ૨. ૧. બ્રા. ને અનુસાર થાય છે.

આવાં કારણથી અમે શંકરને જ અનુસરી મંત્રનો અન્વય કર્યો છે.

(૧૨) અધ્યાત્મ ચક્ષુમાંથી આદિત્યની ઉત્પત્તિ શ્રુતિમાં કહી છે.

શાકલ્ય ! (શું કહેવું છે ?). (શાક૦) તો તેનું ઉત્પત્તિ-કારણ કોણ ? સત્ય, એમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું. (૧૩) આકાશજ જેનું શરીર છે, કાનો લોક છે, મન જ્યોતિ છે, એવા પુરૂષને જે સર્વના આત્માનું રેઠાણુ છે, એમ સમજે તે વિદ્વાન હોય ખરો કે, યાજ્ઞવલ્કય ? (યાજ્ઞ૦) જેને તમે સર્વના આત્માનું રેઠાણુ કરીને કહો છો તેવા પુરૂષને તો જરૂર હું જાણું છું. એવો એ તો જે શ્રૌત અને પ્રાતિશ્રુત(ધ્યાનપૂર્વક સાંભળવા)માં પુરૂષ છે તેજ છે. (એ સર્વાયણુ ન્હોય.) બોલો શાકલ્ય ! (શું કહેવું છે ?). (શાક૦) તો તેનું ઉત્પત્તિ કારણુ કોણુ ? દિશાઓ, એમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું. (૧૪) તમસ(અંધકાર)જ જેનું શરીર છે, હૃદય લોક છે, મન જ્યોતિ છે, એવા પુરૂષને જે સર્વના આત્માનું રેઠાણુ છે એમ સમજે તે વિદ્વાન હોય ખરો કે, યાજ્ઞવલ્કય ? (યાજ્ઞ૦) જેને તમે સર્વના આત્માનું રેઠાણુ કરીને કહો છો તે પુરૂષને તો જરૂર હું જાણું છું. એવો એ તો જે છાયામય (અજ્ઞાનમય) પુરૂષ છે તેજ છે. (એ સર્વાયણુ નહીં). બોલો શાકલ્ય ! (શું કહેવું છે ?) (શાક૦) તો તેનું ઉત્પત્તિકારણુ કોણુ ? મૃત્યુ, એમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું. (૧૫) રૂપોજ (જ્ઞેય) જેનું શરીર છે, ચક્ષુ લોક છે, મન જ્યોતિ છે, એવા પુરૂષને જે સર્વના આત્માનું રેઠાણુ છે એમ સમજે તે વિદ્વાન હોય ખરો કે, યાજ્ઞવલ્કય ? (યાજ્ઞ૦) જેને તમે સર્વના આત્માનું રેઠાણુ કરીને કહો છો તેવા પુરૂષને જરૂર હું જાણું છું. એવો એ તો

---

(૧૪) છાયામય એટલે અજ્ઞાનમય. અજ્ઞાન એ પણ 'જ્ઞેય' છે, કારણકે, હું જાણુતો નથી એવા 'ભાનને' ય અજ્ઞાન કહે છે. એવું ભાન જેનું છે તે છાયામય પુરૂષ છે. પ્રતિબિંબમાંનો પુરૂષ તે જ્ઞાનના અભિમાનવાળો બુદ્ધિમાંનો પ્રાણાત્મક વિજ્ઞાનમય પુરૂષ છે. એકનું કારણુ તેથી મૃત્યુ કહ્યું, અને બીજાનું કારણ પ્રાણ કહ્યું.

જે (બુદ્ધિના) પ્રતિબિંબમાં (આદર્શમાં) પુરૂષ છે તેજ છે. (પરમાશ્રય નહીં). બોલો શાકલ્ય !(શું કહેવું છે?) (શાક૦) તો તેનું ઉત્પત્તિકારણ કોણ ? અસુ (પ્રાણ), એમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું. (૧૬) જળજ જેનું શરીર છે, હૃદય લોક છે, મન જ્યોતિ છે, એવા પુરૂષને જે સર્વના આત્માનું રેઠાણ છે એમ સમજે, તે વિદ્વાન હોય ખરો કે, યાજ્ઞવલ્કય ? (યાજ્ઞ૦) તમે જેને સર્વના આત્માનું રેઠાણ કરીને કહો છો તે પુરૂષને તો જરૂર હું જાણું છું. એવો એ તો જે જળમાં પુરૂષ છે તે જ છે. (એકદેવ ન્હોય). બોલો શાકલ્ય ! (શાક૦) તો તેનું ઉત્પત્તિકારણ કોણ ? વરૂણ, એમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું. (૧૭) રેતસ્ (વીર્ય) જેનું શરીર છે, હૃદય લોક છે, મન જ્યોતિ છે, એવા પુરૂષને જે સર્વના આત્માનું રેઠાણ છે એમ સમજે તે વિદ્વાન હોય ખરો કે, યાજ્ઞવલ્કય ? (યાજ્ઞ૦) જેને તમે સર્વના આત્માનું રેઠાણ કરીને કહો છો તે પુરૂષને તો જરૂર હું જાણું છું. એવો એ તો જે પુત્રમય (પુત્રરૂપ) પુરૂષ છે તે જ છે. (સર્વાયણ નહીં). બોલો શાકલ્ય ! (શાક૦) તો તેનું ઉત્પત્તિ કારણ કોણ ? પ્રજાપતિ, એમ તેણે (યાજ્ઞવલ્કયે) કહ્યું.

(૧૮) (પછી) યાજ્ઞવલ્કયે કહ્યું કે, હે શાકલ્ય ! જાણે આ બ્રાહ્મણોએ, તમને હોળીનું નાળીએર જ બનાવ્યા હો.

---

(૧૮) 'अंगारावक्षयणं' એટલે અંગારાને ઓલવનાર નાળીએરના જળરૂપ બનાવ્યા ! એટલે, અંગારા ઉપર પડતાં એ પોતે જ બળીને ભસ્મ થાય તેમ તમે થયા. આ બ્રાહ્મણો પોતે મને પ્રશ્ન પૂછતાં બ્હીન્યા, અને તેથી તેમણે તમને આગળ કર્યા, જેમાં તમે જાતે જ આવા માનભંગ થયા; કારણકે, તમારી વિદ્યાની તુલના હલકી થઇ. તમે નિર્વિશિષ્ટ સર્વાયતન બ્રહ્મને જાણતા નથી જ એમ હવે સાબીત થયું. તમે માત્ર વિશિષ્ટ બ્રહ્મને જ ઓળખો છો. તેથી તમારી વિદ્યા પૂર્ણ નથી.

અહીં સુધી વ્યક્ત, વિશિષ્ઠબ્રહ્મ–વિરાડ્ બ્રહ્મનું વર્ણન કર્યું. અને તેને

(૧૯) શાકલ્યે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, ત્યારે કેવા બ્રહ્મને જાણીને તમે આમ કુરૂપંચાળના બ્રાહ્મણોને વિવાદમાં જીત્યા ગણો છો ?

(યાજ્ઞવલ્કય૦) હું (એવા બ્રહ્મ રૂપે થઇને) દિશાઓને જાણી રહ્યો છું; દેવો સહિત અને પ્રતિષ્ઠા (રેઠાણ) સહિત. (શાક૦) જો દેવો સહિત અને રેઠાણો સહિત તમે દિશાઓને જાણતા હો તો (આપો ઉત્તર) (૨૦) આ પૂર્વ દિશામાં કયા કયા દેવતા રૂપે તમે છો ? (ઉ૦) આદિત્ય

---

સમજાવ્યું. આ સર્વે બાહ્ય વસ્તુઓના વિશિષ્ટ પુરૂષોનું રેઠાણ હૃદયમાં છે, તે સમજાવવા હવે શ્રુતિએ યાજ્ઞવલ્કયનો વાદ આગળ ચલાવ્યો એ 'હૃદયપુરૂષ', 'હું'ની સિદ્ધિ વિના કોઇ વસ્તુની સિદ્ધિ નથી, તેથી હવે સર્વના એવા જાણનારા તત્ત્વને 'હું' થી ઓળખાવવામાં આવ્યું છે. અને ઓગણીસમા મંત્રથી એવા સર્વ વસ્તુઓના આત્માના રેઠાણને 'હું' કહીને જ આગળ સમજાવવામાં આવે છે.

(૧૯) શાકલ્યે તેથી જ અહીં પ્રશ્ન કર્યો છે કે, તમે જે બ્રહ્મને સર્વે આત્માઓનું પરાયણ સમજો છો, તેને સ્પષ્ટ કરીને કહો. તે ઉપરથી અધ્યાત્મમાં 'હું' રૂપે સ્પષ્ટ પ્રગટ થતું જ એ બ્રહ્મ છે, તે બતાવવા "હું" દિશાઓને જાણું છું, ઇત્યાદિથી ઉત્તર આપીને યાજ્ઞવલ્કય શરૂઆત કરે છે, અને ૨૦ મા મંત્રમાં શાકલ્યનો પ્રશ્ન પણ કયા દેવતા રૂપે 'તમે' છો? એમ કરીને અધ્યાત્મ દૃષ્ટિએ જ બ્રહ્મનું નિરૂપણ શરૂ કરાવે છે. સર. બૃ. ૪. ૨. ૪, કેન. ૨. ખંડ; ગી. ૬. (૨૯-૩૧) જયોતિ.

(૨૦) સર૦ છાંદો. ૮. ૧. ખંડ. અહીં યાજ્ઞવલ્કય કહે છે કે, બ્રહ્માણ્ડમાં જણાતું સર્વ દૃશ્ય અધ્યાત્મમાં પ્રગટ થતા 'હું' રૂપે વિજ્ઞાનાત્મમાંજ સમાય છે, અને એજ તેથી બહારના આકાશમાં પ્રકટેલી સર્વ સૃષ્ટિનું પરાયણ-પ્રતિષ્ઠા છે. કારણકે, એ બધુંય દૃશ્ય આ હૃદયમાંજ વિજ્ઞાનના વિષયરૂપે ખડુ થાય છે. આથીજ છાંદો. ૮. ૧. ૩. મંત્રમાં "જેવડું મોટું આ બહારનું આકાશ છે

દેવતા રૂપે. એ આદિત્ય શેમાં રહે છે ? ચક્ષુમાં. ચક્ષુ શેમાં રહ્યું છે? રૂપોમાં; કારણકે, (પુરૂષ) ચક્ષુ વડે રૂપોને જુવે છે. ત્યારે રૂપો શેમાં રહ્યાં છે ? એમણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, હ્રદયમાં. કારણ કે, હ્રદય (બુદ્ધિ) વડેજ (પુરૂષ) રૂપોને જાણે છે.એટલે હ્રદયમાંજ રૂપો પ્રતિષ્ઠા (રેઠાણ) પામીને રહે છે. હે યાજ્ઞવલ્કય, એ એમજ છે.

(૨૧) આ દક્ષિણ દિશામાં કયા દેવતા રૂપે તમે રહો છો ? યમદેવતા રૂપે. એ યમ શેમાં રહ્યો છે ? યજ્ઞમાં. ત્યારે યજ્ઞ શેમાં રહ્યો છે ? દક્ષિણા(દાન)માં. ત્યારે એ દક્ષિણા શેમાં રહી છે ? શ્રદ્ધામાં. કારણકે, જયારે (પુરૂષને) શ્રદ્ધા થાય ત્યારેજ એ દક્ષિણા આપે. તેથી શ્રદ્ધામાંજ દક્ષિણાની પ્રતિષ્ઠા (રેઠાણ) છે. ત્યારે એ શ્રદ્ધા શેમાં પ્રતિ-ષ્ઠિત છે ? એમણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, હ્રદયમાં (બુદ્ધિમાં). કારણ કે, હ્રદય વડેજ (પુરૂષ) શ્રદ્ધાને જાણે છે. (તેથી) હ્રદ-યમાંજ એ શ્રદ્ધા પ્રતિષ્ઠા (રેઠાણ) પામીને રહે છે. હે યાજ્ઞ-વલ્કય, એ એમજ છે.

(૨૨) આ પશ્ચિમ દિશામાં કયા દેવતા રૂપે તમે રહો છો ? વરૂણ દેવતા રૂપે. એ વરૂણ શેમાં રહે છે ? જળમાં. ત્યારે એ જળ શેમાં રહે છે ? વીર્યમાં. ત્યારે એ વીર્ય શેમાં

---

તેવડું મોટું આ અંતર્ હ્રદયે આકાશ છે. ( બહાર જણાતું સર્વ) સ્વર્ગ અને પૃથિવી બન્નેય એમાં (હ્રદયાકાશમાં) સમાઇ જાય છે”– આવી જાય છે, એમ કહ્યું છે.

અહીંથી આગળ હવે શ્રુતિ નામ, રૂપ, અને કર્માત્મક વ્યવહાર કેવી રીતે ચિત્ત–હ્રદયનાં સ્ફુરણોને આશ્રિત થઇ તેમના વિષયરૂપ બને છે, તે બતાવે છે. જ્ઞેય માત્રનો તેથી એજ અંતીમ આશ્રય પરાયણ છે.

અહીં વળી દિશાઓના દેવતાઓને સમજાવવાનો પણ અવાન્તરે શ્રુતિ ઉદ્દેશ સાધી લે છે. “ પ્રતિષ્ઠા ” એટલે નિશ્ચળ એવું મૂળ કારણ છે, જેના વિના એ કાર્યાત્મક પ્રવૃત્તિનો સંભવ જ નથી તે.

હૃદયમાં. તેથીજ વળી, (પુત્ર) પ્રતિબિંબ રૂપે જન્મ્યો કહેવાય છે. (પુત્ર) હૃદયમાંથી નિસરેલો, હૃદયમાંથીજ ઘડી કાઢેલો (કહેવાય છે); કારણકે હૃદયમાંજ (બુદ્ધિમાંજ) વીર્ય પ્રતિ-ષ્ઠિત (રહ્યું) છે, હે યાજ્ઞવલ્કય, એ એમજ છે.

(૨૩) આ ઉત્તર દિશામાં કયા દેવતા રૂપે તમે રહો છો? સોમ દેવતા રૂપે. એ સોમ શેમાં રહે છે? દીક્ષામાં. ત્યારે એ દીક્ષા શેમાં રહે છે? સત્યમાં. તેથીજ કરીને દીક્ષા લીધેલાને કહેવામાં આવે છે, કે સત્ય બોલજે. કારણ કે, દીક્ષા સત્યમાંજ રેઠાણ–પ્રતિષ્ઠા કરીને રહી છે. સત્ય શેમાં રહ્યું છે? યાજ્ઞવલ્કયે કહ્યું કે, હૃદયમાં (બુદ્ધિમાં), કારણ કે, હૃદયથીજ (પુરૂષ) સત્ય જાણે છે, એટલે હૃદયમાંજ સત્ય પ્રતિષ્ઠિત થઇને રહે છે. હે યાજ્ઞવલ્કય, એ એમજ છે.

(૨૪) આ ધ્રુવા દિશામાં કયા દેવતા રૂપે તમે રહો છો? અગ્નિ દેવતા રૂપે. એ અગ્નિ શેમાં રહ્યો છે? વાણીમાં. ત્યારે એ વાણી શેમાં રહી છે? હૃદયમાં (બુદ્ધિમાં).

ત્યારે આવું હૃદય શેમાં પ્રતિષ્ઠિત છે? (૨૫) યાજ્ઞવલ્કયે

---

(૨૪) ધ્રુવા દિશાને માટે સર૦ છાંદો. ૩. ૧૧. ૧. જ્યોતિ.

(૨૫) હૃદય શરીરમાંજ છે એટલુંય તું જાણતો નથી! તું શું ઉલ્લુ-પ્રેતરૂપ છું? કે તારા હૃદયથી એ શરીરને તું જૂદું જોઉં છું? એ હૃદય જૂદુ પડતાં તો આ શરીર મરીજ જાય, અને એવા મુડદાને તો કુતરાં અને પક્ષીઓ ચુંથીજ ખાય! અર્થાત્ એ હૃદય શરીરમાં જ છે, અને વળી એ શરીર પણ હૃદયમાં એટલે બુદ્ધિમાંજ પ્રતિષ્ટિત છે. કારણ કે, બુદ્ધિ વડેજ એ જણાય છે. અર્થાત્ હૃદય અને શરીર આવાં અન્યોન્યાશ્રયી છે. એને સંઘાતજાતિ કહે છે, એટલે કે જ્યાં સુધી બુદ્ધિ હોય ત્યાં સુધી જ શરીરનું અસ્તિત્વ, અને જ્યાં સુધી શરીર ત્યાં સુધી જ બુદ્ધિનું અસ્તિત્વ જણાય છે. જુવો બૃ. ૨. ૫ મું મધુ બ્રાહ્મણ.

એવો સર્વાયણ, સમાન રૂપે પ્રસિદ્ધ એવો પરમાત્મા તો "આ નહીં" "આ નહીં" એમ કહીનેજ શ્રુતિયે પ્રકટ કરેલો આત્મા છે.

કહ્યું કે, ઉહ્લ્લુ ! (**अहल्लीक**–પ્રેત) આ(શરીર)નાથી બીજે તે ક્યાં એ (હૃદય) હોવાનું તું જાણું છું ? જો આ શરીરથી બીજે કોઈ ઠેકાણે એ (જૂદુ) હોય, તો જરૂર એવા (મરેલા) શરીરને કુતરાં ખાઈજ જાય, અને પક્ષીઓ એને ચુંથીજ નાખે.

(૨૬) તમે અને આત્મા (હૃદય), બેય શેમાં પ્રતિષ્ઠિત

---

(૨૬) જુવો. બૃ. ૩. ૯. (૧૦ થી૧૭). વિરાટની દૃષ્ટિએ પ્રકટતા આવા પુરૂષની આ વિભૂતિયો આઠ પુરૂષ રૂપે થાય છે તે, ૧. શારીરપુરૂષ, ૨. કામમયપુરૂષ, ૩. આદિત્યપુરૂષ, ૪. શ્રોત્રપુરૂષ, ૫. અજ્ઞાનમયપુરૂષ, ૬. બુદ્ધિમાં પ્રતિબિંબિત વિજ્ઞાનપુરૂષ. ૭. જળપુરૂષ અને ૮. રેતઃમાંનો પુત્રમયપુરૂષ. આવા આઠ શરીરવાળા પુરૂષો છે. આ સર્વેના જૂદા જૂદા લોકો પણ ગણાવ્યા છે. પુરૂષ આ લોકોની સાથે તદ્રુપતાને પામે, ત્યારે લોક પ્રકટ થાય છે. અને તેમની સાથેની તદ્રુપતા તુટતાં એ બધાય હૃદયમાં સંકોચાય છે, અને ત્યાં હૃદયમાં સૂક્ષ્મવિજ્ઞાનાત્મારૂપે રહે છે. અને આ હૃદયઆત્મા પ્રજાપતિનીય પાર નીકળી જતાં તેની તદ્રુપતા તુટે છે ત્યારેજ જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાન એકઠાં થાય છે; અને સર્વ સૃષ્ટિ ઉડી જાય છે. આ સૃષ્ટિ ઉડી જતાં, સર્વના અધિષ્ટાન રૂપે સ્વયંપ્રકાશ એકજ અજ બ્રહ્મ રહે છે, તેજ ઉપનિષદ્ પુરૂષ છે. પણ એ તો બુદ્ધિને અગમ્યજ છે, એવા સર્વ મૂર્તામૂર્ત બ્રહ્મના અધિષ્ટાન રૂપ આત્માને તો "નેતિ" "નેતિ" કહીનેજ શ્રુતિ વર્ણવે છે. તેને ગુણોએ કરીને આનાથી વધારે આગળ જાણી શકાતો નથી. જુવો. કેન. ૨. (૧. ૪) જ્યોતિ.

આવા આઠ પુરૂષોમાંના શારીર, જળ, અને રેત પુરૂષના એક વિભાગને વૈશ્વાનર પુરૂષ કહેવાય છે; અને કામ, આદિત્ય, શ્રોત્ર, વિજ્ઞાન અને અજ્ઞાન પુરૂષોને તૈજસ પુરૂષ કહેવાય છે. જુવો. માંડૂ. ૯ થી ૧૨.

આ આઠે પુરૂષોની જ્યોતિ મન છે, અને લોકો તે જૂદી જૂદી ઇન્દ્રિય–શક્તિયો છે.

"તમે અને આત્મા બેય" તે શરીરાભિમાની, અને હૃદયસ્થ વિજ્ઞાનાભિમાની, એવા બેયની પ્રતિષ્ઠા સર્વવ્યાપક પ્રાણમાં છે.

ઉદાન સમાનમાં રહ્યો છે. પણ એ સમાન પાછો સૂત્રાત્મા રૂપે અંતર્યામીના આશ્રયે છે, અને અંતર્યામી અક્ષરના આશ્રયે છે.

છો ? (મૂળ કરીને ઠરી રહ્યા છો ?) પ્રાણમાં. પ્રાણ શેમાં રહ્યો છે ? અપાનમાં. અપાન શેમાં રહ્યો છે ? વ્યાનમાં. વ્યાન શેમાં રહ્યો છે ? ઉદાનમાં. ઉદાન શેમાં રહ્યો છે ? સમાનમાં.

એવો (સર્વાચણ)આત્મા તો "આ નહી," "આ નહી". એમ કરીનેજ (શ્રુતિ પ્રકટ કરે) છે. એ બુદ્ધિથી અગ્રાહ્ય છે, કારણ કે, તેનાથી એ ગ્રહણ કરી શકાય–પકડાય તેમ નથી. એ અશીર્ય (સંકોચ રહિત) છે, કારણ કે, એ વધતો ઘટતો નથી. એ અસંગ (સંગ રહિત) છે, કારણ કે, કોઈની સાથે એ સંબંધમાં આવતો નથી. એ અબદ્ધ છે. એને વ્યથા થતી નથી. એનો નાશ થતો નથી.

આવાં આઠ આયતનો(શરીરો)વાળા, આઠ લોકો-વાળા, આઠ દેવોવાળા આઠ પુરૂષો (થયા). તે પુરૂષોમાં ફરી વળીને (તે તે લોકરૂપે વ્યકત થઇને), પાછો (હૃદયાત્મામાં) એકઠો થઈ તે (ઉપાધિ માત્ર)ને પણ જે 'પુરૂષ' (આત્મા) ઓળંગી જાય(પાર નીકળી જાય) છે, તેવા ઉપ-નિષદ્‌ના (ઉપનિષદેજ પ્રકટ કરેલા) પુરૂષ(પરમાત્મા)ને વિષે તો હું(હવે) તમનેજ પૂછું છું.(અહીંથી આગળ તમેજ કહી બતાવો). તમે (બ્રહ્મજ્ઞ હોવાનો દાવો કરો છો, તેથી) જો એ નહી સમજાવો, તો તમારૂ મુસ્તક હેઠુંજ પડશે. શાકલ્ય એવા

---

આમ અક્ષર સર્વે ઉપાધિથી રહીત છે, અને તે જ ઉપનિષદ્ પુરૂષ છે. તેને 'નેતિ' 'નેતિ' એમ કહીને શ્રુતિ વર્ણવે છે. એ આત્મા છે. અને તે બુદ્ધિથી અગ્રાહ્ય છે ઈત્યાદ. સમાન સુધી પ્રતિષ્ટાને લાવીને પછી વિશેષ ઉપાધિયો બતાવી નથી, તેનું કારણ કે, ઉપનિષદ્ પુરૂષ નિરૂપાધિ છે, એ પ્રસિદ્ધ છે; અને એજ સર્વેનું પરાયણ છે. સમાનને સૂત્રાત્મારૂપેજ પાછળ વાપર્યો છે, ત્યાં જુવો બૃહ. ૪. ૩. ૭.

આવોજ આત્માનો આદેશ જુવો. બૃ ૨. ૩. ૬. ૪. ૨. ૪; ૪. ૪. ૨૨; ૪. ૫. ૧૫; માં.

પુરૂષને જાણતો નહોતો, તેથી તેનું મુસ્તક હેઠું પડયું. અને વળી એનાં હાડકાં પણ ચોર લોકો બીજુ કાંઇ (ધન) ધારીને ચોરી ગયા !

(૨૭) પછી એમણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, હે પૂજ્ય બ્રાહ્મણો ! આપનામાંથી જેની ઇચ્છા હોય તે મને (પ્રશ્ન) પૂછો. અથવા તમે બધાય મને પૂછો. (કે) હું તમારામાંથી જેની ઇચ્છા થાય તેને પૂછું, અથવા તમારામાંના બધાયને હું પૂંછું. તે બ્રાહ્મણોએ તો (પૂછવાની) હિમ્મત કરીજ નહીં.

(૨૮) ત્યારે, તેમને આવા શ્લોકો વડે (યાજ્ઞવલ્કયે)

---

(૨૭) જ્યારે બીજા કોઈ બ્રાહ્મણે આગળ પ્રશ્ન પૂછયો નહીં, ત્યારે યાજ્ઞવલ્કૂયે મંત્ર ૨૮ માંના પ્રશ્નો પૂછ્યા. તે પ્રશ્નોનું પ્રયોજન સમજવું જરા કઠણ છે. છતાં, શ્રુતિએ આપેલા છેવટના ઉત્તર ઉપરથી એનું પ્રયોજન ઘણે અંશે એવું સૂચવી શકાય છે કે, જે શાકૂલ્યનું આ માથું પડયું, અને એનું મૃત્યુ થયું, તેનો દોષ જાણે યાજ્ઞવલ્કયના ઉપર હોય એવું જે દેખાય છે, તે દોષ નિવારવાને અર્થેજ યાજ્ઞવલ્કૂયે કહ્યું છે કે, એ મરેલો માણસ પુનર્જન્મને પામશે જ; એને મરેલો ના સમજશો. આ દેહાન્તર ગમનરૂપી જે સંસાર છે, તે તો એનાં પૂર્વે કરેલાં કર્માનુસાર જ થાય છે, તેથી અહીંયાં એનું મૃત્યુ થયું તેનું ખરૂં કારણ તો એનાં પોતાનાંજ કર્મ છે. જુવો ઇશા. ૧૭-૧૮. એ કર્મ જ સંસારનું મૂળ બીજ છે, અને જ્યાં સુધી એવું કર્મરૂપી બોજ છે, ત્યાં સુધી તે કર્મફળની ધારામાં પ્રકટતો ઇશ્વિર મરેલાને જન્માવે છે. યાજ્ઞવલ્કય બહુ તો એક નિમિત્ત રૂપેજ થયા છે. આવો ખુલાસો આપતાં શ્રુતિ સંસારના મૂળનો પણ બોધ કરી રહી છે; અને એમ કરીને ઉપર અધુરૂ રહેલું કારણબ્રહ્મ—મહતનું વિવેચન પણ પુરૂં કરે છે.

(૨૮) સરખાવો છાંદો. ૬. ૧૧. ખંડ. અત્યારના બાયોલોજી અથવા પ્રાણીશાસ્ત્રીયો શ્રુતિના આ સત્યની પ્રયોગોદ્વારા સાક્ષી પુરે છે કે, વનસ્પતિ પણ મનુષ્યની પેઠે સજીવન છે. આપણા જગદીશચંદ્ર બોસે આ સત્યનું પ્રયોગો કરીને નિરૂપણ કર્યું છે.

પૂછ્યું. (૧) જેમ વૃક્ષ(વનસ્પતિ)નું છે તેમજ ખરે, પુરૂષનું પણ છે. તે(પુરૂષ)નાં રૂવાડાં તે (વૃક્ષનાં) પાનાં છે, એની ચામડી છે તે (વૃક્ષની) બહારની છાલ છે. (૨) આની ચામડીમાંથી લોહી નીકળે છે, તો (ઝાડની) છાલમાંથી રસ ઝરે છે. જેમ કાપેલા વૃક્ષમાંથી રસ તેમ ઘવાયલા પુરૂષમાંથી રૂધિર નિકળે છે. (૩) આનાં માંસ તે તેના લાકડાનાં પડો છે. આની મજબુત નસો તે તેની અંતર્છાલ (કોનાટં) છે. અને આનાં હાડકાં તે (ઝાડનું) અંદરનું મજબુત લાકડું છે. આનો મલીદો (ચરબી) તે તેના લાકડાની અંદરનો ગલ છે.

(૪) (હવે) જ્યારે ઉપરથી કાપી નાખેલું વૃક્ષ વારંવાર મૂળમાંથી નવું નવું ફુટે છે, તો મૃત્યુએ મારેલો

---

(૨૮.૪) જ્યાં સુધી સ્થૂળ શરીર અને સૂક્ષ્મ અથવા લિંગ શરીરનો સંબંધ ચાલુ રહીને સ્થૂળ શરીર વ્યવહાર કરેછે ત્યાંસુધી મનુષ્ય જીવતો છે એમ કહેવાય છે. આ ઉભયનો સંબંધ તુટી જતાં મનુષ્ય મરી જાય છે, એમ કહેવાય છે. એવા મૃત્યુ પછી સ્થૂળ શરીર પંચમહાભૂતમાં ભળે છે, અને સૂક્ષ્મ શરીર આકાશાત્મક મહત્ પ્રાણમાં રહે છે. સ્થૂળ શરીરની ઉત્પત્તિ માતપિતાના વીર્યથી થાય છે, અને એવા બંધાયલા જીવતા સ્થૂળ શરીરમાં સૂક્ષ્મનો પ્રવેશ થતાં મનુષ્ય પાછો સ્થૂળના સંબંધવાળો થઇને જીવતો બને છે, જન્મને ધારણ કરે છે. અહીં શ્રુતિ આવા સ્થૂળ શરીરનો જન્મ તે સૂક્ષ્મના પુનઃ પ્રવેશથી કેવળ નિરાળો છે, તે સ્પષ્ટ કરી બતાવવા મરેલાનો પુનઃ જન્મ કેમ થાય એવો પ્રશ્ન કરી તેના જીવતા થવાને-જન્મને તે કાપેલા ઝાડના મૂળમાંથી ફરી ફુટવાની સાથે સરખાવે છે. વીર્યમાંથી થતા સ્થૂળ શરીરની ઉત્પત્તિને તો જીવતા પુરૂષમાંથી થતી ઉત્પત્તિ કહીને આ પ્રશ્નના ઉત્તરમાંથી તેને નિવારે છે. અને પુનઃ જન્મતા સૂક્ષ્મનેજ, અવાન્તરે, એના આકાશાત્મક મહત રૂપી મૂળમાંજ રહેતું બતાવે છે. ત્યાંથી તે તેના કર્માનુસાર ઇશ્વરી નિયમને અનુસરી કાર્યકારણ સંઘાતના સંસાર ચક્રમાં આવી સ્થૂળની સાથે જોડાતું સમજાવે છે. આ પ્રશ્નોત્તરની ગહનતાને પણ શ્રુતિ આવી યુક્તિથી સરળ બનાવે છે. મૂળાડીઆને અથવા

મર્ત્ય (મનુષ્ય) કયા મૂળમાંથી ઉગે છે–જન્મે છે? (તે કહો).

(૫) વીર્યમાંથી એમ ના કહેશો, કારણ કે, એ તો જીવતા પુરૂષમાંથી ઉત્પન્ન થાય છે. જરૂર, બીજમાંથીય ઉગતું વૃક્ષ તો સાક્ષાત્ મરી જઇને પછી ફરી ફૂટે છે. (૬) જો

---

બીજને લિંગદેહ સાથે સરખાવ્યાં છે, અને કાપી નાખેલા ઝાડને મુડદા સાથે સરખાવ્યું છે.

(૨૮.૫) નિર્જીવ એટલે જડ દેખાતા પદાર્થમાંથી સજીવ પદાર્થના જીવતા સેલ (cell) જેવાના સંપર્ક વિના જીવતા પદાર્થની ઉત્પત્તિ થતીજ નથી, એમ પશ્ચુર નામના વિજ્ઞાનશાસ્ત્રીએ પ્રયોગોથી સિદ્ધ કરી બતાવ્યું છે. (જુવો પૃષ્ટ ૨૫૦ Life & Death. By stre). તેથી કેલ્વીન વિજ્ઞાનશાસ્ત્રી એમ માને છે કે, જોકે અત્યારે નિર્જીવમાંથી એવા સજીવના સંસ્પર્શ વિના સજીવ અણુઓની ઉત્પત્તિ થતી નથી, પરંતુ પૃથ્વીના બંધારણમાં એક કાળ એવો આવ્યો હોવોજ જોઇએ, કે જયારે નિર્જીવમાંથી જ સજીવની ઉત્પત્તિ થઇને એ સજીવ પદાર્થ-અણુઓ પરંપરાએ પુનઃ સજીવ પદાર્થની વૃદ્ધિ કરતું રહ્યું છે. આનો અર્થ એ જ, કે કાર્ય કારણ સંઘાતનો ધારક કુદરતને દોરી રહેતો ઇશ્વર–સદ્દેવતા પોતાના નિશ્ચળ નિયમદ્વારા જ નિર્જીવને પુનઃ સજીવ કરે છે (બ્ર. સૂ. ૨. ૩. ૧૩). આવી વિજ્ઞાનશાસ્ત્રીઓની ધારણા શ્રુતિના આ મંત્રોને સફળ કરે છે. પ્રાણ, બુદ્ધિ, ઇન્દ્રિયાદિ સૂક્ષ્મ ભૂતોનાં કાર્યોમાં જીવનો પ્રકાશ સ્વાશ્રયી છે. પણ એવા જીવતા પદાર્થના સંબંધ વિના સ્થૂળ ભૂતોમાં તો જીવન ક્રિયાનો આવિર્ભાવ થતો નથીજ, એવો શ્રુતિનો બોધ સર્વથા યોગ્ય જ છે. જુવો છાં. ૬. ૩. ૨. આદિ. છતાં, મૂળની દૃષ્ટિએ તો નિર્જીવ પદાર્થો પણ સજીવન જ છે. (જુવો પૃષ્ટ ૨૩૭. Life & Death).

(૨૮. ૬) અંકુર થએલું છે તેથી તેનું કારણ શોધવું જોઇએ, તેને માટે સર. છાં. ૬. ૮. (૩. ૪). આ મૂળ તેજ કાર્યકારણ સંઘાત; અને તેનો ધારક-પ્રવર્તક તે ઇશ્વર. તેજ આ સંઘાતની ઘટમાળને ફેરવનાર છે, તેથી તે જ મરેલાને, તેના કર્માનુસાર જન્માવનાર છે; અને તેથી સંસારને વહાવનાર પણ એ જ ઇશ્વર છે. આ ઇશ્વર એ મહદ્–વ્યક્ત-બ્રહ્મનું સર્વજ્ઞ સદ્ ચૈતન્યદર્શન છે. એનું ભોક્તૃભાવવાળુ ચૈતન્યદર્શન

મૂળ સાથેજ વૃક્ષને ઉખેડી નાખે, તોજ તે ફરી થાય નહીં. (ત્યારે) મૃત્યુએ મારેલો મનુષ્ય કયા મૂળમાંથી ફરી ઉઠે છે, જન્મે છે? (એમ હું પૂછું છું).

(૭) જન્મેલો છે તે તો જન્મે નહીંજ; પણ એને ફરીથી (મરી ગયા પછી પુનઃ) કોણ જન્માવે છે? (બ્રાહ્મણો ઉત્તર આપી શક્યા નહીં. તેથી, હવે શ્રુતિ પોતે જ તે સમજાવે છે.)

---

તે પ્રત્યેક શરીરનો અભિમાની જીવભાવ છે. આ ઉભય ભાવનું આયતન-શરીર તે સૂક્ષ્મ લિંગદેહ છે. જુવો. બૃ. ૪. ૩. ૭. બ્ર. સૂ. ૨. ૩. ૧૨.

(૨૮. ૭.) એમ પણ શંકા કરી શકાય નહીં કે મરી ગયો હોય તે કદિ ના પણ જન્મે. કારણકે, જો એમ થાય તો, નહીં કરેલાં કર્મનું ફળ પ્રાપ્ત થાય, અને કરેલાં કર્મનું ફળ નાશ પામવાનો પ્રસંગ આવે, ( अकृताभ्यागम कृतनाश संभवो स्यात् ). તેથી મરીજ ગયેલાને કોણ જન્માવે છે એવોજ પ્રશ્ન કર્યો છે. જે આ થયું છે, જન્મેલું છે, તેના સંબંધી તો પ્રશ્ન નથીજ. કારણકે, જન્મેલું છે તેના સંબંધમાં તો એવી ચિંતા કરવાનું કારણ નથી. આ "વિજ્ઞાન" તે વિશિષ્ટ "જ્ઞ" "મહદ્" રૂપ બ્રહ્મ છે. ધનદાન કરનારાનું 'વિજ્ઞાનાત્મક' કર્મનું ફળ આપતો ઇશ્વર રેઠાણ છે, અને સ્વરૂપને ઓળખનારાનું રેઠાણ 'આનંદ' બ્રહ્મ છે. વિદ્યાનંદ સરસ્વતિએ અનુભૂતિ પ્રકાશમાં કહ્યું છે કે,

> विज्ञानमिति चैतन्यं न क्रिया नापि तत्फलं।
> न कारकं न चाभावः क्रियादेः किंतु भासकम्॥
> निर्धूताशेषदुःखौघहेतुत्वात् सुखमेव तत्।
> अथैव परमानंदो यो वै भूमेति शाश्वतः॥

'વિજ્ઞાન'સ્વરૂપ તે કેવળ ભાસ્કરરૂપ સાક્ષીવત્ કૂટસ્થ ઇશ્વરસ્વરૂપ છે. તેજ બ્રહ્મ.

આ સંસાર કારણનું મૂળ બૃહ. ૪. ૪. (૨-૬) માં સ્પષ્ટ કર્યું છે. વળી જુવો મરેલાને વૃદ્ધિ માટે મહદ્જ ધારણ કરી રહે છે તે બૃ. ૧. ૨. ૬. બ્ર. સૂ. ૨. ૩. ૧૩. માં.

વિજ્ઞાન (અને) આનંદરૂપ બ્રહ્મ (કાર્યકારણ સંઘાતનો ધારક ઇશ્વરભાવ) જે (ફળની ઇચ્છાએ) ધનનું દાન કરનારાનું પરાયણ (રેઠાણ–પરમધામ) છે, તે જ જન્માવે છે (એના સંસારનું મૂળ છે).

## અધ્યાય ચોથો.

## પહેલું બ્રાહ્મણ.

(૧) ૐ. જનક વૈદેહ (સભામાં) બેઠા હતા, એવામાં ત્યાં યાજ્ઞવલ્કય આવી પહોંચ્યા. તેમને એ જનકે કહ્યું કે, અહો યાજ્ઞવલ્કય, કેમ પધાર્યા વારૂ? (મારી પાસેથી) પશુ(ધન)ની, કે સૂક્ષ્મ પ્રશ્નો(સાંભળવા)ની ઇચ્છા રાખો

(૧) આ બ્રાહ્મણમાં હવે વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન, અને હૃદયના આવિર્ભાવોને અથવા ચેતન ક્રિયાઓનેજ બ્રહ્મ કરીને ઉપાસનારાઓની દૃષ્ટિ ખોટી છે, તે બતાવવા તેમનાં શરીર, પ્રતિષ્ઠા, અને સ્વરૂપાદિનું વિવેચન કરી તેમને સ્પષ્ટ સમજાવવાનો શ્રુતિનો મુખ્ય ઉદ્દેશ છે. સર. કેન. ૧. (પ. ૯). 'બ્રહ્મ' તો તેમનુંય આત્મતત્ત્વ છે.

આ સર્વે આધ્યાત્મિક શકિતઓની આયતનાત્મક પ્રતિષ્ઠા સર્વ વ્યાપક ભૂત તત્ત્વ "આકાશ"માં છે. અને તેમના આવિર્ભાવનાં સ્થાનોને, શરીરમાં રહેલા સ્થૂળ ભાગોને, તેમનાં "શરીર" છે એમ કહ્યું છે; પરંતુ તેમને એવા શરીર રૂપેજ નહિ ગણતાં તેમના સૂક્ષ્મ શરીર ઉપર જ લક્ષ ખેંચવા શ્રુતિ તેમને "પ્રજ્ઞા" 'પ્રિય,' 'સત્ય,' 'અનંત,' 'આનંદ' અને 'સ્થિતિ' અથવા હું 'છું' એવા ગુણોના ભાવેજ ઉપાસવા કહે છે, અને તે દેવતાઓનું 'સ્વરૂપ' તે એવા ગુણોનું ગુણત્વ જ છે એમ સમજાવે છે. તેમાંનું કોઇ આત્મા નથી. શકત્યાત્મક "દેવ" સબ્દની સ્પષ્ટ સમજણ માટે, જુવો બૃહ. ૨. ૧. ૧૭. જ્યોતિ તથા પ્રશ્ન ૨. ૫. ઐત. ૫.. ૧ નો પ્રશ્ન.

છો ? એમણે (યાજ્ઞવલ્કયે) કહ્યું કે, હે સમ્રાટ્ (ચક્રવર્તી રાજન્), બેયની.

(૨) (યાજ્ઞ૦) તમને કોઇએ (આચાર્યે) જે કહ્યું હોય તે અમારે સાંભળવું છે. એમણે (જનકે) કહ્યું કે (શિલિનના

---

(૨) માતા, પિતા, અને આચાર્યના ઉપદેશથી સંસ્કાર પામેલો પુરૂષ જ ઉપદેશ કરવા યોગ્ય છે. કારણકે, માતાની પાસેથી વિશુદ્ધ અને પ્રેમાળ લાગણીનો સંસ્કાર જેને મળ્યો નથી, તેમજ પિતા પાસેથી જીવનના કઠણ અનુભવો અને કુલાચારના પૂર્ણ અનુભવે ઘડાયલા ધર્મોમાં નિપુણતા જેણે મેળવી નથી, તેમજ આચાર્ય પાસેથી જેણે શાસ્ત્રોમાં ભરેલા અનેક વિદ્વાનોના ઇશ્વર સંબંધી બોધનો ભંડાર જાણ્યો નથી, તેવા માણસનું જ્ઞાન અનુભવની કસોટીએ ઘસાઇને સ્પષ્ટ અને શુદ્ધ થયું હોતુ નથી, પણ ઘણું તાર્કિક હોય છે, અથવા કેવળ સુકકુ હોઈ જગત્‌ના હૃદયમાં ઉતરે એવું નહીં હોવાથી તે નિષ્ફળ જાય છે. માટે માતા, પિતા, અને આચાર્યવાન એવા ઉપદેશકની શ્રુતિએ અહીં ગર્ભિત પ્રસંશા કરી છે.

બ્રહ્મની એકજ પાદની એટલે માત્ર સ્થૂળ ભાવે પ્રકટ શરીરનીજ ઉપાસના નિષ્ફળ જાય છે, માટે જેની બુદ્ધિ સ્થૂળ વસ્તુની પાર જઇને આત્મજ્ઞાનમાં ઉતરી શકે નહીં તેવાનેજ એવી ઉપાસના કરવી યોગ્ય છે. છતાં, એવા સ્થૂળ શારીર ઉપાસ્યમાં પણ ભાવના તો અવસ્ય સ્થૂળની પાર દોરી જાય એવી સૂક્ષ્મમાંજ રાખવી યોગ્ય છે. માટેજ યાજ્ઞવલ્કયે કહ્યું છે કે, વાગ્દેવતાની ઉપાસના કરતાં પણ એને "પ્રજ્ઞા" રૂપે ઉપાસવી. વાણી એ બ્રહ્મનું સ્થૂળ શરીર છે, એટલે દૃષ્ટિતો એવી વાણી ઉપરજ રહે, પણ એનું ચિંતન 'પ્રજ્ઞા' રૂપે કરવાથી ઉપાસકની બુદ્ધિ સદા સ્થૂળ વાણીની પાર તેના અધિષ્ટાનાત્મક સદ્‌ના સ્વરૂપ 'પ્રજ્ઞા' તરફ જ ખેંચાતી રહે, જેથી એની બુદ્ધિને તો ખરી ઉપાસ્ય વસ્તુ સ્થૂળ મૂર્તિમાંજ નથી રહી એવું સદા ભાન રહ્યા જ કરે, અને તેથી ત્યાં જ પ્રેરાઇને ઉંડો ને ઉંડો જ વિચાર કરવાને તે સદા ઉત્તેજીત રહે. આવા જ કારણથી આપણી મૂર્તિપૂજામાં સ્થૂલાકૃતિ ધાતુ કે પાષાણની હોય છતાં, એનાં ભજન-કિર્તન કે જે ઉપાસનાનું ખરૂં ચિંતન સ્વરૂપ

પુત્ર) શૌલિનિ જીત્વાએ મને કહ્યું હતું કે, ખરે વાક્ (વાણી) બ્રહ્મ છે. (યાજ્ઞ૦) જેમ માતા, પિતા, અને આચાર્ય (ના ઉપદેશ)

---

છે, તેમાં તો મૂર્તિની વિશેષતાવાળાં વર્ણનોમાં હમેશાં નિરંજન, નિરાકારત્વ, નિઃસંગત્વના જ ભાવ પૂરાયા જાય છે. આવા ખરા અનુભવે પ્રસિદ્ધ થએલા માર્ગે અનેક ભકતોને બ્રહ્મજ્ઞાનારૂઢ થતા આપણે સાંભળ્યા છે. પણ જ્યાં ઉપાસનાનો અંતિમ ઉદ્દેશ પણ સ્થૂલ મૂર્તિના જ ઉપર આશ્રિત હોય, અને ઉપાસનાનું ધ્યેય એની પાર સૂક્ષ્મમાં રહ્યું ના હોય ત્યાં, સાધક સ્થૂલમૂર્તિનાજ રૂપે થતાં કેવળ જડતાને ધારણ કરે છે, અને તે પાષાણવત્ જ બને છે. એટલે ઉપાસનાનું શાસ્ત્રીય રહસ્ય જ એવું છે કે, ઉપાસનામાં જેવા પ્રકારનું ધ્યેય રહે, તેવા રૂપે જ ઉપાસક પોતે પણ બની જાય છે. તેથી પ્રથમ સ્થૂળ ઉપર ઉપાસકની ઇન્દ્રિયોને સ્થિર કરીને, ધ્યાનમાં તેવા સ્થૂળની પાર રહેલી સૂક્ષ્મ વસ્તુ ઉપર જ એનું લક્ષ બંધાવું જોઇએ. આવું ગૂઢ તત્વ શ્રુતિએ આ બ્રાહ્મણમાં સ્પષ્ટતાથી પ્રકટ કર્યું છે. અને આવી યોગ્ય ઉપાસનાથી તૈયાર થએલા એકાગ્રચિત્તના જનક રાજાને બીજા બ્રાહ્મણમાં યાજ્ઞવલ્કય મુનિ પરમાત્માના અંતિમ જ્ઞાનનો ઉપદેશ કરી રહ્યા છે.

જ્યાં ઉપાસનાનું આવું સ્તુત્ય રહસ્ય સમજાય નહીં ત્યાં જ, કુશાગ્રબુદ્ધિવાળો સાધક પણ ઉપાસનાને જૂઠી ગણી તેને ફેંકી દે, અને વખતે તેને નિંદીને માત્ર શુષ્ક જ્ઞાનવાદી બની જાય. કારણકે, પાષાણની મૂર્તિ આગળ ધરાવેલો પ્રસાદ ઉંદરને ખાતાં જોઈ ચિંતનમાં જ્યારે તે નિરાકારનાં જ ગાન સાંભળે, ત્યારે મૂર્તિપૂજાનો તિરસ્કાર કરીને તેને તો તેવો ઉપાસક ફેંદી જ દે. પણ જ્યાં મૂર્તિ-પૂજાનું આવું રહસ્ય તેને સ્પષ્ટ સમજાય, ત્યાં આવી ઉપાસનાના સાધન વડે પણ રામકૃષ્ણ પરમહંસ, કે મીરાં અને નૃસિંહ જેવા બ્રહ્મજ્ઞાનમાં આરૂઢ થઇને પરમ પદને પણ પામે. અને મહાકાળિને ધરાવેલા નૈવેદ્યનો પોતે જ આહાર કરતાં એ નૈવેદ્ય જગતના આત્મારૂપ ઇશ્વરને જ પહોંચે ! ઉપાસનામાં જેને બ્રહ્મ કહીને ઉપાસે છે તે જ બ્રહ્મ નથી. જુવો કેન. ૧ ખંડ.

આ મંત્રમાં વળી ગુરૂનો શિષ્ય પ્રતિ શો ધર્મ છે, તે પણ શ્રુતિએ વારંવાર બતાવ્યો છે. શિષ્ય ગુરૂનો રૂણાનુબંધી થઇ ગમે તે

વાળો (સંસ્કાર પામેલો ગુરૂ શિષ્યને) કહે તેમ શૈલિનિએ (આપને) કહ્યું કે, વાક્ ખરે બ્રહ્મ છે. કારણ કે, જો એ (બ્રહ્મ)

---

આપવા ઇચ્છે છતાં, ગુરૂએ તો શિષ્યને કૃતાર્થ કર્યા વિના એનું દાન નાજ લેવું જોઇએ, એવો ઉંચો વિધિ અહીં શ્રુતિએ પ્રકટ કર્યો છે. શિષ્ય માને કે હું ભણ્યો, એટલે એ કૃતાર્થ થતો નથી, પરંતુ જીવનના અંતિમ હેતુ વાળું જ્ઞાન એને પ્રાપ્ત કરાવ્યું ના હોય ત્યાં સુધી, ગુરૂ ગુરૂદક્ષિણા લેવાને અધિકારી બનતો નથી.

આત્માને પ્રજ્ઞ, પ્રિય, સત્ય, અનંત, આનંદ, સ્થિત, નિશ્ચળ, એમ કહીને વારંવાર વર્ણવવામાં આવ્યો છે. આ સર્વ વિશેષણો તે એનાં પ્રજાપતિરૂપે આકાશાશ્રયે રહી ઇન્દ્રિયદ્વારા થતાં કર્મમાંથી જ લીધેલાં છે. જુવો બૃ. ૧. ૪. ૭. અને એ સર્વ ગુણો એના સંકલ્પાત્મક વ્યવહારનાં મૂળ છે. એની નિર્ગુણાવસ્થાને બુદ્ધિગમ્ય કરાવવા આનાથી બીજો ઉપાય નથી, એટલે એની ક્રિયાઓને આવાં વિશેષણોમાં કેવી રીતે વેંહેચી નાખવામાં આવી છે તે આ બ્રાહ્મણમાં બતાવ્યું છે. વાણીની ક્રિયાનું મૂળ 'પ્રજ્ઞા'માં કેવળ પ્રકાશક પણામાં જ સ્થિર છે. પ્રાણન ક્રિયાનું મૂળ 'પ્રિયતા'માં જ સ્થિર છે. ચક્ષુની ક્રિયાનું મૂળ વ્યવહારિક 'સત્ય'માં જ, અનુભવમાંજ સ્થિર છે. દિશાઓમાંની ક્રિયાનું મૂળ 'અનંતતા'માં જ સ્થિર છે. વિચારનું 'આનંદ'માં, અને "હું" પણાનું "હું" એવા સદા સ્થિર ભાવમાં જ મૂળ છે. આવા મૂળમાંથી વિસ્તરીને કર્મ માત્રમાં ફરીવળી તદ્રુપ થવું. તે જ સંસાર છે. 'સ્વ'રૂપ-માંથી, મૂળમાંથી નિસરવું તે સંસાર છે, અને તે મૂળ તરફ પાછા ફરવું તે સંન્યાસ છે. આ સંસાર અને સંન્યાસની ક્રિયાઓ તેજ ભોક્તાનું 'જગત્' છે. આ ઉભય સંસાર અને સંન્યાસની પારની નિશ્ચળ, અજ, પરમ સ્થિતિ તે જ મોક્ષ. આ સર્વે દેવોની-શક્તિઓની પ્રતિષ્ઠા હૃદયાકાશ છે; તેથી તેમાં પ્રકટતો સર્વાત્મન્ મહદ્, તેનેજ સર્વની એકજ પ્રતિષ્ઠા બતાવી છે.

બ્રહ્મનાં કર્મને માટે સર૦ બૃ. ૧. ૫. ૨૧. 'દેવ'ના વિવેચન માટે જુવો. બૃ. ૨. ૧. ૧૭ ની, તથા પ્રશ્ન ૨. ૫ ઉપરની જ્યોતિ. "જો એ બ્રહ્મ બોલત નહીં તો શું થાત!"ની વધુ સમજણને

બોલત નહીં તો શું થાત ? (જ્ઞાનના અભાવે અહીંનો કે પરલોક કશાની પ્રાપ્તિ ના થાત.) પણ તમને એવા(બ્રહ્મ)નાં શરીર (આયતન) અને પ્રતિષ્ઠા (મૂળસ્થાન–રેઠાણુ) સમજાવ્યાં છે ? (જનક૦) એ તો મને (કાંઇ) કહ્યું નથી. (યાજ્ઞ૦) હે સમ્રાટ્, જરૂર ત્યારે એ તો એકજ પાદવાળા (પાંગળાજ ઉપાસ્ય દેવ) થયા ! (જન૦) ત્યારે હે યાજ્ઞવલ્કય, તમે (વિદ્વાન છો, તેથી) મને એ સમજાવો. (યાજ્ઞ૦) વાણી(સ્થૂળ ઇન્દ્રિય)જ (બ્રહ્મનું-વાગ્દેવનું) શરીર છે, આકાશ પ્રતિષ્ઠા–છે; "પ્રજ્ઞા" એમ (કરીને) એની ઉપાસના કરાય છે. (પ્રશ્ન) હે યાજ્ઞવલ્કય, પ્રજ્ઞતા એટલે શું ? તેમણે કહ્યું, હે સમ્રાટ્, વાણી (વાક્દેવતા) એ જ (પ્રજ્ઞતા). જરૂર હે સમ્રાટ્, વાણીવડેજ બન્ધુ(સંબંધી) ને સમજાય છે, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાંગિરસ, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો અનુવ્યાખ્યાનો (gloss), વ્યાખ્યાનો (ટીકાઓ), ઇષ્ટં (યાગનિમિત્તે નાખેલું), હુતં (હોમ નિમિત્તે નાખેલું) આશિતં (અન્નદાનાદિ નિમિત્તે ખાધેલું), પાયિત (જળપાન દાનાદિ નિમિત્તે પીધેલું), આ લોક, અને પરલોક, અને સર્વે ભતો, વાણી વડેજ હે સમ્રાટ્ ! સમજાય છે. વાણી (વાગ્દેવતા) ખરે (સ્વભાવે) પરમ બ્રહ્મ છે. જે આ પ્રમાણે જાણી એને ઉપાસે તેને વાણી ત્યજતી નથી (તેની વાણી નિષ્ફળ થતી નથી), સર્વે ભૂતો એવા (ઉપાસક)ની પાસે(સેવાર્થે બલિદાનાદિ લઇને) જાય છે, તે (વાક્)

---

માટે જુવો છાંદો ૭. (૨ થી ૮).

"બંધુ" એટલે વિજ્ઞાનાત્માની સાથે સદા બંધનમાં રહેનાર તેના વિષયો અથવા સંબંધીયો, જેમની અપેક્ષાએજ એવી વાણી–વિશિષ્ઠપણે પ્રકટ થએલી પ્રજ્ઞા–અસ્તિત્વમાં આવીને તે ઉભય અન્યોન્યાશ્રયી બની રહે છે, તેવા ઇન્દ્રિયોના વિષય માત્ર. એકજ પાદવાળો એટલે પાંગળો. તેથી, એવો દેવ અકૃત્સ્ન છે, તેથી તેનો વાણી, કે પ્રાણ, એવાં અધુરાં નામોએજ વ્યવહાર કરાય છે. સર. બૃહ. ૧. ૪. ૭.

દેવ થઇને દેવોના લોકને પામે છે. જનકવૈદેહે કહ્યું કે, હું (આપને) હાથીના જેવા સહસ્ર ઋષભો આપું છું. એ યાજ્ઞવલ્કયે કહ્યું કે, મારા પિતા એમ માનતા કે, શિષ્યને કૃતાર્થ કર્યા પહેલાં એનું દાન લેવું નહીં.

(૩) તમને કોઇએ જે કહ્યું હોય તે અમારે સાંભળવું છે. એમણે કહ્યું કે, (શુલ્બના પુત્ર) શૌલ્બાયન ઉદંકે મને કહ્યું હતું કે, પ્રાણ ખરે બ્રહ્મ છે. જેમ માતા, પિતા, અને આચાર્ય(ના ઉપદેશ)વાળો કહે તેમજ શૌલાયને તમને કહ્યું કે, પ્રાણ ખરે બ્રહ્મ છે. કારણકે, જો એ પ્રાણ ક્રિયા ન કરત તો શું થાત ? પણ તમને એનાં શરીર અને પ્રતિષ્ઠા એમણે સમજાવ્યાં છે ? ના, એ તો મને કહ્યું નથી. હે સમ્રાટ્, એ તો એકજ પાદવાળા (પાંગળા ઉપાસ્ય દેવ) થયા ! ત્યારે યાજ્ઞવલ્કય, તમે મને એ સમજાવો. પ્રાણ (સ્થૂળ પ્રાણાપાન) એજ તેનું શરીર છે, આકાશ તેની પ્રતિષ્ઠા છે, "પ્રિય" એમ (કરીને) એની ઉપાસના કરાય છે. હે યાજ્ઞવલ્કય, પ્રિયતા એટલે શું ? એમણે કહ્યું કે, હે સમ્રાટ્, પ્રાણ (મુખ્યપ્રાણ) એજ પ્રિયતા. જરૂર હે સમ્રાટ્, પ્રાણનીજ કામનાને લીધે (પ્રાણ પ્રિય છે, તેથી તેના રક્ષણને અર્થે) યજ્ઞ નહીં કરાવવાયોગ્યની પાસે પણ (કેટલાક યાજ્ઞિકો) યજ્ઞ કરાવે છે; દાન નહીં લેવાયોગ્યની પાસેથી પણ દાન લે છે. હે સમ્રાટ્ ! પ્રાણનીજ કામનાને લીધે, મરવાની બ્હીક હોય છતાંય, એવી દિશાઓમાં (ચોરાદિ) જાય છે! હે સમ્રાટ્, ખરે પ્રાણ (સ્વભાવે) પરમ બ્રહ્મ છે. આ પ્રમાણે ઓળખીને એને ઉપાસે છે તેને પ્રાણ ત્યજતો નથી. સર્વે ભૂતો એવાની પાસે (બલિદાનાદિ ઉપહારો લઇને) જાય છે, તે દેવ થઈને દેવોના લોકને પામે છે. જનકવૈદેહે કહ્યું કે, હું તમને હાથીઓના જેવા સહસ્ર ઋષભો આપુંછું. તે યાજ્ઞવલ્કયે કહ્યું કે,

મારા પિતા એમ માનતા કે, શિષ્યને કૃતાર્થ કર્યા પહેલાં તેનું દાન લેવું નહીં.

(૪) તમને કોઇએ જે કહ્યું હોય તે અમારે સાંભળવું છે. એણે કહ્યું કે, (વૃષ્ણના પુત્ર) વાર્ષ્ણ બર્કુએ મને કહ્યું હતું કે, ચક્ષુ ખરે બ્રહ્મ છે. જેમ માતા, પિતા, અને આચાર્ય (ના ઉપદેશ) વાળો કહે તેમજ વાર્ષ્ણે તમને કહ્યું, કે ચક્ષુ ખરે બ્રહ્મ છે. કારણ કે, જો એ જોવાની ક્રિયા ન કરતો હોત તો શું થાત? પણ તમને એનાં શરીર અને પ્રતિષ્ઠા એમણે સમજાવ્યાં છે? ના, એ તો મને કહ્યું નથી. હે સમ્રાટ્, એતો ત્યારે એકજ પાદવાળા (પાંગળા ઉપાસ્ય દેવ) થયા! હે યાજ્ઞવલ્કય, ત્યારે તમે મને એ શમજાવો. ચક્ષુ (સ્થૂળ ઇન્દ્રિય) એજ (એનું) શરીર છે. આકાશ પ્રતિષ્ઠા (રેઠાણ) છે. "સત્ય" એમ કરીને એની ઉપાસના કરાય છે. હે યાજ્ઞવલ્કય, સત્યતા એટલે શું? એમણે કહ્યું કે હે સમ્રાટ્, આંખે જોનારાને લોક પૂછેછે કે, 'તેં જોયું' છે? તો એ કહે કે 'હા! મેં જોયું છે', તોજ એ 'સત્ય' થાય છે (કહેવાય છે). હે સમ્રાટ્! ખરે ચક્ષુ (સ્વભાવે તો) પરમ બ્રહ્મ છે. જે આ પ્રમાણે જાણીને તેની ઉપાસના કરે તેને ચક્ષુ ત્યજતું નથી (તે નિષ્ફળ થતું નથી); સર્વે ભૂતો એવાની પાસે (ઉપહાર) લેઈ જાય છે. તે દેવ થઇને દેવોના લોકને પામે છે. જનકવૈદેહે કહ્યું કે, હું તમને હાથીના જેવા સહસ્ર ઋષભો આપું છું. યાજ્ઞવલ્કયે કહ્યું કે, મારા પિતા એમ માનતા કે, શિષ્યને કૃતાર્થ કર્યા પહેલાં એનું દાન લેવું નહીં.

---

(૪) પ્રત્યક્ષ એ સત્ય જ્ઞાનનું બળવાન પ્રમાણ છે, એમ શ્રુતિનો અહીં ઉપદેશ છે. જુવો એવોજ ઉપદેશ પાછળ બૃહ. ૫. ૧૪. ૪ માં પણ કરેલો છે.

(૫) તમને કોઇએ જે કહ્યું હોય તે અમારે સાંભળવું છે. એણે કહ્યું કે, ભારદ્વાજ (ગોત્રના) ગર્દભીવિપીતે મને કહ્યું હતું કે, શ્રોત્ર ખરે બ્રહ્મ છે. જેમ માતા, પિતા, અને આચાર્ય(ના ઉપદેશ)વાળો કહે તેમજ ભારદ્વાજે તમને કહ્યું કે શ્રોત્ર ખરે બ્રહ્મ છે. કારણ કે, જો એ સાંભળત નહીં તો શું થાત ! પણ તમને એનાં શરીર અને પ્રતિષ્ઠા સમજાવ્યાં છે ? ના, એતો મને કહ્યું નથી. હે સમ્રાટ, ત્યારે એતો એકજ પાદવાળા (પાંગળા ઉપાસ્ય દેવ) થયા ! હે યાજ્ઞવલ્કય, ત્યારે તમે એ સમજાવો. શ્રોત્ર એજ શરીર છે, આકાશ પ્રતિષ્ઠા છે, "અનંત" એમ કરીને એની ઉપાસના કરાય છે. હે યાજ્ઞવલ્કય, અનંતતા એટલું શું ? એમણે કહ્યું કે હે સમ્રાટ્, જરૂર ગમે તે દિશામાં જાય તો એ(દિશા)નો અંત (છેડો) આવતો નથી, કારણ કે, દિશાઓ અનંત છે. ખરે દિશાઓ શ્રોત્ર (દેવ) છે. શ્રોત્ર (સ્વભાવે તો) ખરે પરમ બ્રહ્મ છે. જે આ પ્રમાણે સમજીને તેને ઉપાસે તેને શ્રોત્ર તજતો નથી, અને સર્વે ભૂતો એવાની પાસે (બલિ-આદિ ઉપહાર લેઈ) જાય છે, તે દેવ થઇને દેવોના લોકને પામે છે. જનકવૈદેહે કહ્યું કે, હું તમને હસ્તી જેવા સહસ્ર ઋષભો આપું છું. યાજ્ઞવલ્કયે કહ્યું કે, મારા પિતા એમ માનતા કે, શિષ્યને કૃતાર્થ કર્યા પહેલાં એનું દાન લેવું નહીં.

(૬) તમને કોઇએ જે કહ્યું હોય તે અમારે સાંભળવું છે. એણે કહ્યું કે (જબાલાના પુત્ર) જાબાલ સત્યકામે મને કહ્યું હતું કે, મન ખરે બ્રહ્મ છે. જેમ માતા, પિતા, અને આચાર્ય(ના ઉપદેશ)વાળો કહે તેમજ જાબાલે તમને કહ્યું કે, મન ખરે બ્રહ્મ છે. કારણ કે, જો એ મનન–વિચાર

(૬) સત્યકામ જાબાલના વૃત્તાન્ત માટે જુવો છાં. ૪. ૪ ખંડ.

ક્રિયા ન કરત તો શું થાત ? પણ તમને એનાં શરીર અને પ્રતિષ્ઠા સમજાવ્યાં છે ? ના, એતો મને (કાંઇ) કહ્યું નથી. હે સમ્રાટ્, ત્યારે એતો એકજ પાદવાળા થયા ! (પાંગળાની ઉપાસના થઈ!). હે યાજ્ઞવલ્કય, ત્યારે તમે મને એ સમજાવો. મન (સ્થૂળ ઇન્દ્રિય) એજ શરીર છે, આકાશ પ્રતિષ્ઠા છે, “આનંદ” એમ કરીને એની ઉપાસના કરાય છે. હે યાજ્ઞવલ્કય, આનંદતા એટલે શું ? એણે કહ્યું કે, હે સમ્રાટ્, મન એજ (આનંદતા). મનવડે ખરે હે સમ્રાટ સ્રીના ભણી (પુરૂષ) આકર્ષાય છે, અને તેનામાં પોતાના અનુરૂપ (પ્રતિબિંબરૂપે) પુત્રનો જન્મ થાય છે; એવો એ આનંદ. હે સમ્રાટ્, મન ખરે (સ્વભાવે તો) પરમ બ્રહ્મ છે. એવું જાણીને જે એને ઉપાસે તેને મન ત્યજતું નથી. સર્વે ભૂતો એની પાસે (બલિઆદિ લેઇ) જાય છે. એ દેવ થઇને દેવોના લોકને પામે છે. જનકવૈદેહે કહ્યું કે, હું તમને હાથીઓ જેવા સહસ્ર ઋષભો આપું છું. એ યાજ્ઞવલ્કયે કહ્યું કે, મારા પિતા એમ માનતા કે, શિષ્યને કૃતાર્થ કર્યા પહેલાં એનું દાન લેવું નહીં.

(૭) તમને કોઇએ જે કહ્યું હોય તે અમારે સાંભળવું

---

(૭) ‘હૃદય’ સર્વ જ્ઞેય વસ્તુનો આશ્રય છે, તે માટે જુવો બૃહ. ૩. ૯ (૧૯ થી ૨૬). હૃદય એટલે જીવાત્મા–જીવભાવ, અને એનું સ્વરૂપ “હું છું” એવા રૂપે પ્રકટ થાય છે તે. તેથી તેજ સર્વજ્ઞેય વસ્તુનો આશ્રય છે. કારણકે, વિજ્ઞાનોનું જ્ઞાતા એજ તત્વ–વિજ્ઞાનાત્મા છે. આવા ભાવનું અધિષ્ઠાન જે વિવિધતા રહિત કેવલ‘જ્ઞ’ સ્વરૂપે છે, અને જેમાં જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાન ઐકયભાવે રહે છે, તે જ આત્મા, બ્રહ્મ, અજ, અમર, અને અસંગ છે. હજુ સુધી આવા આત્મજ્ઞાનનો જનક રાજાને ઉપદેશ કરાયો નથી, તેથી જ આ બ્રાહ્મણને અંતે પણ યાજ્ઞવલ્કય દાન સ્વીકારવાનું નાજ પાડે છે. આજ શાકલ્યનું જનકની સભામાં માથું પડ્યું હતું. જુવો બૃહ. ૩. ૯. ૨૬ ના અંતે.

છે. એણે કહ્યું કે (શકલના પુત્ર) શાકલ્ય વિદગ્ધે મને કહ્યું હતું કે, હૃદય (આત્માપ્રજાપતિ) ખરે બ્રહ્મ છે. જેમ માતા, પિતા, અને આચાર્ય(ના ઉપદેશ)વાળો કહે તેમજ શાકલ્યે તમને કહ્યું કે, હૃદય ખરે બ્રહ્મ છે. કારણકે, જો એ હૃદય-રહિત હોત તો શું થાત? પણ તમને એનાં શરીર અને પ્રતિષ્ઠા સમજાવ્યાં છે? ના, એતો મને કહ્યું નથી. હે સમ્રાટ્, એતો ત્યારે એકજ પાદવાળા (પાંગળા દેવ) થયા! હે યાજ્ઞવલ્કય, ત્યારે તમે મને એ સમજાવો. હૃદય (સ્થૂળભાગ) એજ (એનું) શરીર છે, આકાશ પ્રતિષ્ઠા છે, "સ્થિતિ" ("હું છુંજ") એમ કરીને એની ઉપાસના કરાય છે. હે યાજ્ઞવલ્કય, સ્થિતતા એટલે શું? હે સમ્રાટ્! હૃદય એજ (સ્થિરતા). હૃદય ખરે સર્વે ભૂતોનું આયતન–રેઠાણ છે, હૃદય ખરે સર્વે ભૂતોની પ્રતિષ્ઠા છે. કારણકે, હૃદયમાંજ સર્વે ભૂતો સદાને માટે ઠરી રહ્યાં છે. હે સમ્રાટ્, હૃદય ખરે (સ્વભાવે તો) પરમબ્રહ્મ છે. જે એને આ પ્રમાણે જાણીને ઉપાસે તેને હૃદય ત્યજતુ નથી; સર્વે ભૂતો એવાની પાસે (સેવા અર્થે બલિ લઈ) જાય છે. તે દેવ થઇને દેવોના લોકને પામે છે. જનકવૈદેહે કહ્યું કે, હું તમને હાથી જેવા સહસ્ર ઋષભો આપું છું. એ યાજ્ઞવલ્કયે કહ્યું કે, મારા પિતા એમ માનતા કે, શિષ્યને કૃતાર્થ કર્યા પહેલાં એનું દાન લેવું નહીં.

## બીજું બ્રાહ્મણ.

(૧) જનક વૈદેહ કોચમાંથી (કૂર્ચાત્) ઉઠી, પાસે આવીને

(૧) અહીં શિષ્યવૃત્તિએ મોક્ષાર્થેજ રાજાની આત્મજ્ઞાનના ઉપદેશને માટે યાચના છે. ઉપનિષદ્માં વારંવાર ઉપાસનાનો સ્વીકાર

બોલ્યા કે, હે યાજ્ઞવલ્કય, તમને હું નમસ્કાર કરૂં છું; (હું કૃતાર્થ થાઉં તેવો) મને ઉપદેશ કરો. એમણે કહ્યું કે, હે સમ્રાટ્, જેમ લાંબે રસ્તે જનારો (મુસાફર) રથ કે નાવનો આશ્રય લે, તેજ પ્રમાણે આવાં (ઉપર બતાવ્યાં તેવાં ઉપાસનાપોષક) ઉપનિષદો વડે તમે (સંસારી) એકાગ્રચિત્ત ( **समाहितात्मा**–સ્થિર થયો છે આત્મા જેનો એવા) થયા છો. આમ તમે પૂજ્ય (**वृंदारक**), અને ધનાદિ સંપન્ન ઐશ્વર્યવાન હોઇ વેદારૂઢ અને ઉપનિષદોના બોધવાળા છો; એવા તમે અહીંથી (શરીરથી) છૂટીને કયાં જશો ? (તે કહો.) હે ભગવન્, હું કયાં જઇશ તે હું જાણતો નથી. ત્યારે તમે કયાં જશો તે હું તમને સમજાવીશ. ( જનક૦ ) હે ભગવાન, મને તે સમજાવો.

---

કરવામાં આવ્યો છે, અને તેજ પ્રમાણે આવાં બ્રહ્મનાં સ્થૂળ આયતનોનો, સ્વરૂપોનો, આગલના પહેલા બ્રાહ્મણમાં ખુલાસો કરીને એ પ્રત્યેક બ્રહ્મના સ્વરૂપને ઉપાસવાનું સ્વરૂપ પણ ત્યાં બતાવ્યું છે. અને એવા સ્થૂળ બ્રહ્મનું ઉપાસના કરવા યોગ્ય ખરૂં 'સ્વ'રૂપ તો બધાયમાં મૂળ તરફ ખેંચાતું સૂક્ષ્મસ્વરૂપ જ ઉપાસ્ય તરીકે ત્યાં બતાવવામાં આવ્યું છે. એનો ઉદ્દેશ આ બ્રાહ્મણના પહેલા મંત્રમાં જ શ્રુતિ સ્પષ્ટ કરી બતાવે છે કે, એવાં જે ઉપર બતાવ્યાં તે ઉપાસના પોષક ઉપનિષદો છે તે કેવળ બ્રહ્મ–આત્મા–પરમાત્મ તત્વના ગ્રહણને અર્થે સાધકની તૈયારીનાં જ સાધન છે. કારણકે, એવી ઉપાસનાનો માત્ર એટલો જ ઉપયોગ છે કે, વિચાર તથા અભ્યાસે કરીને ચિત્તને બીજા સર્વ વિષયોમાંથી આકર્ષી લઇ, તેને એકાગ્ર કરીને હૃદયમાં–આત્માપ્રજાપતિમાં જ સ્થાપવું. અહિંથી પછી સાધકની એકાગ્ર બુદ્ધિને બુદ્ધિપારના પ્રદેશમાં આગળ દોરવાનું સરળ બની શકે છે. શ્રુતિમાં ઉપાસના બતાવી છે તે અંતિમ ઉદ્દેશ્ય નથી, પરંતુ અંતિમ ઉદ્દેશ્યની પ્રાપ્તિમાં સાધનની તૈયારીને અર્થેજ એ ત્યાં બતાવી છે. આવી તૈયારી વાળો શિષ્ય જ બ્રહ્મોપદેશને માટે યોગ્ય થાય છે. જુવો. બ્ર. સૂ. ૩. ૪. ૨૬.

(૨) જે આ જમણી આંખમાં "ઇન્ધ" નામનો પુરૂષ (તૈજસ–લિંગાત્મા) છે, તે "ઇંધિ" (વસ્તુને તરત

(૨) આ મંત્રોમાં યાજ્ઞવલ્ક્ય હવે જનક રાજાને લિંગાત્મા, અથવા જેને હૃદયાત્મા કહે છે તે સમજાવે છે. શારીરપુરૂષ જે શરીરના પાર્થિવ અને જળ ભાગના શરીરવાળો પુરૂષ છે, તેને વૈશ્વ અથવા 'વૈશ્વાનર' કહ્યો છે. લિંગાત્મા અથવા હૃદયાત્મા તે ઇન્દ્રિય દેવતાના શરીરવાળો છે, અને તેને 'તૈજસ' એટલે તેજનો બનેલો કહે છે. આવો તૈજસ પુરૂષ તે શારીર પુરૂષના કરતાં ઘણો સૂક્ષ્મ છે. એ બન્ને, લિંગ અને શારીર, પુરૂષો જ્યાંસુધી આ શરીરમાં સાથે રહે ત્યાં સુધીજ શરીર જીવતું છે, એમ કહેવાય છે; એ છુટા પડે એટલે શરીર મરી ગયું એમ કહેવાય છે. પ્રાણાત્મા–પ્રજાપતિનું આ ઉભયની સાથેનું તાદાત્મ્ય એજ ઉભયનું જીવન છે. જુવો. બૃ. ૩. ૯. ૨૬ જ્યોતિ. અને માંડૂ. ૩ થી ૫.

આ શરીરમાં રહેતા આવા બન્ને વૈશ્વાનર અને તૈજસનું પોષણ આપણે ખાધેલા અન્નથી થાય છે. આ અન્ન હૃદયમાં પચે છે, અને તેનો રસ થાય છે. એ કેવી રીતે ત્યાં વેંચાય છે, તે પણ આ મંત્રોમાં બતાવ્યું છે. આપણે ખાધેલા અન્નના પ્રથમ બે ભાગ પડે છે. સ્થૂળ ભાગ હૃદયમાંથી નીચે ઉતરી પડે છે, અને સૂક્ષ્મ ભાગનો રસ હૃદયમાં રહે છે. એ હૃદયનો રસ પણ અગ્નિથી પચીને બે ભાગમાં વેંચાય છે. એક "મધ્યમ" રસ અને બીજો "અણિષ્ઠ" નામનો રસ. અણિષ્ઠ રસ એ મધ્યમથી ઘણો સૂક્ષ્મ છે. આ મધ્યમરસ વૈશ્વાનરના રૂધિરાદિનું પોષણ કરતાં શરીરનાં માંસાદિની વૃદ્ધિ કરીને તેમને પુષ્ટ રાખે છે; અને અણિષ્ઠ રસ એ લિંગાત્માનું અન્ન બને છે, એટલે કે એ ઇન્દ્રિય દેવતાઓના શરીરનું પોષણ કરે છે. વૈશ્વાનરના શરીરનું પોષણ લોહિ, માંસ, હાડકાં, અને ચામડીની પુષ્ટિથી થાય છે. આ ભાગ "મધ્યમ" રસથી, તેમજ જે સ્થૂળ ભાગ નીચે જાય છે તે બહાર નીકળી જતાં જતાં આંતરડામાં પણ જીણી નસોદ્વારા ચુસાય છે, અને તેવા ચુસેલા રસનું પણ રૂધિર બને છે, તેમનાથી સેવાય છે. આથી કરીને શ્રુતિએ ત્રિજા મંત્રમાં તૈજસ લિંગાત્માને

પ્રકટ કરે–પ્રજ્વલિત કરે એવો ) છતાં, તેને "ઇન્દ્ર" એમ (લોક) પરોક્ષે કહે છે; કારણકે, દેવોને પરોક્ષ (ગુહ્યાર્થવાળું નામ) પ્રિય હોય છે, એમને પ્રત્યક્ષ (સ્પષ્ટાર્થવાળું નામ) ગમતું નથી. (૩) હવે આ ડાબી આંખમાં (એ) પુરૂષના રૂપ જેવી (બીજી) છે તે એની પત્ની "વિરાટ્" (ઇન્દ્રાણી) છે. એ બે ભોજ્યભોક્તારૂપી(લિંગાત્મા)ના સંયોગનું સ્થળ તે આ અંતર્ હૃદયમાં આકાશ છે તે છે. એ બન્નેનું અન્ન (આધાર) તે અંતર હૃદયમાંનો લોહિત પિંડ હૃદયાકારનો પચેલા અન્નનો (અણિષ્ઠ રસ) છે. એમનું આવરણ (ઓઢવાનું) જે અંદર હૃદયમાં જાળાજેવું (નાડીઓનું ગુંચળું) છે તે છે. એમનો (સ્વપ્ન જાગરિતમાં બહાર) સંચરવાનો માર્ગ તે જે વાટે આ નાડી હૃદયમાંથી નીકળી ઉંચે જાય છે તે છે. (અને) એક કેશને હજારો ભાગમાં ચીર્યો હોય તેવી જે આ શારીરપુરૂષની સૂક્ષ્મ હિતા નામની નાડીઓ અંતર્ હૃદયમાં પથરાઇ રહી છે, તે નાડીઓએ ચઢીને ફરતું (આ અણિષ્ઠ અન્ન) જરૂર (આખા શરીરમાં લિંગાત્માને પોષવા) ફરીવળે છે. તેથીજ આ શારી-

---

"જાણે વધારે સૂક્ષ્માહારવાળો થાય છે" એમ કહ્યો છે. મરી જતાં પુનર્જન્મને ધારણ કરનારો આવો લિંગાત્માજ છે. વૈશ્વાનર પુરૂષ તો પૃથિવી આશ્રિત હોઇને શરીરનો નાશ થતાંજ પંચમહાભૂતોની સાથે જૂદો થઈ જાય છે. સર. બૃ. ૨. ૨. ૧. 'ઇન્દ્ર' નામને માટે જુવો. ઐત. ૩. ૧૩; અને બૃ. ૨. ૫. ૧૯; છાંદો. ૬. (૫–૬) ખંડો.

લિંગાત્માના સ્વરૂપને માટે સર. બૃ. ૨. ૨. બ્રાહ્મણ.

(૩) હિતા નામની નાડીઓમાં રહેતા જીવાત્માને માટે જુવો. બૃ. ૨. ૧. ૧૯; બૃહ. ૪. ૩. ૨૦. "અને જેના વડે (શરીરમાં) આ અંતરાત્મા પંચભૂતો જોડે ઠરી રહે છે તે રસો (થયા) છે." મું. ૨. ૧. ૯.

૨આત્મા( વૈશ્વાનર )ના કરતાં એ ( તૈજસ–લિંગાત્મા) જાણે વધારે સૂક્ષ્માહારવાળો થાય છે.

(૪) ( વૈશ્વાનરનું અભિમાન–આત્મભાવ છુટી જતાં પુરૂષ તૈજસમાં સમાઇને હિરણ્ય-સૂત્રાત્મા રૂપે થાય ત્યારે) તેવા (તૈજસ–વિજ્ઞાનાત્મા)ની પૂર્વદિશા પૂર્વમાં નીકળતા પ્રાણો છે, દક્ષિણદિશા દક્ષિણમાં વહેતા પ્રાણો છે, પશ્ચિમ-

---

(૪) અહીં જનક રાજાને સૂત્રાત્મા–મહત્‌ની સાથે તદ્રુપ થતાં ( સ્વર્ગલોકની પ્રાપ્તિ થતાં ) એના પ્રાણો કેવી રીતે વહી રહે છે, અને સર્વે એનામાંજ કેવી રીતે સમાઇ રહે છે તે બતાવ્યું છે. વ્યક્તિની આ સ્થિતિ મરણની પારની છે, અને આવી સ્થિતિમાં તદ્રુપ થએલો એનો લિંગાત્મા વાસનાઓથી વારંવાર વ્યક્તિભાવને પામી રહેતા જીવની પેઠે જન્મમરણમાં સરતો નથી. એટલે આવા વ્યક્તિગત જન્મમરણની પાર નીકળી જઇને તે હિરણ્યના અમરપણાને પામે છે. અને આવા જ અર્થમાં યાજ્ઞવલ્કયે તમે મરણના અભયને પામેલા છો એમ જનક રાજાને કહ્યું છે. છતાં આવી સ્થિતિ પણ કૃતાર્થતાની સ્થિતિ નથી. કારણકે, આ સ્થિતિ આત્માનો મહદ્ વિકાર જ હોઇ કલ્પને અંતે નાશવાન્ છે, એટલે પુણ્યનો જાણે ક્ષય થતાં એ પાછો મૃત્યુના ભયમાં પડે એવી ક્ષર છે, એ અક્ષરધામ નથી. બ્રહ્મના નિર્દેશ માટે જુવો. બૃહ. ૨. ૩. ૬. અક્ષર સ્થિતિને પ્રાપ્ત થાય તોજ મનુષ્ય કૃતકૃત્ય થયો કહેવાય છે. તેથી જ જનકરાજાનું દાન હજુ યાજ્ઞવલ્કયે ગ્રહણ કર્યું નથી, જે દાન આત્મજ્ઞાનના સંબોધ પછી જ ચોથા બ્રાહ્મણના અંતમાં જનક આપે છે, અને યાજ્ઞવલ્કય જનકરાજાને કૃતાર્થ થએલા માનીને પોતાની પ્રતિજ્ઞાનુસાર સ્વીકારે પણ છે. આવા આત્મજ્ઞાનના ઉપદેશ માટે બૃ. ૨. ૪. બ્રાહ્મણમાં મૈત્રેયીના બોધથી કરેલી શરૂઆતને પુનઃ એના જ સંવાદથી બૃ. ૪. ૫. માં સમેટી લે છે, અને પરિવ્રાજક થઇને યાજ્ઞવલ્ક્ય ચાલી નીકળે છે.

સર. બૃહ. ૩. ૯. ૧૯. જ્યાં શાકલ્યને યાજ્ઞવલ્કયે બ્રહ્મરૂપે દિશાઓના જ્ઞાનનો બોધ કર્યો છે. જુવો. બ્ર. સૂ. ૪. ૩. ૧૦. અને બ્ર. સૂ. ૪. ૪. ૧૯.

દિશા પશ્ચિમમાં જતા પ્રાણો છે, ઉત્તરદિશા ઉત્તરમાં જતા પ્રાણો છે, માથા ઉપરની દિશા ઉંચે જતા પ્રાણો છે, હેઠળની દિશા નીચે જતા પ્રાણો છે, સર્વે દિશાઓ (તેના) સર્વે પ્રાણો છે. (સૂત્રાત્મામાં પોતેજ સર્વરૂપે થતાં એના પ્રાણો અનંત દિશાઓ રૂપે થઈને પ્રવર્તી રહે છે.)

(આવી બધીય ઉપાધિઓની પારનો)એવો એ (સર્વાયણ) આત્મા તો "આ નહિ," "આ નહિ" એમ કહીનેજ શ્રુતિ પ્રકટ કરે છે. એ અગ્રાહ્ય છે, કારણ કે એ (બુદ્ધિથી) ગ્રહણ કરાતો નથી, સંકોચ રહિત છે કારણ કે એ વધતો ઘટતો નથી, એ સંગ રહિત છે કારણકે એ કોઈની સાથે સંબંધમાં આવતો નથી. એ અબદ્ધ-બંધન રહિત છે. એને વ્યથા થતી નથી. એનો નાશ થતો નથી.

હે જનક, (હવે) તમે (મરણના) અભયને પામેલા (થયા) છો, એમ યાજ્ઞવલ્કયે કહ્યું.

એ જનકવૈદેહે કહ્યું કે, હે યાજ્ઞવલ્કય, તમે કે જે, હે ભગવન્, અમને અભયનો ઉપદેશ કરી રહ્યા છો, તેમને પણ અભય મળો. આપને મારા નમસ્કાર છે. આ વિદેહ દેશ, અને આ હું તમારા જ છીએ.

## ત્રિજું બ્રાહ્મણ.

(૧) (વળી બીજી વખત) યાજ્ઞવલ્કય જનકવૈદેહને ત્યાં

આ બ્રાહ્મણમાં શ્રુતિનો મુખ્ય ઉપદેશ 'કરણ' એટલે વસ્તુમાત્રના જ્ઞાનાનુભવમાં અનિવાર્ય છેલ્લા કારણાત્મક 'જ્યોતિ'ના સંબંધી છે. દશ્ય જગતનું અંતીમ આશ્રય દૃષ્ટાનું હૃદયજ છે. જુવો બૃ. ૩. ૯. (૨૦-૨૬). આકરણોનું સ્પષ્ટીકરણ અહીં બહુ સુંદર રીતે કર્યું છે, અને એ કરણો પણ કાર્યકારણ સંઘાતના પ્રપંચનો જ વિષય છે. તેનીય પાર રહ્યો છે તે જ

ગયા. એમણે ધાર્યું કે હું બોલીશ જ નહીં. હવે (પહેલાં એક વખત) જનકવૈદેહ અને યાજ્ઞવલ્ક્ય એ બન્નેએ અગ્નિહોત્ર સંબંધે સંવાદ કર્યો હતો. (તેમાં પ્રસન્ન થઈને) યાજ્ઞવલ્કયે એ(જનક)ને વરદાન આપ્યું હતું. એણે(જનકે) ઈચ્છિત પ્રશ્ન કરવાનું વર માગ્યું હતું, અને યાજ્ઞવલ્કયે તે આપ્યું હતું. (તેથી) હવે સમ્રાટેજ પહેલું પૂછયું કે, (૨) હે યાજ્ઞવલ્કય, આ

---

આત્મા છે. તેથી જે આવો પ્રપંચ તે એ આત્મા નથી, "આ નહિ", "આ નહિ", એમ કહીનેજ શ્રુતિ આત્માનો ઉપદેશ કરે છે. ઐત. ઉપનિષદમાં જ્ઞેય માત્રનું 'પ્રજ્ઞાનેતૃત્વ' પ્રકટ કર્યું છે, તેનું અહીં વિવેચન છે. સૂર્ય, ચંદ્ર, અને ઇન્દ્રિયો તે બાહ્ય વિષયોનાં પ્રકાશક છે.

(૨) જે આવી જ્યોતિઓના સંબંધે જનકરાજા અહીં પૂછેછે, તે જ્યોતિઓ તે કાર્ય માત્રના કરણરૂપે થઇને કાર્યને પ્રકાશે છે-પ્રકટ કરે છે, તે છે, અને તેમના સંબંધે જ પ્રશ્નો પૂછયા છે. એટલે જ્યાં આદિત્ય જ્યોતિ એમ કહ્યું, ત્યાં આદિત્યનો જ્યાં સુધી પ્રકાશ હોય ત્યાં સુધી એનાથી પ્રકાશિત થતો વ્યવહાર તે એનું કર્મ બને છે, તેથી આદિત્ય તેવા કર્મમાં અનિવાર્ય કારણ છે અને એનું એવું કર્મ તેજ કાર્ય છે, એમ કાર્યકરણનો સંઘાત-સંબંધ શ્રુતિ સમજાવે છે. છેવટે જ્યાં આત્મા જ્યોતિ છે એમ કહે છે, ત્યાં જૂદુ બીજું કોઇ પણ પ્રકાશક કરણ રહ્યું નથી છતાં કામનાત્મક કાર્ય તો થાય છે, તો તેનું કરણ હોવું જ જોઇએ, તે આત્મા-વિજ્ઞાનમય-બુદ્ધિ છે. એ પણ કાર્યકરણ સંઘાત ભાવે જ છે, પરમાર્થતાએ નહીં. એવા સંઘાતની પારની અને તે બુદ્ધિનેય પ્રકાશક આત્મજ્યોતિને તો "નેતિ" "નેતિ," અપ્રાણ, અશીર્યાદિ વિશેષણોએ જ શ્રુતિએ વારંવાર વર્ણવી છે. એ કાર્યકરણ સંઘાતની પારનો જ્યોતિઆત્મા સ્વયંપ્રકાશ હોઈ તે કોઇનું કરણ કે કારણ થતો નથી, તેથી એને તો અસંગ જ કહ્યો છે. અહીં કાર્યકરણ સંઘાતવાળો જ્યોતિરૂપ આત્મા કહ્યો છે તેતો વિજ્ઞાનાભિમાની વિરાડાધ્યાત્મિક 'જીવેશ્વર' ભાવ છે. એ ભૂત-કાર્યાત્મક સૃષ્ટિને અંગે આદિત્યના જેવીજ જ્યોતિ છે, એમ અહીં શ્રુતિએ પ્રકટ કર્યું છે. જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી જ સર્વ જ્ઞેય જણાય છે, અને જ્યાં સુધી જ્ઞેય છે ત્યાં

શરીરમાં વસતા પુરૂષને (કર્મ કરતાં) કઈ જ્યોતિ (પ્રકાશક થાય) છે? એમણે કહ્યું કે, સમ્રાટ્, આદિત્ય જ્યોતિ. સૂર્યના પ્રકાશ વડેજ એ (પુરૂષ) બેસે છે, જાય છે, કર્મ કરે છે, આવે છે. (જનક૦) હે યાજ્ઞવલ્ક્ય, એ એમજ છે.

(૩) સૂર્ય આથમે ત્યારે હે યાજ્ઞવલ્ક્ય, આ પુરૂષને કઈ જ્યોતિ છે? (ઉ.) ત્યારે ચંદ્રમા એની જ્યોતિ થાય છે. ખરે ચંદ્રના પ્રકાશ વડેજ એ બેસે છે, જાય છે, કાર્યો કરે છે, આવે છે. (જનક૦) હે યાજ્ઞવલ્ય, એ એમજ છે.

(૪) હે યાજ્ઞવલ્ક્ય, સૂર્ય આથમે અને ચંદ્ર (પણ) આથમે ત્યારે આ પુરૂષને કઈ જ્યોતિ છે?' (ઉ૦) ત્યારે અગ્નિ એની જ્યોતિ થાય છે. અગ્નિના પ્રકાશ વડે એ બેસે છે, જાય છે, કર્મો કરે છે, પાછો ફરે છે. (જનક૦) હે યાજ્ઞવલ્ક્ય, એ એમ જ છે.

(૫) હે યાજ્ઞવલ્ક્ય, સૂર્ય આથમે, ચંદ્ર આથમે, અને અગ્નિ પણ બુઝાય ત્યારે આ પુરૂષને કઈ જ્યોતિ છે? (ઉ૦) ત્યારે વાગ્ (શબ્દ) એની જ્યોતિ થાય છે. શબ્દના (પ્રકાશવડે સંભળાતા) અવાજે એ બેસે છે, જાય છે, કર્મ કરે છે, પાછો આવે છે. તેથીજ હે સમ્રાટ્, પોતાનોજ હાથ દેખાય નહીં ત્યાં (એવા અંધારામાંય) શબ્દ થાય તે વાટે એ દોરાય છે. (જનક૦) હે યાજ્ઞવલ્ક્ય, એ એમજ છે.

---

સુધી જ બુદ્ધિ-વિજ્ઞાનપુરૂષ પણ પ્રકટ રહે છે. એટલે આવા કાર્યકરણ જ્યોતિઆત્માનો ઉપદેશ સંઘાતમય જ છે. સ્વયંપ્રકાશ અને અસંગાત્માનું પ્રચલન-સ્ફુરણ તે કાર્યકરણ સંઘાતાત્મક જીવેશ્વર દ્વંદ્વનું સ્વરૂપ છે; અને પ્રત્યક્ષ જોવું, સાંભળવું, સંકલ્પ કરવો, વિચારવું એ સર્વ કાર્યકરણ આવું સંઘાતમૂલક જ છે.

(૫) વાગેન્દ્રિયને અહીં બીજી બધીય સ્થૂળ ઇન્દ્રિયોના સમૂહના અર્થમાં વાપરી છે.

(૬) હે યાજ્ઞવલ્કય, સૂર્યે અસ્ત થાય, ચંદ્ર અસ્ત થાય, અગ્નિ શાન્ત પડે, અને શબ્દ (પણ) બંધ થાય ત્યાં આ પુરૂષને કઈ જ્યોતિ છે ? (ઉ૦) ત્યારે આત્મા એની જ્યોતિ થાય છે. આત્માની જ્યોતિ વડે એ બેસે છે, જાય છે, કર્મ કરે છે, આવે છે.

(૭) (જનક૦) એ આત્મા કેવો (કેવી વિશેષતાવાળો)

---

(૬) શબ્દ બંધ થાય ત્યારે એટલે સ્થૂલેન્દ્રિયોનો બધો વ્યવહાર અટકે ત્યારે. આત્માની જ્યોતિને શ્રુતિ પાછળના જ મંત્રમાં સમજાવે છે. આત્મજ્યોતિ પ્રાણોમાં 'વિજ્ઞાનમય' એટલે બુદ્ધિરૂપે-જીવભાવે છે, અને હૃદયમાં આકાશરૂપે 'જ્યોતિ પુરૂષ'-ઈશ્વરભાવે છે, એટલે આત્મજ્યોતિ તે જીવેશ્વર ભાવે પ્રકટતી હિરણ્યમય ચૈતન્યજ્યોતિ છે.

(૭) "એ સમાન હોઇને" બધીય અવસ્થાઓમાં તે તે અવસ્થાની ઉપાધિની સાથે તદ્રુપ થઇને કાર્યકરણનું ફળ પ્રકટ કરતાં જૂદા જૂદા લોકને સૃજે છે. જાગ્રતમાં ઇન્દ્રિયોરૂપી પ્રાણોની સાથે તદ્રુપ થતાં 'વિજ્ઞાનમય' સ્વરૂપે જાગ્રતના સર્વ વ્યવહાર કરે છે; અને અગ્નિ અને વાક્ પણ શાન્ત થતાં એ જ આત્મા બુદ્ધિ-જ્યોતિરૂપે પ્રકાશે છે. જુવો. બૃ. ૧. ૪. ૭; બૃ. ૪. ૧. ૨. આદિ. પણ આ આત્મ-જ્યોતિનું ખરૂં "જ્ઞ" સ્વરૂપ જાગ્રતમાં ચોખ્ખુ પ્રકટ થતું નથી, કારણકે અનેક ઇન્દ્રિયોની સાથે તાદાત્મ્ય વાળું થવાથી એ સ્પષ્ટ સમજાતું નથી; પણ જ્યાં આવાં જાગ્રતનાં સ્થૂળ રૂપોને છોડી તેના સંસ્કારને જ પકડી પુરૂષ સ્વપ્નમાં જાય છે, ત્યાં એની વિજ્ઞાનાત્મક જ્યોતિ બહારની કોઇપણ સહાય વિનાની હોઈ સ્વયં પ્રકાશી ઉઠે છે. ત્યાં રાજાની પેઠે એ મ્હાલે છે. ત્યાંથી જ્યારે સુષુપ્તિરૂપ મહત્‌માં ભળીને તે સર્વરૂપ થાય છે, અને ફરકારારૂપી વિજ્ઞાનનાય વિશેષણરહિત થઈ જાય છે, ત્યારે ત્યાં એનું સ્વરૂપ નિષ્કલ 'પ્રજ્ઞાત્મા' બની જ્યોતિ-પ્રકાશ રૂપે જ રહે છે. આવી બધીય અવસ્થાઓમાં આત્માનું જે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે તે તો ઉપાધિયોથી તદ્દન જૂદુજ છે. એટલે તે ઉપાધિઓને વિસારતાં શેષ રહે છે તે "સમાન-સૂત્રાત્મા" 'જ્ઞ'જ્યોતિરૂપે છે, અને તેથી જ ઉપાધિઓની સાથે તદ્રુપ થતાં તે તેજ ઉપાધિના વિશિષ્ટ લોક પ્રકાશી ઉઠે છે. આ ઉપા-

છે ? (યાજ્ઞ૦) જે આ પ્રાણોમાં (પ્રકટતાં) ‘વિજ્ઞાનમય’, (અને) હૃદય(આકાશ)ની અંદર ‘જ્યોતિ પુરૂષ’ છે તે. એવો એ (વિજ્ઞાનાત્મક બુદ્ધિ અને હૃદયને) સમાન છતાં, બન્ને લોકમાં (એટલે કે બુદ્ધિમાં તદ્રુપ થઇને) જાણે ધ્યાન (ચિંતન -વિચાર) કરતો, કે જાણે હલન ચલન કરતો સંચરે છે, અને જરૂર એ (પોતેજ) સ્વપ્ન (રૂપ) બનીને આ (જાગ્રત) લોક(ની મર્યાદાઓ)ને ઓળંગી જાય છે; (તેમજ સુષુપ્તિના હૃદયાત્મક ‘સ્વ’ધામમાં જઇને) મૃત્યુરૂપી અજ્ઞાનનાં (અહંકારાદિજન્ય) રૂપોનેય (ઓળંગી જાય છે).

(૮) એવો એ (સંસારી) પુરૂષ જન્મતાં શરીરાભિમાની થઈ તદ્રુપતાને પામીને (ધર્માધર્મ રૂપી) પાપથી લેપાય છે; અને (તે કામના માત્રને છોડી દઈ) ઉઠી જતાં મરણ પામીને પાપોને છોડી દે છે.

(૯) આવા એ પુરૂષનાં બે જ સ્થાનો હોય છે. આ લોક

---

ધિઓમાં પ્રકટતાં જ્યોતિનો પ્રકાશ નિષ્કલ નથી, માટે ત્યાં તે જ્યોતિને ‘આત્મા’-જીવાત્મા કહી છે. પણ જ્યારે એ નિષ્કલ જ્યોતિને વિશેષતામાં-બુદ્ધિમાં સમજવી હોય ત્યારે તો ઉપાધિદ્વારાજ તે સમજી શકાય છે, માટે પ્રાણોમાં ‘વિજ્ઞાનમય’, હૃદયમાં ‘જ્યોતિપુરૂષ’, આદિથી એને અહીં સમજાવી છે. જુવો પ્રશ્ન ૪. ૫ શ્વેતા. ૫. ૭. સમાનને માટે જુવો. બૃહ. ૩. ૯. (૨૬. ૨૮). જુવો. બ્ર. સૂ. ૧. ૩. (૪૨. ૪૩). ગૌ. કા. ૪. (૮૭. ૮૮). શ્વેતા. ૧. (૮. ૯).

(૯) સંસારીના બે લોક છે. આ જાગ્રત્, અને બીજો પરલોક અથવા ભાવિલોક, જે અધ્યાત્મ દૃષ્ટિએ સુષુપ્તિમાં હૃદયાકાશે બ્રહ્મલોક બને છે. આ બેની વચ્ચે સંધીરૂપે સ્વપ્નલોક છે, જે વિરાડ્માં ચંદ્રલોક અથવા પિતૃઆદિ લોક કહેવાય છે. આ લોકમાંથી મરી ગએલો પુરૂષ અંતરાલે એટલે સ્વપ્નાવસ્થામાં જતાં પિતૃલોકાદિમાં જાય છે, એટલે ચંદ્રલોકમાં જાય છે; અને ત્યાંથી વારંવાર આ લોકમાં જ જન્મ ધારણ કરે છે. એ જ્યારે દેવલોક અથવા સ્વર્ગલોકમાં જાય છે, ત્યારે એવા વારંવાર

**અને પરલોક સ્થાન. સંધીનું (વચલું) સ્વપ્ન સ્થાન તે ત્રિજું; એવા સંધી સ્થાનમાં રહીને પેલાં બેય સ્થાનોને એ જુવે છે, તે આ અને પરલોકનું સ્થાન.**

---

જન્મ ધારણ કરવાના મૃત્યુના ફેરામાંથી નીકળીને પ્રાણ-મહત્‌માં જ સ્થિર થઈ એ રૂપે સર્વમાં પ્રવર્તી રહે છે. સુષુપ્તિઆત્મક બ્રહ્મલોકમાં ગએલો જાગી ઉઠતાં પાછો જાગ્રતનો વ્યવહાર કરવા માંડે છે, તેમ બ્રહ્માનો દિવસ પુરો થતાં બ્રહ્મલોકનો પુરૂષ જીવભાવે પાછો તે લોકમાં પ્રવર્તે છે. એટલે વિરાડદષ્ટિએ, પુરૂષ મરી ગયા પછી સ્વર્ગમાં જતા પૂર્વે જ સ્વપ્નાવસ્થાવાળા પૃતૃઆદિ લોકમાંથી પાછો આલોકમાં વારંવાર જન્મમરણને ધારણ કરે છે. આ સ્થિતિ આના પછીના મંત્રોમાં શ્રુતિએ સમજાવી છે. આમ જાગ્રત અને સ્વપ્ન એ બન્નેયનો આ વિજ્ઞાન લોકમાં જ સમાવેશ થાય છે, અને પરલોક તે સ્વર્ગ અથવા અધ્યાત્મે હૃદય લોકાત્મક સુષુપ્તિ છે. તેથી જ શ્રુતિએ મુખ્ય સ્થાનો તો બે જ કહ્યાં છે, અને સ્વપ્નને સંધીસ્થાન કહ્યું છે.

આ પ્રમાણે જીવોની ત્રણ અવસ્થાઓવાળા ત્રણ લોક છે. જાગ્રત અવસ્થાનું આ દશ્યલોક-જગત્‌; સ્વપ્નાવસ્થાનો પિતૃલોક, ગાંધર્વ, દેવ, પ્રજાપતિ આદિ પર એવો ચંદ્રલોક. સુષુપ્તિ અવસ્થાનો બ્રહ્મલોક, તે મહત્‌–પ્રાણ. આત્માની અવસ્થા તે સંકલ્પાત્મક થવાની તેની સ્થિતિ; અને 'લોક' તે એવી અવસ્થામાં તદ્રુપ થયેલી એની દષ્ટિ.

પરલોકને ભાવિલોક એમ કહીને સમજાવવામાં આવ્યો છે. તે અનેક પ્રકારનો છે, જે ચોથા બ્રાહ્મણના ચોથા અને પાંચમા મંત્રમાં કહ્યા પ્રમાણે પિતૃ, ગાંધર્વ, દેવ, પ્રજાપતિ, બ્રહ્મ કે બીજા હરકોઇ ભૂતનો લોક છે. બ્રહ્મલોક સર્વથી શ્રેષ્ઠ છે કે જેમાં સુષુપ્તિની પેઠે વિજ્ઞાન મહત્‌ આત્મામાં જ પ્રજ્ઞભાવે લીન થાય છે. ત્યાં આત્માના આશ્લેષમાં જ પડતાં તે સર્વ પ્રકટ કામનારહિત થાય છે. કામના એ સંકલ્પનો હેતુ છે, અને સંકલ્પ એ ચિત્તનું પ્રેરક છે, અને જગત્‌ તે ચિત્તમય છે. જુવો છાં. ૭. મો પ્રપાઠક.

આવા લોકોનો અને અવસ્થાઓનો 'આક્રમ' તે જીવનો અનુક્રમે થતો વિસ્તાર છે. તેને પામીને જીવાત્મા કર્મનાં ફળરૂપે પુણ્ય-પાપ

હવે (વિદ્યા, કર્મ, અને પૂર્વજ્ઞાનના) આક્રમ (અવસ્થાઓના આશ્રય) વાળો થઈને આ પુરૂષ પરલોક સ્થાનને

---

એટલે સુખદુઃખોને ભોગવે છે. એટલે આવો બીજો જે પરલોક છે તે કર્મનાં ફલ ભોગવવાનું સ્થાન છે. અને આ બધાંય સ્થાનોને પરલોક એવા એકજ શબ્દથી શ્રુતિએ અહીં જણાવ્યાં છે. અહીંનો લોક તે કર્મલોક કહેવાય છે. પરલોકની અવસ્થાઓ કર્મના ફળની ભોગભૂમિ છે, એટલે પોતાનાં સારાં કે નઠારાં કર્મના પ્રમાણમાં એ લોકની સાથે તદ્રુપ થઇને પુરૂષ કર્મફળનો ભોગ કરે છે. આ વિષય શ્રુતિએ વધારે સ્પષ્ટ કરીને બૃ. ૪. ૪. (૨ થી ૬) માં સમજાવ્યો છે.

તેથી જ શ્રી૦ શંકરાચાર્ય ૧૧મા મંત્રની ટીકાના અંતમાં કહે છે કે, 'एको जाग्रत्स्वप्नइहलोकपरलोकादीन् गच्छतीत्येकहंसः'–એ (વિદ્રુપ) એકલો જ જાગ્રત્, સ્વપ્ન, આ લોક, પરલોકાદિમાં જાવ ( આવ ) કરે છે, તેથી 'એકહંસ' કહેવાય છે.

સ્વપ્નમાં રહીને બેય લોકને જુવેછે, તે ત્યાં શું જુવે છે, અને કેવી રીત જુવે છે? તે શ્રુતિએ પાછલા વીસમા મંત્રમાં સ્પષ્ટ કરીને કહ્યું છે કે, જાણે કોઇ મારે, કે કુવામાં નાખે ત્યારે જે ભયાદિ એને જાગ્રતમાં થાય છે તેવાં ભયાદિનો સ્વપ્નમાં જ્યાં એ અનુભવ કરે ત્યાં એ જાગ્રતના ઇહ લોકને જુવેછે; અને જ્યાં હું રાજા છું, હું આ સર્વ રૂપે છું, એવું એને સ્વપ્નમાં જણાય, ત્યાં તે પરલોકને જ સ્વપ્નમાં દેખે છે; કારણકે, પરલોકમાં એટલે સ્વર્ગમાં જીવાત્માની સ્થિતિ સર્વાત્મક વિરાડ્ રૂપે જ થાય છે.

અંતર્યામી વિરાડાભિમાની ઇશ્વરાંશનું જાગ્રતમાં ભાનજ રહેતું નથી. તે ભાવના પરલોકમાંજ, સ્વર્ગલોકમાંજ, પ્રાદુર્ભાવને પામે છે, ત્યાં વ્યક્તિગત દેહાભિમાન ગૌણતાજ ધારણ કરે છે. સર. ગીતા. ૧૮. ૬૧ અને ૭. (૨૪. ૨૫). સર. કઠો. ૨. (૧૨,૧૩). શ્વેતા. ૬. ૧૫.

આવા એકહંસ–પ્રજાપતિનું 'સ્વ'ભાવમાંથી નીકળતું, એટલે જગતને પોતાના આલોચનથીજ પ્રકટ કરતું, અને પોતાના આલોચનના સંકોચથી સંકોચી લેતું, આવતું અને જતું, સંસરણ–સંસાર પ્રકટીકરણ–અતિ રમ્ય અને બહુજ સ્પષ્ટતાથી યાજ્ઞવલ્ક્યે જનકરાજાને આ

પામે છે, તે આક્રમે (અવસ્થાના માર્ગે–આધારે) ચઢીને પાપોને (દુઃખોને) અને આનંદોને જુવેછે. (અનુભવેછે) એ જ્યાં સુવેછે (સ્વપ્નમાં પડે છે) ત્યાં બધીય માત્રાઓ (જ્ઞાન અને કર્મ ઇન્દ્રિયોના સર્વે વ્યવહાર અને તેના સંસ્કાર) વાળા આ (જાગ્રત) લોકમાંની એકજ (વાસના–

---

પ્રસંગમાં વર્ણવી બતાવ્યું છે. આ કેવળ ચિન્મય પરમાત્મા, આત્મા પ્રજાપતિનાય 'અહં'ભાવનો ત્યાગ કરીને, જ્યાં સ્વરૂપમાં બાજ પક્ષીની પેઠે પોતાના રેહાણમાં સરી પડે છે, ત્યાં એ આનંદ અને જ્ઞાનમય 'સ્વ'ભાવમાં લીન થાયછે; અને ત્યાં ચિત્ શરીરસ્થ આત્માના પરિમાણુની રેખાનેય પણ જાણતું નથી. કારણકે, એવી ચિત્તવૃત્તિ તો ચિન્મય આત્માથી વ્યતિરિક્ત જૂદા પદાર્થના ભાનવાળી થાય, પણ અહીંતો ચિત્ત વિશેષતા રહિત થઇને કેવળ 'જ્ઞ'રૂપમાંજ ડુબી જાય છે, એટલે એનાથી જુદી વસ્તુનું ભાનજ સંભવતું નથી. એવી પરિમાણ-આકૃતિની રેખાના ભાનની સાથે તો ચિત્ વિશેષતા વાળું થતાં, એવી વિશેષતાના આલોચનથી પ્રજાપતિના ભાવને ધારણ કરીને 'હું' એવું અભિમાન પ્રકટ થતાં સંસારની ઘટમાળ શરૂજ થઇ જાય છે. આ 'જ્ઞ'રૂપ આત્મા ભોગેચ્છાએ પ્રેરાઇને જે ભાવને પ્રકટ કરી તેમાં તદ્રુપતાને પામે, તેવોજ લોક ઉત્પન્ન થાય છે. અને તે ભાવને છોડીને સ્વરૂપમાં તદ્રુપ થતાં, પૂર્વે પ્રકટ કરેલા લોકનો માયાની સૃષ્ટિની પેઠે લોપ થાય છે. જે જે સંકલ્પાત્મક ભાવમાં એવો આત્મા એમ પ્રવેશ કરે અને તેની જોડે તાદ્રુપ્યને પામે, તેવી તેવી સૃષ્ટિ ખડી થાય છે, અને એ સૃષ્ટિ જ્યાં સુધી એવું તાદ્રુપ્ય ચાલે ત્યાં સુધીજ ટકી રહે છે. આવા લોકની ખડી થએલી સૃષ્ટિમાં તેનો પ્રકાશક 'જ્ઞ'સ્વરૂપનો જે અંશ છે, તેજ જ્ઞાનાત્મક, પ્રકાશાત્મક, હોઇને "દેવ" કહેવાય છે. તેથીજ ઉપનિષદ્માં જગત 'જ્યોતિમય' "દેવમય", "બ્રહ્મમય", હિરણ્યમય કહેવાય છે; કારણ કે એવા દેવાંશવિના કોઇ વસ્તુનું અસ્તિત્વજ નથી. કારણકે, એના અભાવે વસ્તુ પ્રકટજ થતી નથી. અને એ દેવાંશથી જૂદી કાંઇ વસ્તુજ નથી. કારણકે, જેમાં એ દેવાંશ પ્રવેશ કરે છે તે પણ એ દેવનો-જીવેશ્વરનો સંકલ્પ જ છે. જુવો છાંદો. ૬ (૨–૩) ખંડો. ઐત. ૫. ૩.

સંસ્કારમય) માત્રાને લઈને એ પોતેજ (વાસનાનાં રૂપોને) ભાગેછે, અને પોતેજ (નવાં) ઉભાં કરે છે; પોતાના પ્રકાશ વડે અને પોતાની જ્યોતિ વડે (એવા) સ્વપ્ન વ્યવહારને વિસ્તારેછે. અહીં આ (વિજ્ઞાનમય પુરૂષ-આત્મા) પોતેજ જ્યોતિ થાય છે.

(૧૦) ત્યાં (જાગ્રતના જેવા) રથ, કે રથે જોડવાના ઘોડા, કે માર્ગો હોતા નથી, છતાં (માયિક-કલ્પિતજ) રથ, રથે જોડવાના ઘોડા, અને માર્ગોને એ ખડા કરે છે; ત્યાં આનંદો, (જેવા કે) હર્ષ, કે ઉત્સાહો (પ્રમોદો) હોતા નથી, છતાં આનંદો–હર્ષ, કે ઉત્સાહોને એ સૃજે છે; ત્યાં તલાવડીઓ, કે તળાવો, કે નદીઓ હોતાં નથી, છતાં તલાવડીઓ, સરોવરો કે નદીઓને એ સૃજે છે–ખડાં કરે છે. કારણ કે, એ (વિજ્ઞાનપુરૂષ) આત્મા કર્તા છે. (૧૧) તેના આવા શ્લોકો છે.

" સ્વપ્ન વડે, સ્થૂળ (શારીર) રૂપોને ભાગીને-ત્યજીને, એ(પોતે) જાગતો રહી ઉંઘેલાને ( ઉંઘતા પડેલા સંસ્કારોને સ્વપ્નમાં) પ્રકાશે છે (પ્રકટ કરેછે–જોયા કરેછે); તેજસ્વીનું (ઈન્દ્રિયોની માત્રાઓનું) ગ્રહણ કરીને હિરણ્યમય એકહંસ પુરૂષ પાછો આ (જાગ્રત્ લોકના) સ્થાનમાં આવે છે." (૧૨) " (લિંગાત્માથી) બીજા (**अवर**, સ્થૂળ) શરીરનું પ્રાણ વડે રક્ષણ કરીને એ અમર હિરણ્યમય એકહંસ પુરૂષ શરીરની (જાણે) બહાર નીકળીને ઇચ્છામાં આવે ત્યાં ફરે છે." (૧૩) " સ્વપ્નમાં ઉંચા અને અવળા(ભાવો)માં પ્રવેશ કરીને (આત્મ) દેવ વિવિધ રૂપોને ધારણ કરે છે. વળી તે સ્ત્રીઓ સાથે જાણે વિહાર કરે છે, હસે છે, અને વળી (વ્યાઘ્રાદિથી થતા) ભયને પણ જુવે છે."

---

(૧૨) સ્વપ્નામાં શરીરની બહારના પ્રયાણ માટે જુવો બ્ર. સૂ. ૩. ૨૩. જ્યોતિ.

(૧૪) અહા ! લોકો એ( આત્મા )ના આરામનેજ (સ્વપ્નજાગ્રતમાંના રમણનેજ) જુવે છે, અને એને (એના 'સ્વ'રૂપને) તો કોઈ જોતુંજ નથી ! (તેથીજ) કહે છે કે, ભાઇ ! સુતેલાને એકદમ કોઇ જગાડશો નહીં; જો એ પાછો ( મિજાજમાં-ઇન્દ્રિયોના વ્યવહારમાં ) ઠેકાણે નહીં આવે તો એનો ઉપાય દુર્લભ છે ! વળી ખરે (કેટલાક) કહે છે કે, જાગરિત દેશ (સ્થાન) એજ એનું એ (સ્વપ્ન) છે, (સ્વપ્ન જૂદુ નથી); કારણ કે, જે રૂપોને પુરૂષ જાગતાં જુવે છે તેમનેજ તે સુતાં જુવે છે. (પણ) અહીં (સ્વપ્નમાં) તો પુરૂષ પોતેજ (સ્વયં) જ્યોતિ થાય છે. (તેથી તેવો મત અયોગ્ય છે). (જનક૦) આવા ઉપદેશવાળો હું આપ ભગવાનને સહસ્ર (ગાયો) આપું છું. હવે આથી આગળ મોક્ષ થાય એવા જ્ઞાનનો ઉપદેશ કરો.

(૧૫) (યાજ્ઞ૦) જરૂર, એવો એ પુરૂષ (પહેલો સ્વપ્નમાં) રમી,

---

(૧૪) જુવો બ્ર. સૂ. ૩. ૨. ૧. જ્યોતિ.

(૧૫-૧૮) સર. છાંદો. ૮. ૩. ૪. પ્રશ્ન. ૪. (૩, ૮.); કૌષી ૪. ૨૦.

આ મંત્રોમાં શ્રુતિ આત્મા સ્વભાવે કેવળ અસંગજ છે એવા સત્યને સમજાવેછે. અને તે સમજાવવા માટે સંધીરૂપ સ્વપ્નાવસ્થાને તપાસીને તે અવસ્થાના અનુભવો આત્માને સુષુપ્તિમાં જતાં કે પાછા જાગ્રતમાં આવતાં કોઇ રીતે એની પૂઠે લાગુ રહેતા નથી એમ બતાવે છે. અને એમ સ્વપ્નના વિહારાદિ એને અડકતા નથી, તેથી આત્મા સ્વભાવે અસંગજ છે એમ સાબીત કરે છે. કારણ કે, જો સ્વભાવે એ 'સંગી' હોય તો સ્વપ્નના વિહારો એને સુષુપ્તિમાંય પુંઠે લાગે, છતાં ત્યાં તો એને કોઇ પણ પ્રકારની જ્ઞાનક્રિયાઓ થતીજ નથી. તેથી જ એવી સ્થિતિને સંપ્રસાદ, એટલે સંપૂર્ણ આનંદનું સ્થાન કહે છે. અને જાગ્રતમાં પણ એ સ્વપ્નની ક્રિયાઓ એને પુંઠે લાગવી જોઇએ, પણ સર્વ કોઇનો એવોજ અનુભવ છે કે ,સ્વપ્નની ક્રિયાઓમાં કોઇને જરાય

ભ્રમણ કરી, સુખ(પુણ્ય) અને દુઃખ(પાપ)ને માત્ર જોઇને જ, (થાકતાં) સંપૂર્ણ આનંદવાળી સુષુપ્તિમાં (संप्रसादे) પડે છે;

---

આસક્તિ થતી નથી; કારણકે, સર્વે લોક એને જૂદીજ ગણે છે.

ત્યારે સ્વપ્નમાં જે વિહારાદિ થાય છે તેનું શું? એ તો માત્ર જાગ્રતમાં કામનાએ કરેલાં કર્મોના સંસ્કારોને–ફળને તે ત્યાં માત્ર જુવેજ છે. ત્યાં એ આત્મા સર્જન કર્મ કરતો નથી, તેથી 'જોઇનેજ' રૂપો ખડાં કરે છે એમ શ્રુતિએ કહ્યું છે. તેથી જ વળી આગલા ૧૨,૧૩, ૧૪, મંત્રોમાં સ્વપ્નનાં દશ્યોને તે "જાણે" ભોગવે છે, એમ કરીને શ્રુતિ કહે છે, ખરેખર નહીં. કારણકે એ ભોગાદિને માત્ર એ જુવેજ છે, પ્રકાશે છે. કામનાથી એમને એ નવી સૃષ્ટિ રૂપે પ્રકટ કરતો નથી, અને તેથીજ ત્યાં કામના-આસક્તિ રહિત હોઇને કર્મો એની પૂઠે લાગતાં નથી એમ શ્રુતિનો બોધ છે. જુવો બ્ર. સૂ. ૩. ૨. ૧. જ્યોતિ.

હવે સ્વપ્નભોગની સ્થિતિ આવી હોવાથી એટલું તો સ્પષ્ટ છે કે, ત્યાં આત્માની કામના-આસક્તિને લીધે બીજી ઇન્દ્રિયોના અભાવે કર્મોમાં પ્રેરણા થતી નથી; પરંતુ એનો સ્વભાવજ 'જ્ઞ' રૂપે સ્વયંપ્રકાશતાનો હોવાથી પડેલા સંસ્કારોને માત્ર એ પ્રકાશીજ રહેછે, અને તેવા દર્શનથીજ પૂર્વ કામનાનુસાર જીવભાવ ત્યાં સુખીદુઃખી થાય છે.

આ મંત્ર અને ૧૬ મા મંત્રથી ત્યારે શ્રુતિ આટલું સ્પષ્ટ પ્રતિપાદન કરે છે, કે આત્મા સ્વભાવે તો અસંગ જ છે, અને કર્તા ભોક્તા નથી. પરંતુ માત્ર ઉપાધિના સંગથી જ 'હું' પોતે પણ કર્તા ભોક્તા છું એવો એને પોતાના અજ્ઞાને કરીને માત્ર ભાસ જ થાય છે. આટલું જ્ઞાન સ્વપ્નાવસ્થાના વિચારથી સ્પષ્ટ થાય છે.

એકવાર આટલો એનો 'સ્વ'ભાવ સમજાયો, તો પછી જાગ્રતની અવસ્થા પણ એના મૂળ સિદ્ધાન્તમાં સ્વપ્નથી જૂદી નથી, અને ત્યાં પણ જે દશ્યને એ દેખે છે, અને આત્મા પોતાને કર્તા માનેછે તે બધુંય એ ઇન્દ્રિયોના સંગને લીધેજ એમ દેખે છે, અને પોતાને કર્તા માનેછે. કારણકે, સ્વભાવે તો એ અસંગ અને અકર્તા જ છે, એવું અનુમાન સ્વપ્નના અનુભવે સ્પષ્ટ થાય છે. અને તેથી ૧૭ મા મંત્રમાં શ્રુતિ જાગ્રતનો વ્યવહાર પણ સ્વપ્નના જેવો જોવા પુરતો

અને પાછો ફરી એજ માર્ગે થઇને સ્વપ્નઅર્થે એજ યોનિમાં (સ્વપ્નસ્થાનમાં) સરી પડે છે. ત્યાં (સ્વપ્નમાં) જે કાંઈ એ

---

જ છે એમ કહે છે. અને પછી આ વિચારને વધારે દૃઢ કરવા સ્વભાવે અસંગ આત્માને મણિના બનેલા મણકામાં સમાનરૂપે ફરતા સૂત્ર જેવો, અથવા જળાશયના બન્ને તટોમાં એટલે બન્ને લોકમાં આમતેમ ફરતા મહામત્સ્ય જેવો શ્રુતિએ ૧૯ મા મંત્રમાં વર્ણવ્યો છે. પંદરમા મંત્રમાંના

"स वा एष एतस्मिन्संप्रसादे रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापंच पुन.."

નો અર્થ શંકરને અનુસરનારા નિત્યાનંદની મિતાક્ષરીમાં વિપક્ષે એવો પણ કર્યો છે કે, એવી સંપૂર્ણ આનંદવાળી સુષુપ્તિમાં ફરી ફરી પુણ્ય અને પાપને જોઇને પાછો ફરી તેજ માર્ગે ઇત્યાદિ, અને મેક્ષમુલરે આ અર્થને સ્વીકાર્યો છે. શંકરાચાર્યે પોતે આવા વિપક્ષ અર્થનો સ્વીકાર કર્યો હોય એમ જણાતું નથી, કારણકે એમણે તો અમે સ્વીકાર્યો છે એજ અર્થ લીધો છે. હવે જે વાક્યરચના આ મંત્રમાં છે તેજ રચના પછીના ૧૬ અને ૧૭ મા મંત્રોમાં વાપરી છે, એટલે સામાન્ય રીતે ૧૬ અને ૧૭ મંત્રોમાં જે અર્થ લીધો છે તેવોજ અર્થ ૧૫ મા મંત્રમાં પણ લેવો ઉચિત લાગે. અને એમ જણાય છે કે, આજ દૃષ્ટિએ નિત્યાનંદે ઉપર જણાવેલો અર્થ વિપક્ષે સૂચવ્યો હશે, અને ભાષાની દૃષ્ટિએ મેક્ષમુલરે એ અર્થનો સ્વીકાર કર્યો હશે. પણ શંકરાચાર્ય હમેશ શ્રુતિના હાર્દનેજ પકડે છે, અને તે હાર્દની દૃષ્ટિએજ ભાષાનો અર્થ કરે છે; અને આ દૃષ્ટિએ અમને શંકરાચાર્યનોજ અર્થ યથાર્થ લાગે છે, તેનાં કારણો નીચે પ્રમાણે છે.

સંપ્રસાદ એ સુષુપ્તિની અવસ્થા છે એ તો સર્વમાન્ય છે. હવે પ્રશ્ન એ છે કે, આ અવસ્થામાં સ્વપ્નાવસ્થાની પેઠે રમી, ભમી, સુખ અને દુખને જોવાય છે કે કેમ? જો એ અવસ્થામાં એમ નજ થાય તો, સુષુપ્તિમાં એ નથીજ થતું એમ નિશ્ચય થતાં ત્યાં એમ થાય છે એવા અર્થવાળો શ્રુતિનો આશય કદિ નજ હોય, એમજ સમજવું જોઇએ; અને તેવા અર્થવાળો અન્વય અયોગ્યજ ગણાવો જોઇએ.

હવે સંપ્રસાદમાં સ્વપ્નની પેઠે રમી, ભમી, સુખ અને દુઃખ

જુવે છે તે એની પાછળ (સુષુપ્તિમાં) લાગુ રહેતુ નથી; કારણ કે, એ પુરૂષ અસંગ છે. (જનક૦) હે યાજ્ઞવલ્કય, એ એમજ છે. આવા ઉપદેશવાળો હું આપને સહસ્ર (ગાયો) આપુ છું. આથી આગળ મોક્ષ થાય એવા જ્ઞાનનો ઉપદેશ કરો.

(૧૬) જરૂર, એવો એ પુરૂષ આ સ્વપ્નામાં રમી, ભ્રમણ કરી, સુખ અને દુઃખને માત્ર જોઈનેજ પાછો ફરી એજ માર્ગે જાગ્રત થવા (**बुद्धान्ताय**) આ સ્થાન તરફ (જાગ્રત-યોનિમાં) સરી પડે છે. ત્યાં(સ્વપ્નમાં)જે કાંઈ એ જુવે છે તે એની પાછળ (જાગ્રતમાં) લાગુ રહેતું નથી, કારણ કે પુરૂષ અસંગ છે. (જનક૦) હે યાજ્ઞવલ્કય, એ એમજ છે. આવા ઉપદેશવાળો હું આપને સહસ્ર (ગાયો) આપુ છું. આથી આગળ મોક્ષ થાય એવા જ્ઞાનનો ઉપદેશ કરો.

(૧૭) જરૂર, એવો એ પુરૂષ આ જાગ્રતમાં રમીને, ભ્રમણ કરીને, સુખ અને દુઃખને માત્ર જોઇનેજ પાછો ફરી, એજ માર્ગે સ્વપ્નાન્ત અવસ્થાને માટે તે સ્થાન (યોનિ) તરફ સરી પડે છે.

(૧૮) તેથી જેમ કોઈ મહા મત્સ્ય ડાબા જમણી બન્ને

---

જોવાતાં નથીજ એવું તો શ્રુતિ પોતેજ ૧૯ મા જ મંત્રમાં પ્રકટ કરે છે. "આ પ્રસિદ્ધ સુષુપ્તિ અવસ્થામાં (સંપ્રસાદમાં) દોડી જાય છે, જ્યાં સુઇને એ કોઇપણ કામનાની ઇચ્છા કરતો નથી, કે કાંઇપણ સ્વપ્ન જોતો નથી." આ અવસ્થા અત્યંત સુખનીજ છે, અને તેમાં સર્વ વિવિધતાનો લોપ થાય છે, તેથી બૃ. ૨. ૧૦. (૧૯–૨૦)માં પણ એને 'અતિઘ્ના' કહી છે. તો પછી "દુઃખને" તો જોવાનું હોયજ ક્યાંથી? વળી પાછલા મંત્રો ૨૧ અને ૨૨ માં પણ એજ અર્થ શ્રુતિ સ્પષ્ટ રીતે પ્રગટ કરે છે. એટલે સુષુપ્તિમાં સ્વપ્નના જેવાં દ્રશ્યો આત્મા નથીજ જોતો એતો આજ બ્રાહ્મણમાં શ્રુતિ પોતેજ કહેછે. તો

તટોમાં સંચાર કરે તેમ, એ પુરૂષ આ બન્ને (સ્વપ્ન પછીની (સુષુપ્તિ) અને જાગ્યાપછીની (જાગ્રત) અવસ્થાઓમાં સંચાર કર્યા કરે છે. (૧૯) જેમ શકરો બાજ કે કોઈ વધારે વેગવાળું પક્ષી આ આકાશમાં વિવિધ દિશામાં ઉડી ઉડીને થાકી જાય, અને પછી બન્ને પાંખોને સ્થિર કરી રહે, એટલે માળામાંજ જતુંકને પડે, તેજ પ્રમાણે આ પુરૂષ આ પ્રસિદ્ધ સુષુપ્તિ અવસ્થા (સંપ્રસાદ)માં દોડી જાય છે, જ્યાં સુઇને એ કોઇ પણ કામનાની ઈચ્છા કરતો નથી, કે કાંઈ પણ સ્વપ્ન જોતો નથી.

(૨૦) આ(શારીરપુરૂષ)ની પ્રસિદ્ધ હિતા નામની એકવાળને હજાર ભાગમાં ચીરે તેવી સૂક્ષ્મ નાડીઓ છે. તે ધોળા, કાળા, પીળા, લીલા, રાતા(રસો)થી ભરેલી છે. હવે જ્યાં એને જાણે કોઈ મારે, કે જાણે વશકરે–બાંધે, કે જાણે હાથીની પેઠે ચલાવે, કે જાણે કુવામાં નાખે અને જાગ્રતમાં એને જે ભય લાગે, તે (અધર્મ વાસનામય 'ઇહ'લોક) અવિદ્યા વડે સ્વપ્નમાં એને જણાય છે (**मन्यते**–મનમાં ધરાય છે); અને જ્યાં દેવની પેઠે કે રાજાની પેઠે, હું જ આ બધું

---

આ પંદરમા મંત્રમાં શ્રુતિનો ઉપદેશ એથી વિરૂદ્ધ નજ હોય. વળી શ્રુતિનો સુષુપ્તિમાં સર્વ દશ્યોના લયનો આવો ઉપદેશ આપણા સર્વના અનુભવનો પણ વિષય છે. આપણે બધા જાણીએ છીએ કે ગાઢ નિદ્રા–સુષુપ્તિમાં આપણને કોઇપણ દશ્યનો અનુભવ નથીજ થતો, એટલે આપણે સર્વ કહીએ છીએ કે "હું એવું ઉંઘ્યો કે મેં કાંઇ જાણ્યુંજ નહીં–જોયુંજ નહીં."

(૧૯) સર. છાંદો. ૬. ૮. ૨. જુવો પ્રશ્ન ૪. ૭. કોઇ પણ 'સ્વપ્ન' જોતો નથી, એવા સ્વપ્નમાં સ્વપ્ન અને જાગ્રત બંનેનાં દશ્યોનો સમાવેશ થાય છે. જુવો કૌષી. ૪. ૨૦. પ્રશ્ન ૪. (૬–૮.)

(૨૦) સર. છાંદો. ૮. ૧૦. ૨. હિતાનાડીમાં રહેતા જીવાત્મા માટે સર. બૃહ. ૪. ૨. ૩; અને બૃ. ૨. ૧. ૧૯; મું. ૨. ૧. ૯.

છું એમ એને જણાય, તે એનો (ઉપાસનાદિ ધર્મ વિદ્યાના સંસ્કારે સ્વપ્નમાં પ્રકટ કરેલો) પરમ લોક છે.

(૨૧) ખરે, એ(સુષુપ્તિમાં જઈ આત્મભાવમાં ભળી જતા પુરૂષ)નું આ પ્રસિદ્ધ કામના રહિત (अतिच्छंदा), નષ્ટ પાપનું, (અને) ભય રહિત રૂપ છે. જેમ વ્હાલી સ્રીના આલિંગનમાં પડેલો બહારનું કાંઇ જાણતો નથી, કે અંદરનું

(૨૧) અહીં જે વ્હાલી સ્રીના પાશમાં પડવાનો દૃષ્ટાન્ત આપ્યો છે તેમાં શ્રુતિ સ્પષ્ટ સુચવે છે, કે જેના પાશમાં પડતાં પુરૂષ પોતાની જીવાત્માની વિશેષતાને વિસરે છે તે સ્રીરૂપા શક્તિયુક્ત-સદ્ છે. સદ્ જ્યારે પ્રકૃતિ–શક્તિના અભિમાનવાળું થાય છે, ત્યારેજ તે કાર્યકરણને સંકલ્પ બળે ધારણ કરી રહે છે, અને એ જગત્‌ના ઉત્પાદક બીજરૂપે પવર્તે છે. એવી એ સદ્–દેવતા જે સાક્ષી રૂપે રહીને ભૂતમાત્રના હૃદયમાં જ્યોતિપુરૂષ રૂપે-ઇશ્વરભાવે કાર્યકારણને દોરીને ધારી રહી છે, તેને સદ્ રૂપા સ્રી તરીકેજ છાંદો૦ ૬. ૮. ૧ અને ૬. ૩. ૨ માં નારીજાતિમાંજ વર્ણવી છે. એ સદ્રુપા શક્તિ તેજ પ્રકૃતિના તાદાત્મ્યને પામેલું વ્યક્તબ્રહ્મ, સદ્, તેજ ઇશ્વર. તેજ સુષુપ્તિમાં ગએલા પુરૂષના જાગ્રતના સંસ્કારનાં બીજને ધારણ કરી રહી પુરૂષ જાગી ઉઠતાં મનદ્વારા તેમને પ્રકટ કરે છે. અને તેવા ઉંઘતા જીવની અજ્ઞાન અવસ્થાને સાક્ષીરૂપે જોઇ રહી 'હું નીરાંતે ખુબ ઉંઘ્યો,' એવા અનુભવને જાગ્રતમાં પ્રકટ કરે છે. આ જ છાંદો ૮. ૧. ૧ માં વર્ણવેલું દહર આકાશ–હૃદયાકાશમાં રહેલું છે. આવું હૃદયાકાશ આત્માના જ અર્થમાં વપરાય છે. જુવો બૃહ. ૪. ૩. ૭ જુવો બ્ર. સૂ. ૧. ૩ (૧૪–૧૫); બ્રહ્મ સૂ. ૧. ૩. (૪૨–૪૩). એજ નિત્યયુક્ત જીવેશ્વર દ્વંદ્વનો ઇશ્વરભાવ.

સુષુપ્તિની આ લય અવસ્થા છે, જ્યાં જ્ઞાન માત્ર અભાવ રૂપેજ થાય છે, તેથી ત્યાં આત્માનું વિજ્ઞાન પ્રકટતું નથી. બ્રહ્મજ્ઞાની અવસ્થામાં અને સુષુપ્તિમાં એટલો જ તફાવત છે. જ્ઞાનના અભાવાત્મક આવા લયનું વર્ણન શ્રુતિ પાછલા મંત્રમાં કરે છે. વળી જુવો ગૌ. કા. ૩. ૪૨. આ અવસ્થામાં તમસથી ઘેરાયલો પુરૂષ અજ્ઞાનની આનંદમય અવસ્થાને ભોગવેછે. કૈ. ૧. ૧૩.

પણ (જાણતો નથી), તેજ પ્રમાણે, આ પુરૂષ (સુષુપ્તિમાં) પ્રાજ્ઞ–આત્મા(હૃદયમાંના 'જ્યોતિપુરૂષ')ના આલિંગનમાં પડેલો હોઇ બહારનું કાંઈ જાણતો નથી, કે અંદરનું પણ (જાણતો નથી). તેનું આવું પ્રસિદ્ધ ફળેલી કામનાવાળું, (એટલે) આત્માનીજ કામનાવાળું, (તેથી બીજી કોઇ પણ) કામના રહિત અને શોકની પારનું સ્વરૂપ છે.

(૨૨) અહીં (આ સુષુપ્તિમાં એ) પિતા અપિતા ( પિ-

---

(૨૨.) સર. બૃ. ૪. ૪. ( ૨૨–૨૩ ); છાંદો ૮. ૪. ૨. તૈત્તિ૦ ૨. ૯. ૧.

ઉપરના (૨૧) મા મંત્રમાં એમ કહ્યું કે જીવાત્મા પ્રજ્ઞાત્મામાં તાદ્રુપ્યને પામે છે, તેમાં કોઈને એવી શંકા થાય, કે એ જીવ પ્રજ્ઞાત્માથી ત્યાં જૂદો-ભિન્નજ રહેછે, છતાં એને જૂદાપણાનું માત્ર ભાનજ રહેતું નથી. એવી શંકાને નિવારવા આ મંત્રમાં ભિન્નતાને આવશ્યક પોતાના સર્વ વિશેષ ભાવોને ત્યાં જીવ ત્યજીજ દે છે એમ અહીં વિસ્તારપૂર્વક કહ્યું છે, કે ચોર અચોર થાય છે, ઈત્યાદિ. વળી એવી શંકાને વધારે નિર્મૂળ કરવા શ્રુતિ (૨૩)મા મંત્રમાં એમ કહે છે, કે જીવની આત્મા સાથેની અભિન્નતા એવી છે, કે જીવનું ભિન્ન દેખાતું અસ્તિત્વજ નથી. કારણ કે આત્માનું જોવાનું તો જતુંજ ના રહે, છતાં ત્યાં જીવનું પોતાથી જૂદુ વ્યક્તરૂપ અથવા અસ્તિત્વ નથી, અને ત્યાં કોઈ પ્રકારની વિવિધતા નથી, તેથી ત્યાં આત્મા જોતાં છતાં એ કોઈને જોઈ શકતો નથી. શ્રુતિએ જીવ અને આત્માનો અભેદ સમજાવવા આટલી બધી સંભાળ લીધી છે, છતાં ભેદવાદીઓ આવા સ્પષ્ટ ઉપદેશ ઉપર દુર્લક્ષ્ય રહે છે, એ બહુ આશ્ચર્ય છે! વળી જુવો પ્રશ્ન. ૬. ૫; છાંદો. ૬. ૧૦. ૧; ૮. ૧૨. ૩.

વળી મંત્ર (૩૨) માં કહ્યું છે, કે આવો લોક તે જીવની પરમગતિ છે, એટલે એની કામનાનો એ પરિત્યાગ કરે તેની સાથેજ એ સ્વરૂપમાં ભળી જાય છે, સ્વરૂપે સ્થિત થાય છે. અને તેથીજ વળી બૃ. ૪. ૪. ૬ માં કહ્યું છે કે એ ( જીવાત્મા–પુરૂષ ) બ્રહ્મજ હોઇ બ્રહ્મને પામે છે. સર. બ્રહ્મોપનિષદ્ ૧.

લાના ભાવ રહિત ) થાય છે; માતા અમાતા ( થાય છે ), લોકો અલોકો ( થાય છે ), દેવો અદેવો ( થાય છે ), વેદો અવેદો ( થાય છે ). અહીં ( આ અવસ્થામાં ) ચોર અચોર ( થાય છે ), ગર્ભવિહારક અગર્ભવિહારક (થાય છે), ચાંડાળ અચાંડાળ ( થાય છે ), પોલ્કસ ( હલકીજાતની માતાથી જન્મેલો ) અપોલ્કસ ( થાયછે ), શ્રમણ ( ભિક્ષાચારી ) અશ્રમણ ( થાય છે ), તપસી અતપસી ( થાય છે ). તે પુણ્યથી લેપાતો નથી ( પુણ્ય તેની પૂઠે લાગતું નથી ) કે પાપથી લેપાતો નથી. કારણ કે, તે વખતે ( સુષુપ્તિમાં ) હૃદયના (મન–બુદ્ધિના) સર્વે શોકોને (જ્ઞેયમાત્રને) એ પુરૂષ તરી ગએલો થાય છે.

(૨૩) જે ત્યાં (સુષુપ્તિમાં) જોતોજ નથી ( એમ આગળ

---

જુવો બ્ર. સૂ. ૧. ૩. (૪૨, ૪૩); અને બ્ર. સૂ. ૧. ૩. ૧૯.

સુષુપ્તિ વખતે નિર્બળ થએલું બીજાત્મક કારણ શરીર–સૂક્ષ્મ બુદ્ધિતત્વ પડીજ રહે છે, એટલે તેમાં જીવની વિશેષતા વ્યવહારને આવશ્યક સ્પષ્ટ રીતે પ્રતિબિંબિત થતી નથી. જુવો પ્રશ્ન ૪. ૬. તે જાગતાં જ્યારે થાક ઉતરવાથી સબળ થઈને સ્ફુરાયમાન થાય છે ત્યારે ભિન્ન પ્રતિબિંબમાં જીવભાવ પ્રકટ થાય છે. જુ. બ્ર. સૂ. ૨. ૩. ૩૦. જ્યોતિ; અને બ્ર. સૂ. ૩. ૨. ૯. જ્યોતિ.

(૨૩). અહીંથી શ્રુતિ પ્રજ્ઞાત્મા અને વિજ્ઞાનાત્મા–જીવાત્માનાં સ્વરૂપોને વધારે સ્પષ્ટ કરી બતાવવા સુષુપ્તમાં પ્રજ્ઞાત્માના અખંડ પ્રકાશક સ્વરૂપને પ્રકટ કરતાં કહે છે, કે જ્યાં એનાથી અન્ય કશી વસ્તુ નથી ત્યાં એ અન્ય વસ્તુને પ્રકટ કરવાને આવશ્યક વિશેષણને ધારણ કરી જીવભાવનાને શી રીતે પામે ? છતાં એવા પ્રકાશકનો જે પ્રકાશવાનો સ્વભાવ છે તે તો સ્થિરજ છે. કારણકે તે એનો સ્વભાવજ હોઈ, અને પ્રજ્ઞાત્મા કાર્ય કારણની સંઘાતમાં થતી વ્યક્ત બુદ્ધિની પારનો હોઈ કારણ રહિત એટલે અજ અને તેથી અવિનાશી છે. આમ એનો પ્રકાશક સ્વભા-

કહ્યું ), તે જોતાં છતાંજ જોતો નથી ( એમ છે ). કારણકે,

વ તો સ્થિર છે; ત્યારે એ જોતો નથી, સાંભળતો નથી એમ કેમ? તો શ્રુતિ કહે છે કે, આવી અવસ્થામાં, એટલે કે વ્યકત બુદ્ધિનો જ્યાં ઉપરામ છે ત્યાં, એના પોતાથી જૂદા એવા અન્ય સર્વનું, અર્થાત્ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનનું ઐક્ય થતાં, સર્વનો અભાવ થાયછે. તેથી કોઇ ભિન્ન વિષયના અભાવે સાંભળવા વિગેરેની ક્રિયા એ ત્યારે કરતો જણાતો નથી. એ પ્રજ્ઞાત્મા જ્યારે બીજી કોઈ જૂદી વસ્તુ હોય ત્યારેજ તેને વિષય કરીને પ્રકટવાની ક્રિયા કરતાં જીવભાવે દૃષ્ટા કે શ્રોતા થાય છે. એટલે એવા સ્વભાવેજ દૃષ્ટા, શ્રોતાનું, જોવું કે સાંભળવું એમનાથી જૂદુ પડેજ નહીં, છતાં સુષુપ્તિમાં એ જણાતું નથી. કારણ કે, જેના ઉપર એ ક્રિયા જણાય તે સંકલ્પમય અધિષ્ઠાનજ ત્યાં નથી, તેથીજ તે દેખાતું નથી. પ્રજ્ઞાત્મા અને જીવાત્મા ચૈતન્ય સ્વરૂપે તો એકજ છે; ભેદ માત્ર ઉપાધિઓથી થતી ભેદ-જૂદાપણાની ભાવના પ્રકટ થતાં "હું બહુ થાઉં, બીજો મારો આત્મા થાય" (બૃહ. ૧. ૨. ૪.) એવા પ્રજાપતિ-પ્રજ્ઞાત્માના સત્ય સંકલ્પે બીજી વસ્તુ ઉભી થતાં તેને જ્યાં પ્રજ્ઞાત્મા પ્રકાશવા માંડે, અને દૃષ્ટા, શ્રોતા થાય, કે તરતજ તેવો વિશેષ ઉપાધિવાળો થતાં એ પોતે જ જીવભાવે કહેવાય છે. ( જુવો બૃ. ૧. ૨. ૪; ૧. ૪. ૩; ૧. ૪. (૫, ૭-૧૦). જુવો છાંદો ૮. ૧૨. ૩. જોતાં છતાં જાતો નથી. જુવો છાંદો ૭. ૨૪. ૧.

આગળના એકવીસમા મંત્રમાં તો સ્પષ્ટજ કહ્યું છે કે વિજ્ઞાનમય પુરૂષ પ્રાજ્ઞ-આત્માના આલિંગનમાં પડેલો હોઇ બહારનું કાંઇ જાણતો જ નથી, તો વળી અહીં, એ ત્યાં જોતો નથી, સાંભળતો નથી ઇત્યાદિ કહી તે ક્રિયાઓને સમજાવવાનો શ્રુતિએ આટલો પ્રયાસ કેમ કર્યો? જાણતો નથી એમાં જાણવાની ક્રિયા તે સર્વ જ્ઞાનેંદ્રિયોની પ્રથક્ પ્રથક્ થતી ક્રિયાઓનું બુદ્ધિમાં થતું એકીકરણ છે, અને તેજ જ્ઞાન કહેવાય છે. જ્યારે સર્વ પ્રથક્પ્રથક્ ઇન્દ્રિયોદ્વારા થતું જ્ઞાન બુદ્ધિમાં તેનું વર્ગીકરણ થતાં એકઠું થાય છે ત્યારે, વસ્તુ પુરી જાણી એમ કહેવાય છે. અને આવા જ્ઞાનના પ્રકટીકરણમાં જ્ઞાનરૂપે પ્રકટ થએલો ચિત્તનો ભાવજ વસ્તુરૂપે જણાયછે; ત્યાં બુદ્ધિ પોતાનાજ તેવા વિશિષ્ટ સ્વરૂપને જુવેછે. ઇન્દ્રિયોએ

( સાક્ષીરૂપ ) દ્રષ્ટાની દૃષ્ટિનો તો વિલોપ થાયજ નહીં,

જોએલું કાંઇક તે આમ બુદ્ધિએ પોતે પોતામાં ખડી કરેલી ભાવાત્મક વસ્તુ રૂપે જણાય છે, એટલે ઇન્દ્રિયોએ જોએલી વસ્તુ યથાર્થ રીતે શું હશે તે આપણે જાણી શકતા પણ નથી. પણ આ સર્વ જ્ઞાનનો વ્યવહાર બુદ્ધિના પ્રદેશનોજ છે, અને ત્યાં વિવિધતા હોય તોજ તે બની શકે છે. પણ જ્યાં આવી સર્વ વિવિધતા સુષુપ્તિમાં સમાઈ જાય છે, અને ઇન્દ્રિયોનો પ્રથક્ પ્રથક્ વ્યવહાર બંધ પડી જાય ત્યાં એ સર્વ જ્ઞાનની વિવિધતા અદૃશ્ય થઈ જાયછે, તેથીજ આગળ ચોથા બ્રાહ્મણમાં શ્રુતિએ જણાવ્યુંછે, કે "એકઠો થાય છે ત્યારે એ જોતો નથી એમ લોકો કહે છે." આમ કહીને બુદ્ધિનો વ્યવહાર બંધ થયા છતાં આત્મમાં શૂન્યતા નથી, પણ સર્વનો દ્રષ્ટા જ્યોતિ પુરૂષ તો ત્યાં છે જ, એમ બતાવવાનો શ્રુતિનો પ્રયાસ છે.

વળી મંત્ર (૩૨) માં કહ્યું છે, કે આવો લોક તે જીવાત્માની પરમ ગતિ છે, એટલે કામનાના પરિત્યાગ સાથેજ આત્મસ્વરૂપમાં ભળી જવું તેને એની 'ગતિ' કહી છે. બૃ. ૪. ૩. ૭ માં "આત્મા"ની 'જ્યોતિ'ને સમજાવી છે. ત્યાં તેને શરીરમાં થતો વ્યવહાર દૃષ્ટિમાં રાખી શ્રુતિએ બે ભાવે, એક "વિજ્ઞાનમય" અને બીજો "જ્યોતિપુરૂષ", એમ પ્રકટ કરી છે. એ પ્રાણ અને હૃદયાકાશની ઉપાધિની અપેક્ષાએજ બે વિભાગ પડ્યા છે. વિજ્ઞાનમય ભાવ તે ભોક્તા રૂપે કર્મથી ઘડાયલા શરીરમાંજ પરિચ્છિન્ન અભિમાનવાળો જીવભાવ છે. હૃદયાકાશની ઉપાધિવાળો જ્યોતિપુરૂષ તે સર્વજ્ઞ છે. કારણ કે તે ભાવ તો બ્રહ્માંડમાં આકાશદ્વારા સર્વત્ર સમાન વ્યાપી રહ્યો છે. આ ભાવમાંથી જ્યાં ભોગેચ્છાએ જીવભાવ વિષયનો આશ્રય કરીને જૂદો નીસરે, ત્યાં સ્વપ્ન જાગરિતના લોક પ્રકટી ઇન્દ્રિયાદિના વ્યવહાર થતાં, એ જીવભાવ સાંભળે કે જુવેછે. જ્યાં ભોગથી થાકીને જ્યાંથી તે નીસર્યો હતો ત્યાં જ્યોતિ-પુરુષમાં પાછો ભળી જાય ત્યાં એ ભોગેચ્છાએ થએલા લોક માત્ર અદૃશ્ય થઇ જાયછે. કારણ કે, ત્યારે એ જૂદો નીકળેલો જીવભાવ સ્વરૂપમાં એકઠો થઈ ગયો છે. વળી કર્મના સંસ્કારનાં રહેલાં બીજમાંથી ભોગેચ્છા ઉ-પડતાં પાછો જૂદો પડી જીવભાવ પ્રકટ થતાં, તે જીવભાવ જાગરિતનો વ્યવહાર ખડો કરે, અને વળી એકઠો થતાં તે વ્યવહાર અદૃશ્ય થાય.

કારણ કે, એવો એ (દ્રષ્ટા) અવિનાશી છે. છતાં, ત્યાં એનાથી ( આત્માથી ) બીજું-દ્વિતીય ( કાંઇજ ) નથી, કે જેને એ પોતાથી એવા જૂદા(વિભક્ત)ને જોઇ શકે. (૨૪). જે ત્યાં સુંઘતોજ નથી, તે સુંઘતાં છતાંજ સુંઘતો નથી. કારણકે, સુંઘનારના સુંઘવાનો ( તેવી ક્રિયાનો ) તો વિલોપ થાય જ નહીં. કારણ કે, તે (સુંઘનાર) અવિનાશી છે. છતાં, ત્યાં એનાથી બીજું કાંઇ નથી, કે જેને એ પોતાથી એવા જૂદાને સુંઘી શકે. (૨૫) જે ત્યાં ચાખતોજ નથી, તે ચાખતાં છતાંજ ચાખતો નથી. કારણકે, ચાખનારના ચાખવાનો વિલોપ થાયજ નહીં. કારણકે તે અવિનાશી છે. છતાં, ત્યાં એનાથી બીજું કાંઇજ નથી કે જેને એ પોતાથી એવા જૂદાને ચાખી શકે. (૨૬) જે ત્યાં બોલતોજ નથી, તે બોલતાં છતાંજ બોલતો નથી. કારણ કે, બોલનારના બોલવાનો તો વિલોપ થાયજ નહીં. કારણ કે, તે અવિનાશી છે. છતાં, એનાથી બીજું કાંઇજ નથી, કે જેને એ પોતાથી એવા જૂદાને બોલાવી શકે. (૨૭) જે ત્યાં સાંભળતોજ નથી, તે સાંભળતાં છતાંજ સાંભળતો નથી. કારણ કે, સાંભળનારના સાંભળવાનો તો વિલોપ થાયજ નહીં. કારણ કે, તે અવિનાશી છે. છતાં, એનાથી બીજું કાંઇજ નથી, કે જેને એ પોતાથી એવા જૂદાને સાંભળી શકે. (૨૮) જે ત્યાં સંકલ્પતોજ (કલ્પના કરતોજ) નથી, તે સંકલ્પતાં છતાં સંકલ્પતો નથી. કારણ કે સંકલ્પની સંકલ્પન ક્રિયાનો તો વિલોપ થાયજ નહીં. કારણકે, એ અવિનાશી છે. છતાં, એનાથી બીજું કાંઇજ નથી કે જેને એ પોતાથી એવા જૂદાને સંકલ્પી

---

જેમ આ જાગરિત સ્વપ્નાદિમાં થાય છે તેમજ, મર્ત્ય કે પરલોકમાં પણ વ્યવહાર થાય છે, તે શ્રુતિ આગળ સમજાવશે. આવું જવું, આવવું, તે "ગતિ" છે. અને આ સુષુપ્તિમાં ભળી જવાની ગતિને તેથીજ જીવાત્માની 'સ્વ'રૂપમાં થતી પરમ ગતિ કહી છે.

શકે. (૨૯) જે ત્યાં એ સ્પર્શતો–અડતોજ નથી તે અડતાં છતાં અડતો નથી. કારણ કે, તે અડનારના અડવાનો તો વિલોપ થાયજ નહીં. કારણ કે તે (અડનાર) અવિનાશી છે. છતાં, એનાથી (જૂદુ) બીજું કોઇજ નથી, કે જેને એ પોતાથી એવા જૂદાને અડકી શકે. (૩૦) જે ત્યાં જાણતો જ નથી, તે જાણતાં છતાંજ જાણતો નથી. કારણ કે, જાણનારના જાણવાનો તો વિલોપ થાયજ નહીં. કારણ કે એ અવિનાશી છે. છતાં, એનાથી બીજું કોઇજ નથી કે જેને એ પોતાથી એવા જૂદાને જાણી શકે. (૩૧) ખરે, જ્યાં બીજા જેવું કાંઈ હોય ત્યાંજ, એક બીજાને જુવે, એક બીજાને સુંઘે, એક બીજાનો સ્વાદ કરે, એક બીજાને બોલાવે, એક બીજાને સાંભળે, એક બીજાનું ચિંતન કરે, એક બીજાને અડકે. કે એક બીજાને જાણે.

(૩૨) દ્રષ્ટા (જ્યાં) જળ–સલિલ (રૂપે) અદ્વૈત (અને)

---

(૩૨) જળ જેમ શુદ્ધ છે, અને વિજાતીય કે સજાતીય ભેદરહિત છે, તેમજ, કોઈ પણ જાતના રંગરહિત છે, તેજ પ્રમાણે જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાનનું ઐક્ય થતાં સ્વયંપ્રકાશ પ્રજ્ઞાનાત્મા શુદ્ધ નિર્લેપ થઈ રહે છે. એના વિના બીજું કાંઈજ નથી, તેથી તે અદ્વિતીય છે. અને એક રસરૂપ છે તેથી સજાતીય ભેદથી પણ રહિત છે. એને અદ્વિતીય અને એક એમ બન્ને વિશેષણ લગાડવામાં શ્રુતિનો આવો હેતુ છે. આ બ્રહ્મ-લોક તે પણ ભોગલોકજછે; એ પરમ મોક્ષ નથી. આ લોકમાં વ્યક્ત સદ્‌–દેવતાની એટલે મહદ્‌ની એકતાને પમાય છે, અને અહીં સર્વમય થવાય છે. છતાં, આ એક લોક જ છે, જીવાત્માની ગતિનું એ પરમ ધામ છે. પણ જીવાત્માનું એ આત્મસ્વરૂપ નથી. જેમ જાગ્રત થતાં પુનઃ સદ્‌-દેવતાના સંકલ્પબળે બીજમાંથી અંકુર ફુટે તેમ, જીવાત્મા બીજરૂપે રહેલા સંસ્કારોને ખડા કરી દિવસે સંસાર રચી રહે છે, અને સદ્‌–મહદ્‌ની શક્તિ અંતરથી ઈશ્વરભાવે કાર્યકારણની દોરી ખેંચી રહે છે. અને જીવ પાછો સુષુપ્તિમાં પડતાં સ્વરૂપમાં–જ્યોતિપુરૂષમાં સમાઇને વિશ્રા-

એક (રસ) થાય છે, તે જ હે સમ્રાટ્ ! બ્રહ્મલોક છે. એમ એને (જનકને) યાજ્ઞવલ્કયે ઉપદેશ કર્યો. એવો એ (બ્રહ્મલોક) આ વિજ્ઞાનમય જીવાત્મા)ની પરમગતિ છે, એ આની પરમ સંપદ (ધન) છે, એ આનો પરમ લોક છે, એ આનો પરમ આનંદ છે. ખરે આવા આનંદની એકજ માત્રાને-કળાને ભોગવીને બીજાં (બ્રહ્માથી સ્તંભપર્યન્તનાં) ભૂતો જીવી રહે છે.

(૩૩) મનુષ્યોમાં કોઈ આરોગ્ય અને સમૃદ્ધિવાળો હોઇ બીજાઓનો અધિપતિ થઇ મનુષ્યના બધાય ભોગોથી સંપન્નતમ થાય તો, તે મનુષ્યોનો પરમ આનંદ થયો ગણાય. મનુષ્યોના આવા સો આનંદ ભેગા થાય તો (પિતૃઋણને વાળીને) જીતેલા પિતૃલોકવાળાનો એક આનંદ થાય. અને એવા જીતેલા પિતૃલોકવાળાના સો આનંદો ભેગા થાય તો, ગંધર્વલોક(મેળવેલા)નો એક આનંદ થાય. અને એવા ગંધર્વલોકના સો આનંદો એકઠા થાય તો, જેને (અગ્નિહોત્રાદિ) કર્મો કરીને (યાજ્ઞિક) પામે છે તેવા કર્મદેવોનો એક આનંદ થાય. અને એવા કર્મદેવોના સો આનંદો ભેગા થાય તો, આજાનદેવોનો (કુદરતના-નિસર્ગ દેવોનો) એક આનંદ થાય; અને (તે એવો કે) જે આનંદ શ્રોત્રિય (વેદાભ્યાસી બ્રાહ્મણ), નિષ્પાપ

---

ન્તિ લે છે. સર૦ છાંદો. ૬. ૮. ૧. વિરાટ્માં પણ આ જ પ્રમાણે બ્રહ્મલોકને પામેલો એ બ્રહ્માની રાત્રિ વીતતાં દિવસે પાછો ફરે છે. ત્યાં કૈવલ્ય મુક્તિ નથી. નિષ્કામ, સંકલ્પરહિતની સ્થિતિ એજ શુદ્ધ આત્મસ્થિતિ, એ જ કૈવલ્ય મોક્ષ છે. જુવો બૃહ. ૪. ૪. (૬–૭); છાંદો. ૮. ૩. ૪; બ્ર. સૂ. ૪. ૩. ૧૦; અને ૪. ૪. ૨૨. સર. બૃ. જા. ૧. आपो वै इदम सत् सलिलमेव.

(૩૩) બ્રહ્માનંદને માટે સરખાવો તૈત્તિરીય ૨. ૮. ૧.

અહીં જે બ્રહ્મલોક કહ્યા છે તે વ્યક્ત કારણબ્રહ્મનો-મૃત્યુનો સત્ય લોક છે. અહીં સુધી ભોગાત્મક ઉચ્ચલોકની પ્રાપ્તિનો ઉપદેશ ચાલ્યો. અહીંથી આગળ હવે જનકરાજાની ઉપદેશ દીક્ષા મોક્ષાર્થેજ છે.

(પુરૂષ), અને કામનાથી નહીં હણાયલાનો (આનંદ) છે. અને એવા આજાન (જન્મસિદ્ધ) દેવોના સો આનંદો ભેગા થાય તો, પ્રજાપતિલોકનો એક આનંદ થાય. અને જે આનંદ શ્રોત્રિય, નિષ્પાપ, અને કામનારહિત(નો) છે. અને એવા પ્રજાપતિના સો આનંદો ભેગા થાય તો, બ્રહ્મલોકનો એક આનંદ થાય છે; જે આનંદ શ્રોત્રિય, નિષ્પાપ અને કામનારહિત(નો) છે. અને આવો એ આનંદ તે પરમ આનંદ છે. હે સમ્રાટ્! એજ બ્રહ્મલોક છે. એમ યાજ્ઞવલ્ક્યે કહ્યું. આવા ઉપદેશવાળો હું આપ ભગવાનને સહસ્ર ( ગાયો ) આપું છું. અહિંથી આગળ મોક્ષાર્થેજ મને ઉપદેશ કરો.

અહીં હવે યાજ્ઞવલ્કયને ભય લાગ્યો કે આ બુદ્ધિશાળી રાજા (પ્રશ્નો પૂછીને) બધાય નિર્ણયો કઢાવી લેઈ મને રૂંધશે જ!

(૩૪) ખરે, એવો એ (પ્રસિદ્ધ) જીવાત્મા સ્વપ્નામાં રમીને ભ્રમણ કરીને, અને પુણ્ય અને પાપને જોઈનેજ, પાછો ફરી એજ માર્ગે જાગ્યા પછીની અવસ્થાને અર્થે એજ સ્થાન (યોનિ)માં સરકે છે.

(૩૫) તેવીજ રીતે, ઠીક કરીને ભરેલું ગાડું (અન્ન) (કચડ,

---

(૩૪) સ્વપ્ન જાગ્રતના સંસરણનું ભાન તાજુ કરાવી તેના જેવીજ મરણોત્તર અવસ્થાનું વર્ણન કરવા આ મંત્રમાં આટલું પુનરાવર્તન કર્યું છે. આવી શૈલિનો બીજો દૃષ્ટાંત જુવો. બૃહ. ૩. ૮. ૬.માં.

(૩૫) મરણ સમયે વિજ્ઞાન અથવા મનરૂપી લિંગની ઉપાધિવિશેષતાવાળો તે લિંગાત્મા. જુવો. બૃ. ૪. ૪. ૬. તે શારીર પુરૂષમાં ઓતપ્રોત થઇ રહેલો હોવાથી, તેના ભારવાળો શારીરપુરૂષ જીર્ણ થતાં રગશીયા ગાડાના જેવો અહીં વર્ણવ્યો છે. લિંગાત્મા વિરાડાભિમાનીથી કાર્યકારણના કર્મફળમાં દોરાતો આ દેહને છોડતાં કર્મફળોની કામનાઓને સાથે લઇનેજ છૂટો પડે છે; અહીંથી સરકીને અન્ય પિતૃઆદિ લોકમાં જાય છે. અહીંથી મરણાન્તરની અવસ્થા તે જાગ્રત સ્વપ્નના જેવીજ છે; અને તેમાં જવા આવવાનો માર્ગ એજ

કચડ) શબ્દો નાંખતું ચાલે તેમ, પ્રાજ્ઞ–આત્મા (લિંગાત્મા) ઉપર ચઢી બેઠેલો હોઈ આ શારીરઆત્મા (શારીરપુરૂષ) જ્યાં (મરણ સમયે) એને ઉર્ધ્વશ્વાસ (એકદંડીયો શ્વાસ) થાય છે ત્યાં (હેડકી આદિ) શબ્દ કરતો જાય છે. (૩૬) એવો એ (શારીરઆત્મા) જ્યારે ઘસાઈ જાય છે (અણુ–ક્ષીણ થાય છે), એટલે જરાથી કે તાવ આદિથી ક્ષીણ થઈ જાય છે ત્યારે, જેમ કેરી, ઉમરડુ કે પીપર (પાકુ થતાં પોતાને પોષતા રસના) બંધનમાંથી છુટી જાય છે તેજ પ્રમાણે, આ પ્રાજ્ઞપુરૂષ (લિંગાત્મા) આ અંગો-અવયવોમાંથી વછુટી જાય છે; અને આવેલે રસ્તે થઇને (વીર્યદ્વારા) પાછો પ્રાણનક્રિયા કરવા માટે (શરીર ધરી જીવવાને માટે) તેજ યોનિ(જન્મસ્થાન)માં સરી પડે છે.

(૩૭) (ત્યાં જન્મતાં) જેમ સિપાઇઓ (ઉગ્ર–પોલીસો), પાપીઓને દંડનારાઓ (માજીષ્ટ્રેટો), દાસો, મુખીઓ અન્ન, પાન, સ્થળ આદિ તૈયાર કરીને આવતા રાજાની રાહ જોયા કરે કે, એ આ આવે, આ આવે તેમજ, સર્વે (શરીને ઉપકારક) ભૂતો રાહ જુવેછે કે બ્રહ્મ (ભોક્તા-શરીરનો રાજા) આવે છે, આવે છે! (૩૮) જેમ રાજા જવાને તૈયાર થાય, અને

---

યોનિમાં થતા જન્મદ્વારા છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. (૪૨–૪૩).

( ૩૬–૩૯ ) આ મંત્રોમાં શ્રુતિ સ્પષ્ટ પ્રકટ કરે છે કે જન્મ વખતે નવું શરીર–પુર બંધાય છે, તેમાં જીવાત્મા પ્રવેશ કરે છે. અને લિંગદેહમાં સ્પષ્ટ એવા કેન્દ્રિત થતા જીવાત્માના પ્રવેશ વખતે પંચમહાભૂતોના કાર્યરૂપે બંધાયલા જીવતા શરીરમાં–શારીર પુરૂષમાં સર્વે સ્થૂળેન્દ્રિયો તે શરીરને ભોગવવા આવતા જીવાત્માની જોડે તહેનાતમાં જાણે ખડા રહે છે, અને શરીર જીર્ણ થતાં રાજાના ઉત્થાનની પેઠે એની પાસે સર્વે સ્થૂળ દેવો ભેગા થઇ જાય છે. આવા જીવતા એટલે શારીરપુરૂષવાળા શરીરમાં જ્યારે સંસારી લિંગાત્મા, તૈજસ-પુરૂષ, પ્રવેશ કરીને ઓતપ્રોત થઇ રહે છે, ત્યારે અન્નમય કોશમાં પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય

સિપાઇઓ, દંડીઓ, દાસો, ગામડાના મુખીઓ એની ન્હેનાતમાં એકઠા થઈ જાય તેજ પ્રમાણે, (શારીર)આત્માના અંતકાળે જ્યાં એને ઉર્ધ્વશ્વાસ ઉપડે કે તરત બધાય પ્રાણો એની પાસે ભેળા થઈ જાય છે.

---

## ચોથું બ્રાહ્મણ.

(૧) જ્યારે (શરીરની ક્ષીણુતા સાથે) આવો વિજ્ઞાનમય આત્મા ક્ષીણુ થતાં દુર્બલ થઈને જાણે સંમોહ (Unconsciousness)માં પડે છે, ત્યારે આ બધા પ્રાણો એની પાસે એકઠા

---

કોશોએ પરિપૂર્ણ થએલો આ દેહ અને દેહી જાગ્રતાદિલોકનો વ્યવહાર શરૂ કરે છે. ત્યારે ભોક્તા પુરૂષનો જન્મ સર્વ સાધન સાથે પૂર્ણ થાય છે.

વળી શ્રુતિએ અહીં આપેલી આવી સુંદર ઉપમા ઉપરથી આ ઉપનિષદ્ કાળમાં રાજકીય વ્યવસ્થા ઘણા ઉંચા ધોરણે પહોંચેલી હોય એમ જણાય છે. ત્યાં ગામડાંની વ્યવસ્થામાં તેમના મુખીઓ એ રાજાના જ અધિકારીઓ ગણાયા છે, તેમના ઉપરી દાસો છે, તેમના ઉપરી પાપીઓને દંડ દેનારા હાલના માજીષ્ટ્રેટો, અને સર્વના હાથ પગ રૂપી સિપાઇઓની પણ વ્યવસ્થા તે કાળે પણ બંધાયલી સમજાય છે. વળી રાજાની ન્હેનાતમાં પણ જેમને અત્યારે આપણે (Executive) અમલદારો કહીએ છીએ તેવાજ ત્યાં રહેતા; બીજા અધિકારીઓ નહીં. આ વ્યવસ્થામાંથી સૂચવાતુ રાજ્ય તંત્ર અવશ્ય ઉંચા પ્રકારનું છે. તેમજ વ્યાપારરોજગારની સ્થિતિનો પણ ઉંચો ચિતાર કૌષી. ૪. ૨૦, માં વાપરેલી ઉપમાથી સમજાય છે. અને રાજ્યમાં કર લેવાની પદ્ધતિનું સૂચન પણ છાંદો. ૮. ૧. ૫. માં શ્રુતિએ કર્યું છે. રાજ્ય વ્યવસ્થામાં નેતાના આવશ્યક ગુણોનું દર્શન શ્રુતિએ છાં. ૪. ૧૭. ખંડમાં યજ્ઞના બ્રહ્માને અંગે પ્રકટ કર્યું છે, ત્યાંની જ્યોતિ વિચારો.

(૧) માત્રાઓની સમજને માટે જુવો બૃ. ૪. ૩. ૯ ની જ્યોતિ. ઉપરના બ્રાહ્મણના છેલ્લા મંત્રોમાં શરીરાન્તર પ્રવેશદ્વારા પુનર્જન્મનું સિંહાવલોકન કરાવી, હવે તે શરીરાન્તર ગમનને વધારે સ્પષ્ટ કરી

થાય છે; (અને) તે આ તેજસ્વી માત્રાઓને (ઇંદ્રિયોની સૂક્ષ્મ શક્તિઓને) ભેગી કરી લેઇ હૃદય(પ્રાજ્ઞ અથવા જ્યોતિ પુરૂષ)માંજ પેશી જાય છે. એટલે આ પ્રસિદ્ધ ચાક્ષુસ (ચક્ષુઆદિ ઇન્દ્રિયોમાંનો) પુરૂષ (આદિત્યાદિમાં) પાછો ફરી જાય છે, ત્યારે એ (વિજ્ઞાનમય પુરૂષ) રૂપોને દેખતો બંધ થઇ જાય છે. (૨)(તેથી આ હૃદયમાં) એકઠો (पक्का) થાય છે ત્યારે એ (વિજ્ઞાનમય) જોતો નથી એમ (લોકો) કહે

---

તેને કાર્યકરણ સંધાતની ઘટનાથી સમજાવવા શ્રુતિએ આ શારીરક બ્રાહ્મણનો આરંભ કર્યો છે.

હૃદયસ્થ 'જ્યોતિપુરૂષ'ના આલોકમાં વિક્ષેપ થતાં વિજ્ઞાનદ્વારા પ્રાણોમાં પ્રસરી રહીને તેમનો ભોગ કરતો વિજ્ઞાનમય ત્યાં થાકી જતાં (પ્રશ્ન ૪. ૬) પુનઃ હૃદયમાં પાછો ફરી 'જ્યોતિપુરૂષ'ની જોડે એકઠો થઇ જાય છે, ઐક્યમાં ભળી જાય છે, ત્યારે એ વિજ્ઞાનમય પુરૂષ વિષયોને દેખતો કે સાંભળતો બંધ થઈ જાય છે.

(૨) "એકઠો થાય છે એટલે" તન્માત્રાઓને ભેગી કરી લઇ હૃદયના જ્યોતિપુરૂષમાં પડી જાય છે ત્યારે. જ્યારે એ વિજ્ઞાન ઇન્દ્રિયોદ્વારા શરીરમાં પ્રસરી રહી તદ્રુપતાને પામે છે ત્યારે પાછું સાંભળવા, જોવા વિગેરેનો શરીરવ્યવહાર થાય છે. વળી આ વિસ્તારને સમેટતાં તે વ્યવહાર બંધ થઈ જાય છે. સુષુપ્તિમાં જેમ સર્વજ્ઞાન બુદ્ધિ શુદ્ધાંત બ્રહ્મમાં–આત્મામાં એકઠાં થઇ જતાં પ્રજ્ઞાનઘન દશામાં આત્મા અન્ય સર્વના અભાવે કાંઈજ વ્યવહાર કરતો નથી તેમ, અહીં હૃદયમાં એકઠો થએલો જીવાત્મા શરીરનો વ્યવહાર કરતો નથી. જે સંસ્કાર એકઠા કરી લીધેલા છે તેને માત્ર પ્રકાશીને, તેવા લોકના અન્ય શરીરને રચી તદ્રુપ થતાં ચિત્ત ત્યાંજ ચાલી જાયછે, પ્રકટી રહે છે.

જીવાત્મા શરીર છોડવાની તૈયારી કરેછે કે તરતજ જીવનમાં મળેલા અનુભવે એણે એકઠું કરેલું જ્ઞાન તથા એવા જ્ઞાને ઉત્પન્ન કરેલી કામનાઓ–વાસનાઓ અને તેને અંગે વિષયાદિમાં રહેલી આસક્તિ, તથા વિદ્યાઓ, એટલે વિવિધ જ્ઞાનનાં મેળવેલાં સાધનોના

છે. એકઠો થાય છે એટલે એ સુંઘતો નથી એમ કહે છે. એકઠો થાય છે એટલે એ સ્વાદ કરતો નથી એમ કહે છે. એકઠો થાય છે એટલે એ બોલતો નથી એમ કહે છે. એકઠો થાય છે એટલે એ સાંભળતો નથી એમ કહે છે. એકઠો થાય છે એટલે એ વિચારતો નથી એમ કહે છે. એકઠો થાય છે એટલે એ અડકતો નથી એમ કહે છે. એકઠો થાય છે એટલે એ જાણતો નથી એમ કહે છે.

---

સૂક્ષ્મ સંસ્કારો આ સર્વે પ્રજ્વલિત થાય છે. આવું સંસ્કારનું પ્રકટ થવું તે જ વિજ્ઞાનના હૃદયનું દ્વાર ઉઘાડવું, તેજ પ્રકાશના લોકનું પ્રકટ થવું છે. આ લોક સ્વપ્ન નથી, પણ કાંઇક સ્વપ્નના જેવો છે. પણ સ્વપ્નમાં સ્થૂળ શરીર ઉત્પન્ન કરવાના સાધનરૂપ સૂક્ષ્મ ઇન્દ્રિયોની માત્રાઓ હોતી નથી, જે અહીં એની સાથે હોય છે. આ સર્વ નવા શરીરની સામગ્રી તેજ એના રગશીયા ગાડાનો સંભાર છે. અને જ્યાં નવા ખડા કરેલા લોક—શરીરની સાથે જીવ તદ્રુપતાને પામે છે કે એની કામનાઓ-સંકલ્પો-પાછા સૂક્ષ્મ ઇન્દ્રિયોને વિસ્તારી પુનઃ તે નવીન શરીરનો વ્યવહાર એ સામગ્રીથી શરૂ કરે છે. કામના એજ સંકલ્પપ્રેરક, કર્મપ્રેરક, છે (જુઓ છાંદો. ૩. ૧૪). અને ભૂતો તો સ્થૂળ તથા સૂક્ષ્મ રૂપે સર્વત્ર તૈયારજ છે; એટલે તન્માત્રાઓના આકર્ષણથી કામનાનુસાર લીધેલા, ખડા કરેલા લોક પ્રમાણે સૂક્ષ્મશક્તિઓ પંચભૂતોને ખેંચી નવા શરીરની ક્રિયા કરવા લાગે છે. આ શરીર પિતૃલોકનું, દેવલોકનું, કે અન્ય કોઇ પણ ભૂતોનું હોઇ શકે છે, તે શ્રુતિ આગળ સ્પષ્ટ કરીને સમજાવે છે. સર. કૌષી. ૩. ૩.

"વિશેષ જ્ઞાનવાળો થાય છે" તે આત્માનું સ્વાભાવિક જ્ઞાન એટલે "જ્ઞ" રૂપ જ્ઞાન નથી; કારણકે એતો એનો નિત્ય સ્થિર સત્—"છે" એવા રૂપનો 'સ્વ'ભાવજ છે. અહીંતો જે વિશેષતાવાળું જ્ઞાન એ ધારણ કરે છે, તે એણે આ જન્મમાં મેળવેલા અનેક પાપ-પુણ્યમય સંસ્કારોનું જ્ઞાન છે તે જ છે. "પૂર્વ પ્રજ્ઞા" તે જે કર્મનાં ફળો એને મળી ગયાં ત્યારપછી તે ફળભોગના પરિણામે ભેગુ થએલું એનું ડહાપણ છે, કારણકે આ જ્ઞાન પણ વિશેષ જ્ઞાન છે, અને તે ઉત્તરોત્તર

આવા(નીકળી જવાને એકઠા થઇ ગએલા વિજ્ઞાનમય (પુરૂષ)ના હૃદય(નાડી)નું અગ્ર (મુખ) પ્રકાશી ઉઠે છે. અને એવા પ્રકાશેલા હૃદયદ્વારે આ (લિંગ)આત્મા ચક્ષુએ થઇને, કે માથે (બ્રહ્મરંધ્રે) થઇને, કે (ગતિ અનુસાર) શરીરના બીજા

---

શરીરોમાં ભેગુ થતાંજ વૃદ્ધિ પામીને બ્રહ્મ સાક્ષાતકારની સ્થિતિનો અવકાશ આવે છે. જો આ પ્રજ્ઞા એની સાથે ના રહે તો આક્રમનો અંતજ આવે નહીં. આવી પ્રજ્ઞાની અનેક જન્મે થતી વૃદ્ધિના પરિણામે જ આ સર્વ દેખાતું કે નહીં દેખાતું એવું બધુંય જગત્ કેવળ નાશવાન છે, અને આત્મા એકજ સત્ છે, તે અસંગ છે, અને અજ છે, એમ કાલાન્તરે સ્પષ્ટ સમજાય છે. જ્ઞાનના પરિપાકે આવી સ્પષ્ટ દૃષ્ટિ થાય એજ અવિદ્યાનો ઉપરામ—મોક્ષ. વસ્તુતાએ તો આત્મા મૂળથી જ મુક્ત જ છે. એ સર્વજ્ઞ અસંગ જ છે, અજ છે. આ જ્ઞાન શ્રુતિએ પાંચમા મંત્રમાં પ્રકટ કર્યું છે.

આ વિશેષ જ્ઞાન તે આપણે મનોમય અથવા વિજ્ઞાનમય બુદ્ધિના વ્યવહારમાં અનુભવીએ છીએ તેવા પ્રકારનું જ્ઞાન નથી. કારણકે આવા વિશેષ જ્ઞાનના પ્રકાશ વખતે બુદ્ધિમાં થતા વ્યવહાર વખતનાં જ્ઞાનનાં બે મુખ્ય સાધનોનો અભાવ છે. એક તો ઇન્દ્રિયો જે એમના પ્રતિદેવતામાં પાછી ફરી ગઇ છે તે, અને બીજું સ્થૂળ મગજ અથવા જે સ્થૂળ યંત્ર ઉપર ચઢીને બુદ્ધિ ઇન્દ્રિય કામ કરે છે તે. જીવતા પુરૂષને વિશેષ જ્ઞાનનો અનુભવ તો આ બુદ્ધિ ઇન્દ્રિય જ્યારે સ્થૂળ મગજના યંત્ર ઉપર ચઢીને બાહ્યેંદ્રિયદ્વારા વ્યવહાર કરે ત્યારેજ થાય. અને બીજી ઇન્દ્રિયોની સહાય વિનાની કેવળ બુદ્ધિઇન્દ્રિયનું વિશેષ જ્ઞાન તે સ્વપ્નનો અનુભવ છે. આવી બુદ્ધિઇન્દ્રિય પણ આ મરણ વખતના વિશેષ જ્ઞાનમાં સહાયક નથી, કારણકે, માત્ર તેની સૂક્ષ્મ તેજોમય માત્રાજ જે આકાશતત્વના સ્વરૂપવાળી છે તેજ સંસારી લિંગાત્માને અનુસરે છે. આ વિશેષ જ્ઞાનનો પ્રકાર આથી વધારે આગળ સમજાવી શકાય તેવો નથી. પણ તે સમાધિમાં પ્રકટતા નિર્વિશેષ જ્ઞાનના સ્વરૂપમાં બીજ રૂપે રહેલી વિદ્યા અને કર્મો તથા પૂર્વપ્રજ્ઞા હોય, અને જેવું વિશિષ્ટજ્ઞાન કલ્પાય તેવુંજ તેનું સ્વરૂપ હોય છે.

અવયવે થઇને બહાર નિકળે છે. એ નીકળી જતાં (એમાં વ્યાપી રહેલો પ્રધાન) પ્રાણ નીકળી જાય છે. પ્રાણ નીકળી જતાં સર્વે (અપાનાદિ) પ્રાણો નીકળી જાય છે. (હૃદયમાં પડતાં) એ (પ્રજ્વલિત સંસ્કાર વાળો લિંગાત્મા) વિશેષ જ્ઞાનવાળો (**सविज्ञानो**) થાય છે, અને એવી વિજ્ઞાનવાળી (સ્વપ્નજેવી) અવસ્થામાંજ એ (દેહાન્તરે) આક્રમણ કરે છે–સરકે છે; અને (પોતે સંસ્કારરૂપે સંગ્રહેલાં–સંચિત રૂપી) વિદ્યા અને કર્મો તથા પૂર્વ પ્રજ્ઞા એને ત્યાં અનુસુરે છે.

(૩) તે જેમ તૃણજલાયુક એક તૃણના અગ્રભાગે જઇને બીજા આક્રમ(તૃણ)ને વળગીને શરીરને ખેંચી લે છે તેજ પ્રમાણે, જીવાત્મા આ શરીરને મારી નાખીને, એટલે કે (તેને) નિશ્ચેતનતામાં મોકલીને, બીજી અવસ્થાને (**आक्रम**-શરીરને) વળગી આત્માને (પોતાને આમાંથી) ખેંચી લે છે. (૪) તે જેમ કોઈ સોની સોનાનો કડકો લેઇને બીજું નવું અને વધારે કલ્યાણકર રૂપ ઘડે તેજ પ્રમાણે, આ આત્મા આ શરીરને મારીને એટલે કે નિશ્ચેતનતામાં મોકલીને, બીજું નવું વધારે કલ્યાણકારી સ્વરૂપ કરેછે; તે પિતૃ-લોકનું, કે ગંધર્વલોકનું, કે દેવલોકનું, કે પજાપતિ લોકનું, કે બ્રહ્મલોકનું કે બીજા હરકોઈ ભૂતોનું હોય છે.

---

(૩) તૃણજલાયક એ ઘાસમાં વસતું એક જાતનું જીવડું છે. તે ઘાસની એક શળીએથી બીજી શળીએ જવા પહેલી શળીના અગ્ર ઉપર જઇ રહેજ લાંબુ થઇ બીજી શળીની અણીને પકડે છે, અને પછી પહેલી શળી ઉપરથી શરીરને સંકોચી લે છે, તે પ્રમાણે જીવાત્મા હૃદયમાંના જ્યોતિપુરૂષમાં સંકોચાતાં તેના સંસ્કારો ત્યાં સંપૂર્ણ તેજમાં પ્રકાશી ઉઠે છે, અને નવો લોક ઘડે છે. એટલે ત્યાં એ નવા ઘડેલા લોકમાં પાછો તદ્રુપાભિમાનને પામતાં આ શરીરમાંથી ઉઠી જતાં તેને છોડી દે છે, અને કર્માનુસાર અન્ય લોકમાંના દેહાન્તરે પ્રકટ થાય છે.

(૫) આવો આ (સંસારી-જીવ) આત્મા ખરે (સ્વ-રૂપે નિર્વિકાર) બ્રહ્મ છે. (છતાં, ઉપાધિ વડે બુદ્ધિમાં પ્રકટતાં) તે વિજ્ઞાનમય કે મનોમય, પ્રાણમય, ચક્ષુર્મય, શ્રોત્રમય, પૃથિવીમય, જળમય, વાઙ્મય, આકાશમય, તેજોમય (તેમજ) અતેજોમય; કામનામય, અકામનામય; ક્રોધ-મય, અક્રોધમય; ધર્મમય, અધર્મમય: (એમ) સર્વમય (થાય) છે, જે આ (બધુંય દૃશ્ય અથવા પ્રત્યક્ષ કાર્ય) મય છે, (તેમજ) તે પેલા(પરોક્ષ–સંઘાતકારણ)મય (अदोमय) પણ છે. (અને) તે જેવા કર્મ વાળો, જેવા આચરણ વાળો હોય તેવો (તદ્રુપ અવસ્થાવાળો)જ થાય છે. સારૂં કરનાર સાધુરૂપ થાય છે, અને પાપ કરનાર પાપરૂપ થાય છે. પુણ્ય કર્મ વડે પુણ્યવાળો થાય છે, અને પાપકર્મ વડે પાપવાળો થાય છે. વળી (વિદ્વાનો) કહે છે કે "આ પુરૂષ કામનામય છે". જેની કામના-ઇચ્છાવાળો એ થાય છે, તેનેજ કરવાના નિશ્ચય વાળો (क्रतु) તે થાય છે. જેને કરવાના નિશ્ચય વાળો તે થાય છે, તેવાજ કર્મને તે કરે છે. (અને) જેવું કર્મ તે કરે છે તેવા(કર્મફળ)નેજ તે પામે છે. (૬) તેનો આવો

---

સર. બૃ. ૪. ૫. ૬; છાંદો. ૩. ૧૪. (૧–૪); કઠ. ૫. ૭; ઇશા. ૧૭. પ્રશ્ન. ૩. (૯. ૧૦).

(૫) "અતેજોમય" લોક તે પશુ આદિ તેમજ નરકનાં ભૂત પ્રેતાદિઓનાં શરીર છે તે. છેલ્લા ભાગને સર. છાંદો. ૩. ૧૪ થી; છાં. ૭. ૪. ૨. પુણ્ય કર્મવડે પુણ્યવાળો થાય છે તે માટે સર. બૃ. ૩. ૨. ૧૩. જુવો બ્ર. સૂ. ૨. ૩. ૧૭

આ મંત્રમાં શ્રુતિએ કર્મ ફળનો સંઘાત સમજાવ્યો છે, તેમજ જીવાત્માની ક્રિયાનું મૂળ, અને તદનુસાર થતા તેના ફળનું ભોક્તાપણું પ્રકટ કર્યું છે. જુવો કર્મફળના ન્યાયને માટે ગી. ૨. ( ૪૭. ૪૮ ) જ્યોતિ.

(૬) સંસારી પુરૂષનું 'લિંગ' અથવા અવિનાભાવાત્મક 'વ્યાપ્તિ'

શ્લોક છે "કે આ(પુરૂષ)નું લિંગ (ચિન્હાત્મક અંગ જે) મન છે તે જ્યાં (જે ફળ રૂપી વિષયમાં) નિશ્ચિત પણે (૬૯) ચોટેલું હોય ત્યાંજ આસકત થએલો એ (પુરૂષ) કર્મોની સાથે જાય છે. અને જે કાંઈ કર્મ અહીં (આ લોકમાં) એ કરે છે, તે કર્મનાં ફળ રૂપી અન્તને પામીને (ભોગવીને) તે લોકમાંથી પુનઃ (નવાં) કર્મને અર્થે આ લોકમાં પાછો આવે છે". આમ કામનાવાળો પુરૂષ (સંસરે) છે.

હવે કામના વગરનો, (એટલે) જે કામના રહિત, નિષ્કામ, ફળેલી કામનાવાળો (અર્થાત્) આત્માનીજ કામના વાળો, હોય છે તેના પ્રાણો નીકળીને બહાર જતા નથી; (પણ) એ બ્રહ્મ જ હોઇ બ્રહ્મને પામે છે (લિંગદેહનાં ભૂતો બ્રહ્મમાંજ સમાય છે).

---

વાળું ચિન્હ તે મન જ છે, એમ અહીં શ્રુતિએ સ્પષ્ટ કર્યું છે. સંસારી ને તેથી " લિંગાત્મા " કહે છે. આ મંત્રમાં નિષ્કામ જ્ઞાનીના મોક્ષની સ્થિતિ બતાવી છે, તેવો મોક્ષ કર્મનું કાર્યાત્મક ફળ નથી. જો એ કોઇ કર્મનું સ્વર્ગાદિ જેવા ફળરૂપે હોય તો, અવશ્ય તે અવિદ્યામય હોઇને અનિત્ય જ થાય, અને સંભૂતિના કાર્યકારણરૂપ બની કલ્પિત, અને તેથી ક્ષયને પાત્ર થાય. જેને વેદશાસ્ત્રાદિ વિહિત કર્મો કહીએ છીએ તેનું ફળ તો બ્રહ્મજ્ઞાનનો ઉદય થતાં એ સર્વે કર્મોના ઉપરામમાંજ પરિણમે છે. અવિદ્યાનો ઉપરામ થાય એજ એવી બ્રહ્મવિદ્યાનું અંતિમ ફળ થાય છે. મોક્ષની જે બ્રહ્મરૂપતા તે તો, અવિદ્યાનો ઉપરામ થતાં, નિત્ય સ્વતઃ સિદ્ધજ હતી, તે આવરણ ખસતાં પ્રકટ થાય છે. એ " નહોતી " અને "થઇ છે" એમ છે જ નહીં. આત્માનો જે નિત્ય સ્વયંપ્રકાશ સ્વભાવ છે તે માત્ર પ્રકટજ થાય છે; એ કોઇ કારણનું કાર્યરૂપે થતું ફળ નથી જ. વસ્તુમાં તે વસ્તુનો 'સ્વ'ભાવ જ નિત્ય હોઇ શકે, અને બીજું બધુંય અનિત્ય છે. આત્માનો સ્વભાવ જ્યાં પ્રકટ થયો, એટલે એ પોતેજ નિત્ય વસ્તુ છે; એનો ક્ષય થતોજ નથી. મોક્ષ એ તુટી ગએલી બેડીના જેવા "અભાવ" રૂપે નથી, પણ એ તો "આત્મભાવ" રૂપ છે. એ પ્રત્યક્ષ આત્માવસ્થા છે. માટે અવિદ્યાની નિવૃત્તિ

(૭) તેનો એવો શ્લોક છે કે, "જ્યારે હૃદયમાં (બુદ્ધિ-વિજ્ઞાનમાં) રહેલી બધીય કામનાઓ વછુટી જાય છે, ત્યારે મર્ત્ય (જીવ) અમર (પરમાત્મા) થાય છે, (અને) અહીંજ (આજ શરીરમાં) બ્રહ્મને પામે છે–બ્રહ્મરૂપ થાય છે." અને (મૃત્યુપછી) જેમ કાઢી નાખેલી સર્પની કાંચળી દરને મોંઢે મરેલી પડી રહે છે તેમજ, આ શરીર (મરેલું) પડી રહે છે. અને આ (કામનારહિત થવાથી) શરીર વગરનો એવો અમર પ્રાણ તે કેવળ બ્રહ્મ, કેવળ તેજ–જ્યોતિ રૂપે (ચૈતન્ય સ્વરૂપે) રહે છે.

જનકવૈદેહે કહ્યું કે આવા ઉપદેશવાળો હું તમો ભગવાનને સહસ્ર (ગાયો) આપું છું.

---

એજ મોક્ષ છે. કાર્યકારણ સંઘાતમાં કર્મ અને કર્મનું ફળ વસ્તુતાએ એકજ છે, તેથી ફળરૂપી વિકારમાં વધેલું કર્મ પણ ફળના 'સ્વ'રૂપને પામીને એક ભાવે થતાં, કર્મ તેમજ ફળ એવા બે જૂદા ભાવોનો લોપ થાય છે. કર્મને કામનાથી પ્રેર્યા પછી, કર્મને આમ વૃદ્ધિ પામીને શમી જતું જોનાર પોતાની કામના પૂર્ણ થતાં માત્ર સ્વાભાવિક આનંદ રૂપી ભોગને અનુભવે છે. આત્મા પ્રજાપતિના સૃષ્ટિ વિસ્તારનું આવુંજ લીલાત્મક પ્રયોજન છે, તે બૃહદ્‌ના પહેલા અધ્યાયમાં અનેક વાર પ્રકટ કર્યુંછે. તેના પ્રાણોને માટે જુવો બ્ર. સૂ. ૪. ૨. ૧૨. આપ્તકામનાને માટે જુવો તૈત્તિ. ૨. ૫. ૧. જ્યોતિ.

સર. બ્ર. સૂ. ૪. ૨. (૧૨–૧૩); મું. ૩. ૨. ૨. છાંદો ૨. ૨૩. ૧; ગી. ૫. ૨૧; કઠ. ૫. ૪; કઠ. ૬. (૪. ૫). અને બૃ. ૬. ૨. ૧૫; બૃ. ૩. ૨. ૧૧; છાંદો ૮. ૬. ૩.

'હવે કામના વગરનો' અને આંથી પાછળના બોધને માટે જર્મન તત્ત્વવેત્તા ડયુશેન એમનાં 'ઉપનિષદ્'ના ૩૪૮મે પાને કહેછે કે "Then follow words than which deeper, truer, more noble were never uttered by human lips."

(૭) આ મુખ્ય પ્રાણને માટે સરખાવો છાંદો ૬. ૮. ૨. છાંદો, ૭. ૧૫. ખંડ; કઠ. ૬. (૧૪–૧૫).

(૮) તેના આવા શ્લોકો છે. "(આ) સૂક્ષ્મ, વિશાળ અને પુરાણુ (શાસ્ત્રોએ બતાવેલો જૂનો જ્ઞાન) માર્ગ મને જડયો છે, અને જરૂર ('સ્વ'રૂપાનુભવ થતાં) તેની ફળપ્રાપ્તિ સુધીનો મેં તેને હાથ કર્યો છે. એ માર્ગે ધીર બ્રહ્મવિદો સ્વર્ગલોકને પામે છે, અને ત્યાંથી આગળ (જઈને) વિમુક્ત થાય છે."

(૯) "(કેટલાક ઉપાસકો) કહે છે કે, તે માર્ગમાં શુક્લ નીલ, પીળો, લીલો, લાલ (એમ વિશિષ્ટ–સગુણ બ્રહ્મ) છે. એ (જ્ઞાન)માર્ગ તો (બ્રહ્મજીજ્ઞાસુ) બ્રાહ્મણથીજ તેના ફળ સુધી પુરો પામી શકાય છે. અને એ માર્ગે (જ્ઞાનપ્રાપ્તિ પૂર્વેનો) પુણ્યકૃત્, અને (વિદ્યાવડે) તેજસ્વી (થએલો) બ્રહ્મવિદ્ જાય છે.

---

જુઓ બ્ર. સૂ. ૧. ૧. (૨૩–૨૪); બ્ર. સૂ ૧. ૩. ૨.

ઉત્ક્રાન્તિને અંગે, પ્રથમ ઇન્દ્રિયાદિ પ્રાણોમાંથી સૂક્ષ્મ શરીરનો સંકોચ કરી લેઇ તે પ્રાણમાં-જીવાત્મામાં વિલીન થાય ત્યાં સુધીની ઉત્ક્રાન્તિ તો બ્રહ્મવિદ્ કે અજ્ઞાની ઉભયને સરખી છે. અહીંયાં જ બ્રહ્મજ્ઞાનીની તો કામના ગળી ગઈ છે, એટલે તેને અહીંથી આગળ સૂક્ષ્મ દેહ ધારણ કરવાની જરૂર નથી, તેથી એવા જ્ઞાનીની મુક્તિ બતાવતાં સૂક્ષ્મ દેહનાં તેજસ્ ભૂતો જોડેજ જીવાત્મા બ્રહ્મમાંજ સમાઇ જાય છે. એટલે કે પ્રાણાદિની સાથે એવા મુક્ત પુરૂષને અંગે મૃત શરીરની બહાર જીવાત્માની ઉત્ક્રાન્તિ થતી નથી. તેવી મુક્તિની સ્થિતિ અહીં સુધીના મંત્રોમાં શ્રુતિએ કહી બતાવી. જુવો. બ્ર. સૂ. ૪ ૨. (૧૨–૧૬).

(૮) બ્રહ્મના ઉપાસક છતાં જ્ઞાની નહીં થએલા એવા પુરૂષને તો પરલોક ગમનાર્થે સંસૃતિ આવશ્યક છે. તેથી સૂક્ષ્મદેહના આશ્રયવાળો જીવાત્મા દેવયાને કે પિતૃયાને પ્રયાણ કરે છે. તેના માર્ગને અહીંથી પાછળના મંત્રોમાં હવે શ્રુતિ વર્ણવે છે. અવિદ્યાજનિત બધાય ક્લેશોનો જેમનામાં નાશ નથી થયો એવા બ્રહ્મ વિદ્યાના ઉપાસકો મુક્ત થયા હોતા નથી, તેથી આવા અવિદ્વાનોનાજ માર્ગમાં તેઓ સંસરે છે.

(૯) જુવો. બ્ર. સૂ. ૪. ૨. (૧૭–૧૮) ત્યાં દેવયાને થઈ બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે એમ બતાવ્યું છે.

(૧૦) "જે અવિદ્યાને ઉપાસે છે તેઓ અંધ (તેજહીન)

(૧૦) "અવિદ્યા" તે આત્માના જ્ઞાનને છાવરી રાખનાર સર્વ પ્રકારનું વિશેષજ્ઞાન છે. આવું વિશેષજ્ઞાન તે શુદ્ધ, અજ, નિશ્ચળ "જ્ઞ" સ્વરૂપભાનનું વિરોધી છે, એટલે જ્યાં સુધી પુરૂષ વિશેષજ્ઞાન-વાળો હોય ત્યાં સુધી, આ સ્વયંજ્યોતિ પૂર્ણ તેજમાં પ્રકટતી નથી. તેથી એવા 'સ્વ'રૂપના જ્ઞાનની અપેક્ષાએ આ વિશેષજ્ઞાનને આત્માનું આવરણ, અથવા અવિદ્યા કહે છે. આ અવિદ્યા તે સ્વરૂપ જ્ઞાનનો, જેમ ઘટાભાવ તે ઘટનો શૂન્યભાવ છે તેવો, અભાવ નથી, અને ઘટાભાવમાં જેમ ઘટભાવનું ભાન રહીનેજ તેની અપેક્ષાએ અભાવનું ગ્રહણ થાય છે તેમ, સ્વરૂપનું જ્ઞાન થઇને તેની અપેક્ષાએ અવિદ્યાનું ગ્રહણ થાય છે એમ નથી. એટલે ઘટાભાવના ગ્રહણમાંય જેમ ચિત્ત ઘટભાવનો આશ્રય લે છે તેમ, "અવિદ્યા"ના ગ્રહણમાં 'સ્વ'રૂપભાવનો ચિત્ત આશ્રય લેતું નથી, પરંતુ તે તો કાર્યાત્મક નામ રૂપોનોજ આશ્રય લે છે, અને તેવા આખા વ્યાપારનેજ તેથી અવિદ્યા કહે છે. એટલે એવી અવિદ્યા તે કોઇનું શૂન્ય નથી, છતાં સ્વરૂપના જ્ઞાનનો પ્રકાશ થતાં એનો નાશ થઇ જાય છે. એટલે એ સંઘાતાત્મક અવિદ્યા કેવળ કાલ્પનિકજ છે, અને વંધ્યાપુત્ર વત સદા અસત્ છે. કાર્યાત્મક વસ્તુનું જ્ઞાન તે 'અવિદ્યા', અને તેની અપેક્ષાએ કારણાત્મક વસ્તુના જ્ઞાનને 'વિદ્યા' કહેવાય છે. આવી સંઘાતાત્મક બેય વિદ્યા અવિદ્યા 'સ્વ'રૂપની અપેક્ષાએ તો અવિદ્યાજ છે.

આ 'અવિદ્યા'નો વિસ્તાર 'સંકલ્પથી' માંડી, સંકલ્પાત્મક 'કર્મ', તેમની યોગ્યાયોગ્યતાની અપેક્ષાએ વિધિ નિષેધ રૂપી 'ધર્મ,' અને તેમનાં ફળ રૂપી અર્થ, એટલે કે સંકલ્પ સિદ્ધ કરવા અર્થે યોજેલાં કર્મનાં સાધનોએ કરેલી સંકલ્પસિદ્ધિ રૂપી 'અર્થ', એવી ત્રણે કળા-ઓમાં સમાય છે. આવી બધી કળાઓ રૂપી અવિદ્યાનો ઉપરામ એજ 'મોક્ષ.' આ ચારે પુરૂષાર્થો કહેવાય છે. 'કામ', 'ધર્મ', 'અર્થ', 'મોક્ષ.' એમાંનાં ત્રણ કામ, ધર્મ, અને અર્થ એ અવિદ્યા છે; અને આવી અવિદ્યાની અપેક્ષાએ મોક્ષના સાધનને વિદ્યા પણ કહેવાય છે.

તિમિર( અજ્ઞાન )માં પડે છે. તેનાથીય જાણે વધારે અંધ-

હવે અવિદ્યાની જે ત્રણ કળાઓ કામ, ધર્મ, અને અર્થ આપણે જોઇ તેમાં, કામનાજ જે પુરૂષમાં પ્રબળ છે તેને યોગ્યાયોગ્યનો વિચાર ઓછો હોય છે. તે માત્ર સ્થૂળ શારીર વ્યવહારની જ તૃપ્તિમાં પ્રવૃત્ત રહે છે, તેથી તે શાસ્ત્ર તરફ અભિરૂચી વગરનો હોય છે. તેનામાં વિવેક નહીં હોઇ તે વિધિ નિષેધની આમાન્યા વિનાજ કર્મ કર્યો જાય છે. અને તેવાં કર્મો રૂપ થઇને તેવા તેવા લોકને તે પામે છે. (સર. છાં. ૧. ૧. ૧૦.) પણ જેનામાં વિવેક પ્રકટ થયો છે, અને જે વિધિ નિષેધની મર્યાદાને અનુસરીને કામનાને નિયમે છે તે, શાસ્ત્રે કરેલાં કર્મની ગતિ સદા મોક્ષ તરફ વળતી રહેવાથી, બુદ્ધિની જડતાનો ત્યાગ કરી સ્વરૂપની સમીપ આવતો રહે છે, અને કર્માનુસાર ઉચ્ચ લોકને પામે છે. એટલે અવિદ્યાની આ ત્રણે કળાઓમાંની પ્રથમની કામપ્રધાનને, એટલે માત્ર તાત્કાલિક સાધન અને સાધ્યના જ લક્ષ્યવાળાં કર્મોને જ્યાં અનુસરાય છે તેવી ચિત્ત પ્રવૃત્તિને "અવિદ્યા" નામ આપ્યું છે. અને બીજી, જે વેદ વિહિત ધર્મ કામનાઓ અને તેમના અર્થવાળી છે તેને આ પેહેલીની અપેક્ષાએ 'ધર્મ' કે 'વિદ્યા' એમ કહે છે. અને આવી વિદ્યા સ્વરૂપે તો અવિદ્યાજ છે, છતાં શાસ્ત્રવિધિ યુકત કર્મોના આશ્રયવાળી છે તેથી તે તેના સેવકને મોક્ષાભિમુખ કરે છે. આવી આ વિધિ-નિષેધ પરાયણ ધર્માર્થવાળી અવિદ્યાની કળાઓ પણ કામનામય હોઇ તેવી અવિદ્યા અને વિદ્યા બેય સ્વરૂપના જ્ઞાનથી તો ભિન્નજ છે, અને તે સંસારના ફેરામાં જ નાખનારી છે, તેથી ઇશા. (૯-૧૦)માં, તેમજ અહીં શ્રુતિએ એને નિંદીજ છે કે, "અવિદ્યાના" ઉપાસક ઉપર સમજાવ્યા પ્રમાણે વિવેક હીન અને કામનાનાજ આવેશવાળા હોઇને અંધકારના એટલે જ્યાં જ્ઞાનનો પ્રકાશજ નથી, અને તેથી અજ્ઞાનથી ભરેલા છે એવા પશુઆદિ, ઝાડ પથ્થરાદિ, તથા ભૂત પ્રેતાદિ, અંધતમ લોકને પામે છે. અને "વિદ્યાના" ઉપાસકો પણ કામનાવાળા હોઇ તથા એમનાંય કર્મ આસક્તિથી ભરેલાં હોઇને જોકે તેઓ અવિદ્યાના ઉપાસકની પેઠે અત્યંત નીચ લોકમાં જતા નથી, છતાં એમને પણ સંસારના લોકમાં

કારમાં વિદ્યામાંજ રતિ-આસક્તિ વાળા પડે છે. (૧૧) "અંધકાર અને અજ્ઞાનના ભરેલા લોકો "અનંદા" (આનંદરહિત–દુઃખદા) એવા નામથી ઓળખાય છે, અને ત્યાં અવિદ્યાવાળા અને આત્માને નહી ઓળખનારા (અબુદ્ધો)મરણ પછી જાય છે."

(૧૨) " જો આત્માને એમ ઓળખે કે 'હું જ આ પુરૂષ (પરમાત્મા) છુ' તો પછી શી ઈચ્છા કરીને અને શી કામનાને માટે એ શરીરને તપવે (દુઃખી કરે)? "

(૧૩) " આ ગહન (સમજવામાં કઠણ એવા માયિક) શરીરમાં પેઠેલો આત્મા જેને હાથ લાગે, અને જે (આત્મજ્ઞાનમાં) પ્રબુદ્ધ થાય, એવોજ (બ્રાહ્મણ) વિશ્વનો કર્તા, (કહેવાય છે); કારણકે જરૂર (ત્યારે) એ સર્વનો (અધિષ્ઠાનરૂપે) કર્તા છે. આ (પ્રપંચમય) લોક (દેખાવ) એનોજ (કહેવાય) છે. ખરે, એ (પોતેજ આ દૃશ્ય) લોક છે." (૧૪) " આ જ દેહે રહેતાં

---

ભટકવુંજ પડે છે. અને એક દૃષ્ટિએ જોતાં, એમને બુદ્ધિ પ્રાપ્ત થઇ છે, છતાંય જ્યારે એ આત્મજ્ઞાન તરફ વળતા નથી ત્યારે તો, જાણે કેવળ જડ બુદ્ધિઓના કરતાંય વધારે ખરાબ સ્થિતિમાં રહે છે એમ ગણી શ્રુતિ તેમને ટકોરવાજ કહે છે કે તેઓ તો " જાણે " એથીય વધારે તમસ્‌ના લોકને પામે છે.

આમ 'વિદ્યા' અને 'અવિદ્યા' ઉભય તે 'અવિદ્યાનાજ' વિભાગ છે. તેથી તે અપરાવિદ્યા છે. એમાં જેને વિદ્યા કહેવાય છે તે બ્રહ્મજ્ઞાન અથવા પરાવિદ્યા નથી. જેને બ્રહ્મ સિવાયનો કોઇ પણ લોક રહેતો નથી તેજ વિદ્યા પરા છે.

જુવો ઇશા. ૯. ૧૦ જ્યોતિ અને મું. ૧. ૧. ૪. જ્યોતિ.

(૧૧) અનંદા લોક માટે સર. કઠ. ૧. ૨.

(૧૩) જુવો છાં. ૬. (૨–૩) ખંડો; અને સર. ઐતરેય ૫. ૩. સર્વે એનો જ આત્મા છે, અને એ સર્વનો આત્મા છે. વિશ્વકર્તા માટે જુવો તૈત્તિ. ૩. ૧૦. (૫–૬).

(૧૪) આ જ દેહે આત્માને ના ઓળખાય તો, જન્મ મરણનો ફેરો ટળતો નથી, કારણ કે બૃહ. ૪. ૪. ૬ માં બતાવ્યા પ્રમાણે કામના રહિત

(અહીંજ) આપણે એને (આત્માને) ઓળખવો (અનુભવવો) જોઇએ. જો એમ ના થાય તો (હું) અવેદિજ, (અવિદ્યાવાળોજ રહી જઉં, અને) એતો મહાન વિનાશ(અનર્થ) થાય. (કારણકે) જે એને ઓળખે છે તે જ અમર થાય છે, અને બીજાઓ તો દુઃખનેજ પામે છે.”

(૧૫) “જે એવા આત્મદેવને સાક્ષાત્ થએલી અને થનાર(વસ્તુ)ને (ત્રણે કાળને) વશ વર્તાવનાર(**ईशानं**)રૂપે અનુભવેછે (**अनुपश्यति**) તેવાને તો પછી (બીજા કોઇનો) વિદ્વેષ કરવાનું રહેતું જ નથી.”

(૧૬) “જેની પાછળ સંવત્સર (રાત્રિ અને) દિવસો સાથે ફર્યા કરે છે તેને ખરે દેવો જ્યોતિઓનો(સૂર્યાદિનો) ય જ્યોતિ અને અમર આયુષ્ય (કાળ) કરીને ઉપાસે છે.”

(૧૭) “જેમાં પાંચ પંચજનો અને આકાશ પ્રતિષ્ઠિત છે તેજ આત્માને હું અમર બ્રહ્મ માનું છું, અને એ બ્રહ્મને (આત્મારૂપે) ઓળખીને હું અમર (થયો છું)”

---

થવાય તોજ જન્મ મરણ ટળે છે. પણ બ્રહ્મ ઓળખ્યા વગર એવી કામના ટળતી નથી, અને સ્વર્ગમાંથીય અહીંજ પાછું આવવું પડેછે. કઠ. ૬. ૪.

(૧૫) આ, તથા ઉપરના મંત્રમાં “**अनुपश्यति**” શબ્દને અનુભવના અર્થમાંજ વાપર્યો છે. એનો અક્ષરાર્થ જોયા પછી પાછું જુવે છે એવો થાય. તે એમ સૂચવવા મૂક્યો જણાય છે કે, બ્રહ્મનો અનુભવ થયા પછી જ્ઞાનીનું ધ્યાન સ્વરૂપમાં હોય છતાં મનની ક્રિયાઓનો વ્યવહાર તો થયા જાય છે, અને એવું મન ત્યારે આત્માને, જાણે, સ્વરૂપમાં પાછું વાળી વાળીને જુવે છે એમજ જણાય છે. આવા અનુભવમાં જણાતી ચિત્તની વાછડાવાળી ગાયના જેવી દ્વિધા સ્થિતિ શરીર ચાલે ત્યાં સુધી જ્ઞાનીઓ અનુભવે છે તે મોક્ષમાં ક્ષતિકર નથી. કારણ કે, કામનાનો ઉપરામ એજ મોક્ષની પ્રાપ્તિની ખરી ચાવી છે. જુવો પ્રશ્ના. (૧-૩).

(૧૭) ‘પંચજન’ તે પાંચ પ્રાણો છે, તે પછીના મંત્રથી સ્પષ્ટ થાય છે. વળી જુવો બ્ર. સૂ. ૧. ૪. (૧૧-૧૨).

(૧૮) " જેઓ પ્રાણુનાય પ્રાણુને, ચક્ષુનાય ચક્ષુને, શ્રોત્રનાય શ્રોત્રને, મનનાય મનને જાણે છે, તેઓજ પુરાણુ અને અગ્ર્ય (સર્વની પહેલાંના) બ્રહ્મને નિશ્ચય પૂર્વક જાણુવા-વાળાં હોય છે."

(૧૯) " મન વડેજ (આવા બ્રહ્મને) ઓળખી શકાય

---

(૧૮) સર કેન. ૧. (૧-૯).

(૧૯) તૈત્તિ. ૨. (૪, ૯) અનુવાકોમાં અને મું. ૨. ૨. ૧૦. આદિ શ્રુતિમાં **अप्राप्य मनसा सह** એમ કહ્યું છે, છતાં અહીં મન વડેજ બ્રહ્મને ઓળખી શકાય છે એમ કહ્યું એનો શો અર્થ? આત્મા એ બુદ્ધિના વિષયની પારનોજ છે; કારણુ કે બુદ્ધિનો વિષય તો અવિદ્યા-મયજ હોય છે તેથી તેની પાર બુદ્ધિની કે મનની ગતિ નાજ પહોંચે એવું શ્રુતિનું કથન યથાજ છે. ત્યારે અહીં મન વડે જાણી શકાય એમ તેનાથી વિરૂદ્ધ કેમ કહ્યું? ઉપલાજ મંત્રમાં બતાવ્યા પ્રમાણે મન પણુ જ્યાં કાર્યા-ત્મક છે, ત્યાં તે અવિદ્યા છે, પણુ જે "મનનું મન" એટલે મનનો આત્મા છે તે મનની પારનો છે તેથી ખરૂં મન તો એજ છે. એ મનનાય મનના અર્થમાંજ આ મંત્રમાં જણુાવેલું "મન" સમજવાનું છે. એટલે કે, એ મન તે ચૈતન્યાત્મક સ્વયંપ્રકાશ 'આત્મા'જ છે. જ્યાં ગુરૂ મનને એટલે સુધી લઇ જઇને આ દશ્ય માત્ર બુદ્ધિનો વ્યવહાર જણુાય છે તે આત્મા નથીજ, પણુ એ સર્વનું જે અધિષ્ઠાનભૂત છે તેજ એ પરમ તત્વ છે એમ બતાવે ત્યાં આગળ કાર્યાત્મક મન ગળી જઇને સર્વનું કારણુાત્મક આત્મતત્વ પ્રકટ થાય છે, અને એવા આત્મા વડેજ આત્મા જણુાય છે. આ આત્મા સ્વયંપ્રકાશ છે, અને તેજ આ મંત્રનો ઉપદેશ છે. આટલા પુરતી આચાર્યની પણુ આવશ્યકતા છે. ચૈતન્યનું અચૈતન્ય વસ્તુથી ગ્રહણુ થાયજ નહીં, ચૈતન્યજ એનું ગ્રહણુ કરી શકે (છાંદો ૮. ૧૨. ૫), અને તેથીજ 'મન' અહીં એવા ચૈતન્યનાજ અર્થમાં વપરાયું છે. પણુ ચૈતન્યજ્યોતિ તે જ આત્મજ્યોતિ છે, એટલે તે સ્વયંપ્રકાશજ છે, એવો શ્રુતિનો બોધ છે. એ આત્માને આવા બ્રહ્મને મનરૂપે અનેક સ્થળે શ્રુતિએ વર્ણવ્યો છે. તેને માટે જુવો છાં. ૩. ૧૮, ૧; પ્રશ્ન ૪. ૯. '**नेह नाना**' માટે જુવો. કઠ. ૪. ૧૧. તૈ. ૨. ૬. ૧.

છે (અનુભવાય છે). અહીં (આત્મામાં) કોઈ પ્રકારની વિવિધતા (ભેદ-દ્વૈત કે જૂદાપણું-નાનાપણું) છે જ નહીં. અહીં (આત્મામાં) વિવિધતા (નાનાપણા) જેવું કાંઇ પણ જે અનુભવે છે તે મૃત્યુમાંથી મૃત્યુમાંજ પેસે છે (મૃત્યુનાજ ફેરામાં પડે છે).” (૨૦) “એ (અદ્વૈત હોઇ) તકના પ્રમાણોથી નહીં જણાય એવો અને નિશ્ચળ (ધ્રુવ) બ્રહ્મ એકરસ રૂપેજ ઓળખાવો જોઇએ. મળ (વિકાર) વગરનો, આકાશથી (અવ્યાકૃતથી) પર, અને અજન્મ એવો આત્મા મહાન (સર્વથી મોટો) અને નિશ્ચલ છે.”

(૨૧) “તેનેજ ઓળખીને વિચારશીલ (ધીર) બ્રાહ્મણે

---

(૨૦) આત્મજ્ઞાનમાં ‘સ્વ’ કે ‘પર’ભાવની નિવૃત્તિજ હોય છે, એટલે આત્મજ્ઞાનમાં સાક્ષાત્ “હું” એવો પણ ભાવ અસંભવિતજ છે. કારણ કે, એવો આત્માવિષયક ભાવ જણાતાં બુદ્ધિમાં જ્ઞેયની ઉત્પત્તિ થાય છે, અને પૂર્ણ જ્ઞાનાનુભવમાં એવો ભાવ વિઘ્નકરજ છે. ત્યારે આત્મભાવ શી રીતે કરાય ? આત્મામાં તો ભાવનું પણ આરોપણ કરતાં અવિદ્યાજ પ્રકટ થાય છે! આનું સમાધાન એવું છે કે, આત્મભાવ તો સ્વતઃ સિદ્ધજ છે. એને કાંઇ નવો કરવાનો નથી. બીજી વસ્તુઓરૂપે થઈ ગએલો આત્મભાવ ત્યાં શમી જાય કે તરતજ બુદ્ધિના સ્ફુરણ વિનાજ તેનો પ્રેરક આત્મા તો સ્વતઃ પ્રકાશી ઉઠે છે. અને આવા પ્રકટ થએલા આત્મભાનમાં દ્વૈત માત્રનો અભાવ હોવાથી ‘સ્વ,પર’નો અભાવજ રહે છે. આવો આત્મભાવ પ્રકટ થાય તેજ આત્મજ્ઞાન—આત્મભાન—આત્માનુભવ છે.

કેવળ તર્કના પ્રમાણોથી આત્મા સિદ્ધ થાય નહીં. કારણ કે જ્યાં આત્મા સિવાયની જૂદી વસ્તુજ નથી ત્યાં પક્ષથી જૂદું દૃષ્ટાન્ત ક્યાંથી જડે ? પ્રમાણ તો એક જ્ઞાત વસ્તુના આધારે અન્ય અજ્ઞાત વસ્તુને ખોળી કાઢે, પણ જ્યાં એકથી બીજી વસ્તુજ નથી ત્યાં પ્રમાણનો અવકાશ જ ના હોય. એતો કેવળ સ્વયં પ્રકાશજ હોય અને તેજ સત્ય શ્રુતિ અહીં પ્રકટ કરે છે.

(૨૧) જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૨.

પ્રજ્ઞા (સ્થિરબુદ્ધિ) કરવી. બહુ શબ્દોની પાછળ મંડવું નહીં, કારણકે એવી વાચા ગ્લાનિકર છે.”

(૨૨) જરૂર આવો એ મહાન અજ (જન્મરહિત) આત્મા એજ છે કે જે આ પ્રાણોમાં વિજ્ઞાનમય (વિવિધ જ્ઞાનરૂપે) છે, એજ છે કે જે આ અંતર હૃદયે આકાશ છે તેમાં (‘સ્વ’રૂપે) રહે છે, અને તે (અધિષ્ઠાનરૂપે) સર્વને વશવર્તાવનાર, સર્વનો નિયામક, સર્વનો અધિપતિ છે. એ સારાં કર્મોથી મહાન (મોટો) થતો નથી, કે નઠારાં કર્મોથી હલકો થતો નથી. એ સર્વેશ્વર છે. એ ભૂતોનો અધિપતિ છે, ભૂતોનો પાળક છે. એ (કર્મના ફળભોગના સ્થાનરૂપ) આવા (ભૂતોથી બ્રહ્મપર્યન્તના) લોકોની વ્યવસ્થાને તેમાં ગોટાળો ના થાય (**असंभेदाय**) તે માટે (કાર્યકારણસંઘાત અને વર્ણાશ્રમાદિ ધર્મોને) ધારણ કરનાર સેતુ છે.

આવા આનેજ બ્રાહ્મણો વેદાનુવચનો વડે ઓળખવા ઇચ્છે છે. યજ્ઞથી, દાનથી, તપથી, અનાશક વ્રતથી (શુદ્ધ સત્વવાળા થઇ ઉપનિષદ્‌ની વિદ્યાવડે) આનેજ ઓળખીને એ મુનિ થાય છે. એવાજ (બ્રહ્મ) લોકની ઇચ્છાએ પ્રવ્રાજીનો (સંન્યાસીઓ) ભિક્ષાવૃત્તિ કરતા ફરે છે. આનું કારણ સ્પષ્ટ એવું છે કે, પૂર્વે આનેજ ઓળખીને આત્મવિદો પ્રજાની કામના કરતા નહોતા, (એમ જાણીને કે) જેમને આ આત્મા,

---

(૨૨) વેદાનુવચનો, એટલે વેદમાં કહેલાં કર્મકાણ્ડ, ઉપાસના, અને ઉપનિષદો, તથા તેમને સમજાવનાર સ્મૃતિઓ, આચાર્યોના ઉપદેશો અને અનેક વિધ વિદ્યાઓ જે વેદ અને તેને અનુસરતાં અનુવર્તનો છે, તે સર્વેનો એમાં સમાવેશ થાય છે. સર. બૃ. ૩. ૫. ૧. હર્ષ તેમજ શોક ઉભય આત્માને સંતાપકારકજ છે. હૃદયાકાશ, આત્મા, અને તેના સ્વરૂપને માટે જુવો છાંદો ૮. ૧. ૫ થી ૮. ૪. ૧. ‘**नेति**’ના બોધ માટે જુવો બૃહ. ૩. ૯. ૨૬ આદિ.

આ બ્રહ્મલોક મળ્યો છે, એવા અમારે તે પ્રજાનું શું કામ હોય ? તેઓ ખરે પુત્રૈષણામાંથી, અને વિત્તૈષણામાંથી અને લોકૈષણામાંથી ઉઠી જઇને (તેમને કાઢી નાખીને)જ ભિક્ષા કરતા ફરે છે. જરૂર જેવી પુત્રૈષણા છે તેવીજ વિત્તૈષણા છે. (વળી) જે વિત્તૈષણા છે તેજ લોકૈષણા છે. એમ (મનુષ્યને) આવી બેજ ઇષણાઓ (કામનાઓ) થાય છે.

એવો એ (સર્વના અધિષ્ઠાનરૂપે નિશ્ચળ રહેલો) આત્મા તો 'આ નહિ' 'આ નહિ', એમ કરીનેજ (શ્રુતિ પ્રકટ કરે) છે. તે અગ્રાહ્ય છે, કારણકે (બુદ્ધિથી) તે પકડાતો નથી. તે અશીર્ય (સંકોચરહિત) છે, કારણકે તે સંકોચાતો નથી. તે અસંગ છે, કારણકે તે કોઈના સંબંધમાં આવતો નથી. તે અસિત (બંધનરહિત) છે. એને વ્યથા થતી નથી. એનો નાશ થતો નથી.

એવા(બ્રાહ્મણ)ને આ બે બાધ કરી શકતાં નથી. અરે ! આતો મેં પાપ કર્યું (એવો શોક), કે અહો ! આવું મેં કલ્યાણ–પુણ્ય કર્યું (એવો હર્ષ): એવાં આ બે. એમનેજ એવો (બ્રાહ્મણ) બાધ કરે છે. (મેં આમ) કર્યું કે ના કર્યું તે એને દુભવતું નથી–સંતાપતું નથી. (૨૩) આવી ઋચાથી એ જ કહ્યું છે, કે

"બ્રાહ્મણ (બ્રહ્મવિદ્) નો નિત્ય–નિશ્ચળ મહિમા

---

(૨૩) સર. બૃ. ૪. ૩. ૨૨. 'બ્રાહ્મણ'ના લક્ષણને માટે જુવો બૃ. ૩. ૫. ૧. આત્મભાવે પુણ્યપાપને છાવરવા સંબંધે સર. તૈત્તિ. ૨. ૯. ૧. જ્યોતિ.

પૂર્ણજ્ઞાની એવા બ્રાહ્મણનો દેહ પડતાં સુધીનો જે અહીંનો લોક છે તેને જ બ્રહ્મલોક કહ્યો છે. બૃ. ૪. ૪. ૮ માં કહેલો સ્વર્ગલોક તેજ આ બ્રહ્મલોક છે. જ્ઞાની જનક ક્ષત્રિયને પણ યાજ્ઞવલ્ક્ય 'બ્રાહ્મણ'જ કહી રહ્યા છે.

એવો છે કે, કર્મોથી એ વધતો નથી કે ઘટતોય (નાનો થતો) નથી. તેવા(મહિમા)નાજ પદ (સ્વરૂપ)ને પામે તો તેને પામીને પાપ કર્મથી (પુરૂષ) લેપાતો નથી."

તેથી એને જાણનારો શાન્ત (સંકલ્પરહિત), દાન્ત (જીતેન્દ્રિય), ઉપરત (નિષ્કામ), તિતિક્ષુ (સહનશીલ), અને સમાહિત (સ્થિરચિત્ત) થઇને પોતામાંજ (પ્રત્યગાત્મામાંજ) પરમાત્માને (સદ્રુપ ચૈતન્યને–આત્માને) જુવે છે–અનુભવે છે,(અને) બધાંયને આત્મારૂપે જુવે છે. એવા (બ્રાહ્મણને (ધર્માધર્મરૂપી) પાપ છાવરતું (લેપતું) નથી, (કારણકે) એ બધાંય પાપોને (આત્મભાવે) છાવરે છે. એવાને પાપ તપતું નથી, (કારણકે) સર્વે પાપોને એ (આત્મભાવે) સંતાપે છે–બાળી મૂકે છે. એ પાપ વગરનો, મળ (વિકાર) વગરનો, શંકા વગરનો (એવો) બ્રાહ્મણ થાય છે. એજ બ્રહ્મલોક છે. યાજ્ઞવલ્કયે કહ્યું કે, હે સમ્રાટ્ ! એને તમે પામ્યા છો.

(જનક૦) આવો (ઉપદેશવાળો) હું ભગવાનને મારો વિદેહ દેશ અર્પણ કરૂંછું, અને સાથે મારી જાતને પણ દાસ તરીકે આપુંછું.

(૨૪) જરૂર, આવો એ મહાન અજ આત્મા અન્નોને આપવા વાળો છે કે ધનને આપવા વાળો છે એમ જે એને ઓળખે છે તેને ધન મળે છે. (૨૫) જરૂર આવો એ મહાન અજ આત્મા અજર છે, અમર છે, અભય છે, બ્રહ્મ છે. બ્રહ્મ જરૂર અભયરૂપ છે, એમ જે એને ઓળખે છે તે અવશ્ય અભય બ્રહ્મરૂપે થાય છે.



## પાંચમું બ્રાહ્મણ.

(૧) યાજ્ઞવલ્કયને બે ભાર્યાઓ હતી, મૈત્રેયી અને કાત્યાયની. તેમાંની મૈત્રેયી બ્રહ્મવાદિની (બ્રહ્મજીજ્ઞાસુ) હતી, અને કાત્યાયની સ્ત્રીના ડહાપણવાળી (ગૃહિણીધર્મ પરાયણ) હતી. હવે યાજ્ઞવલ્કયે બીજી વૃત્તિમાં ( સંન્યાસાશ્રમમાં ) જવાનું કર્યું.

(૨) યાજ્ઞવલ્કયે કહ્યું કે, હે મૈત્રેયિ ! હું આ સ્થાનમાંથી નીકળીને સંન્યાસી (ભિક્ષાપર્યટણના ધર્મવાળો)થાઉં છું, તેથી આ કાત્યાયનીથી તને હું જૂદુ કરી આપું (ધન વેચી આપું).

(૩) એ મૈત્રેયીએ કહ્યું કે, હે ભગવન્, આ આખી વિત્તની ભરેલી પૃથિવી મને મળે તોય શું હું તેનાથી અમર થઇશ ? યાજ્ઞવલ્કયે કહ્યું કે ઓહોહોહો ! ના, ના જ. જેમ સંપત્તિવાળાઓનું જીવન છે તેવુંજ તારૂં જીવન થાય. અમૃતત્વની તો તું વિત્તથી આશા રાખીશજ નહીં. (૪) એ મૈત્રેયીએ કહ્યું કે, જેનાથી હું અમૃત ના થાઉ તેને લઇને શું કરૂં ? આપ ભગવાન જે (અમર થવાનું સાધન) જાણો છો તે મને કહો.

(૫) યાજ્ઞવલ્કયે કહ્યું કે, ખરે તું મને પ્રિયતો હતીજ, અને વળી હવે વધારે પ્રિય થઈ. હે ભવતિ ! હું તને એનું વિવેચન કરીને સમજાવું છું. હું જે કહું તેનું તું બરાબર ધ્યાનપૂર્વક ગ્રહણ કરજે.

---

આ બ્રાહ્મણમાં હવે, મૈત્રેયીને ઉપદેશ કરવાની બૃ. ૨. ૪. બ્રાહ્મણમાં યાજ્ઞવલ્કયે જે પ્રતીજ્ઞા કરી હતી તેને આ ઉપદેશને અંતે પુનઃ સંભારી આપી, શ્રુતિ એનું પર્યટન કરી જઇ બહુ સુંદર રીતે યાજ્ઞવલ્કયે કરેલા બ્રહ્મ ઉપદેશનો ઉપસંહાર કરે છે.

(૬) એમણે કહ્યું કે, ખરે પતિના કામે (સુખને અર્થેજ) પતિ પ્રિય (વ્હાલો) લાગતો નથી, પણ આત્માનાજ (પોતાનાજ) સુખને અર્થે (**कामाय**) પતિ પ્રિય લાગે છે. ખરે, સ્ત્રીના સુખને અર્થે સ્ત્રી પ્રિય લાગતી નથી, પણ આત્માનાજ સુખને અર્થે સ્ત્રી વ્હાલી લાગે છે. ખરે, પુત્રોના સુખને અર્થે પુત્રો પ્રિય લાગતા નથી, પણ આત્માનાજ સુખને અર્થે પુત્રો પ્રિય લાગે છે. ખરે, વિત્તના સુખને અર્થે વિત્ત પ્રિય લાગતું નથી પણ આત્માનાજ સુખને અર્થે વિત્ત પ્રિય લાગે છે. ખરે, પશુઓના સુખને અર્થે પશુઓ પ્રિય લાગતાં નથી, પણ આત્માનાજ સુખને અર્થે પશુઓ પ્રિય લાગે છે. ખરે, બ્રાહ્મણના સુખને અર્થે બ્રાહ્મણ પ્રિય લાગતો નથી, પણ આત્માનાજ સુખને અર્થે બ્રાહ્મણ પ્રિય લાગે છે. ખરે, ક્ષત્રિયના સુખને અર્થે ક્ષત્રિય પ્રિય લાગતો નથી, પણ આત્માનાજ સુખને અર્થે ક્ષત્રિય પ્રિય લાગે છે. ખરે, લોકોના સુખને અર્થે લોકો પ્રિય લાગતા નથી, પણ આત્માનાજ સુખને અર્થે લોકો-પ્રિય લાગે છે. ખરે, દેવોના સુખને અર્થે દેવો પ્રિય લાગતા નથી, પણ આત્માનાજ સુખને અર્થે દેવો પ્રિય લાગે છે. ખરે, વેદોના સુખને અર્થે વેદો પ્રિય લાગતા નથી, પણ આત્માનાજ સુખને અર્થે વેદો પ્રિય લાગે છે. ખરે, ભૂતોના સુખને અર્થે ભૂતો પ્રિય લાગતાં નથી, પણ આત્માનાજ સુખને અર્થે ભૂતો પ્રિય લાગે છે. ખરે, સર્વના સુખને અર્થે સર્વે પ્રિય લાગતાં નથી, પણ આત્માનાજ સુખને અર્થે સર્વે પ્રિય લાગે છે. (તેથી) જરૂર આત્માજ દ્રષ્ટવ્ય (અનુભવવા યોગ્ય) છે. એજ સાંભળવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય

---

(૬) યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કરેલા આ ઉપદેશના સંબંધમાં બૃ. ૨. ૪. બ્રાહ્મણની જ્યોતિ જુવો. વળી જુવો. બ્ર. સૂ. ૧. ૪. (૧૯-૨૨).

છે, (અને) નિદિધ્યાસ કરવા યોગ્ય છે. હે મૈત્રેયિ! ખરે આત્માનાજ દર્શનથી, શ્રવણથી, મનનથી, અને ઓળખવાથી આ સર્વ ઓળખાય છે.

(૭) જે કોઈ આત્માથી (પોતાથી) બ્રાહ્મણને જૂદો ગણે (એટલે કે હું બ્રાહ્મણ નથી એમ ગણે), તેને બ્રાહ્મણો પોતાથી જૂદો કરે. જે આત્માથી ક્ષત્રિયને જૂદો ગણે તેને ક્ષત્રિયો પોતાથી જૂદો કરે. જે આત્માથી લોકોને જૂદા ગણે તેને લોકો પોતાથી જૂદો કરે. જે આત્માથી દેવોને જૂદા ગણે તેને દેવો પોતાથી જૂદો કરે. જે આત્માથી વેદોને જૂદા ગણે તેને વેદો પોતાથી જૂદો કરે. જે આત્માથી ભૂતોને જૂદાં ગણે તેને ભૂતો પોતાથી જૂદો કરે. જે આત્માથી સર્વને જૂદાં ગણે તેને સર્વ પોતાથી જૂદો કરે. એ બ્રાહ્મણ, એ ક્ષત્રિય, એ લોકો, એ દેવો, એ વેદો, એ ભૂતો એ સર્વ જે છે તે આ આત્માજ છે.

(૮) જેમ દુંદુભિ ઠોકાય છે ત્યારે બહારના બીજા (દુંદુભિનાથી જૂદા) શબ્દોનું તે (વગાડવાની ધૂનવાળો) ગ્રહણ

---

(૭) જુવો. બૃહ. ૨. ૪. ૬. જ્યોતિ.

(૮) પં. મેક્ષમુલર આ મંત્રનું ભાષાન્તર આવું કરે છે કે "Now as the sounds of a drum when beaten cannot be seized externally (by themselves) but the sound is seized or the beater of the drum." આ ભાષાન્તર સ્પષ્ટ નથી. તેમજ એમણે **दुंदुभि आघातस्य शब्दं वा** નો અર્થ એવો કર્યો છે કે 'દુંદુભિનો અથવા તેના ઠોકનારનો' આ અર્થ યોગ્ય નથી. '**दुंदुभ्याघातस्य**' એ એકજ શબ્દ છે, અને દુંદુભિના આઘાતનો, તેને ઠોકવાનોજ શબ્દ સંભળાય છે એવો ચોખ્ખો અર્થ સમજાય છે.

અહીં વાંચો બૃ. ૨. ૪. (૭-૯) જ્યોતિ.

(૧૧) સર. બૃ. ૨. ૪. (૧૦. ૧૧).

કરી શકતો (સાંભળતો) નથી, (એટલે કે એ દુંદુભિનુંજ ગ્રહણ કરે છે). પણ દુંદુભિનું ગ્રહણ કરવાથી, જરૂર, વગાડેલા દુંદુભિનોજ (વિશિષ્ઠ) શબ્દ ગ્રહણ થાય છે. (૯) જેમ શંખ ફુંકાય છે ત્યારે બહારના બીજા શબ્દોનું તે ગ્રહણ કરી શકતો નથી. પણ શંખનુંજ ગ્રહણ કરવાથી જરૂર વગાડેલા શંખનાજ (વિશિષ્ઠ) શબ્દનું ગ્રહણ થાય છે. (૧૦) જેમ વીણા વગાડાય છે ત્યારે બહારના બીજા શબ્દોનું તે ગ્રહણ કરી શકતો નથી. પણ વીણાનું જ ગ્રહણ કરવાથી જરૂર વગાડેલી વીણાનાજ (વિશિષ્ઠ) શબ્દનું ગ્રહણ થાય છે, (બીજાનું નહીં).

(૧૧) જેમ લીલાં ઇંધરાંના અગ્નિને સળગાવવાથી જૂદા જૂદા ધૂમાડા નીકળે છે, તેજ પ્રમાણે અરે! (મૈત્રેયિ) આ મહાન ભૂત(મહત્, બ્રહ્મ)નું આ (બધું) નિશ્વસિત (બહાર નીકળેલા પ્રાણો) છે. જે આ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાંગિરસો, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, અનુવ્યાખ્યાનો, વ્યાખ્યાનો, ઇષ્ટ, હુત, ખવરાવેલું, પીવરાવેલું, આ લોક અને પર લોક, અને સર્વ ભૂતો : આ બધાં એનાજ શ્વાસો નિકળેલા છે.

(૧૨) જેમ સર્વ જળોનો સમુદ્ર એકલોજ આશ્રય (આયતન) છે તેમ, સર્વ સ્પર્શોનો ત્વચા એકલીજ આશ્રય છે તેમ, સર્વે રસોનો જીબ્હા એકલીજ આશ્રય છે તેમ, સર્વે ગંધોનો નાસિકા એકલીજ આશ્રય છે તેમ, સર્વે રૂપોનો ચક્ષુ એકલુંજ આશ્રય છે તેમ, સર્વે શબ્દોનો શ્રોત્ર એકલુંજ આશ્રય છે તેમ, સર્વે સંકલ્પોનો મન એકલુંજ આશ્રય છે તેમ, સર્વે વિદ્યાઓનો હૃદય (વિજ્ઞાન) એકલુંજ આશ્રય

(૧૨) સર. બૃહ. ૨. ૪. ૧૧.

છે તેમ, સર્વ કર્મોનો બે હાથ એકલાજ આશ્રય છે તેમ, સર્વ આનંદોનો ઉપસ્થ એકલુંજ આશ્રય છે તેમ, સર્વ વિસર્ગોનો ગુદા એકલીજ આશ્રય છે તેમ, સર્વે ગમનોનો પાદો એકલાજ આશ્રય છે તેમ, સર્વ વેદોનો વાણી એકલીજ આશ્રય છે તેમ એ આત્મા (એકલોજ સર્વનોય આશ્રય પ્રતિષ્ઠા) છે.

(૧૩) જેમ મીઠાનો ગાંગડો (સ્વાદમાં) અંદર કે બહારના ભેદરહિત છે, આખો છે, અને એકરસઘન છે તેવીજ રીતે અરે! આ આત્મા (સ્વભાવે) અંતર કે બહારના ભેદથી રહિત છે, આખો છે, પ્રજ્ઞાનઘન છે. અને તે (ઉપાધિરૂપી) આ ભૂતોમાંથી ઉઠીને (વિશિષ્ટાત્મભાવે પ્રતિબિંબની પેઠે પ્રકટ થઇને) તેમનીજ જોડે શમી જાય છે. ( આમ કાર્યકારણ સંઘાતમાંથી) ગયા પછી એને કાંઇ સંજ્ઞા(વિશેષતા)જ રહેતી નથી. યાજ્ઞવલ્કયે કહ્યું કે, અરે! (મૈત્રેયિ) આ હું (પરમાર્થ સત્ય) કહું છું.

(૧૪) એ મૈત્રેયીએ કહ્યું કે, ભગવન્, આમાં આટલું

---

(૧૩) સર. બૃ. ૨. ૪. ૧૨ અને છાંદો ૬. ૧૩. ખંડ. બ્ર. સૂ. ૨. ૩. ૧૭.

'સંજ્ઞા' એટલે નામ રૂપાદિની વિશેષતા જે જીવભાવે આવિર્ભૂત થાય છે તે.

(૧૪) મૈત્રેયીની શંકા માટે જુવો બૃ. ૨. ૪. ૧૩ જ્યોતિ. આત્માને સંજ્ઞા નથી છતાં એ છે જ, કારણ કે એ અવિનાશી છે તેનો તો ઉચ્છેદ થાયજ નહીં. અહીં "જરૂર આ આત્મા અવિનાશી છે" એમ શંકાના સ્પષ્ટીકરણાર્થે શ્રુતિએ આટલું વિશેષ કહ્યું છે.

આ મંત્રને છેડે "मात्राऽसंसर्गस्त्वस्य भवति" ( એનો માત્રા સાથે ત્યારે અસંસર્ગજ થાય છે. ) આટલા શબ્દો બીજી પ્રતમાં વધારાના મળે છે તે અર્થને સ્પષ્ટ કરે છે. જુવો. બ્ર. સૂ. ૧. ૪. ૨૨. (શાંકર ભાષ્ય.)

(ગયા પછી કાંઈ સંજ્ઞા રહેતી નથી તે) ભગવાને મને સંદેહ કરે એવું કહ્યું, (એટલે) હું તેને સમજી શકી નથી.

એમણે કહ્યું કે અરે! હું સંદેહવાળું નથી કહેતો. જરૂર, આ આત્મા અવિનાશી છે, એ ઉચ્છેદ ન થાય એવા ધર્મવાળો છે. (૧૫) કારણકે, જ્યાં દ્વૈત જેવું હોય ત્યાંજ એક બીજાને જુવે, ત્યાંજ એક બીજાને સુંઘે, ત્યાંજ એક બીજાનો સ્વાદ કરે, ત્યાંજ એક બીજાની સાથે વાતો કરે, ત્યાંજ એક બીજાને સાંભળે, ત્યાંજ એક બીજાનો સંકલ્પ કરે, ત્યાંજ એક-બીજાને અડકે, ત્યાંજ એક બીજાને જાણે. પણ જ્યાં બધુંય એનો આત્માજ થયું, ત્યાં શી રીતે કોઇ કોઇને જુવે, ત્યાં શી રીતે કોઇ કોઇને સુંઘે, ત્યાં શી રીતે કોઇ કોઇનો સ્વાદ કરે, ત્યાં શી રીતે કોઈ કોઈની સાથે વાત કરે, ત્યાં શી રીતે કોઇ કોઇને સાંભળે, ત્યાં શી રીતે કોઇ કોઇનો સંકલ્પ કરે, ત્યાં શી રીતે કોઇ કોઇને અડકે, ત્યાં શી રીતે કોઈ કોઇને ઓળખે? જેના વડેજ આ બધુંય જણાય છે તેને તે (બીજા) શા વડે જાણી શકાય? એ (સર્વાયણ) એવો આત્મા તો "આ નહિ" "આ નહિ" એમ કરીનેજ (શ્રુતિએ પ્રકટ કર્યો) છે. એ અગ્રાહ્ય છે કારણકે (બુદ્ધિથી) એ પકડાતો નથી. સંકોચરહિત છે, કારણકે એ સંકોચાતો નથી. એ અસંગ છે, કારણકે કોઈની જોડે એ સંબંધમાં આવતો નથી. એ બંધનરહિત છે, તેને વ્યથા થતી નથી, તે નાશ પામતો નથી. (એવા સર્વજ્ઞાય) જાણનારાને તે અરે! શા વડે જાણી શકાય?

---

(૧૫) સર. બૃહ. ૨. ૪. ૧૩. વળી સર. આત્મોપનિષદ્. (૮–૯).

સર. બૃહ. ૨. ૩. ૬; બૃ. ૩. ૯. ૨૬; બૃ. ૪. ૨. ૪; બૃ. ૪. ૪. ૨૨. આત્માના 'સ્વ'ભાવના દર્શનને તો શ્રુતિ સર્વત્ર **'નેતિ' 'નેતિ'** કરીનેજ સમજાવે છે.

હે મૈત્રેયિ ! મેં તને આ ઉપદેશ કર્યો. ખરે, આટલું અમૃતત્વ છે. એમ કહીને યાજ્ઞવલ્કય (પરિવ્રાજક થઇને) ચાલ્યા ગયા.

## છઠ્ઠું બ્રાહ્મણ.

(૧) હવે બ્રહ્મવેત્તાઓનો વંશ. (શિષ્ય) પૌતિમાષ્ય તે (ગુરૂ)ગૌપવનથી (થયા). ગૌપવન પૌતિમાષ્યથી. પૌતિમાષ્ય ગૌપવનકૌશિકથી. કૌશિક કૌણ્ડિન્યથી. કૌણ્ડિન્ય શાણ્ડિલ્યથી. શાણ્ડિલ્ય કૌશિકથી. કૌશિક ગૌતમથી. ગૌતમ (ગુરૂ).

(૨) આગ્નિવેશ્યથી. (શરૂ). (શિષ્ય) આગ્નિવેશ્ય (ગુરૂ) ગાર્ગ્યથી. ગાર્ગ્ય ગૌતમથી. ગૌતમ સૈતવથી. સૈતવ પારાશર્યાયણથી. પારાશર્યાયણ ગાર્ગ્યાયણથી. ગાર્ગ્યાયણ ઉદ્દાલકાયનથી. ઉદ્દાલકાયન જાબાલાયનથી. જાબાલાયન માધ્યંદિનાયનથી. માધ્યંદિનાયન સૌકરાયણથી. સૌકરાયણ કાષાયણથી. કાષાયણ સાયકાયનથી. સાયકાયન કૌશિકાયનિથી. કૌશિકાયનિ (ગુરૂ).

(૩) ઘૃતકૌશિકથી (શરૂ). (શિષ્ય)ઘૃતકૌશિક (ગુરૂ) પારાશર્યાયણથી. પારાશર્યાયણ પારાશર્યથી. પારાશર્ય જાતૂકર્ણ્યથી. જાતૂકર્ણ્ય આસુરાયણથી અને યાસ્કથી. આસુરાયણ ત્રૈવણિથી. ત્રૈવણિ ઔપજન્ધનિથી. ઔપજન્ધનિ આસુરિથી. આસુરિ ભારદ્વાજથી. ભારદ્વાજ આત્રેયથી. આત્રેય માણ્ટિથી. માણ્ટિ ગૌતમથી, ગૌતમ ગૌતમથી. ગૌતમ વાત્સ્યથી. વાત્સ્યશાણ્ડિલ્યથી. શાણ્ડિલ્ય કૈશોર્યકાપ્યથી. કૈશોર્યકાપ્ય કુમારહા-

---

(૧) બ્રહ્મવેત્તાના બીજા બે વંશો કહ્યા છે. બૃ. ૨. ૬. માં આવોજ વંશ છે. અને ૬. ૫. માં વંશ જૂદો જણાય છે. બ્રહ્માએજ બ્રહ્મવિદ્યા પ્રથમ અથર્વાને શિખવાડી, અને તેણે અંગિરાને, ઇત્યાદિ માટે જુવો મું. ૧. ૧. ૨. માં. ગાયત્રીના પ્રપાઠકોને માટે જુ. બૃહ. ૬. ૩. (૭. ૧૨).

રિતથી. કુમારહારિત ગાલવથી. ગાલવ વિદર્ભીકૌણ્ડિન્યથી. વિદર્ભીકૌન્ડિન્ય વત્સનપાત્ બાભ્રવથી. વત્સનપાત્ બાભ્રવ પથ:સૌભરથી. પન્થા:સૌભર અયાસ્યઆંગિરસથી. અયાસ્યઆંગિરસ આભૂતિ ત્વાષ્ટ્રથી. આભૂતિત્વાષ્ટ્ર વિશ્વરૂપ ત્વાષ્ટ્રથી. વિશ્વરૂપ ત્વાષ્ટ્ર અશ્વિનોથી. અશ્વિનો દધીચ આથર્વણથી. દધ્યંઆથર્વણ અથર્વદૈવથી. અથર્વદૈવ મૃત્યુપ્રાધ્વંસનથી. મૃત્યુપ્રાધ્વંસન પ્રધ્વંસનથી. પ્રધ્વસંન એકર્ષિથી. એકર્ષિ વિપ્રતિચિત્તથી. વિપ્રતિચિત્તિ વ્યષ્ઠિથી. વ્યષ્ટિ સનારૂથી. સનારૂ સનાતનથી. સનાતન સનગથી. સનગ પરમેષ્ઠિનથી. પરમેષ્ઠી બ્રહ્મથી. બ્રહ્મ સ્વયંભુ (છે). એવા બ્રહ્મને નમસ્કાર છે.

## અધ્યાય પાંચમો.

### પહેલું બ્રાહ્મણ.

(૧) ૐ. તે (પરમ પુરૂષ) પૂર્ણ છે, આ (દશ્ય) પૂર્ણ છે. પૂર્ણમાંથી પૂર્ણ ઉઠે છે. પૂર્ણમાંથી પૂર્ણ લીધા છતાં પૂર્ણજ શેષ રહે છે.

"ૐ" એ આકાશ(રૂપી) બ્રહ્મ છે. આ પુરાણ (સર્વત્ર પથરાયલું) છે તે આકાશ છે. આ આકાશ (પ્રાણ)વાયુ છે,

(૧) પાંચમો અને છઠ્ઠો એ બે અધ્યાયો ઉપાસના સંબંધી છે. કોની કેવે પ્રકારે ઉપાસના કરવી અને તેથી તેનાં શાં ફળ થાય છે, તે શ્રુતિ અહીં સમજાવે છે. આ ઉભય અધ્યાયની ઉપાસનાઓ કામના પ્રેરિત છે. જયાં કેવળ જ્ઞાનનીજ કામના હોય છે તેવી ઉપાસના બીજી સર્વ કામનાઓની અપેક્ષાએ નિષ્કામ ઉપાસના કહેવાય છે. અને એવી ઉપાસનાનું પરિણામ બ્રહ્મજ્ઞાનવડે સ્વરૂપની પ્રાપ્તિ છે, જે કેવળ મુકિતની દશા છે. આ ઉપાસનાઓમાં તેથી તેવી જ્ઞાનોપાસના સર્વોત્તમ છે. અને તેને ગાયત્રી ઉપાસના કહેવાય છે. તે જ્ઞાનોપાસના છે, તેથી એને સાવિત્રી ઉપાસના પણ કહે છે.

એમ કૌરવ્યાયણી પુત્રે કહ્યું છે. આ (ૐ) વેદ (જ્ઞાન) છે, એમ બ્રાહ્મણો જાણે છે. જે સર્વ જાણવાયોગ્ય છે તે એનાથીજ જાણે છે.

---

## બીજું બ્રાહ્મણ.

(૧) ત્રણ પ્રાજાપત્યોએ (પ્રજાપતિના પુત્ર શિષ્યોએ) પિતા પ્રજાપતિની પાસે રહીને (વિદ્યાર્થે) બ્રહ્મચર્ય ધારણ કર્યું હતું. તે દેવો, મનુષ્યો, અને અસુરો હતા. બ્રહ્મચર્યમાં રહીને પછી દેવોએ પ્રજાપતિને કહ્યું કે, ભગવાન! અમને ઉપદેશ કરો. એમણે તેમને આટલોજ અક્ષર કહ્યો કે, "દ". (અને પૂછ્યું કે) તમે એનો અર્થ સમજ્યા? એમણે (દેવોએ) કહ્યું કે, હા, અમે સમજ્યા. અને કહ્યું કે 'દામ્યત' –દમન કરજો–એમ આપે અમને કહ્યું ખરૂ? એમણે કહ્યું કે, હા, તમે સમજ્યા ખરા.

(૨) પછી એમને મનુષ્યોએ કહ્યું કે, ભગવાન! અમને ઉપદેશ કરો. એમણે તેમને આટલોજ અક્ષર કહ્યો કે, "દ". (અને પૂછ્યું કે) તમે એનો અર્થ સમજ્યા? એમણે (મનુષ્યોએ) કહ્યું કે, હા, અમે સમજ્યા. અને કહ્યું કે, 'દત્ત' –દાન કરજો–એમ આપે અમને કહ્યું ખરૂં? એમણે કહ્યું કે, હા, તમે સમજ્યા ખરા.

---

આની ઉપાસનાઓ કામનાનુસાર બે પ્રકારની છે. એક ઉત્તમ લોકની પ્રાપ્તિ અર્થે છે, અને બીજી આ લોકની મહત્તા સાધક છે. આ પાંચમા અધ્યાયમાં ઉત્તમ લોકપ્રાપ્તિની ઉપાસનાનો બોધ કર્યો છે. અને સર્વોત્કર્ષ ગાયત્રીની ઉપાસનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, એમ કહ્યું છે. છઠ્ઠા અધ્યાયમાં ઐહિક વૈભવની કામનાઓના ફળવાળી ઉપાસનાઓ સમજાવી છે.

(૧ થી ૩) એકજ ઉપદેશને સ્વભાવાનુસાર શિષ્યો જૂદી રીતે સમજે છે, તેનો આ દૃષ્ટાન્ત છે. આ નીતિનાં તત્વો સાથે સર. છાંદો, ૩. ૧૭. ૪; તૈત્તિ. ૧. ૯. ૧. છાં. ૫. ૧૦. ૯; ૬. ૧૬. બ્રાહ્મ. છાંદો ૨. ૨૩ બ્રાહ્મણ.

(૩) પછી એમને અસુરોએ કહ્યું કે, ભગવાન્! અમને ઉપદેશ કરો. એટલે એમણે તેમને આટલોજ અક્ષર કહ્યો કે, 'દ'. (અને પૂછયું કે) તમે એનો અર્થ સમજ્યા? એમણે (અસુરોએ) કહ્યું કે, હા, અમે સમજ્યા. અને કહ્યું કે દયા-દયા કરજો-એમ આપે અમને કહ્યું? એમણે (પ્રજાપતિએ) કહ્યું કે, હા, તમે સમજ્યા ખરા.

તેથી આવી "દ,દ,દ." એમ પ્રસિદ્ધ દૈવી વાણી મેઘરાજા ગર્જે છે. (શક્તિઓનું) દમન કરજો, (અન્નાદિનું) દાન કરજો, (પ્રાણી ઉપર) દયા કરજો. એમ આ ત્રણેયનો ઉપદેશ કરવો. દમન, દાન, દયા.

---

## ત્રિજું બ્રાહ્મણ.

(૧) આ પ્રજાપતિ જે (વિજ્ઞાન) હૃદયરૂપ છે, તે ('સ્વ'રૂપ) બ્રહ્મ છે. એ સર્વ (સર્વાત્મક) છે. એવું એ

---

(૧) હૃદય (વિજ્ઞાનમય) ની ઉત્પત્તિથી વ્યક્તની શરૂઆત થાય છે. એ પોતે તથા એની પછીની સર્વ સૃષ્ટિ બૃ. ૨. ૩ માં, અને ૩. ૫. ૧ માં બતાવ્યા પ્રમાણે સત્+ત+ય=સત્ય છે. જ્યાંથી તપ, ઇક્ષણ, અહંભાવ પ્રકટ થયો ત્યાંથી એ "ઇશાન" પુરૂષથી સૃષ્ટિની શરૂઆત થાય છે. એની પર્વની અવ્યક્ત સ્થિતિ અવર્ણ્ય છે. એને અવ્યક્ત, આત્મા, સદ્, એવા અનેક નામોથી શ્રુતિ બોધે છે. આવી અવ્યક્ત અવસ્થાના બ્રહ્મનેય ઉપાસનાર્થે 'જળ' એવા નામથી પણ વર્ણ-વવામાં આવ્યું છે, તે સર્વ અવ્યક્ત સ્વરૂપ છે જુવો બૃ. ૪. ૩. ૩૨. એ અવ્યક્તનું મૂળ, 'આત્મસ્વરૂપ' અથવા 'સ્વ'ભાવ તે જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાનમાં પ્રકટ થતું 'જ્ઞ' અથવા 'ભા' પુરૂષ રૂપેજ રહે છે, જે બુદ્ધિના વ્યવહારમાં સદ્-છે, એવા રૂપે જ્ઞેય માત્રમાં વ્યક્ત થતાં અનુભવાય છે. મહદ્‌માં અહંભાવે તે પ્રકટે છે ત્યાંથી ઇશ્વર રૂપે કાર્યકારણ સંઘાતની ઘટમાળને તે ફેરવી રહે છે. અને એજ અહંભાવ જ્યાં અધ્યાત્મમાં ભોક્તારૂપે અભિમાની થાય છે, ત્યાં તે પ્રાણોના આશ્રયવાળો જીવરૂપે કહેવાય છે. જુવો બૃ. ૪. ૩. ૭. પુરૂષનાં આવાં બેય વ્યક્તરૂપો

હૃદય ત્રણ અક્ષરવાળું છે. " હૃ " એવા એક અક્ષરવાળું એને જે જાણે ( ઉપાસે ), તેને ઇન્દ્રિયો અને બીજાં (ભૂતો પોતપોતાનાં બલિ) લઇ જાય છે. " દ " એવા એક અક્ષરવાળું એને જે જાણે, તેને ઇન્દ્રિયો અને બીજાં (પોતપોતાનું વીર્ય) આપે છે. " ય " એવા એક અક્ષરવાળું એને જે જાણે, તે સ્વર્ગ લોકે જાય છે.

## ચોથું બ્રાહ્મણ.

(૧) (ઉપર કહ્યું) તે (હૃદય–બ્રહ્મ) તે જ આ 'સત્ય' (સત્ પ્રત્યક્ષ, અને ત્ય પરોક્ષ, એ ઉભય વ્યક્ત બ્રહ્મ) હતું. જે કોઈ આ મહત્, પૂજ્ય, પ્રથમ જન્મેલાને એ "સત્ય" બ્રહ્મ છે, એમ કરીને ઓળખે ( ઉપાસે ), તે આ લોકોને જીતે છે: તે જીતેલો એવો કે, તેનો ( શત્રુ ) હતો ન્હોતો થાય. જે એ પ્રમાણે મહત્, પૂજ્ય, પ્રથમજન્મને સત્ય બ્રહ્મ કરીને ઓળખે ( તે જ જીતે છે). કારણ કે સત્ય જરૂર બ્રહ્મ છે.

---

આ અધ્યાયના પાંચમા અને છઠ્ઠા બ્રાહ્મણમાં પ્રકટ કર્યા છે. આદિત્ય પુરૂષ અને ચાક્ષુષપુરૂષ તરીકે ઇશ્વરજીવસ્વરૂપો અન્યોન્યાશ્રયી, અને માત્ર ઉપાધિભેદેજ ભિન્ન જેવાં દેખાતાં, સાથેજ ફરતાં, અને સાથે ઉડતાં બે પક્ષીઓ જેવાં, અવિદ્યારૂપ હોઇ સાથેજ લોપ થતાં મૂળ એકજ અવ્યક્ત બ્રહ્મ–આત્માનાં વિકૃત–સ્વરૂપો થઈ પ્રકાશી ઉઠે છે. આ બે રૂપોનો વ્યવહારજ કાર્યકારણનો સંસાર ધારણ કરી રહે છે. આ દૃષ્ટિએ જીવભાવ અને ઇશ્વરભાવ એ બેય હેતુફળરૂપ હોઇ એમની પોતાની પણ વ્યવસ્થા, એમનાથી ઉત્પન્ન થએલા વિષયોરૂપી ભૂતોના વ્યવહારની પેઠેજ, બુદ્ધિને તત્વશોધમાં ગોઠે નહીં એવી છે, તેથી તે ઉપપત્તિરહિત હોઇને કાલ્પનિકજ છે. આ વિષયને મધુ બ્રાહ્મણની જ્યોતિમાં વધારે સ્પષ્ટ કર્યો છે. જુવો બૃ. ૨. ૫. બ્રાહ્મણ.

(૧) સર. કૌષી. ૧. (૬, ૭.)

## પાંચમું બ્રાહ્મણ.

(૧) આ( દૃશ્ય વિસ્તાર )ની પહેલાં ( પરોક્ષ એવાં અવ્યક્ત ) જળોજ ( **આપઃ** ) હતાં. તે જળોએ સત્યને ( મહદ્‌ને ) સરજ્યું ( કાઢ્યું ). સત્ય એજ ( વ્યક્ત ) બ્રહ્મ. એ ( સત્ય ) બ્રહ્મ પ્રજાપતિને, પ્રજાપતિએ દેવોને કાઢ્યા (સરજ્યા ). તે દેવો સત્યનેજ ઉપાસે છે, તે સત્ય ત્રણ અક્ષરવાળું છે એમ ગણીને. "સ" એ એક અક્ષર, "તિ"

---

(૧) અહીં 'જળો' એટલે પ્રજ્ઞા અને કર્મની સાથે લોકાન્તરમાં જનારાં જે સ્થૂળભૂતોનાં બીજવાળાં પૂર્વભાવી એટલે પરોક્ષ સૂક્ષ્મ ભૂતતત્વો છે, અને જેમાંથી શરીરના બંધારણ માટે પંચભૂતાત્મક પ્રત્યક્ષ સ્થૂળભૂતો થાય છે તે. આવાં જળોનું વિવેચન બ્ર. સૂ. ૩. ૧. ( ૧. ૨ ) ની જ્યોતિમાં કર્યું છે.

આ મહત્પુરૂષના વિવેચન માટે જુવો બૃ. ૧. ૪ (૧. ૩). ત્યાં એ પુરૂષે પૂર્વ કર્મ અને જ્ઞાનવડે પાપોને બાળી મૂક્યાં હતાં તેથી તે 'પુરૂષ' કહેવાય છે, એમ કહ્યું છે. આવા યજ્ઞકર્મની સાથે રહેનાર સૂક્ષ્મતત્વો જેમાં જગત્‌ની ઉત્પત્તિનાં બીજ રહે છે, અને જે કલ્પે કલ્પે પુરૂષની સાથે મહદ્‌રૂપે પ્રકટી ઉઠે છે, તેજ અહીં વર્ણવેલાં 'જળો' છે. વળી જુવો બૃ. ૧. ૬. ૩. ત્યાં નામરૂપોને "સત્ય" કરીને ઓળખાવ્યાં છે. વળી, બૃ. ૬. ૧. ૧૪. માં જળને પ્રાણનું વસ્ત્ર અથવા આવરણ, કે 'સ્વ'રૂપનું ઢાંકણ કહીને શ્રુતિ વર્ણવે છે. આ જળો તે પ્રકૃતિનાં બીજ-તત્વો છે, જેના આવરણથી અથવા સંગથી નિર્વિકાર અને અજર એવો પરમાત્મા સહ પ્રાણરૂપે પ્રકટ થતાં, જગત્‌ની કારણાત્મક માયિક ક્રિયાઓ પ્રકટી ઉઠે છે. આ પ્રાણનું જળો વસ્ત્ર છે એમ ઉપદેશ કરવાના પ્રયોજન વાળીજ તે શ્રુતિ છે, એમ બ્ર. સૂ. ૩. ૩. ૧૮ માં કહ્યું છે. અને જ્યારે પ્રાણનું અનગ્નત્વજ પ્રકટ કરવાનો શ્રુતિનો ઉદ્દેશ છે, તો આ અપૂર્વતાને અંગે જળોનું આવરણ અને એવા આવરણેજ પ્રાણ, અથવા મહદ્, અથવા સત્યનો જન્મ બરાબર સમજી શકાશે. આવાં જળોને આત્માવૈશ્વાનર અથવા પ્રજાપતિનું "રયિ" કહીને પૂજ્ય-વતી શ્રુતિ છાં. ૫. ૧૬. ૧. માં જુવો. અને તેને સર. પ્રશ્ન. ૧.૪. સાથે.

એ એક અક્ષર, (અને) "ય" એ એક અક્ષર. (તેમાંથી) પહેલો અને છેલ્લો એ બે અક્ષરો સત્ય (એટલે સ્વરવાળા પૂર્ણોચ્ચારી હોઈ અમર) છે, (અને) મધ્યમ-વચલો (તિ) અનૃત (સ્વર વગરનો થડકાતો હોઈ મર્ત્ય) છે. એવું તે અનૃત (કાર્યાત્મક દૃશ્ય) બન્ને બાજુથી સત્યથી વ્યાપ્ત છે, એટલે જાણે સત્ય વધ્યા (વૃદ્ધિ પામ્યા) જેવું થાય છે. આમ સમજનારાને અનૃત-મૃત્યુ હણતો નથી.

(૨) હવે તે જે સત્ય બ્રહ્મ છે, તે પ્રસિદ્ધ આદિત્ય છે. એ મંડળમાં જે પુરૂષ છે તે જ એ છે, અને જે આ

---

(૨) જુવો. બ્ર. સૂ. ૩. ૩. (૨૦ થી ૨૨). સર. ઇશા. ૧૬; બૃ. ૫. ૧૫. ૧; તૈત્તિ. ૨. ૮. ૫; ૩. ૧૦. ૪; છાં. ૧. ૭. ૫. આદિત્યમાંનો પુરૂષ શરીરમાં ચાક્ષુષ પુરૂષ એટલે તે સ્થૂળેન્દ્રિયનો અભિમાની દેવ થઇને રહે છે, અને વિજ્ઞાનમય પરૂષનો સંસર્ગ થતાં આ આદિત્ય અને ચાક્ષુષ પુરૂષોનાં બે સ્વરૂપો ઇન્દ્રિયના વ્યવહારને કરવા મંડી જાય છે; તે એવી રીતે કે ચાક્ષુષ પુરૂષ આદિત્યનાં કિરણોથી, તેના તેજથી, પોષાઇને રૂપોને જોઇ શકે છે, અને ચાક્ષુષ પુરૂષ વિજ્ઞાનમય પુરૂષના આશ્રયથી આદિત્યનું ગ્રહણ કરે છે. એટલે કે ચક્ષુ હોય નહીં તો આદિત્ય દેખાય નહીં, અને આદિત્ય હોય નહીં તો બાહ્ય વસ્તુનાં રૂપો જોનાર ચક્ષુ નિરર્થકજ થાય. આમ એ બન્નેય અન્યોન્યાશ્રયી આદિત્યનાં સ્વરૂપો વિજ્ઞાનમયનો આશ્રય છુટી જતાં વ્યાવહારિક ક્રિયાની વિશેષતા રહિત થઇ જાય છે. એટલે વિજ્ઞાનમયને એ મંડળનું, એટલે કે આદિત્ય, અને ચક્ષુ, અને તે બન્નેએ થઇને પ્રકાશેલા દૃશ્ય માત્રનું, શુદ્ધ રૂપેજ એટલે કે રૂપાદિની વિશેષતા રહિતજ, અર્થાત્ એમના આત્મસ્વરૂપમાંની સમાનતાનુંજ દર્શન થાય છે, અથવા તે અનુભવે છે. અર્થાત્ એવી ઇન્દ્રિયોનો સંસર્ગ વછુટતાં વિશેષતાવાળો દૃશ્યનો પ્રકટ વ્યવહાર બંધ થઇ જાય છે, અને જ્યોતિપુરૂષની સર્વાત્મતાનેજ એ વિજ્ઞાનમય પછી અનુભવી રહે છે. "કિરણો" એ શબ્દ અનેકરૂપવાળા વિકારોના અર્થમાં અહીં વાપર્યો છે.

જમણી ચક્ષુમાં ( વિજ્ઞામય ) પુરૂષ છે તે ( પણ ) એજ છે. તે બન્ને ( પુરૂષો ) અન્યોન્યાશ્રયવાળા છે. તે ( આદિત્ય પુરૂષ ) કિરણોથી આ ( ચક્ષુપુરૂષ )માં રહ્યા છે ( પ્રતિષ્ઠિત છે ), અને આ (ચક્ષુપુરૂષ) પ્રાણોથી તે(આદિત્યપુરૂષ)માં રહ્યા છે. (કારણ કે, મનાદિથી આદિત્ય જણાય છે, અને આદિત્યના કિરણોથી ચક્ષુ આદિ જોઇ શકે છે). જ્યારે આ (વિજ્ઞાનમય પુરૂષ) ઉઠી જવાનો થાય છે, ત્યારે એ (વિજ્ઞાનમય) મંડળને શુદ્ધ (વિશેષ રૂપોની ઉપાધિરહિત) જુવે છે (અનુભવે છે), અને એ કિરણો (વિશેષરૂપો) તે ( વિજ્ઞાત્મા )ને પાછાં આવતાં (એટલે આંખે દેખાતાં) નથી.

(૩) આ મંડળમાં (દૃશ્ય જગત્માં) જે પ્રસિદ્ધ પુરૂષ છે, તેનું " ભૂઃ " શિર છે. માથુ એક હોય તેથી એ એક અક્ષરનું છે. " ભુવઃ " એ બે બાહૂઓ છે. બાહૂ બે હોય તેથી એના બે અક્ષરો છે. " સ્વર્ " એ બે પ્રતિષ્ઠાઓ (પાદો) છે, પ્રતિષ્ઠાઓ બે હોય એટલે એના બે અક્ષર છે. તેનું ઉપનિષદ્ (રહસ્ય નામ) તે " અહર્ " (દિવસ) છે. એટલે જે એ પ્રમાણે એને જાણે (ઉપાસે), તેનું તે પાપ હરે છે, તે પાપ છોડવે છે. (૪) જે આ જમણી આંખમાં પુરૂષ છે તેનું " ભૂઃ " શિર છે, માથું એક હોય તેથી

---

જે અહીં આદિત્ય અને ચક્ષુનુંજ કહ્યું છે, તે બધીય ઇન્દ્રિયો અને તેમના પ્રતિ દેવતાઓનું વાચક છે, એટલે આ બોધ બધીય ઇન્દ્રિયોના સંબંધે સમજી લેવાનો છે. આદિત્ય અને ચક્ષુ, અગ્નિ અને વાણી, વાયુ અને પ્રાણ, દિશાઓ અને શ્રોત્ર, ઓષધિયો અને રૂવાડાં; ચંદ્રમા અને મન, મૃત્યુ અને અપાન, જળો અને વીર્ય, એમ અન્યોન્યાશ્રયી દેવ અને ઇન્દ્રિયો પોષાઇ રહ્યાં છે. સર. ઐત. ૨. ૪. ચાક્ષુષ પુરૂષના ઉપદેશવાળી બીજી શ્રુતિયો જુવો છાં ૪. ૧૫. ૧. છાં. ૮. ૭. ૪.

(૪) 'હું' ને માટે સર. બૃ. ૧. ૪. ૧.

તેનો એક અક્ષર છે. "ભુવઃ" એ બાહૂઓ છે, બાહૂઓ બે હોય તેથી તે બે અક્ષરો છે. "સ્વર્" એ પ્રતિષ્ઠાઓ (પાદો) છે, પ્રતિષ્ઠાઓ બે હોય તેથી તે બે અક્ષરો છે. તેનું ઉપનિષદ્ (રહસ્ય નામ) "અહં" (હું) છે. એટલે જે એને એ પ્રમાણે જાણે (ઉપાસે), તેનાં પાપને તે હણે છે, તેમાંથી છોડવે છે.

---

## છઠ્ઠું બ્રાહ્મણ.

(૧) આ (સત્ય બ્રહ્મ) પુરૂષ મનોમય (મનની ઉપાધિવાળો) છે. તેમાં ભાઃ (ભાસ, ચિતરૂપ પ્રકાશ છે) તે સત્ય (અંશ) છે. તે અંતર હૃદયમાં (હૃદાકાશમાં) વ્રીહિ (ડાંગર), કે યવ

---

(૧) આ સત્ય-વ્યક્ત બ્રહ્મ વિજ્ઞાનરૂપ હોઇ મનોમય છે, પણ એમાંનો જે સત્ય-નિત્ય-અમર અંશ છે, તે તો 'ભા' સ્વરૂપ-'જ્ઞ' સ્વરૂપજ છે. બીજો જે ઉપાધિઅંશ છે, તે તો વિકારમાત્ર હોઇને નાશવાન છે. સદ્દેવતામાં શકિતનો અવિર્ભાવ કેવળ સંકલ્પાત્મક વિકારજ છે. પણ સદ્દનું શુદ્ધ સ્વરૂપ જે નિર્વિકાર છે, અને એવા સંકલ્પમાં થતા જેના તાદ્રુપ્યથી તે સંકલ્પાત્મક વિકાર જાણે જૂદાજ પદાર્થરૂપે પ્રકટ થતાં સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે, તે તો કેવળ 'જ્ઞ', 'ભા', સ્વરૂપજ છે. અને તે જ સત્યાંશને શ્રુતિ આ બ્રાહ્મણમાં પ્રકટ કરે છે. આ જ ખરો પ્રકાશક અંશ એકદેવ છે, એજ એકહંસ છે, એ જ અમર છે, એ જ આત્મા છે. અને સ્વભાવે તેજ નિવિકાર છે, નિષ્કલ છે. કારણ કે એ 'અજ' છે. એ જ તેથી સર્વનો ઇશ, અધિપતિ છે. કારણ કે સર્વને એજ પોતાની સત્તા આપી રહ્યો છે. એને હૃદયમાં વ્રીહિના જેવડો, એટલે પરિચ્છેદવાળો કહ્યો છે, તે તો માત્ર ઉપાસકની ઉપાસનાને અંગે જ એવો કહ્યો છે. કારણકે, ઉપાસકથી પરિચ્છિન્ન દેવજ સમજાય છે.

'પુરૂષ'-'આત્મા'નું નામ વળી "ભામની" પણ છે કારણકે એ સર્વને પ્રકાશી રહે છે. જુવો. છાંદો. ૪. ૧૫. ૪. એજ 'ભા'રૂપ પરમાત્મા છે. જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૨૪. અને બ્ર. સૂ. ૩. ૩. ૧૯.

(જવના દાણા) જેવડો છે. એવો તે સર્વનો ઈશ (નિયામક) છે, સર્વનો એ અધિપતિ છે, (અને) આ જે કાંઈ છે તે સર્વના ઉપર તે (અધિષ્ઠાતા રૂપે) અમલ–શાશન ચલાવે છે.

## સાતમું બ્રાહ્મણ.

(૧) વિદ્યુત્ (વિજળી) બ્રહ્મ છે, એમ (બ્રાહ્મણો) કહે છે. (અંધકારરૂપી) પાપને વિદારે-નાશ કરે, તેથી એ વિદ્યુત્ (કહેવાય) છે. વિદ્યુત્ બ્રહ્મ છે, એમ જે જાણે (ઉપાસે), તેના પાપોને તે વિદારે છે. કારણ કે વિદ્યુત્ જરૂર બ્રહ્મ છે.

## આઠમું બ્રાહ્મણ.

(૧) વાણીને (વાક્-બ્રહ્મને) ધેનુ કરીને ઉપાસવી. તેના ચાર આંચળો હોય છે. તે (જાણે) સ્વાહા, વષટ્, હન્ત, અને સ્વધાકાર છે. તેના બે આંચળો ઉપર (અવલંબીને) દેવો જીવી રહે છે. તે બે તે, સ્વાહાકાર, અને વષટ્કાર છે. હન્તકાર ઉપર મનુષ્યો; અને સ્વધાકાર ઉપર પિતૃઓ (જીવે છે). પ્રાણ તે (જાણે એનો) ઋષભ છે, અને મન તે (જાણે એનું) વત્સ (વાછડું) છે.

(૧) વાક્શક્તિ તે ગાય. તેનો અધિષ્ઠાન રૂપે પ્રેરક વ્યક્ત જ્યોતિપુરૂષ પ્રાણ તે ઋષભ, અને તેની પ્રજા તે મન, અથવા ભોક્તા વિજ્ઞાનમય પુરૂષ. જુવો. બૃ. ૪. ૩. ૭.

'સ્વાહા' અને 'વષટ્'કાર કહીને દેવોને બલિ અપાય છે. 'હન્ત' એમ કહીને મનુષ્યોને અન્નદાન કરાય છે. 'સ્વધાકારે' પિતૃઓને બલિ અપાય છે.

## નવમું બ્રાહ્મણ.

(૧) આ અગ્નિ ( અગ્નિ-બ્રહ્મ ) વૈશ્વાનર છે; જે આ અંતર શરીરે (પુરુષે) છે તે, (અને) જેનાથી અન્ન પચે છે તે (બેય). જે આ ખવાય છે તે અન્ન. તેનો (પચનનો) એવો ઘોષ થાય છે, જે કાન બંધ કરીને ( બધા ) સાંભળે છે. જ્યારે ( ભોક્તા પુરૂષ ) ઉઠી જવાનું કરે છે, ત્યારે એ ઘોષ સાંભળતો નથી.

---

## દશમું બ્રાહ્મણ.

(૧) જ્યારે (આવા બ્રહ્મનો ઉપાસક) પુરૂષ (મરીને) આ લોકમાંથી જાય છે ત્યારે તે વાયુને મળે છે. એ વાયુ ત્યાં એને માટે રથના પૈડાના છિદ્ર (ખં) જેવડો માર્ગ કરે છે (विजिहीते). એ વાટે તે ઉપર ચઢે છે, અને તે આ-દિત્યમાં (તેના લોકમાં) જાય છે. ત્યાં એ (આદિત્ય) ડમરાના છિદ્ર જેવડો એને માટે માર્ગ કરે છે. તે વાટે એ ઉપર ચઢે છે, અને તે ચંદ્રમામાં જાય છે. ત્યાં એ (ચંદ્રમા) દુંદભિના પોલાણ જેવડો માર્ગ કરે છે. તે વાટે તે ઉંચો ચઢે છે, અને જ્યાં નથી ( માનસિક ) શોક, કે નથી (શારીરિક) હિમ (દુઃખ), તેવા (મન અને શરીર વગરના પ્રજાપતિ) લોકમાં એ જાય છે; અને શાશ્વત કાળને (સદાને) માટે એ ત્યાં વસે છે.

---

## અગીઆરમું બ્રાહ્મણ.

(૧) (જે) વ્યાધિથી પીડાને સહન કરે છે તે ખરે પરમ

---

(૧૦. ૧) ઉપાસનાના આ ફળને સર. છા. ૪. ૪. (૪ થી ૭). વળી જુવો. બૃહ. ૬. ૨. ૧૫.

(૧૧. ૧) શરીરની હરેક પીડાને આનંદથી સહન કરતાં સ્પષ્ટ સમજાય છે કે, જેને એ પીડા થાય છે એવા શરીરથી તો હું-જીવાત્મા

તપ છે, એમ જે જાણે તે પરમ લોકને પામે છે. જે મુડદાને અરણ્યમાં લઇ જાય છે તે પરમ તપ છે, એમ જે જાણે તે પરમલોકને પામે છે. જે મુડદાને અગ્નિદાહ કરે છે તે પરમ તપ છે, એમ જે જાણે તે પરમ લોકને પામે છે.

## બારમું બ્રાહ્મણ.

(૧) કેટલાક કહે છે કે અન્ન બ્રહ્મ છે, તે બરાબર નથી. (કારણકે) પ્રાણ વગર અન્ન જરૂર કો'વાઇ જાય છે.

---

તેનો ભોક્તા જૂદો જ છું. અને એવી દૃઢ ભાવના પુરૂષને સર્વ કાર્યમાં મહાન બળ આપે છે. એવી દૃઢ ભાવનાનું બળ જીવભાવ ને સ્થૂળના અભિમાનનો ત્યાગ કરાવી સૂક્ષ્મ તરફ જ ખેંચતું જાય છે. એવી ભાવના જે જે સાધનથી થાય, તે સર્વ પીડાને શ્રુતિ તપ જ કહે છે. શરીરને અરણ્યમા લઇ જતાં, કે તેને અગ્નિદાહ કરતાં આવી જ ભાવના દૃઢીભૂત થાય છે.

(૧) આ મંત્રમાં અન્ન અને પ્રાણ એમની બ્રહ્મરૂપે ઉપાસના કરનારાને શું ફળ મળે છે, તે શ્રુતિ સમજાવે છે. હવે પ્રથમ તો અન્ન અને પ્રાણ દેવતાઓની સ્થિતિનો શ્રુતિ બોધ કરે છે, અને કહે છે કે, એકલું અન્ન કે એકલા પ્રાણમાંથી વીર્ય કે બળ થતું નથી. એ બેયનું દૈવત અથવા શક્તિ તો એ બેય ભેગાં હોય ત્યારે જ પ્રકટ થાય છે. એટલે કે તેમના વીર્યરૂપ ફળની ઉત્પત્તિ અર્થે બેય અન્યોન્યાશ્રયી છે, બેય કાર્યાત્મક છે. આટલું સમજાવી ઉભયના અન્યોન્યાશ્રયમાં જ દૈવત રહ્યું છે, એમ કહેતાં આ બેયના ઐકયનું દૈવત તેજ બ્રહ્મ-આત્મતત્વ છે એમ કોઇને સંભ્રમ થવાનો સંભવ છે. તેથી પ્રાતૃદના પિતાની આખ્યાયિકાથી શ્રુતિ તેનો સ્પષ્ટ નિષેધ કરીને કહે છે, કે આ બેના જ ઐકયભાવને પામવાથી આત્મપ્રાપ્તિ નથી, કૃતકૃત્યતા નથી. એટલુંજ જાણવાથી તો બધાય ઉપાસકોની પેઠે ઉપાસ્યના જે ગુણ-જે વિશેષતા-છે તેનીજ સાથે સાયુજય, કે સાલોકયતા, અથવા તાદ્રુપ્ય પ્રાપ્ત થાય છે. એનાથી વિશેષ એનું કાંઇજ ફળ નથી. સર. પ્રશ્ન. ૧. ૧. જ્યોતિ.

કેટલાક કહે છે કે પ્રાણ બ્રહ્મ છે, તે બરાબર નથી. (કારણ કે) અન્ન વગર જરૂર પ્રાણ સોસાઇ જાય છે. પણ એ બેય દેવતાઓના ઐકયભાવને પામીને પરમતાએ પહોંચે છે. તે(બ્રહ્મ)ને એમ સમજનારાનો તે મારે (તેને કૃતકૃત્ય માની) સત્કાર કરવો, કે અસત્કાર કરવો, એમ પ્રાતૃદે (શંકાથી) એના પિતાને પૂછ્યું હતું. એણે તેને હાથથી દબાવીને કહ્યું કે, હે પ્રાતૃદ! એમ નહીં. કોણ વારૂ એવા બેનાજ ઐકયભાવને પામવાથી 'પરમતા'ને પામે? (કોઇ નહીં). વળી તેને કહ્યું કે, "વી" એટલે અન્ન છે. કારણ કે "વી" અન્નમાં આ સર્વે ભૂતો વિષ્ઠ (પેશીને તેને આશ્રયે રહેલાં) છે. "રં" એટલે પ્રાણ છે. કારણ કે "રં" પ્રાણમાં આ બધાંય ભૂતો રમી રહ્યાં છે. જે એમ જાણે છે તેનામાં સર્વે ભૂતો વિષ્ઠ થાય છે, અને સર્વે ભૂતો રમી રહે છે. (વીર–વીર્ય ઉત્પન્ન થાય છે).

---

## તેરમું બ્રાહ્મણ.

(૧) ઉક્થ(પ્રાણ)ને ( ઉપાસવું ). પ્રાણ ખરે ઉક્થ છે. કારણ કે પ્રાણ આ સર્વને ઉઠાડે છે, ઉત્પન્ન કરે છે,

---

(૧) આ બ્રાહ્મણમાં અન્ન અને પ્રાણના સંયોગે વીર્યપ્રદ દેવતાનાં અનેક સ્વરૂપોમાં થતી ઉપાસના સમજાવી છે. બધાં સ્વરૂપોમાં 'વીર્ય' એજ એનો પ્રધાન ગુણ છે. અને તેની ઉપાસનાથી ઉપાસક પોતે વીર્યવાળો થાય છે, અને તેની પ્રજા પણ વીર્યવાળી થાય છે, એમ શ્રુતિ કહે છે. આ પ્રાણને, વ્યક્ત સર્વજ્ઞ પુરૂષ જેમાં જીવભાવ લય પામીને લિંગદેહે સંસરે છે તે, સુષુપ્તિ વખતે શરીરમાં ચાલી રહી તેનું નિદ્રામાં રક્ષણ કરે છે તે, કે પ્રાણાપાનાદિ પ્રાણો, કે જીવ જતો રહેતાં શરીરના બંધ વછુટી જવાથી અન્ન અને પ્રાણનો સંયોગ નષ્ટ થતાં જે અન્યોન્યાશ્રયી હોઇ ઉડી જાય છે તે, પ્રાણ, બળ, અથવા વીર્ય એવા અનેક અર્થમાં લેઇ શકાય છે.

જે એને એ પ્રમાણે જાણે છે તેમાંથી ઉક્થ (શસ્ત્ર–ઉક્થ મંત્રોને) જાણનારો એવો વીર (પુત્ર) ઉઠે છે-ઉત્પન્ન થાય છે. અને ઉક્થનાં સાયુજ્ય અને સલોકતાને (તાદ્રુપ્યને) તે પામે છે.

(૨) યજુઃ ને (ઉપાસવો). પ્રાણ ખરે યજુઃ છે. કારણકે સર્વે ભૂતો પ્રાણમાં જોડાય છે. જે આમ જાણે છે તેને અર્થે સર્વે ભૂતો એનું ભલું કરવામાં જોડાય છે, અને તે યજુનાં સાયુજ્ય અને સલોકતાને પામે છે.

(૩) સામને (ઉપાસવો). પ્રાણ ખરે સામ છે. કારણકે આ સર્વે ભૂતો પ્રાણમાં સંગી–એકઠાં થાય છે. જે એમ જાણે છે તેને અર્થે સર્વે ભૂતો એનું ભલું કરવામાં સંગી થાય છે; (અને) તે સામનાં સાયુજ્ય અને સલોકતાને પામે છે. (૪) ક્ષત્રને (શૌર્યને ઉપાસવું). પ્રાણ ખરે શૌર્ય છે. કારણકે પ્રાણ ક્ષત્ર છે. એટલે પ્રાણ એનું શસ્ત્રથી પડેલા ઘામાંથી રક્ષણ કરે છે (માંસથી તેને પૂરે છે). જે આ પ્રમાણે જાણે છે તે (અન્યના) રક્ષણ રહિત (**अत्रं**) એવા ક્ષત્રને (વીર્યને), અને ક્ષત્રનાં સાયુજ્ય અને સલોકતાને પામે છે.

---

## ચૌદમું બ્રાહ્મણ.

(૧) "ભૂમિ, અંતરિક્ષ, દ્યૌઃ" એમ આઠ અક્ષરો મળી આઠ અક્ષરનું ગાયત્રી(મંત્ર)નું એક પદ થાય છે.

---

(૧) સર્વ ઉપાસનાઓનો જેમાં સમાવેશ થઇ જાય છે એવા ગાયત્રી મંત્રની ઉપાસના આ બ્રાહ્મણમાં સમજાવી છે. પહેલો પાદ તે ભોજ્ય લોકોનો હોઇને "રૂપ" છે. બીજોપાદ વેદ હોઇને "નામ" છે. ત્રીજોપાદ પ્રાણો હોઇ "કર્મ" છે. આ રૂપ, નામ, અને કર્મ એ આત્મા પ્રજાપતિનાં અન્ન છે. એટલે આત્મા પ્રજાપતિ એનો આશ્રય લેઇને વૃદ્ધિને પામે છે, બળિષ્ટ થાય છે. એ આત્મા પ્રજાપતિનું પોતાનું દર્શન તો ચોથાપાદમાં, જ્યાં રજસૂના બનેલા આ ચલિત લોકની ઉપર

આ એનુ (પદ) તે જરૂર એ (ત્રણ લોકો) છે. જે આ પ્રમાણે એના પાદને સમજે, તે ત્રણે લોકોમાં જે કાંઇ હોય તેને જીતી લે છે–મેળવે છે. (૨) "ઋચા, યજૂંષિ, સામાનિ" એમ આઠ અક્ષરો મળી આઠ અક્ષરનું ગાયત્રીનું એક (બીજું) પાદ થાય છે. આ એનું પદ તે જરૂર એ (ત્રણ વિદ્યા) છે. જે આ પ્રમાણે એના પદને સમજે તે આ ત્રણે પ્રકારની વિદ્યાનું જેટલું (ફળ હોય) તેટલું તે જીતી લે છે–મેળવે છે. (૩) "પ્રાણ, અપાન, વ્યાનઃ" એમ આઠ અક્ષરો મળી આઠ અક્ષરનું ગાયત્રીનું એક (ત્રીજું) પદ થાય છે. આ એનું (પદ) તે જરૂર એ (ત્રણ પ્રાણો) છે. જે એના

---

એ આત્મા અધિષ્ઠિત થઇને પ્રકાશી રહ્યો છે, ત્યાં થાય છે. આ ચોથા પાદને "તુરીય" પાદ કહ્યો છે. આત્મદર્શનની આ સ્થિતિ તે સુષુપ્તિમાં અવિદ્યાના બીજ કારણવાળી આધ્યાત્મિક સંસારીની સ્થિતિ નથી. પણ આધિભૌતિકના વિરાટ્‌ની કૂટસ્થ 'પ્રજ્ઞ'ની સ્થિતિ છે. સર. બૃ. ૬. ૩. ૬. ત્યાં આખો ગાયત્રીમંત્ર શ્રુતિએ પ્રકટ કર્યો છે.

આ "નામ, રૂપ, કર્મ" ને માટે જુવો બૃહ. ૧, ૬ બ્રા.

પહેલા મંત્રમાં ગાયત્રીનું પહેલું પદ આધિભૌતિક રૂપે છે, બીજા મંત્રમાં આધિદૈવત રૂપે છે, ત્રીજા મંત્રમાં આધ્યાત્મિક રૂપે છે, અને ચોથું પાદ આ સર્વ વ્યકત જગતના અધિષ્ઠાનરૂપી અવ્યક્ત કારણ બ્રહ્માત્મક છે, એમ શ્રુતિ બતાવે છે. આવું કારણ બ્રહ્મ જેને 'સત્ય' કહેવાય છે, તેનું જે અસંગ અધિષ્ઠાન છે તે જ પરમાત્મા છે, જે અગ્રાહ્ય, અને અજર છે. તેથી શ્રુતિએ તેને નેતિ, નેતિ, કહીને જ વર્ણવ્યો છે. જુવો બૃ. ૨. ૩. ૬ આદિ. તે અસંગ છે, તે અશીર્ય છે. જુ. બૃહ. ૩. ૯. ૨૬. આદિ. તેથી જ એવા પરમાત્માને તો આ 'સત્યનુય સત્ય' કહેવાય છે. એટલે કે એજ પરમાર્થ સત્ય–'સદ્'વસ્તુ છે. અન્ય સર્વ એના અધિષ્ઠાને માત્ર દેખાતાં અવિદ્યાત્મક દશ્યોજ છે, માયા જ છે.

(૩) ચોથુ પદ "તુરીય દર્શત પદ પરોરજ" એમ કહેવાય છે. 'તુરીય' પદને માટે જુવો માંડૂ. ૭.

પદને આ પ્રમાણે સમજે, તે જેટલું આ પ્રાણી(નો લોક) હોય તેટલું બધુંય જીતી લે છે, મેળવે છે.

હવે, એનું આ (ચોથું) "તુરીય દર્શત પદ પરોરજ" છે, જે તપે છે તે. જે ચોથું તે "તુરીય" (કહેવાય) છે. (એને) "દર્શતપદ" કહ્યું, તે (ત્યાં રહીને) એ (આદિત્ય મંડળમાંનો પુરૂષ) દેખાયા જેવો (થાય) છે તેથી. "પરોરજ", એટલેકે, આ સર્વ રજો ગુણનું બનેલું (ચલિત લોક માત્ર) જગત્ તે 'રજ', તેની 'પર' એટલે ઉપર એ ઉપરી થઈને તપી રહ્યો છે–પ્રકાશી રહ્યો છે એવો (પુરૂષ). જે એ(ગાયત્રી)ના આવા (ચોથા) પાદને આ પ્રમાણે સમજે, તે શ્રી (લક્ષ્મી) અને યશ(કીર્તિ)ને મેળવી, તે વડે (સર્વના ઉપર) તપી રહે છે–પ્રકાશી રહે છે.

(૪) આવી (ત્રિપદી) આ ગાયત્રી તે આ 'તુરીય દર્શત પદ પરોરજસ' માં પ્રતિષ્ઠિત છે. એ (તુરીય પદ) જરૂર સત્યમાં પ્રતિષ્ઠિત છે. ચક્ષુ ખરે સત્ય છે. જરૂર, ચક્ષુ સત્ય છે તેથીજ જ્યાં બે જણ વાદવિવાદ કરતા આવે, કે મેં આ જોયું, મેં આ સાંભળ્યું, ત્યાં જે એમ કહે કે મેં (આ) જોયું તેના ઉપરજ આપણે શ્રદ્ધા રાખીએ છીએ. સત્ય ખરે બળમાં પ્રતિષ્ઠિત છે. પ્રાણ ખરે બળ છે, એટલે એ પ્રાણમાં પ્રતિષ્ઠિત છે. તેથી લોક કહે છે કે, સત્યથી બળ વધારે ઓજસ (પ્રભાવ) વાળું (થાય) છે. આ પ્રમાણે એ ગાયત્રી અધ્યાત્મમાં (પ્રાણમાં) પ્રતિષ્ઠિત

---

(૪) સત્યના કરતાં બળની વ્યવહારમાં જણાતી ઉત્કૃષ્ટતાને શ્રુતિ અહીં પ્રકટ કરે છે. "ગાયત્રી" નું આવું નામ શા કારણની પડ્યું તે પણ શ્રુતિ અહીં સમજાવે છે.

પ્રત્યક્ષ એજ સત્યનું બળવાન પ્રમાણ છે, એમ શ્રુતિ અહીં ઉપદેશ કરે છે. સર. બૃ. ૪. ૧. ૪. જુવો બ્ર. સૂ. ૧. ૧. ૩ જ્યોતિ.

છે. એ ખરે "ગયા" નું રક્ષણ કરે છે. "ગયા" એટલે પ્રાણો, તેમનું એ રક્ષણ કરે છે. ગયાનું રક્ષણ કરે છે, પોષે છે, એટલે ગાયત્રી એવું (એનું) નામ (પડયું). આચાર્ય (જનોઇ વખતે) જે આ પ્રસિદ્ધ " સાવિત્રી " ભણાવે છે, તે એ જ (ગાયત્રી) છે. (તેથી) જેને એ એમ ભણાવે છે તેના પ્રાણોનું તે રક્ષણ કરે છે.

(૫) કેટલાક (બીજી શાખાવાળા) આવી એ સાવિત્રીને "અનુષ્ટુપ્ " એમ કરીને ભણાવે છે, (અને કહે છે કે) વાગ્ અનુષ્ટુપ્ છે, અને આ વાગને અમે શીખવીએ છીએ. (પણ) એ પ્રમાણે કરવું નહી. સાવિત્રીને ગાયત્રી જ રૂપે ભણાવવી જોઇએ. આવું જાણનારાને કદિ ઘણીય (ગુરૂ) દક્ષિણા મળે, ત્હોય તે ગાયત્રીના એક પદ જેટલીય નથી. (૬) જે આવા ત્રણેય ભરેલા લોકને (ગુરૂ) દક્ષિણામાં લે, પ્રતિગ્રહ કરે, તેને આ(ગાયત્રી)ના પહેલા પદ જેટલુંજ મળે છે. અને આ ત્રણે વિદ્યા જેટલું (ત્રણે વેદની વિદ્યાથી સમજાય એટલું બધુંય) જે દક્ષિણામાં લે તેને એના બીજા પદ જેટલુંજ મળે છે. અને જેટલું આ પ્રાણી માત્ર છે, તેટલું બધુંય જે દક્ષિણામાં લે તેને એના ત્રીજા પદ જેટલું જ મળે છે. હવે

---

(૫) શ્રુતિએ આ મંત્રમાં સાવિત્રીને અનુષ્ટુપ્ તરીકે નહીં શિખવતાં, એને ગાયત્રી તરીકેજ શિખવવાનું કહ્યું છે, તેનું કારણ સ્પષ્ટ છે. અનુષ્ટુપ્ તો માત્ર વાકૂમાં પ્રકટતા એકજ પ્રાણને પોષે છે, પણ ગાયત્રી તો બધાય પ્રાણો રૂપે છે. તેથી તે સાવિત્રીને ગાયત્રી રૂપે જ ભણવાથી બધાય પ્રાણો બલિષ્ઠ થાય છે.

ગાયત્રીના આવા જ્ઞાનની પ્રશંસા કરતાં તેને આર્થિક લાભ સાથે શ્રુતિ સરખાવે છે, અને કહે છે કે ગાયત્રીને આમ યથાર્થ રીતે સમજનારા ગુરૂને મળતી મોટી મોટી દક્ષિણાઓ પણ એના જ્ઞાન આગળ કાંઇ વિસાતમાં નથી !

આનો "તુરીય દર્શત પદ પરોરજ" તો એવો તપી રહ્યો છે, કે તે કોઇનેય મળતો નથી. એટલે એના જેટલું તે દક્ષિણામાં કોણ લઇ શકે?

(૭) (હવે) આ ગાયત્રીનું સ્તવનઃ "હે ગાયત્રિ! તમે એક પદ વાળાં, બે પદવાળાં, ત્રણ પદવાળાં, ચાર પદવાળાં (એમ ઉપાસકોને દેખાવ) છો. તમને (ઉપાધિ રહિતને તો) પદ છે જ નહીં, કારણકે તમે (બુદ્ધિથી) સમજાતાં જ નથી. તમારા 'તુરીય દર્શત પદ પરોરજ'ને નમસ્કાર હો! (તમારી પ્રાપ્તિમાં વિઘ્નકર) આ(પાપરૂપી શત્રુ)ને એવું (વિઘ્ન કરવાપણું) ના મળો"

જરૂર આવો (ગાયત્રીને આવી રીતે સમજનારો) જેને અંગે એમ દ્વેષ કરે કે, આની કામના એને ના જ ફળો, તો જેને માટે તે એવી પ્રાર્થના કરે તેને તે કામના ના જ ફળે. અથવા (એ એમ ઉપાસે) કે, મને આ (અમુક કામના, જેવી કે જ્ઞાનપ્રાપ્તિ) ફળો (તો તેને એ ફળે જ).

(૮) જનકવૈદેહે બુડિલ નામના (અશ્વતરશ્વના પુત્ર) આશ્વતરાશ્વિને આમ પૂછ્યું હતું કે, તમે ગાયત્રીને જાણનારા છો, કે નહિ? તેણે કહ્યું કે હા. ત્યારે (બહુ પ્રતિગ્રહ–દક્ષિણાઓ લેઇને) હસ્તી(જેવા) થઇ આ ભાર કેમ વહી રહ્યા છો? સમ્રાટ! હું એના મુખને જાણતો નથી (તેથી), એમ તેણે કહ્યું!

અગ્નિ જ તે ગાયત્રીનું મુખ છે. જરૂર, જેમ કોઈ

---

(૮) આ ગાયત્રીના રહસ્ય રૂપી મુખને, એના "તુરીય દર્શત પદ પરોરજ"ને, નહીં જાણતાં એ મંત્રની ઉપાસના કરનારાને યથાર્થ ફળ મળતું નથી તે દર્શાવવા શ્રુતિએ જનક અને બુડિલની આખ્યાયિકા કહી છે. જે એ પરોરજ પુરૂષ અગ્નિરૂપે તપી રહ્યો છે, તેને જે જાણે તેજ તે રૂપે થતાં જ્યોતિરૂપ થાય છે, અને પછી એને પાપ અડી શકતું નથી.

અગ્નિમાં ઘણુંય નાખે તે સર્વને તે બાળીજ મુકે છે, તેજ પ્રમાણે એવું (ગાયત્રીના મુખને) જાણનારો કદિ ઘણુંય પાપ કરે એમ દેખાય, તોપણ તે સર્વને ખાઈ જઈને શુદ્ધ, પવિત્ર, અજર, અમર થાય છે.

## પંદરમું બ્રાહ્મણ.

(૧) (પરમ) સત્યનું દ્વાર (મુખ) હિરણ્યના (તેજસ્વી) પાત્રે ઢાંકેલું છે તેને હે (જગતનું પોષણ કરવાવાળા) પૂષન્-સૂર્ય ! તમે ઉઘાડો, (એટલે) જેનો સત્ય (પરમાત્મા એજ)

---

(૧) વાંચો બૃ. ૫. ૫. ૨ જ્યોતિ. આ આખું બ્રાહ્મણ ઈશાવાસ્ય ઉપનિષદ્‌માં આપેલું છે, તેને સરખાવો. અહીંજ આ બ્રાહ્મણનું સ્થાન યોગ્ય છે, કારણ કે એ સૂર્યની ઉપાસનાના અંગનુંજ છે, અને ગાયત્રીની સાથે અંતરના સંબંધનું છે. બન્નેય શુકલ યજુર્વેદીય ઉપનિષદો છે, એટલે આજ અનુમાન વધારે દૃઢ બને છે. છતાં ઇશાવાસ્ય એ સંહિતાનોજ ભાગ છે, અને જો સંહિતા બ્રાહ્મણની પહેલાં રચાઇ એમજ આપણે સ્વીકારીએ તો સંહિતામાંથી આ બ્રાહ્મણમાં એટલો ભાગ લીધો હશે એમ માનવું પડે. પણ મેક્ષમુલરાદિ વિદ્વાનો માને છે કે શુકલ યજુર્વેદની સંહિતા બહુ જૂની નથી, પણ પાછળથી રચાઇ છે; તો એમ સંભવિત છે કે આ ઉપનિષદ્ પછીથીજ એ ભાગ સંહિતામાં ઉમેરાયો પણ હોય. વળી આવા સંહિતામાંય ના હોય એવા પૂર્વના અનેક પ્રચલિત મંત્રો ઉપનિષદોમાં ટાંકીને સંગ્રહી લીધા છે, તે જોતાં ઉપનિષદે અને ઇશાની સંહિતાએ બન્નેએ એવા શ્લોકોનો સ્વતંત્ર સંગ્રહ કર્યો હોય એમ પણ બને.

આ મંત્ર ઋગ્ ૧. ૧. ૧૮૯. ૧. માં છે. તેજ ઈશા (૧૬. ૧૭.) માં છે.

આવી ઉપાસનાથી ત્રિલોકમાં વ્યાપી રહેલા વ્યક્ત પુરૂષને પામીને કર્મોએ દોરેલો ઉપાસક સ્વર્ગમાં-બ્રહ્મલોકમાં જાય છે. જુવો. બ્ર. સૂ. ૪. ૩. ૭.

ધર્મ (ઉપાસના)છે એવાને મને એ(સત્ય-બ્રહ્મ)નું દર્શન થાય. હે પૂષન્ ! હે એકદ્રષ્ટા (ઋષિ), હે (નિયમમાં રાખનાર) યમ ! હે સૂર્ય, હે પ્રજાપતિના પુત્ર, તમારી રશ્મિઓને (પ્રાણોને-કિરણોરૂપી વિકારોને) ખેંચી લ્યો, તેજને સંકોચી લ્યો. (હવે) જે તમારૂં અત્યંત કલ્યાણકારી (પરમાત્મ) સ્વરૂપ છે તેને (આ) હું જોઉં છું-અનુભવું છું. જે તે ત્યાં ( તમારા મંડળોમાં ) 'પુરૂષ' છે તે 'હું' પ્રજ્ઞાત્મા જ છું.

હવે પ્રાણવાયુ અમૃત એવા અનિલ(પ્રાણદેવતા)ને પામો, અને આ શરીર ભસ્મીભૂત થાઓ. હે (અગ્નિરૂપી) મન, કરેલાં કર્મને યાદ કર. હે મન (क्रतो) કર્મને સંભાર, સંભાર. હે અગ્નિ ! (કર્મનાં ફળના) ભોગાર્થે અમને (ઉત્તરાયનને) સારે માર્ગે દોરજે. હે દેવ ! તમે અમારાં બધાંય કર્મોને જાણનારા છો. અમારાં કુટિલ પાપની સ્હામે તમે લડજો, (અને તેમનો નાશ કરજો. એટલે પવિત્ર થઇ) અમે તમને ઉંચે સ્વરે વારંવાર નમસ્કાર કરીએ.

---

## અધ્યાય છઠ્ઠો.

---

### પહેલું બ્રાહ્મણ.

(૧) ૐ. જરૂર, જે જ્યેષ્ઠ અને શ્રેષ્ઠને જાણે, તે પોતાના

---

(૧) આ છઠ્ઠા અધ્યાયમાં ઐહિક કામનાઓથી પ્રેરાતી ઉપાસનાની વિધિ બતાવી છે. પણ લક્ષ્ય સદા ઉચ્ચલોક તરફ અને તેમાંય કેવળ વિજ્ઞાન તરફજ ખેંચાતું રાખ્યું છે. ઉપનિષદ્‌ની ઉપાસનાઓનું આજ પરમાર્થસાધક રહસ્ય છે. સર. બૃ. ૧. ૩. (બ્રાહ્મણ); તેમજ છાં. ૫. ૧. ખંડ.

આ અધ્યાયના પહેલા અને બીજા બ્રાહ્મણમાં લોકૈષણાની તૃપ્તિનાં સાધન શ્રુતિ બતાવે છે.

સંબંધીઓમાં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે. પ્રાણ જરૂર જ્યેષ્ટ છે, અને શ્રેષ્ઠ છે. જે આ પ્રમાણે જાણે છે તે પોતાના સ્વજનોમાં જરૂર જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે, અને વળી જેનામાં (એવો) થવા ઈચ્છે (તેમનામાં પણ તે એવો થાય છે). (૨) ખરે જે વસિષ્ઠા( વસવું–વસાવવું એવા ગુણો )ને જાણે, તે સ્વજનોમાં વસિષ્ઠ (વાસષ્ઠાના ગુણવાળો) થાય છે. વાક્ ખરે વસિષ્ઠા છે. જે આમ જાણે તે સ્વજનોમાં વસિષ્ઠ થાય છે, અને વળી જેમાં એવો થવા ઈચ્છે (તેમાં પણ તે એમ થાય છે). (૩) જે પ્રતિષ્ઠાને જાણે, તે સમ તેમજ વિષમ (દેશ-કાળ) માંય પ્રતિષ્ઠાને પામે છે, અને ચક્ષુ ખરે પ્રતિષ્ઠા છે. કારણ કે ચક્ષુવડે સમ અને વિષમ( દેશકાળ )માં (જોઇને વર્તવાથી) પ્રતિષ્ઠા પામીને રહે છે. જે આમ જાણે તે સમ તેમજ વિષમ(દેશકાળ)માં પ્રતિષ્ઠાને પામે છે. (૪) ખરે જે સંપદ્‌ને જાણે તે જે કામની ઈચ્છા કરે તેને પામે છે. શ્રોત્ર ખરે સંપદ્ છે. કારણ કે, શ્રોત્રમાં આ સર્વે વેદો (જ્ઞાનો) પ્રાપ્ત થાય છે. જે આમ જાણે તે જે કામની ઈચ્છા કરે તેને પામે છે. (૫) જે આયતનને ( આશ્રયને ) જાણે તે સ્વજનોનું આયતન (આશ્રય) થાય છે, અને અન્ય જનોનું (પણ) આયતન થાય છે. ખરે મન આયતન છે. જે આ પ્રમાણે જાણે તે સ્વજનોનું આયતન થાય છે, અને તે અન્ય જનોનું પણ આયતન થાય છે. (૬) જે ખરે પ્રજાતિ(વૃદ્ધિના ગુણ)નું જાણે, તે પ્રજા અને પશુઓ (ધન)ની વૃદ્ધિને પામે છે. રેતસ્ એ જરૂર પ્રજાતિ છે. જે એમ જાણે તે પ્રજાથી અને પશુઓથી સમૃદ્ધિવાન થાય છે.

(૩) દેશકાળને બરાબર વિચારીને જ વર્તન કરતાં પ્રતિષ્ઠા જળવાય છે એવું શ્રુતિએ વ્યવહારનું સૂત્ર અહીં પ્રકટ કર્યું છે. આ બ્રાહ્મણમાં વ્યવહારનોજ ઉપદેશ પ્રધાન છે.

(૭) આવા આ પ્રાણો (અન્યોન્યમાં) 'હું શ્રેષ્ઠ' એમ વિવાદ કરતા બ્રહ્મ(પ્રજાપતિ બ્રહ્મા)ની પાસે ગયા, અને એમણે પૂછ્યું, કે અમારામાંનો વસિષ્ઠ કોણ છે? એમણે કહ્યું, કે જેના ઉઠી જવાથી આ શરીર પાપીય (મૃત) થએલું મનાય, તે તમારામાં વશિષ્ઠ છે.

(૮) એટલે, વાણી(શરીરમાંથી)નીકળી ગઇ. અને તે એક સંવત્સર બહાર રહીને પાછી આવી. પછી તેણે પૂછ્યું કે મારા વિના તમે શી રીતે જીવી શક્યા? તેમણે કહ્યું કે વાણીથી નહીં બોલતા મૂગાઓની પેઠે પ્રાણથી પ્રાણ લેતાં, આંખથી જોતાં, શ્રોત્રથી સાંભળતાં, મનથી જાણતાં, રેતથી વૃદ્ધિ કરતાં: એમ અમે જીવ્યા. આ સાંભળી (પોતે વસિષ્ઠ નથી એમ કબુલીને) વાણી (શરીરમાં પાછી) પેઠી. (૯) ચક્ષુ નીકળી ગયું. અને તે એક સંવત્સર બહાર રહીને પાછું આવ્યું. અને તેણે પૂછ્યું, કે મારા વિના તમે કેવી રીતે જીવી શક્યા? તેમણે કહ્યું કે ચક્ષુ વગરના નહી દેખતા આંધળાઓની પેઠે પ્રાણથી પ્રાણ લેતાં, વાણીથી બોલતાં, કાનેથી સાંભળતાં, મનથી જાણતાં, રેતસથી વૃદ્ધિ કરતાં જ, અમે જીવ્યા. એટલે ચક્ષુ (શરીરમાં પાછું) પેઠું. (૧૦) શ્રોત્ર નીકળી ગયું. અને તે એક સંવત્સર બહાર રહીને પાછું આવ્યું. તેણે પૂછ્યું, કે મારા વિના તમે કેવી રીતે જીવી શક્યા? તેમણે કહ્યું કે, કાન વગરના નહીં સાંભળતા બ્હેરાની પેઠે પ્રાણથી પ્રાણ લેતાં, વાણીથી બોલતાં, ચક્ષુએ જોતાં, મનથી જાણતાં, રેતસથી વૃદ્ધિ કરતાં જ, અમે જીવ્યા. (એટલે) શ્રોત્ર (શરીરમાં પાછું) પેઠું. (૧૧) મન નીકળી ગયું. અને તે એક સંવત્સર બહાર રહીને પાછું આવ્યું. તેણે પૂછ્યું કે મારા વિના તમે કેવી રીતે જીવી શક્યા? તેમણે કહ્યું કે મનથી નહીં સમજનારા મૂઢની પેઠે પ્રાણથી પ્રાણ લેતાં, વાણીએ બોલતાં, ચક્ષુએ જોતાં, કાને સાંભળતાં, રેત-

સથી વૃદ્ધિ કરતાં જ, અમે જીવ્યા. (એટલે) મન (શરીરમાં પાછું) પેઠું. (૧૨) રેતસ નીકળી ગયું. તે એક સંવત્સર બહાર રહીને પાછું આવ્યું. તેણે પૂછયું, કે મારા વિના તમે કેવી રીતે જીવી શકયા ? તેમણે કહ્યું કે રેતસથી વૃદ્ધિ નહીં કરનારા વ્યંઢળ(કલીબ)ની પેઠે પ્રાણથી પ્રાણ લેતાં, વાણીથી બોલતાં, ચક્ષુએ જોતાં, કાને સાંભળતાં, મનથી જાણતાં જ, અમે જીવ્યા. (એટલે) રેતસ (શરીરમાં પાછું) પેઠું. (૧૩) પછી (મુખ્ય) પ્રાણે બહાર નીકળવાનું કરતાં, જેમ કોઈ મહાન સુંદર સીંધી ઘોડો પગે બાંધેલા દોરની ખીલીઓને ખેંચી નાખે તેમ, આ (વાગાદિ) પ્રાણોને તેણે હચમચાવી મૂકયા !

(ત્યારે) તેઓ બોલ્યા, કે હે ભગવન્ ! તમે નીકળશો નહીં. તમારા વિના અમે જીવી શકીએ નહીં. (એણે કહ્યું કે, ત્યારે) હું (તમારામાં શ્રેષ્ટ) એવો (ઠર્યો. તો) મને બળિનું દાન કરો.

---

(૧૩) સર. પ્રશ્ન ૨.૪. અને છાં. ૫.૧. બ્રાહ્મણ. અહિ વર્ણવેલો મુખ્ય પ્રાણ તે વિજ્ઞાનમય, જે હૃદયપુરૂષમાં સમાઇને સંસરે છે તે જ, પ્રાણ છે. અહીં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ પ્રાણે " મને બલિનું દાન કરો " એમ કહી, બલિદાનની સ્પષ્ટ યાચના કરી છે. પણ આ પ્રાણનું કૌષીતકિ બ્રાહ્મણ ઉપનિષદ્‌ના ૨. ૧. મંત્રમાં **अयाचमानाय प्राणाय** કહીને બલિની યાચના જેણે કરી નથી એવા પ્રાણને બલિ આણી આપે છે, એમ કહી વર્ણવ્યોછે, તેને સરખાવો. અને ત્યાં શ્રુતિ કહે છે કે આવું "સમજનાર" યાચના નહીં કરવી એવા વ્રતને ધારણ કરે છે. અને વળી કારણમાં એક સુંદર લૌકિક વ્યવહારનું દષ્ટાંત આપે છે કે, જેમ કોઇ યાચક ગામમાં માગીને થાકી જાય અને કોઇ એને આપે નહીં, ત્યારે એવું વ્રત લે કે, આ લોકો આપે ત્હોય મારે ખાવું નહીં, તો લોકો એને વારંવાર દબાણ કરી કરીને ખવરાવે છે, તેજ પ્રમાણે, ભિક્ષા નહી માગવાવાળાનું થાય છે, એટલે કે શ્રદ્ધાળુ લોક દબાણ કરી કરી તેને ખવરાવે છે. આવા મનુષ્ય સ્વભાવનું સુંદર અવલોકન કૌષીતકિમાં શ્રુતિએ સંગ્રહ્યું છે.

(તેમણે કહ્યું કે) હા, આપીએ. (૧૪) એ વાણી બોલી કે, જે હું વસિષ્ઠા છું તે તુંજ વસિષ્ઠ છું. ચક્ષુએ કહ્યું કે, જે હું પ્રતિષ્ઠા છું તે તુંજ પ્રતિષ્ઠા છું. શ્રોત્રે કહ્યું કે, જે હું સંપદ્ છું તે તુંજ સંપદ્ છું. મને કહ્યું કે જે હું આયતન (સર્વનો આશ્રય) છું તે તુંજ આશ્રય છું. રેતસે કહ્યું કે, જે હું પ્રજાતિ છું તે તુંજ પ્રજાતિ છું.

---

(૧૪) આ મંત્રમાં જે જે અન્ન પ્રાણી માત્ર ખાય છે, તે સર્વ મુખ્ય પ્રાણ કે જેના પોષણથીજ લિંગાત્માનું પોષણ થતાં શરીર ટકી રહે છે તેનેજ અર્થે તે ખાય છે. એટલે પ્રાણી માત્રનું જે અન્ન છે તે સર્વ એનું, એ પ્રાણનુંજ, અન્ન થાય છે એમ કહ્યું છે. જળ વગર અન્ન પચે પણ નહીં, તેથી પ્રાણનું વસ્ત્ર જળ કહ્યું છે. વળી જળો એટલે પરોક્ષ ભૂતોનાં પૂર્વ ભાવી તત્વો છે તે રૂપી પ્રકૃતિ જેની ઉપાધિએજ અજ અને નિષ્કલ એવો આત્મા પ્રાણ રૂપે અહંકારી થઇને પ્રવૃત્તિ કરી રહ્યો છે. એનું સ્વરૂપ તે પરમાત્મા, અને એનું વસ્ત્ર-ઢાંકણ તે આવાં જળો છે.

કેટલાક કહે છે કે, આ મંત્રમાં શ્રુતિએ ગમે તે ખાવામાં બાદ નથી એમ કહ્યું છે, આ તદન ખોટું છે. દરેક પ્રાણીના આહારની વસ્તુ તેને યોગ્ય જુદી જુદી જ છે. પશુ તૃણ ખાય છે, પણ મનુષ્ય તે ખાતો નથી, અને ખાય તો નભી પણ નાજ શકે. માત્ર શ્રુતિનો અર્થ એટલોજ છે કે, જે જે પ્રાણી પોતાને યોગ્ય જે અન્ન ખાય છે, ત્યાં બધેય તે અન્ન પ્રાણનુંજ બને છે, કારણ કે, પ્રાણી માત્ર પ્રાણને પોષીનેજ જીવે છે.

વળી કેટલાક એમ પણ કહે છે કે પ્રાણનુંજ અન્ન છે, એમ સમજનારાને ભક્ષ્યાભક્ષ્યનું પાપ લાગતું નથી. એવા વિચારને પણ અહીં અવકાશ નથી; કારણ કે, એ તો પ્રાણીના પોષણને અંગે કઇ વસ્તુ તેણે ખાવી કે ના ખાવી યોગ્ય છે તેના વિવેકનો વિષય છે. ધર્મ શાસ્ત્રોએ તે વિચાર જુદોજ અને યોગ્ય દષ્ટિએ અન્ય પ્રસંગોએ કર્યો છે. આ મંત્રને એની સાથે કશો સંબંધ નથી. અને વળી શ્રુતિનું વિધાન છે કે, આહારની શુદ્ધિમાંજ સત્વની વિશુદ્ધિ છે, જુવો છાં. ૭. ૨૬. ૨. તેમાં વિરોધ આવે, માટે એવો અર્થ ત્યાજ્ય છે.

(પ્રાણે કહ્યું કે) આવો હું (શ્રેષ્ઠ પ્રાણ) તેના અન્નનું શું? અને વસ્રનું શું? (તેમણે કહ્યું કે) કુતરાંથી, કૃમિથી, કે કીટ પતંગથી માંડીને (સર્વ કોઇ પ્રાણી) છે તેમને અર્થે આ જે કાંઇ અન્ન છે તે તમારૂં જ અન્ન છે, (અને) જળો (આપઃ) તે (તમારૂં) વસ્ત્ર (આવરણ) છે. જે આવા પ્રકારે પ્રાણનું અન્ન જાણે છે, તેનું ખાધેલું કે લીધેલું (અન્ન) અનન્ન (અન્ન નહીં એવું, એટલે તેના શરીરને પોષે નહીં તેવું) થતું નથી. વિદ્વાન શ્રોત્રિયો જે જમતી વખતે આચમન કરે

---

પ્રાણનું અન્ન આ પ્રમાણે જે સમજે તેનું ખાધેલું અનન્ન થતું નથી, તેમાં "અનન્ન"નો કેટલાક એવો અર્થ કરે છે કે, તે "અભક્ષ્ય" "અયોગ્ય" અન્ન થતું નથી. આ અર્થ પણ બરાબર નથી. પ્રાણને પોષવાને અર્થેજ "અન્ન" છે, એવું જાણનાર વિદ્વાન્ સદા એવાજ અન્નનો ઉપયોગ કરે છે, કે જેથી જે પ્રયોજન સાધવા તે ભોજન ક્રિયા કરેછે તે અર્થ સરળ રીતેજ સિદ્ધ થાય. અન્ન એ પ્રાણને પોષક વસ્તુ જ હોવી જોઇએ. જે વસ્તુ એને પોષાક ન થાય, તે તેનું અન્ન મટીને "અનન્ન" જ થાય છે. આપણે ઘણી વખત જોઇએ છીએ કે અમુક વસ્તુ પ્રાણને કે પ્રકૃતિને અનુકૂળ થશે કે નહીં તે જોયા વગર ખાનાર લોકને તે ઉલટી કરીને કાઢી નાખવીજ પડે છે, અથવા તેથી એવી વ્યાધિ થાય છે કે તેનાથી પ્રાણ પોષાવાને બદલે ઉલટો તે શોષાય છે. જ્યાં ખાધેલું અન્ન આવી વિપરિતતા ધારણ કરે, ત્યાં અન્ન તે "અનન્ન"જ થાય છે. પણ પ્રાણ અને અન્નના યોગ્ય સંબંધને જાણનારો માણસ જો યોગ્ય અન્ન લે તો તે સદા પ્રાણનું પોષકજ બને, એટલે તે કદિ 'અનન્ન" નાજ થાય. આજ "અનન્ન" શબ્દનો ખરો અર્થ છે. અને શ્રુતિનો એજ બોધ છે. આજ અર્થ આગળની બધીય ઉપાસનાને અંગે પ્રકટ કરેલા ફળને અનુસરતો છે, એટલે ઉપાસ્ય વસ્તુના ગુણવાળા થવાના સ્વભાવને જ ઉપાસક પોષનારો હોઈ એજ અર્થ યોગ્ય છે; તેનાથી જૂદો અર્થ અયોગ્ય છે.

જુવો છાંદો. ૫. ૨. (૧-૨), અને છાંદો. ૪. ૩. ૬. જુવો. બ્ર. સૂ. ૩. ૪ (૨૮-૩૧)

છે, અને જમી રહ્યા પછી આચમન કરે છે, તે એવા (પ્રાણ)ને અનગ્ન કરે છે (વસ્ત્ર પ્હેરાવે છે), એમ માને છે.

---

## બીજું બ્રાહ્મણ.

(૧) આરૂણિનો પુત્ર શ્વેતકેતુ હતો, તે પંચાળોની પરિષદ્માં આવ્યો. (ત્યાંથી) એ, (જીવલનો પુત્ર) જૈવલિ પ્રવાહણ રાજા જ્યાં સેવકો પાસે ચાકરી કરાવતો હતો, ત્યાં આવ્યો. તેને (ગર્વિષ્ઠ) જોઇને એણે (પ્રવાહણે) કહ્યું કે, આવો કુમાર! તો એણે સંભળાવ્યું કે ભો! (રાજાએ) પૂછ્યું કે, તમારા બાપે કાંઇ શિખવ્યું છે કે નહિ? એણે કહ્યું, હા. (પૂછો).

(૨) (રાજા૦) (૧) આ પ્રજાઓ અહીંથી જઇને કેવી રીતે વિવિધ લોકને પામે છે તે તું જાણું છું? એણે કહ્યું કે, ના. (૨) તેઓ પાછા આ લોકને કેવી રીતે પામે છે તે તું જાણું છું? એણે કહ્યું કે, ના. (૩) આ પ્રમાણે વારંવાર જનાર લોકોથી એ પરલોક શા કારણથી ભરાઇ જતો નથી તે તું જાણું છું? તેણે કહ્યું કે, ના. (૪) કેટલામી આહુતિ હોમાતાં જળો "પુરૂષ" એવા નામે (અને) તેવા (પુરૂષ) રૂપે પ્રકટ થઇને બોલે છે, તે તું જાણું છું? એણે કહ્યું કે, ના. (૫) દેવયાનનો પંથ, કે પિતૃયાનનું પગથિયું (તું જાણું છું)?

---

(૧) સરખાવો છાંદો. ૫. (૩-૧૦) ખંડો, તથા છાં. ૧. (૮-૯) તેમજ કૌષી ૧. અધ્યાય.

(૨) પહેલા પ્રશ્નને માટે અને તેના ઉત્તરને સર. છાંદો. ૩. ૧૫. ૧ નો કોશ.

(૪) 'જળો' તે કર્મના બીજવાળાં પૂર્વ ભાવી ભૂતોનાં સૂક્ષ્મ તત્વો છે. એના વિવેચન માટે જુવો બૃ. ૫. ૫. ૧. અને બ્ર. સૂ. ૩. ૧. (૧-૨).

(અર્થાત્ ) કયાં કર્મ કરીને દેવોને પહોંચવાનો માર્ગ, કે પિતૃઓને પોંચવાનો માર્ગ મળે છે, તે તું જાણું છું ? જરૂર આપણે આવું ઋષિનું વચન તો સાંભળ્યું છે કે, " મેં મર્ત્યોના બે માર્ગ સાંભળ્યા છે; પિતૃઓનો અને દેવોનો. આ વિશ્વ (સર્વે પ્રાણીઓ) મરી જઇને આ બે માર્ગે થઇને જાય છે, તે બન્ને માર્ગો, (પિતારૂપ) સ્વર્ગ અને (માતારૂપ) પૃથિવી, તેમની અંતરાળે–વચમાં (કર્મફળના ભોગાર્થે સંસરવાના) છે. એણે કહ્યું કે, આમાંનું એક પણ હું જાણુતો નથી.

(૩) પછી (રાજાએ) એને ત્યાં રહેવાને આમંત્રણ કર્યું. પણ તે રહેવાનો અનાદર કરીને કુમાર ચાલ્યો ગયો.

તે એના પિતાની પાસે આવ્યો. અને તેને કહ્યું કે, પહેલાં તમે તો કહ્યું હતું કે, મેં તને બધુંય શિખવાડયું છે! એણે (પિતાએ) કહ્યું કે, હે સુમેધ! (બુદ્ધિશાળિ! હા.) પણ એનું શું છે? (એણે કહ્યું કે) પેલા રાજન્યે (રાજાઓના બંધુએ) મને પાંચ પ્રશ્નો પૂછયા, અને તેમાંથી એકેયને હું તો જાણુતો નહોતો! એ કયા પ્રશ્નો હતા? તે આવા હતા, એમ કહી મુખ્ય મુખ્ય તેણે કહી બતાવ્યા. (૪) એણે (પિતાએ) કહ્યું કે, હે તાત! મારે વિષે તું એમજ જાણ, કે જેવું અને જેટલું હું જાણુતો હતો તે સર્વ મેં તને ભણાવ્યું હતું. હીંડ, આપણે ત્યાં (રાજાપાસે) જઇએ, અને (એ વિદ્યા માટે) બ્રહ્મચર્ય પાળીએ. (એણે કહ્યું કે) આપજ જાઓ.

એ ગૌતમ (આરૂણિ) જ્યાં જૈવલિ પ્રવાહણનું સ્થાન હતું ત્યાં આવી પહોંચ્યો. (રાજાએ) તેને આસન આપીને (પૂજાર્થે) પાદોદક (જળ) મંગાવ્યું. પછી એણે તેનું ( ગૌતમનું) અર્ઘ્ય કર્યું, અને કહ્યું કે, ભગવાન ગૌતમને અમે ઇચ્છિત–વર આપીએ છીએ.

(૫) એણે (ગૌતમે) કહ્યું, કે(તમે આપવાની)પ્રતિજ્ઞા કરેલું

મારૂં વર (ઇચ્છિત) આવું છે કે, આપે કુમારને જે વાણી કહી હતી (પ્રશ્નો કર્યા હતા), તેનો મને બોધ કરો. (૬) તેણે કહ્યું કે હે ગૌતમ ! એ તો દૈવ વરોમાંનું (છે), મનુષ્યો-માંનું ( વર ) માગો.

(૭) એણે કહ્યું કે આપ તો જાણો છો, કે મારે જોઇએ તેટલું સુવર્ણ છે, જોઇએ તેટલી ગાયો, ઘોડા, દાસીઓ,

(૭) પં. મેક્ષમુલરે " અવદાન્ય " શબ્દનો અર્થ પણ "વદાન્ય" એટલે ઉદાર વૃત્તિવાળોજ કર્યો છે, એમ કહીને કે, એ શબ્દ મૂળ અવ+દાન્ય=અવદાન્ય એટલે "આપનાર", 'ઉદાર' હતો, તેમાંથી 'અ'નો લોપ થતાં 'વદાન્ય' તરીકે એ પાછળના સાહિત્યમાં વપરાયછે. પછી अभिनी સાથે એને જોડતાં મૂળનો લોપ થએલો अ પાછો પ્રકટ થઇને अभ्यवदान्य થયો છે, અને અર્થ તો પૂર્વનો "ઉદાર વૃત્તિવાળો" એવો, એનો એજ, રહ્યો છે. આમ અર્થ કરી જે દૈવી સંપતના વિશાળતાદિ ગુણો છે, તેમને માનુષ સંપત્તિ જે પ્રથમ જણાવી તેનાજ ગુણો તરીકે સમજીને આ વિદ્વાન એવો અર્થ કરે છે કે, 'આપ, કે જેની પાસે આટલી બધી વિશાળ, અનંત એવી માનુષ સંપતિ છે તેવા મારા ઉપર તે વળી વધારે (સંપત્તિ) નાખશો નહી.' અવદાન્યના આવા અર્થને સમર્થન કરવા વળી એ એમ કહે છે, કે અવદાન્ય શબ્દને કંજુસના અર્થમાં કોઈ જગ્યાએ ભાષામાં વપરાતો જોયો નથી.

ભગ૦ શંકરના મતે "અવદાન્ય" તે સાધારણ વપરાશનો "વદાન્ય" એટલે ઉદાર તેનો અભાવ વાચક શબ્દ છે. એટલે એનો અવદાન્ય એટલે "કંજુસ" એવો અર્થ એ કરે છે. અને આવો અર્થ કરતાં જે વિશાળાદિ વિશેષણો છે તે દૈવ સંપત્તિનેજ લગાડવાની આવશ્યકતા થાય છે. આમ ભાષાની દૃષ્ટિએ મતભેદ છે.

રાજાના પ્રતિ જો માનની અને સભ્યતાની લાગણીથી બોલ-વાની જરૂર જ હોય તો, તે દૃષ્ટિએ મેક્ષમુલરનો અર્થ વધારે સભ્ય અને ભાષાનું ગૌરવ પણ જળવાય તેવો છે, કારણકે રાજાને કંજુસ કહેવા કરતાં, મારી પાસે છે તેને આપ વધારી આપીને બહુ ભાર શું કરવા કરો છો, એમ કહેવું સારૂં છે. પણ જો રાજા એક વખત

પરિવારો, અને વસ્ત્રો (રૂપી માનુષી સર્વ સંપત્)તો છે. એટલે મારા ભણી આપ વિશાળ, અનંત ફળવાળી, અને (પુત્રપૌત્રાદિ સુધી પહોંચતી એટલે) પરિસમાપ્તિ રહિત એવી (દૈવી સંપત્) આપવા કંજુસ-કૃપણ (**અવદાન્ય**) થશો નહીં.

(રાજા૦) હે ગૌતમ ! ભલે ત્યારે શાસ્ત્રવિધિએ (વિદ્યા લેવાની) ઇચ્છા કરો. (ગૌતમ૦) હું ભગવાન પાસે શિષ્ય વૃત્તિએજ આવું છું.

પેહેલાં (બ્રાહ્મણો ક્ષત્રિયની પાસે) માત્ર વાણી વડેજ શિષ્યવૃત્તિ કરતા. પણ આ(ગૌતમ)તો શિષ્યવૃત્તિ આચરીને ગુરૂ સેવાની કીર્તિ લેવા ત્યાં વાસજ કરીને રહ્યા.

(૮) એણે (રાજાએ) કહ્યું કે, હે ગૌતમ ! તમારા પિતામહોની પેઠે તમેય મને દોષિત ના જ ગણશો. કારણ

---

વરદાન આપ્યા પછી દૈવવર નહીં, પણ માનુષવર માગો એવું કથન કરે, તો તેને સ્હેજ યાચકા રૂપે, તેમજ ગર્ભિત પ્રશંસા રૂપે કહેવું હોય તો શંકરનો અર્થ વધારે સારો છે. કારણ કે, જેની પાસે માનુષી સર્વ વસ્તુઓ હોય તે તો તેનાથી આગળના જ વધારે વૈભવની ઇચ્છાએ વર માગે. અને જ્યારે રાજાએ પોતે વરદાન આપી ઉદારતા બતાવી, ત્યારે હવે માત્ર દૈવી કે માનુષિ સંપત્નો ભેદ કરવાની સંકુચિત હૃદયતા તમને ન શોભે, એમ કહેવું એ બ્રાહ્મણને આપણી દૃષ્ટિએ અઘટિતતો નથીજ. આ દૃષ્ટિથી ભાષાન્તરમાં શંકરની જ દૃષ્ટિ અમને યોગ્ય લાગે છે.

(૮) ભાષાના કરતાં અર્થનેજ અનુસરવાની શંકરાચાર્યની યોગ્ય વૃત્તિ સંબંધી અમારી આવી દૃષ્ટિને આ આઠમો મંત્ર પુષ્ટિ આપે છે. કારણ કે, દૈવવિદ્યા નહીં આપવાની કૃપણતાને માટે જાણે ક્રોધ ચઢેલા ગૌતમની પાસે ક્ષમા માગતાં તેનું કારણ રાજા પોતેજ સમજાવે છે કે, આ વિદ્યા કદિ બ્રાહ્મણની પાસે પૂર્વે નહોતી, તે ક્ષત્રિયોની જ પાસે હતી, તેથી ક્ષત્રિય સિવાયનાને તે અપાતી નહીં, એટલે શિષ્ટાચારની વિરૂદ્ધ તમને તે કેમ અપાય ? અને તેથીજ માનુષી વર માગવાની એમણે વિનંતિ કરી

કે આ (દૈવ) વિદ્યા અત્યાર પહેલાં કોઈ પણ બ્રાહ્મણમાં રહી નહોતી, તે હું જ તમને આ (પ્રથમ) શિખવું છું. કારણ કે, આ (હું તમારો શિષ્ય છું, એ) પ્રમાણે બોલનારા એવા તમને તે કોણ ના પાડી શકે?

(૯) હે ગૌતમ! તે( દ્યૌઃ-પર )લોક તે અગ્નિ છે. આદિત્યજ એનું સમિદ્ છે, (કારણ કે તે દ્વારા તે પ્રકટ થાય છે), કિરણો તે ધૂણી છે, દિવસ તે અર્ચિ—જ્યોત છે, દિશાઓ અંગારા છે, વચલી દિશાઓ તે તણખા છે. આવા તે અગ્નિમાં દેવો (સૂક્ષ્મ જળો—ભૂતો રૂપી) શ્રદ્ધાને હોમે છે.

---

હતી. અને આ પ્રણાલિકાને સ્વીકારીને પૂર્વે પણ ક્ષત્રિયોએ બ્રાહ્મણને આ ગુપ્ત વિદ્યા આપેલી નહોતી, છતાં એમણે કદિ ક્રોધ કરેલો નહીં, તે "તમારા પિતામહોની પેઠે" એમ કહીને રાજા ગૌતમને સંભારી આપે છે, અને ચાલતી આવેલી પુરાણ પ્રણાલિકાનું શ્રુતિ ગૌતમને ભાન કરાવે છે. સર. બૃ. ૨. ૧. (૧૪. ૧૫) છાં. ૧. ૮. ૮; ૫. ૩. ૭.

કાર્ય કારણના સંઘાતમાંજ સંકળાઈ રહેલું આ પ્રથમજન્મ એવા બ્રહ્માથી માંડીને કીટ સુધીનું આખું જગત્ હેતુફલ ન્યાયે અન્યોન્યાશ્રયમાં જળવાઈ રહીને શરૂઆતના નિશ્ચિત સમય વગરનું છે. તેથીજ "પુરૂષ"ને પણ પૂર્વે બૃહ. ૧. ૪. ૧. માં પાપને બાળીને થએલો, તેથી 'પુરૂષ' એમ કરીને સમજાવ્યો છે. આજ કારણથી સંસારને અનાદિ કહ્યો છે. અર્થાત્ જો એની ઉત્પત્તિનો કાળ જડે તો તે પૂર્વેનું કારણ પણ એજ સંઘાતમાં પડતાં અનવસ્થા જ ઉભી થાય. આથીજ જળોને પણ કર્મનાં સૂક્ષ્મ તત્વો સાથેજ સંઘાતમાં જન્મતાં અહીં પ્રકટ કર્યાં છે. આ સંસારના અનાદિત્વને માટે જુવો બ્ર. સૂ. ૨. ૧. ૩૬.

(૯) સર. છાંદો. ૫. ૪. ખંડ. આ પંચાગ્નિમાં શ્રદ્ધાની અને સોમાદિની આહૂતિઓ આપી હોમ કરનારા દેવો છે, એમ શ્રુતિનો બોધ છે. આ દેવો તે મહદ્‌માં પ્રકટ થએલા અને કર્મફળની ઘટમાળને ફેરવી રહેલા ઇશ્વરની પ્રકૃતિમાં પ્રકટી ઉઠતી વિવિધ શક્તિયો અથવા કુદરતનાં સત્વો (Forces) છે.

તે( શ્રદ્ધા )ની આહુતિથી સોમ રાજા ઉત્પન્ન થાય છે. (૧૦) હે ગૌતમ! પર્જન્ય (મેઘ) તે અગ્નિ છે. સંવત્સર એજ તેનું સમિદ્ છે, વાદળાં એ ધૂણી છે, વિદ્યુત એ જ્યોત છે, કાટકો (ઈન્દ્રનું વજ્ર) તે અંગારા છે, ગર્જનાના શબ્દો તણખા છે. આવા તે અગ્નિમાં દેવો સોમ રાજાને હોમે છે. તેની આહુતિથી વૃષ્ટિ થાય છે. (૧૧) હે ગૌતમ! ખરે આ (इह) લોક અગ્નિ છે. તેનું પૃથિવીજ સમિદ્ છે. દેવતા–અગ્નિ તે ધૂમાડી છે, રાત્રિ જ્યોત છે, ચંદ્રમા અંગારા છે, નક્ષત્રો તણખા છે. એવા આ અગ્નિમાં દેવો વૃષ્ટિને હોમે છે. એની આહુતિથી અન્ન ઉત્પન્ન થાય છે. (૧૨) હે ગૌતમ! ખરે પુરૂષ અગ્નિ છે, તેનું ઉઘાડેલું મુખ સમિદ્ છે, પ્રાણ ધૂમાડી છે, વાગ્ જ્યોત છે, ચક્ષુ અંગારા છે, શ્રોત્ર તણખા છે. એવા તે અગ્નિમાં દેવો અન્નને હોમે છે. એ(અન્ન)ની આહુતિથી રેતસ્ ઉત્પન્ન થાય છે. (૧૩) હે ગૌતમ! સ્ત્રી ખરે અગ્નિ છે. તેની ઉપસ્થ સમિદ્ છે. રૂવાડાં ધૂણી છે, યોનિ જ્યોત છે. અંતઃક્રિયા અંગારા છે, અભિનંદા તણખા છે. એવા તે અગ્નિમાં દેવો રેતને હોમે છે. તેની આહુતિથી (શારીર) પુરૂષ ઉત્પન્ન થાય છે. તે જ્યાંસુધી (કર્મ) ચાલે છે ત્યાં સુધી જીવે છે, પછી (તે પૂરૂ થતાં મરી જાય છે.)

(૧૪) મરી ગયા પછી એ(મૃત પુરૂષ) ને અગ્નિદાહાર્થે (અરણ્યમાં) લેઇ જાય છે. તેનો અગ્નિ, અગ્નિ થાય છે,

---

(૧૩) સૃષ્ટિક્રિયા 'યજ્ઞ'રૂપ ગણાય છે. જુવો તૈત્તિ. ૧. (૯–૧૧). બૃ. ૬. ૪. ૩; છાંદો. ૩. ૧૭. ૫; ૫. ૮. ૯. "શારીર પુરૂષ" એ શરીરનાં અંગો અને તેની પોષણ ક્રિયાદિ કરનાર પૃથ્વી તત્વવાળા શરીરનો અભિમાની પુરૂષ છે. તેના વિવેચન માટે જુવો બૃ. ૩. ૯. (૧૦–૨૬); ૪. ૩. (૩૫–૩૬).

સમિદ્ સમિદ્, ધૂમ ધૂમ, જ્યોત જ્યોત, અંગારા અંગારા, તણખા તણખા, થાય છે. એવા એ અગ્નિમાં દેવો પુરૂષને હોમે છે. એની આહુતિથી પ્રકાશિત–બળતા (भास्वर) રંગનો પુરૂષ થાય છે.

(૧૫) જે આ પ્રમાણે આટલા(પંચાગ્નિઓ)ને સમજે છે તે (ગ્રહસ્થો), અને જે અરણ્યમાં રહી શ્રદ્ધાથી સત્ય (અપર બ્રહ્મ-મહદ્)ને ઉપાસી રહ્યા છે, તે અર્ચિ(જ્યોતિ અભિમાની દેવતા)ને પામે છે. અર્ચિઓમાંથી દિવસને, દિવસમાંથી વધતા પક્ષને (શુક્લપક્ષના દેવતાને) પામે છે, વધતા પક્ષમાંથી જે છ મહિનામાં સૂર્ય ઉત્તરમાં જાય છે, તેમને

(૧૫) સરખાવો બૃ. ૫. ૧૦. ૧. અને છાંદો. ૨. ૨૩. ૧; છાંદો ૭. ૨૫. ૨; કૌષી ૧. અને ૨. અધ્યાયો, બૃ. ૪. ૪. (૬–૭–૮). અને બ્રહ્મલોકની સ્થિતિના બીજા બૃ. ૪. ૩. (૨૨, ૨૩) ના મંત્રો. બૃહ. ના ચોથા અધ્યાયનાં ૩ અને ૪. બ્રાહ્મણોમાં જ્ઞાનથી આજ શરીરે જીવનમુક્તિ થાય છે એમ શ્રુતિ કહે છે. અને બ્રહ્મ લોકની ઉપાસનાથી થતી પ્રાપ્તિના મંત્રને યથાર્થ રીતે ગ્રહણ કરવા, તથા ઉપાસનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ કરી મુક્તિ મેળવાની યુક્તિમાં જ્ઞાન માર્ગજ ઉત્તમ છે તે સમજવા કઠોપનિષદ્દની છઠ્ઠી વલ્લીના ૪. ૫. મંત્રો, તથા બૃહ. ૩. ૮. ૧૦; અને ૪. ૪. ૧૩; શ્વેતા. ૪. ૬. અને તેના ઉપરની જ્યોતિ જોવાની જરૂર છે.

આ મંત્રમાં तान् वैद्युतान् पुरुषो मानस एत्य ब्रह्मलोकान् गमयति એ ગૂઢાર્થવાળો ભાગ છે. ભગવાન શંકર તેને આમ સમજાવે છે. विद्युत्देवतान् प्राप्तान् ब्रह्मलोकवासी पुरुषः ब्रह्मणा मनसा सृष्टो मानसः कश्चिद् एत्यागत्य ब्रह्मलोकान् गमयति । ब्रह्मलोकान् इति अधरोत्तरभूमि भेदेन भिन्ना इति गम्यते । એટલે, વિદ્યુતલોકને પામેલાને બ્રહ્મલોક વાસી પુરૂષ, બ્રહ્માએ મનથી સરજેલો તેથી–માનસ એવો કોક, આવીને બ્રહ્મ લોકો ભણી દોરી જાય છે. 'બ્રહ્મ લોકો' એમ કહ્યું તે નીચી ઉચી ભૂમિકાના ભેદને લઇને ક્રમાનુસાર જૂદા કહ્યા છે.

(છ માસના દેવતાને) પામે છે, તે છ માસોમાંથી દેવલોકને, દેવલોકથી આદિત્યને, આદિત્યથી વિદ્યુતલોકને પામે છે.

---

આ ઉત્તરાયણ માર્ગ તે મરતી વખતે આત્મામાં આરૂઢ થઇ મુક્ત નહીં થએલા, છતાં કેવળ જ્ઞાનનીજ ઉપાસના કરતા, અને બ્રહ્મ વિદ્યાને ખોળતા એવા અને બીજી કામનારહિત ઉપાસકો છે, તેમના સ્વર્ગ-લોકનો માર્ગ છે. જુવો. મું. ૧. ૨. ૧૧. અને પ્રશ્ન ૧. ૧૦. આ માર્ગે જતાં પણ જીવન્મુક્તની પેઠે જ્યારે જ્ઞાનનો ઉદય થાય ત્યારેજ, તેઓ આત્મામાં આરૂઢ થાય છે, બ્રહ્મલોકને પામે છે. તેથીજ આ મંત્રમાં કહ્યું છે કે આ માર્ગે જનારો ઋષિ વિદ્યુત્ લોકમાં જાય છે, ત્યાંથી, એ ઉપા-સનાના દ્વૈતવાળો હોવાથી, એની મેળે આગળ વધી શકતો નથી. જુવો. બૃ. ૩. ૮. ૧૦. પણ ત્યાં એના જ્ઞાનની દશા એટલી ઉંચી થાય છે કે, ત્યાં આગળ જતાં આત્મજ્ઞાનનું ચક્ષુ ઉઘડવાની તૈયારીમાં જ હોય છે. એવું આત્મજ્ઞાન આત્માનીજ પ્રસાદીએ થાય છે, એટલે બ્રહ્મ-લોકમાં વસતો તે જ માનસિક પુરૂષ આવીને એને આગળ દોરે છે. બ્રહ્મ-લોકનો, એટલે બ્રહ્માકાર વૃત્તિવાળો, થઇને આ સ્થળેથી એને જ્ઞાન માર્ગનો જ આલંબ કરવો પડે છે. (છાં. ૪. ૧૫. ૫.). પણ શરીરને છોડયા પછી, આવા જ્ઞાન માર્ગનો આલંબ કરવો કઠણ તો છે. કારણ કે, ત્યાં એને બુદ્ધિની સ્થિર અને નિર્મળ સહાય મળવી અશક્યછે, એમ કઠો-પનિષદ્‌માં સમજાવ્યું છે. તેથીજ શ્રુતિએ કઠ. ૪. ૫. અને બૃ. ૪. ૪. ૧૪. વિગેરે મંત્રોમાં આ શરીર હોય ત્યાં સુધી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને માટે આગ્રહ કર્યો છે. કારણ કેઅહીં તો બ્રહ્મજ્ઞાની ગુરૂ પણ માર્ગ બતાવવા સ્હેલાઇથી મળી શકે છે, તેમજ પુસ્તકાદિની સહાય પણ અહીં સરળ છે. પરલોકમાં આવું બનવું દુર્લભ છે. બ્રહ્મલોકમાં માનસ પુરૂષના દર્શનને માટે જુવો વળી છાંદો. ૫. ૧૦. ૨. અને પ્રશ્ન ૫. ૭.

આ માર્ગને માટે સર. છાંદો. ૪. ૧૫. ૫; છાં. ૫. ૧૦. ૪. છાંદો. ૬. ૧૪. ૨. જન્માન્તરમાં કર્મો સાથેજ જાય છે, અને તદ-નુસાર પુરૂષ ત્યાં સંસારની સ્થિતિને પામે છે. તે માટે જુવો બૃ. ૪. ૪. ૩; છાંદો. ૩. ૧૪. ૧; કઠ. ૫. ૭; ઇશા. ૧૭. પ્રશ્ન ૧. (૮–૧૦); ગી. ૯. ૨૧. જુવો બ્ર. સૂ. ૪. ૩. ૧૦. અને બ્ર. સૂ. ૪. ૪. ૨૨.

આવા (વિદ્યુતલોકને પામેલા( ઉપાસકો )ને (બ્રહ્મલોકનો) માનસ પુરૂષ (પ્રજ્ઞાત્માજ) આવીને (પ્રકટ થઇને) બ્રહ્મલોકો ભણી દોરે છે, (પછી) તે એવા બ્રહ્મલોકોમાં પ્રકૃષ્ઠ-શ્રેષ્ઠ થઇને પરાવત (કલ્પ પુરો થતા સુધી) વસેછે, અને તેમને (ત્યાંથી) પાછું આવવાનું થતું નથી.

(૧૬) હવે જે યજ્ઞ, દાન, કે તપથી (કેવળ કર્મના ફળરૂપી) લોકોને પ્રાપ્ત કરે છે, તે ધૂમ (યજ્ઞની ધુમાડીના) દેવતાને પામે છે, ધૂમમાંથી રાત્રિને, રાત્રિમાંથી ક્ષીણ થતા (કૃષ્ણ) પક્ષને, ક્ષીણ થતા પક્ષમાંથી જે છ મહિનામાં સૂર્ય દક્ષિણમાં જાય છે તે માસો(ના દેવતા)ને (પામે છે); તે

---

(૧૬) અન્ન એટલે "ભોજ્ય", તેથી "પ્રિય". એ દેવતાઓને પ્રિય હોય છે, એટલે કે એમનાથી દેવતાઓને બહુ આનંદ થાય છે, તેથી એવા આનંદનું તેઓ કારણ હોઇને એમને અન્ન તરીકે અહીં વર્ણવ્યા છે. દેવતાઓ એમને ખાય છે, એટલે ભોગવેછે, એમનાથી તૃપ્ત થાયછે. આવી સ્થિતિ પુરૂષને દુઃખદ નથી, પણ તેને એ પરમ આનંદનું સ્થાન છે. કારણ કે, દેવતાના ભોજ્ય થવું એ પણ પરમ આનંદ છે. સ્ત્રીઓની પેઠેજ, પુરૂષની એવીજ પરમ કામના છે. એટલે દેવ અને ઉપાસક સર્વે પુણ્ય કર્મોને ભોગવી ભોગવીને તૃપ્ત થાય છે. જેમ ઋત્વિજો સોમ રસને ફીણ ચઢાવી ચઢાવીને ભોગવે છે તેમ, અહીં દેવતાઓ આવા કર્મિઓને ઉપભોગ કરાવી કરાવી પોતેય એમની સાથે આનંદ કરી, પ્રીતિ કરી કરાવીને, તેમને જીર્ણ કરીને થકવી નાખે છે. અહીં કર્મિઓનું શરીર જળો રૂપે થાય છે. અને તેથી શ્રાદ્ધમાં જળનીજ અંજળી અપાય છે. જળો એટલે સૂક્ષ્મ ભૂતો રૂપે થઇનેજ પુરૂષ દેવોનો ભોજ્ય થાય છે, અને તેજ રૂપમાં ભોગ ભોગવાય છે. અન્ન અને તેને ખાવાનો અર્થ આજ પ્રમાણે સમજવાનો છે. અન્ન શબ્દ આવા અર્થમાં ઘણી વખત વપરાયો છે. જળો માટે જુવો બ્ર. સૂત્ર ૪. ૨. ૬.

પુણ્ય ક્ષીણ થાય છે, તેને માટે સર. છાં. ૮. ૧. ૬. અને બૃ. ૩. ૮. ૧૦.

માસોમાંથી પિતૃલોકને, પિતૃલોકથી ચંદ્રને પામે છે. તેઓ ચંદ્રને પામીને અન્ન થાય છે. (કારણકે) જેમ ત્યાં (યજ્ઞમાં) દેવો (ઋત્વિજો) સોમ રાજાને (ફીણુ ચઢાવી) ફુલાવી ફુલાવીને પી જઈ પુરો કરી નાખે છે તેમ, તેમને (ચંદ્રલોકમાં ગએલાને) ત્યાં દેવો (કર્માનુસાર ફળ આપી આપીને ભોગથી થકવી નાખીને) ખાઈ જાય છે.

એમ જ્યારે એમનાં કર્મો પૂરાં થાય છે, એટલે તેઓ આ પ્રસિદ્ધ આકાશને (આકાશના દેવતાને) પામે છે. આકાશમાંથી વાયુને, વાયુમાંથી વૃષ્ટિ (જળ)ને, વૃષ્ટિમાંથી પૃથિવીને પામે છે. પૃથિવીમાં આવીને અન્ન થાય છે. (આમ) તેઓ પુરૂષાગ્નિમાં પાછા હોમાય છે, તેમાંથી સ્ત્રી (રૂપી) અગ્નિમાં જન્મે છે. (વળી પાછા) તેઓ (ભોગ) લોકોના ભણી જાય છે. તેઓ એ જ પ્રમાણે પાછા ફર્યા કરે છે.

હવે જેઓને આ બે પ્રસિદ્ધ માર્ગોનું ભાન જ નથી (લોકની કામના વગરના જ હોય છે) તેવા તો કીડા, પતંગ, ડાંશ, મત્સર (લતા) આદિ હોય છે.

## ત્રિજું બ્રાહ્મણ.

(૧) જેની એવી કામના થાય કે, મને ઘણું મળે (હું મોટો થાઉ), તેણે ઉત્તરાયણના શુક્લપક્ષમાં સારે (પવિત્ર)

---

(૧) સરખાવો છાંદો. ૫. ૨. ૪. આ અધ્યાયમાં અહીં સુધી લોકૈષણાની સિદ્ધિનો માર્ગ બતાવી, આ બ્રાહ્મણમાં વિત્તૈષણાની સિદ્ધિનો માર્ગ બતાવે છે. અને ચોથા બ્રાહ્મણમાં પુત્રૈષણાની સિદ્ધિનો માર્ગ બતાવશે. બધીય ઇષણાઓનું અંતિમ લક્ષ્ય તો આત્મજ્ઞાનની પ્રાપ્તિ વડે સર્વાત્મભાવનામાંજ રહ્યું છે, એમ શ્રુતિ ઠસાવતી જાય છે.

"મંથ" એટલે સંભાર-બધાયનો લચકો.

દહાડે બાર દિવસ ઉપવાસ કરી(દૂધ ઉપર રહી)ને ઉમરડાના લાકડાની થાળી કે ચમસ ( વાડકા ) માં બધીય ઓષધિઓ અને ફળોને ભેગાં કરવાં, અને ભૂમિને વાળી, લીંપી, ત્યાં અગ્નિ પધરાવી, વિધિ પ્રમાણે ચારે તરફ દર્ભ પાથરી આજ્ય(દહીં, મધ, અને ઘીની સામગ્રી)ને શુદ્ધ કરી, મન્થમાં બરાબર ભેગુ કરીને, (ધાન્યો,ફળો, અને આજ્યને ભેગુ કરીને) પુંસ નક્ષત્રમાં તેને ( અગ્નિમાં) હોમવું. (એમ બોલીને કે) હે જાતવેદ (અગ્નિ) ! તમારી નીચેના જે દેવો (અમારા) વિરોધી થઇ પુરૂષોની કામનાઓને હણે છે તેમનો ભાગ આ હું તેમને આપું છું (હોમું છું), એટલે તેઓ, મારી બધી કામનાઓને તૃપ્ત કરો. સ્વાહા ! ( હે જાતવેદ ! ) હું જ સર્વને ધારણ કરી રહી છું, એવું માનતી જે તમારી આશ્રિત (છતાં, અમને) વિરોધી દેવતા (શક્તિ), જે સર્વ કામનાને આપનારી છે, તેનું હું આ ઘીની ધાર વડે પૂજન કરૂં છું. સ્વાહા !

(૨) ‘ જ્યેષ્ઠાર્થે સ્વાહા ! ’ ‘ શ્રેષ્ઠાર્થે સ્વાહા ! ’ એમ (કહી) અગ્નિમાં (આજ્યને-ઘીને) હોમીને વધેલું મન્થમાં નાખે છે; ‘પ્રાણાર્થે સ્વાહા, વશિષ્ઠાર્થે સ્વાહા ! ’ એમ અગ્નિમાં હોમીને (નિગાળાનું) વધેલું મન્થમાં નાખે છે. ‘ વાણીઅર્થે સ્વાહા ! પ્રતિષ્ઠાર્થે સ્વાહા ! ’ એમ અગ્નિમાં હોમીને વધેલું મન્થમાં નાખે છે. ‘ચક્ષુઅર્થે સ્વાહા, સંપદ્‌અર્થે સ્વાહા ! ’ એમ અગ્નિમાં હોમીને વધેલું મન્થમાં નાખે છે. ‘ શ્રોત્રાર્થે સ્વાહા, આશ્રયાર્થે સ્વાહા ! ’ એમ અગ્નિમાં હોમીને વધેલું મન્થમાં નાખે છે. ‘ મનાર્થે સ્વાહા, પ્રજાતિ (વૃદ્ધિ) અર્થે સ્વાહા ! ’ એમ (કહી) અગ્નિમાં હોમીને વધેલું મન્થમાં નાખે છે. ‘ રેતસ્ અર્થે સ્વાહા ! ’ એમ અગ્નિમાં હોમીને વધેલું મન્થમાં નાખે છે.

(૩) 'અગ્નિ અર્થે સ્વાહા!' એમ (કહી) અગ્નિમાં હોમી (નિગાળાનું) વધેલું મન્થમાં નાખે છે. 'ભૂઃ સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'ભુવઃ સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'સ્વઃ સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'બ્રહ્માર્થે સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'ક્ષમાર્થે સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'ભૂત (ભૂતો, થએલાંને) અર્થે સ્વાહા!' એમ અગ્નિમાં હોમીને વધેલું મન્થમાં નાખે છે. 'ભવિષ્યત્ (થનારાંને) અર્થે સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'વિશ્વાર્થે સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'સર્વાર્થે સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે. 'પ્રજાપતિ અર્થે સ્વાહા!' એમ અગ્નિમાં હોમી વધેલું મન્થમાં નાખે છે.

(૪) પછી (યજમાન) એ(મન્થ)ને હાથવતી અડકીને (બોલે છે કે) 'તું (પ્રાણરૂપ હોઇ) જલદ્ (ચલત્–ભ્રમત્) છું,' 'તું (અગ્નિરૂપે) જ્વલત્ છું,' 'તું (બ્રહ્મરૂપે) પૂર્ણ છું,' 'તું (નભરૂપે) સ્તબ્ધ (સ્થિર) છું,' 'તું (જગતરૂપે) એક સભા જેવું છું.' (યજ્ઞની શરૂઆતમાં) 'તું "હિં"કૃત છું,' (તેથી મધ્યમાં) 'તું "હિં"ક્રિયમાણ છું.' (યજ્ઞારંભે) 'તું ઉદ્‌ગીથ છું,' (તેથી મધ્યમાં) 'ઉંચે સ્વરે ગવાતું તું છું. (યજ્ઞમાં) જે સંભળાવેલું હોય છે તે

(૪) મૃત્યુને માટે સર. બૃ. ૧. ૨. ૧. અહીં મન્થને ૐ રૂપે વ્યક્ત બ્રહ્મ–મહદ્ રૂપે ઉપાસવા શ્રુતિ કહે છે. અને છઠ્ઠા મંત્રમાં એ મહદ્દાત્મક મંથ આત્માજ છે, એમ સૂચવતી શ્રુતિ ગાયત્રી મંત્રનો જાપ કરતાં તેને ખાઇ જવાની વિધિ પ્રકટ કરે છે.

તું છું'. 'જે લક્ષ પૂર્વક સંભળાવેલું હોય છે તે તું છું'. 'મેઘમાં (વિદ્યુત્‌રૂપે) દીપ્તિવાળું તું છું.' 'તું સર્વ વ્યાપી છું,' 'તું પ્રભુ છું,' 'તું અન્ન છું,' 'તું (ભોક્તા અગ્નિરૂપે) જ્યોતિ છું,' 'તું (સર્વના આદ્યંત કારણ રૂપે) મૃત્યુ છું,' 'તું સંવર્ગ (એકઠું થવું તે) છું.'

(૫) પછી (યજમાન) એ મન્થને ઉચકે છે, (અને બોલે છે કે, હે મન્થ) 'તું આ (સર્વને) જાણનારૂં છું.' અમે તારૂં માહાત્મ્ય જાણીએ છીએ, કારણ કે, તમે (પ્રસિદ્ધ પ્રાણ રૂપે) રાજા છો, ઇશ્વર છો, અધિપતિ છો. એવા તમે મને રાજા, ઇશ્વર, અધિપતિ કરો.'

(૬) પછી એ (યજમાન) મન્થનું (આવી વિધિએ) આચ-

---

(૬) આ મંન્થને પછી યજમાન ખાય છે. તેના તે ચાર ગ્રાસ, કોળીયા કરે છે. અને પ્રત્યેક કોળીયો મોંમાં મૂકતા પહેલાં ગાયત્રીના ત્રણ પદોમાંનું શ્રુતિમાં બતાવ્યા પ્રમાણે અકકેક પદ પહેલું તે બોલે છે, અને પછી પોતાની ભોગાર્થ વાળી પ્રાર્થના કરે છે. પછી ગાયત્રીના પ્રત્યેક ચરણના પ્રત્યેક લોકને સ્વાહા ! કરીને આહુતિ આપતાં કોળીયાને પોતાના મ્હોમાં મૂકીને ખાઇ જાય છે. પછી છેવટનો ચોથો કોળીયો આખી ગાયત્રી ફરી બોલી જઇને, સર્વના આત્મા રૂપે થવાની પ્રાર્થના સાથે, સર્વે લોક-ત્રણે લોકને આહુતિ આપતાં ખાઇ જાય છે, એટલે પાત્રમાં કોઇજ રહેતું નથી. આવા યજ્ઞનો અર્થ અહીં સ્પષ્ટ એવો સમજાય છે, કે લોકને એકે એકે આહુતિઓ કરી હોમી દઇને, છેવટે સર્વ જગતને આત્મામાં હોમી દઈ વિજ્ઞાનથી ઐક્ય ભાવને પામી, દ્વૈતને શમાવી દેતાં સર્વરૂપ(અદ્વૈત)થવું એજ છે. આવો ગાયત્રી મંત્ર વિજ્ઞાનની ઉત્તમોત્તમ ઉપાસના છે. અને એ કેવળ જ્ઞાનમય ઉપાસના હોવાથી બધી ઉપાસનામાં તે જ શ્રેષ્ઠ છે; અને તેથીજ બ્રાહ્મણનું એને પરમ ધન માનવામાં આવ્યું છે. ગાયત્રી કેવળ વિજ્ઞાનનીજ ઉપાસના હોઇ એને સાવિત્રી પણ કહે છે. જુવો બૃ. ૫. ૧૪. બ્રાહ્મણ.

**મન કરે છે. तत् सवितुर्वरेण्यं (એમ બોલીને કહે છે કે) પવનો (અમારે અર્થે) મધુર મધુર વાઓ, નદીઓ મંદ અને**

---

ગાયત્રીનો આખો મંત્ર આવો છે. ॐ. भूर्भुवः स्वः । तत्सवितुः वरेण्यं । भर्गोदेवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥ આમાંનો પહેલો અક્ષર ॐ એ બ્રહ્મ વાચક સર્વ જ્ઞેયાત્મક વ્યાકૃત બ્રહ્મનું પ્રતીક છે. જ્યાં વિસ્તારથી એ ત્રણ લોકો રૂપે પ્રકટ થાય છે ત્યાં "भू भुर्वः स्वः" પૃથ્વી, અંતરિક્ષ, અને સ્વર્ગ અથવા દ્યૌઃ, એવા રૂપે થતું ગાયત્રીમાં તેને પ્રકટ કર્યું છે. એમ એ પુરૂષ વ્યાકૃતના એક ભાવમાંથી ત્રણ ભાવે પ્રકટ થયો છે. અને તેવા "तत्" વિરાટ પુરૂષને કેન્દ્રિત થતાં આદિત્યમાં પ્રતીક રૂપે રહેલો અહીં કલ્પ્યો છે. "सवितुः" એટલે સર્વ પ્રસવનો જે હેતુ છે, એટલે કે જેમાંથી આ સર્વ પ્રસવ્યુંછે, નીસર્યું છે, તે પ્રાણાત્મક સવિતા-સૂર્ય-આદિત્ય છે. તેનું સ્વરૂપ કેવળ ચિન્મય ભર્ગ-કિરણથી દેદીપ્યમાન હોઇને, તેવી વિશેષતાએ તેને "ભર્ગોદેવ" કહ્યો છે. એટલે જે સવિતા તેજસ્વી દેવ છે, તેમનું જે "વરેણ્ય" એટલે શ્રેષ્ઠ તત્વ "આત્મા" છે, (જુવો. શ્વેતા ૪. ૧૮. અને ૫. ૪) જે એમનું ચિન્મય તેજસ્ છે, તેને અમે "धीमहि" એટલે બુદ્ધિશક્તિથી ધ્યાનમાં શોધીએ છીએ. શું આપણી જે બુદ્ધિ છે તેના પ્રેરકથી ત્યારે એ સવિતાનો પ્રેરક આત્મા જૂદો હશે? ચિંતનના ફળ રૂપે ઉત્તરમાં મંત્ર કહે છે કે, ના, તે બેય એક જ છે. તે એજ વિજ્ઞાન રૂપી તેજોમય સવિતાદેવ છે કે જે "यः" અમારી (नः) "धियो" બુદ્ધિના વિવિધ પ્રકારના તમામ વ્યવહારોને પ્રેરી શકે છે 'प्रचोदयात्', પ્રકટ કરી રહે છે; તેજ એ વરેણ્ય છે. આવું જે ચોથું ચરણ છે, તે સર્વરૂપ કરતા વિજ્ઞાનમય આત્મામાંજ આપણને આરૂઢ કરે છે. આ ભાગને બૃહ. ના પાંચમા અધ્યાયના ૧૪મા ગાયત્રી બ્રાહ્મણમાં વધારે સ્પષ્ટ કરેલો છે. ત્યાં ચોથા પાદને "દર્શત પદ" કહ્યું છે. કારણ કે, એવા ધ્યાનમાં કરેલા નિરીક્ષણના ફળરૂપે આદિત્ય મંડળમાંનો "પુરૂષ દેખાયા જેવો" થઇ રહે છે. આત્મા જેને પ્રકાશે તેજ તેનું આલોચન છે, એજ એનો લોક છે, એમ પણ શ્રુતિએ બોધ કર્યો છે.

ગાયત્રીનો અર્થ ત્યારે આ પ્રમાણે સ્પષ્ટ થાય છે. " ॐ. ભૂર્ભુવઃ સ્વઃ" એવા ત્રણે લોક રૂપી તેજસ્વી દેવ સવિતા(સૂર્યનારાયણ)ના

મધુર (મધુ) વહી રહો, ઓષધિઓ મધુર રસવાળી (માધ્વી) થાઓ. भूः स्वाहा ! (એમ કહી પહેલો ગ્રાસ લે છે).

"भर्गोदेवस्य धीमहि" (એમ બોલીને કહે છે કે)અમારાં રાત્રિ દિવસો મધુર–પ્રીતિકર (મધુ) થાઓ, (માતા રૂપ) પૃથીની રજ મધુર (અનુદ્વેગકર) થાઓ, પિતા (તુલ્ય) દ્યૌઃ, નભ મંડળ, અમને મધુર થાઓ. भुवः स्वाहा (એમ કહી બીજો કોળીયો ખાય છે).

"धियो यो नः प्रचोदयात्", (એમ બોલીને કહે છે કે) વનસ્પતિ (રૂપ સોમ) અમને મધુર (આલ્હાદકારક) હો, સૂર્ય મધુર હો (કઠોર ના થાઓ). અમને ગાવઃ (દિશાઓ–કિરણો) મધુર થાઓ. स्वः स्वाहा ! એમ કહી ત્રિજો કોળીયો લે છે ).

આ સર્વ હું જ થાઉં (એવો સંકલ્પ કરી), પછી આખી સાવિત્રી(ગાયત્રી)ને ફરી બોલે છે, અને આ બધીય મધુવતીઓને તે (બોલી જાય છે) "भूर्भुवः स्वः સ્વાહા ! એમ બોલતાં છેવટનું આચમન કરીને હાથ ધોઇ નાખી, પછી એ (યજમાન) અગ્નિને પૂઠે રાખીને પૂર્વ તરફ માથું રાખી બેસે છે.

---

પ્રસિદ્ધ શ્રેષ્ઠ સ્વરૂપ–આત્માને અમે ધ્યાનમાં શોધીએ છીએ; જે (આત્મા) અમારી બુદ્ધિના વ્યવહારોને પ્રેરી રહે ( એવી અમારી પ્રાર્થના) છે. વરેણ્યના અર્થ માટે જુવો. શ્વેતા ૪. ૧૮. મેક્ષ. પ્રમાણે 'who should rouse our thoughts.' જુવો. છાંદો ૩. ૧૨ ખંડ. અનેબૃહ. ૪. ૧૫. આ ગાયત્રીને સામવેદની ગાયત્રી સાથે સરખાવો. છાંદો. ૫. ૨. ૭.

અહીં, આટલું વિસરાવું ના જોઇએ કે, આ 'વરેણ્ય'નું અથવા આત્મનું દર્શન બુદ્ધિના પ્રદેશનું હોઇને વ્યક્તાવ્યક્ત આત્માનું, એટલે જીવેશ્વરના દ્વંદ્વનુંજ દર્શન છે. અને તે સર્વાત્મત્વના ભાનવાળું છે. એવા એ દ્વંદ્વનું અધિષ્ઠાનાત્મક જે નિર્વિકાર, અજર, અને અમર સદ્ છે, તેને તો, તે બુદ્ધિની પારનું હોઇને, શ્રુતિ પણ "નેતિ, નેતિ" કહીનેજ સમજાવી શકે છે.

સ્હવારમાં આદિત્યને પૂજીને એ કહે છે કે, તું દિશાઓનું એક પુંડરિક (સુંદર કમળ) છું, તો હું મનુષ્યોમાં એક પુંડરિક થાઉં. તે ગયો હતો તેમજ આવીને, પૂઠે અગ્નિ રાખી બેઠો બેઠો વંશનો જપ કરે છે કે:

(૭) આ જ (મન્થ સંસ્કાર વિધિને) ઉદ્દાલક આરૂણિએ શિષ્ય વાજસનેય યાજ્ઞાવલ્કયને શિખવીને તેને કહ્યું હતું કે કોઇ તેને (એવા સંસ્કારવાળા મન્થને) સુકા ઠુણુકા ઉપર સીંચે-ચઢાવે, તો એ(ઠુણુકા)ને ડાળાં ફુટે, અને પલ્લવો આવે. (૮) એ જ વાજસનેય યાજ્ઞવલ્ક્યે શિષ્ય મધુક પૈંગ્યને શિખવીને એને કહ્યું હતું કે કોઇ એને સુકા ઠુણુકા ઉપર સીંચે તો તેને ડાળાં ફુટે, અને પલ્લવો આવે. (૯) એ જ મધુક પૈંગ્યે શિષ્ય ચૂલભાગવિત્તિને શિખવીને તેને કહ્યું હતું કે, કોઇ એને સુકા ઠુણુકા ઉપર સીંચે તો તેને ડાળાં ફુટે, અને પલ્લવો આવે. (૧૦) એ જ ચૂલભાગવિત્તિએ શિષ્ય જાનકિ આયસ્થૂણને શિખવીને તેને કહ્યું હતું કે કોઈ એને સુકા ઠુણુકા ઉપર સીંચે તો તેને ડાળાં ફુટે, અને પલ્લવ આવે. (૧૧) એ જ જાનકિ આયસ્થૂણે શિષ્ય સત્યકામ જાબાલને શિખવીને તેને કહ્યું હતું કે કોઈ એને સુકા ઠુણુકા ઉપર સીંચે તો તેને ડાળાં ફુટે, અને પલ્લવ આવે. (૧૨) એ જ ખરે સત્યકામ જાબાલે શિષ્યોને શિખવીને તેમને કહ્યું હતું કે, જો કોઇ એને સુકા ઠુણુકા ઉપર સીંચે તો તેને ડાળો ફુટે, અને પલ્લવ આવે. આવા આ (મન્થ)ને પુત્ર કે શિષ્ય સિવાય કોઇને શિખવવું નહી.

(૧૩) (યજ્ઞાર્થે) ઉમરડાના (ઉદુંબરના) લાકડાની ચાર જણસો થાય છે. ઉમરડાનો સ્રુવ (ઘી હોમવાનો ચાટવો), ઉમરડાનું

---

(૭) સર. છાં. ૫. ૨. ૩.

(૮) મૈત્રેય ઋષિના પ્રાણોપદેશને માટે વળી જુવો કૌષી. ૨. ૨.

ચમસ (વાડકો, પાત્ર), ઉમરડાનું ઈધ્મ (ઈંધણું), ઉમરડાની અગ્નિમંથન કરવાની લાકડીઓ. દશ ખેતીનાં (ગ્રામ્ય) ધાન્યો થાય છે. તે ડાંગર (વ્રીહિ), જવ (યવ), તલ (તિલ), અડદ (માષા), મોરીયો (અણું-બાજરી), કાંગ (પ્રિયંગુ), ઘઉં (ગોધૂમા), મસુર (મસુરની દાળ), વાલ (ખલ્વા, નિષ્પાવ), કળથી (ખલકુળા–કુલત્થા). એમને દળીને તેના ઉપર દહીં, મધ, અને ઘી સીંચે છે, (અને યજ્ઞમાં) આજ્યને હોમે છે.

———×———

## ચોથું બ્રાહ્મણ.

(૧) ખરે આ ભૂતોનું પૃથિવી રસ (સાર ભૂત) છે. પૃથિવીનું આપ–જળ (રસ છે). જળનું ઓષધિઓ (રસ છે). ઓષધિનું પુષ્પો (રસ છે), પુષ્પોનું ફળો (રસ છે). ફળોનું પુરૂષ (રસ છે). પુરૂષનું રેતસ્ વીર્ય (રસ છે).

(૨) એ પ્રજાપતિએ જોવા (વિચારવા) માંડયું કે, આ રેતસ્ ને મુકવાનું સ્થાન કરવું જોઇએ. (એટલે) એમણે સ્ત્રી સરજી, એને સરજીને હેઠલે ભાગે ઉપાસી, તેથી (પુરૂષો) સ્ત્રીને હેઠલે ભાગે ઉપાસે છે. એણે પોતાના વાટા જેવા કઠણ પ્રાંચને મૂકયું, અને તેના વડે એ(સ્ત્રી)ને અભ્યસ્રજી.

(૩) તે(સ્ત્રી)ની ઉપસ્થ તે વેદી છે, રૂવાડાં તે દર્ભ કુશ છે, ચામડીના ઘર્ષણે પ્રદિપ્ત થએલા અને મધ્યસ્થ એવા બે અગ્નિ-

---

(૧) આ બ્રાહ્મણમાં પુત્રપણાની સિદ્ધિનો વિધિ બતાવ્યો છે. અહીં વર્ણવેલા પુત્ર મંથનના વિધિનો ઘણો ભાગ વાત્સાયન ગૃહસૂત્રોમાં આવે છે, અને મેક્ષમુલર કહે છે કે, અશ્વલાયન ૧. ૧૩. ૧. માં જણાવે છે કે, એ ગૃહસૂત્રો ઉપનિષદ્‌માં છે, એટલે એ સૂત્રો રચાયાં તે પૂર્વે ઉપનિષદ્‌માં આ મંત્રો અને વિધિયો હતી, પણ તે ગુપ્તજ રાખવામાં આવેલી હતી. સરખાવો છાંદો. ૧. ૧. ૨.

ઓ તે બે પ્રસિદ્ધ મુષ્કો છે. "વાજપેય" યજ્ઞથી યજમાનને જેટલા લોક મળે છે, તેટલા લોક જે પુરૂષ આ પ્રમાણે (મૈથુન એ "વાજપેય" યજ્ઞ છે, એવીજ દૃષ્ટિએ) જાણીને અધોપહાસ આચરે તેના થાય છે; અને સ્ત્રીઓના પુણ્યને (સુકૃતને) તે ભોગવે છે. પણ જે આમ જાણ્યા વગર અધોપહાસ આચરે છે, તેનું પુણ્ય (સુકૃત) સ્ત્રિયો ભોગવે છે.

(૪) આને જાણનાર ઉદ્દાલક આરૂણિએ એમ કહ્યુ હતું, એને જાણનાર નાક મૌદ્‌ગલ્યે એમ કહ્યું હતું, એને જાણ-નાર કુમારહારિતે (પણ) એમ કહ્યું હતું, કે ઘણા નિરિંદ્રિય (નિર્વીર્ય થએલા) અને પુણ્ય રહિત એવા નામનાજ બ્રાહ્મણો જેઓ આને (આવી રીતે) જાણ્યા વગર અધોપહાસ આચરે છે, તેઓ આ લોકમાંથી મરી જઇને (નરકમાંજ) જાય છે.

જો (પત્નીના ઋતુકાળની વાટ જોઈ રહેતા બ્રહ્મચારીનું) જાગતાં કે ઉંઘતાં બહુ વીર્ય સરે, (૫) તો તેનો હાથે સ્પર્શ કરીને આવો મંત્ર ભણવો કે "જે આ અત્યારે (અકાળે) મારૂં રેતઃ પૃથિવી ઉપર સર્યું, (અને) જે (પૂર્વે) વનસ્પતિ ઉપર કે જે જળમાં સર્યું (હોય), તે આ વીર્યને હું પાછું લેઇ લઉં છું. (તે રેતસ્ રૂપી)મારી ઇન્દ્રિય (વીર્ય) પુનઃ મને પ્રાપ્ત થાઓ, તે તેજસ્ પુનઃ મને પ્રાપ્ત થાઓ, તે ભગ (સૌભાગ્ય) મને પુનઃ પ્રાપ્ત થાઓ. અગ્નિ દેવો ! પુનઃ એને સ્થાન આપો." (એમ કહીને) ટચલી આંગળી (અના-મિકા) અને અંગુઠા વડે તે રેતસ્‌ને લેઇને સ્તનો અથવા ભ્રુકુટીઓની વચ્ચે ચોળવું.

(૬) હવે જો પોતાને જળમાં પેઠેલો જુવે, તો આવો

(૬) "પત્ની" એટલે ધર્મક્રિયાથી પુરૂષની સાથે લગ્નમાં જોડા-ઇને પતિમાં એકતાના ભાવે થએલી સ્ત્રી. એવી સ્ત્રી જરૂર લક્ષ્મીરૂપ છે.

મંત્ર ભણુવો કે "મને તેજસ્, ઇન્દ્રિય (વીર્ય), યશ, દ્રવ્ય, પુણ્ય (પ્રાપ્ત થાઓ)".

આ પત્ની સ્રીઓમાં લક્ષ્મી રૂપ છે. તે જ્યારે મળ રહિત વસ્ત્રો વાળી થાય (ઋતુસ્નાત થાય) ત્યારે તેવી નિર્મળ વસ્ત્ર વાળી અને યશવાળીની પાસે જઇને એને આમંત્રણુ કરવું. (૭) જો તે (પત્ની) એના (પતિની) કામના ના પૂરે, તો એણે તેને (વસ્ત્ર કે અલંકારાદિથી) વશ કરી લેવી. (આમ કરતાંય) જો તે એની કામના ના પૂરે તો, લાકડીએ કે હાથ વતી જરા ઠઠારી તેનું અતિક્રમણુ કરવું, (તેમ છતાંય તે ન માને, તો કહેવું કે મારી) "ઇન્દ્રિયથી (અને) યશથી આ હું તારો યશ હરી લઉં છું". એટલે તે (વંધ્યત્વને પામીને) અપયશ વાળીજ થાય છે.

(૮) એ પત્ની જો એની કામના પૂરે તો, (મારાં) વીર્ય (અને) યશ વડે હું તને યશ આપું છું એમ કહેવું, એટલે જરૂર તે યશસ્વી થાય છે.

(૯) હવે જે(પત્ની)ને (માટે) એ (પતિ) એમ ઇચ્છે, કે તે મારી કામના કરે, તેનામાં અર્થને (પંચમેન્દ્રિયને) મૂકીને એ(પત્ની)ના મોંમાં મોં રાખી એની (પત્નીની) ઉપસ્થને હાથથી અડકીને એવો મંત્ર બોલે કે, (હે રેતસ્) "તું મારા અંગેઅંગમાંથી ઉત્પન્ન થાઉ છું, હૃદયથી તું અધિક પ્રકટ થાઉ છું. એવું જે તું (મારાં) અંગોનું રસ છું, તે આ(પત્ની)ને, ઝેર પાએલા શરથી વિંધાયલી (જાણે એ મૃગી) હોય તેમ, મારામાં મત્ત-મદવાળી, આસક્તિવાળી કરજે".

---

"પોતાને જળમાં પેઠેલો જુવે" એટલે પોતાની છાયારૂપ વીર્યને જળમાં સરતું જુવે તો, તેણે ઉપર કહ્યો તેવો મંત્ર ભણુવો.

(૧૦) હવે જેને (માટે) એમ ઇચ્છે કે, એ (પત્ની) ગર્ભને ધારણ ના કરે તો, તેનામાં અર્થને મૂકીને મોંમાં મોં રાખીને 'અભિપ્રાણ' કરીને પછી 'અપાન' કરવું, (અને મંત્રથી સંકલ્પ કરવો કે) " ઇન્દ્રિયથી અને રેતસ્થી તારૂં આ રેત હું લેઇ લઉં છું". એટલે એ (પત્ની) રેતસ્ રહિત થાય છે.

(૧૧) અને જેને (માટે) એમ ઇચ્છે કે, એ પત્ની ગર્ભ ધારણ કરે, તેનામાં એ અર્થને મૂકીને મુખમાં મુખ રાખી (પતિએ) પ્રથમ 'અપાન' કરીને પછી 'અભિપ્રાણ' કરવું, (અને મંત્રથી સંકલ્પ કરવો કે) "ઇન્દ્રિયથી અને રેતસ્થી તને હું આ રેતસ્ આપુંછું". એટલે જરૂર એ ગર્ભિણી થાય છે.

(૧૨) હવે જેની પત્નીને જાર (યાર) હોય, અને તેનો એ પતિને દ્વેષ થાય તો, તેણે માટીના કાચા વાસણમાં અગ્નિ સળગાવીને અવળે સવળે છેડે શર રૂપી દર્ભને પાથરીને, તે અગ્નિમાં શરોને અવળે સવળે છેડે ઘીમાં બોળી બોળીને હોમવાં, (આવા મંત્રો ભણીને કે) "મારા (યુવાન પત્ની રૂપી) પ્રદિપ્ત કરેલા અગ્નિમાં તેં (રેત) હોમ્યું, તેથી તારા પ્રાણ અને અપાનને હું આ હરી લઉં છું. તે–(જાર ફલાણો એમ કહીને નામ દેવું)". મારા પ્રદિપ્ત અગ્નિમાં તેં(રેતઃ)હોમ્યું, તેથી તારાં પુત્ર અને પશુઓને હું આ હરી લઉં છું. તે–. મારા પ્રદિપ્ત અગ્નિમાં તેં હોમ્યું, તેથી તારી આશા અને તૃષ્ણાઓને હું હરી લઉંછું, તે—". આવી (મન્થ વિધિ) જાણનારો બ્રાહ્મણ જેને શાપ દે તે (જાર) જરૂર નિરિંદ્રિય (નિર્વીર્ય), અને પુણ્ય રહિત થઇને આ લોકમાંથી મરીને (નરકમાંજ) જાય

---

(૧૦) અપાન કરવું એટલે શ્વાસને અંદર ખેંચવો તે; અને અભિપ્રાણ કરવું એટલે શ્વાસને બહાર કાઢવો તે. જુવો. છાં. ૧. ૩. ૩. અપાનને વળી આંતરડાંમાં અન્નને ખેંચતો અને ત્યાં તેને પચવતો પણ બીજે સ્થળે બતાવ્યો છે. જુવો પ્રશ્ન. ૩. (૪. ૫), અને ૪. (૨-૩).

છે. તેથી એવું જાણનારા શ્રોત્રિયની દારાની મશ્કરીય ના કરવી, કારણ કે, એવું જાણનારો શ્રોત્રિય એ(મશ્કરી કરનાર)નો શત્રુ (परं) થાય છે.

(૧૩) હવે એવા(ગૃહસ્થની વિધિ જાણનારા)ની ભાર્યામાં ઋતુદર્શન જણાય, તો એ સ્ત્રીએ ત્રણ દિવસ કાંસાનાં વાસણ વાપરવાં નહીં, અને તાજાં વસ્ત્ર પહેરવાં નહીં. એને શૂદ્ર કે શૂદ્રીએય અડકવું નહીં. એણે ત્રણ રાત્રિઓને અંતે (ચોથે-દહાડે) ન્હાઇને ડાંગર ખાંડવી.

(૧૪) જે એમ ઇચ્છે કે, મારે ગૌર વર્ણનો પુત્ર થાય, અને તે વેદનો પાઠક, અને પૂર્ણ આયુષ્યવાળો થાય, તેમણે દૂધ અને ચોખાની ખીર રાંધી તેમાં ઘી નાખીને દંપતીએ તેને ખાવી, તો પછી (એવાજ પુત્રનો) જન્મ આપવાને બેય શક્તિમાન (ईश्वरौ) થાય છે.

(૧૫) જે એમ ઇચ્છે કે, મારે લાલ રંગનો અને પીળચટી આંખોનો પુત્ર થાય, અને તે બે વેદોનો પાઠક, અને પૂર્ણાયુષી થાય, તે દંપતીએ દહીં અને ભાતને રાંધીને તેમાં ઘી નાખીને ખાવું, પછી (એવા પુત્રનો) જન્મ આપવા માટે તેઓ શક્તિમાન થાય છે.

(૧૬) જે એમ ઇચ્છે કે, મારે શ્યામ રંગનો અને લાલ આંખનો પુત્ર થાય, અને ત્રણ વેદોનો પાઠક અને પૂર્ણ આયુષ્યવાળો થાય, તે દંપતીએ પાણીમાં ચોખા રાંધીને ઘી નાખીને તેને ખાવા, તો પછી (એવાજ પુત્રનો) જન્મ આપવા માટે તે બન્ને શક્તિમાન થાય છે.

(૧૭) જે એમ ઇચ્છે કે મારે પુત્રી થાય, અને તે પંડિત અને પૂર્ણ આયુષ્યવાળી થાય, તો તલ અને ભાત રાંધીને તેમાં ઘી નાખીને દંપતીએ તે ખાવા, પછી (એવી પુત્રીનો) જન્મ આપવાને તેઓ શક્તિમાન થાય છે.

(૧૮) જે એમ ઇચ્છે કે, મારે પંડિત, પ્રખ્યાત, વિદ્વાનોની સભામાં જનારો, સાંભળવાની ઇચ્છા થાય એવી મધુર વાણીવાળો પુત્ર થાય, અને તે બધાય વેદનો અભ્યાસી થાય, અને પૂર્ણઆયુષ્યવાળો થાય, તો માંસ અને ભાતને રાંધીને તેમાં ઘી નાખી દંપતીએ તે ખાવું, તો પછી એ જુવાન વાછડાના કે ઋષભ–આખલાના માંસથી (એવા પુત્રને) જન્મ આપવા તેઓ શક્તિમાન થાય છે.

(૧૯) પછી (ચોથા દિવસની) સ્હવારે સ્થાલીપાકવિધિએ આજ્યને તૈયાર કરી (રાંધી), સ્થાલીપાકમાંથી જરા જરા લેઇને (પતિ અગ્નિમાં) હોમે છે, એમ (બોલીને કે) "અગ્નિને અર્થે સ્વહા !, અનુમતિ અર્થે સ્વાહા ! સત્ય–પ્રસવ એવા સવિતા દેવાર્થે સ્વાહા !" આમ હોમીને (વધેલા આજ્યને) ઘી વાળું કરીને તે ખાય છે. અને પોતે ખાઈ રહ્યા પછી, તે પત્નીને આપે છે. (પછી) હાથ ધોઈ, જળપાત્ર ભરીને તેના વડે એ પત્નીને ત્રણવાર જળ છાંટે છે, (અને મંત્રથી સંકલ્પ કરે છે કે) "હે વિશ્વાવસુ–મદન !) તું અહીંથી ઉઠ. પતિના સાથ

---

(૧૯) ચોથે દિવસે ન્હાઇને ડાંગર ખાંડી એમાંથી દંપતીની કામના પ્રમાણે આગળ બતાવેલી વિધિએ હાંલ્લીમાં અન્નને પકવે છે, અને આ મંત્રમાં બતાવ્યા પ્રમાણે હોમ કરીને વધેલું અન્ન પતિ ખાય છે, અને પછી બાકીનું પત્નીને આપે છે. પછી પતિ પત્નીને જળ છાંટી કામદેવને ત્યાંથી ઉઠી જવાનું કહે છે. આ સંકલ્પ કર્યા પછી ૨૦ અને ૨૧ આદિ મંત્રોમાં બતાવ્યા પ્રમાણે સ્ત્રીનો સંગ કરે છે.

આમ મૈથુન કરતા પહેલાં કામદેવને ઉઠી જવાનું પતિ અહીં કહે છે, તેનું કારણ એવું જણાય છે કે, પુત્રોત્પત્તિ કામ–પ્રેરિત નથી, પણ કેવળ ધર્મ પ્રેરિત જ છે; અને આ મૈથુન વ્યવહાર તે 'વાજપેય' યજ્ઞજ છે. મદનનું કાર્ય ધર્મ સંસ્કાર થતાં પૂરું થાય છે, અને ત્યાર પછી ધર્મ એજ દંપતીનો મૈથુનમાં પ્રેરક બને છે, એવો શ્રુતિનો આદેશ છે.

વાળી (હવે) બીજી તરુણ જાયાની ઇચ્છા કર.”

(૨૦) પછી, એ પત્નીનો સંગ કરે છે. (આમ મંત્રો બોલીને કે) “હું ‘અમ’ (પ્રાણ) છું, (અને) તું ‘સા’ (વાક્) છું. ‘સા’ તું છું, અને ‘અમ’ હું છું. હું ‘સામ’ (વેદ) છું, અને તું ‘ઋક્’ (ઋચાઓ) છું. ‘દ્યોઃ’ હું છું, અને ‘પૃથિવી’ તું છું. ચાલ, આવાં આપણે બે એકઠાં મંથન કરીએ, અને વીર પુત્રને અર્થે અને વિત્તને અર્થે, રેતસ્‌ને ધારણ કરીએ.” (૨૧) પછી એ (પતિ) એની ઉરૂને (જંઘાને) વછોડે છે, (આવો મંત્ર ભણીને કે) “દ્યૌઃ પૃથિવી! તમે બે છૂટાં પડો.” તે પત્નીમાં અર્થને મૂકીને, મુખવતી મુખને લગાડીને ત્રણવાર (ભાર્યાના) આખા શરીરને હાથવતી માર્જન કરે છે, (અને મંત્ર ભણે છે કે), “વિષ્ણુ! (આની) યોનિને સમર્થ કરો. સૂર્ય (ત્વષ્ટા)! રૂપોને આકૃતિએ સુંદર કરો. પ્રજાપતિ! (મારા રૂપ થઇને) રેતસ્‌ને સીંચો. ધાતા (સૂત્રાત્મા)! તારા ગર્ભને ધારી રહો–પોષો. હે વિખ્યાત સિનીવાલિ(શુક્ર પ્રથમાની) દેવતા! ગર્ભને ધારી રાખજો. પુષ્કરની માળાવાળા બે અશ્વિની (પ્રાણપોષક) દેવો! તારા ગર્ભને ધારણ કરી રાખજો.” (૨૨) “અગ્નિના તેજવાળી અરણીઓમાંથી અશ્વિનોએ (પૂર્વે જે અગ્નિરૂપ ગર્ભને) મન્થન કરીને કાઢયો હતો, તે ગર્ભને તારામાં અમે દશ માસે જન્મ થવા હોમીએ છીએ. જેમ અગ્નિથી પૃથિવી ગર્ભવાળી છે, જેમ ઇન્દ્ર(આદિત્ય)થી દ્યૌઃ ગર્ભવાળું છે, જેમ દિશાઓ વાયુના ગર્ભવાળી છે તેમ. આવો હું તને ગર્ભ મૂકૂં છું.” ઇતિ.

(૨૩) પ્રસવતી પત્નીને જળવડે (પતિ) છાંટે છે; (આવા મંત્રભણી-સંકલ્પ કરી ને, કે) “જેમ વાયુ સરોવરને બાજુએથી (સ્વરૂપને બગાડયા વગર) હલાવે છે તેજ પ્રમાણે તારો

(૨૦) સર. છાંદો. ૧. ૭. ૧. આદિ સંલગ્નો.

ગર્ભ ચળો, અને ઓર ( જરાયુ, ગર્ભને વીંટાયલી ચામડી, મેલી) સાથે બહાર નીકળી આવો. ઇન્દ્રનો (પ્રાણનો) આ માર્ગ જરાયુ સાથે બંધ કરેલો છે, તેને ઉઘાડીને હે ઈન્દ્ર (પ્રાણ)! ગર્ભને ઓર સાથે બહાર લાવો."

(૨૪) પુત્રનો જન્મ થાય ત્યારે, અગ્નિ સળગાવી પુત્રને ખોળામાં લેઈને કાંસાના વાડકામાં દહીં અને ઘીને મેળવીને, તે દહીંઘીમાંનું થોડું થોડું (અગ્નિમાં) હોમે છે; ( આવા મંત્ર ભણીને કે ) "આ મારા ઘરમાં, (પુત્ર વિત્તાદિથી) વૃદ્ધિ પામતાં અમે હજારોને પોષીએ. પ્રજા અને પશુથી વધતી આની વેલને (હે સૌભાગ્ય-શ્રી તમે) છેદશો નહીં. સ્વાહા ! મારામાંના પ્રાણોને હું મનવડે તારામાં હોમું છું. સ્વાહા ! જે કર્મે કરીને વધારે પડતું, કે જે ન્યૂન-અધુરૂ મેં અહીં કર્યું હોય, તે બધાયને જાણનારા શુભકારી હે અગ્નિદેવ ! અમારે વાસ્તે સારૂં અને હિતકર (હોય તે) તમે કરી લેજો. સ્વાહા ! "

(૨૫) પછી, એ(પુત્ર)ના જમણા કાન આગળ મોં રાખીને 'વાગ્, વાગ્, વાગ્,' એમ ત્રણ વાર (પિતા) બોલે છે. પછી દહી, મધ, અને ઘીને એકઠાં મેળવીને, તેને શુદ્ધ (અંદર કાંઇ મલિન ભરાયલું ન હોય, એવી) સુવર્ણની શળીએ (આચમનીએ) ચટાડે છે,(અને આવા મંત્રો બોલે છે, કે) "હું તને આ ભૂઃ (પૃથિવી) મૂકુછું-આપું છું; હું તને આ ભુવઃ (અંતરિક્ષ) આપું છું. હું તને આ સ્વર્ (સ્વર્ગ) આપું છું. હું તને આ ભૂઃ ભુવઃ સ્વર્, એમ બધુંય આપું છું."

(૨૬) પછી એનું નામ પાડે છે. ( એમ કહીને કે ) "તું 'વેદ' (જ્ઞાનરૂપ) છું." આ એનું ગુહ્ય–છુપું જ નામ થાય છે.

---

(૨૪) અગ્નિના હિતકર ભાવ માટે સર. ઇશા. ૧૮.

(૨૭) પછી એને માતાને સુંપે છે, અને ધાવવાને સ્તન આપે છે. (આવા મંત્રો ભણીને કે) "હે સરસ્વતિ! જે તારો સ્તન કર્મોના ફળનું સ્થાન છે, જે સુખનું સ્થાન છે, જે રત્નનું ધામ છે, જે વસુવાળો છે, જે કલ્યાણપ્રદ છે, અને જેનાથી તું સર્વે વિશ્વોને, વિવિધ લોકને, પોષી રહી છું, તેવા સ્તનને આ(પત્ની)માં ધાવણ અર્થે પ્રવેશ કરાવજે. (એનો સ્તન તારાજ સ્તનરૂપ કરજે.)"

(૨૮) પછી એ(પુત્ર)ની માતાને મંત્રથી કહે છે, કે "તું મૈત્રાવરૂણી (રૂપ) ઇલા (ભોગ્યા) છું, અને તેં (અમો) વીરમાં વીરને જન્મ આપ્યો છે. જેણે અમને વીર પુત્રવાળા કર્યા તેવી તું વીરપુત્ર વાળી (માતા) થા." આવા પુત્રને (લોક) કહે છે કે, અહો પિતાથી એ તો ચઢીઆતો થયો. અહો! પિતામહથીયે એ ચઢીઆતો થયો! આવું જાણનારા બ્રાહ્મણનો જે પુત્ર (થઇને) જન્મે છે, તે શ્રી, યશ, અને બ્રહ્મવર્ચસ્ (બ્રહ્મતેજ)ની પરમસ્થિતિએ પહોંચે છે.

## પાંચમું બ્રાહ્મણ.

(૧) હવે(બ્રહ્મવેત્તાઓનો)વંશઃ (શિષ્ય) પૌતિમાષીપુત્ર તે (ગુરૂ)કાત્યાયનીપુત્રથી (થયા). કાત્યાયનીપુત્ર તે ગૌતમીપુત્રથી. ગૌતમીપુત્ર તે ભારદ્વાજીપુત્રથી. ભારદ્વાજીપુત્ર તે પારાશરીપુત્રથી. પારાશરીપુત્ર તે ઔપસ્વસ્તીપુત્રથી. ઔપસ્વસ્તીપુત્ર તે પારાશરીપુત્રથી. પારાશરીપુત્ર તે કાત્યાયનીપુત્રથી.

(૨૭) આ મંત્ર માટે જુવો ઋગ્વેદ ૧. ૧૬૪. ૪૯.

(૧) બ્રહ્મવેત્તાઓના વંશ આજ ઉપનિષદમાં ત્રણ વખત કહેવામાં આવ્યા છે. બીજા બેને માટે જુવો બૃ. ૨. ૬ બ્રાહ્મણ, અને બૃ. ૪. ૬. બ્રાહ્મણ.

ગાયત્રીના પ્રપાઠકોના વંશ માટે જુવો. બૃ. ૬. ૩. (૭-૧૨).

કાત્યાયનીપુત્ર તે કૌશિકીપુત્રથી. કૌશિકીપુત્ર તે આલંબીપુત્રથી, અને વૈયાઘ્રપદીપુત્રથી. વૈયાઘ્રપદીપુત્ર તે કાણ્વીપુત્રથી, અને કાપીપુત્રથી. કાપીપુત્ર (ગુરૂ).

(૨) આત્રેયીપુત્રથી વંશઃ આત્રેયીપુત્ર તે ગૌતમીપુત્રથી. ગૌતમીપુત્ર તે ભારદ્વાજીપુત્રથી. ભારદ્વાજીપુત્ર તે પારાશરીપુત્રથી. પારાશરીપુત્ર તે વાત્સીપુત્રથી. વાત્સીપુત્ર તે પારાશરીપુત્ર અને વાર્કારૂણીપુત્રથી. વાર્કારૂણીપુત્ર તે વાર્કારૂણીપુત્રથી. વાર્કાણીપુત્ર તે આર્તભાગીપુત્રથી. આર્તભાગીપુત્ર તે શૌંગીપુત્રથી. શૌંગીપુત્ર તે સાંકૃતીપુત્રથી. સાંકૃતીપુત્ર તે આલંબાયનીપુત્રથી. આલંબાયનીપુત્ર તે આલંબીપુત્રથી. આલંબીપુત્ર તે જાયન્તીપુત્રથી. જાયંતીપુત્ર તે માંડૂકાયનીપુત્રથી. માંડૂકાયનીપુત્ર તે માંડૂકીપુત્રથી. માંડૂકીપુત્ર તે શાણ્ડિલીપુત્રથી. શાણ્ડિલીપુત્ર તે રાથીતરીપુત્રથી. રાથીતરીપુત્ર તે ભાલુકીપુત્રથી. ભાલુકીપુત્ર તે બે ક્રૌંચિકીપુત્રોથી. ક્રૌંચિકી પુત્ર તે વૈદભૃતીપુત્રથી. વૈદભૃતીપુત્ર તે કાર્શકેયીપુત્રથી. કાર્શકેયીપુત્ર તે પ્રાચીનયોગીપુત્રથી. પ્રાચીનયોગીપુત્ર તે સાંજીવીપુત્રથી. સાંજીવીપુત્ર તે આસુરવાસી પ્રાશ્નીપુત્રથી. પ્રાશ્નીપુત્ર તે આસુરાયણુથી. આસુરાયણ તે આસુરિથી. આસુરિ (ગુરૂ).

(૩) યાજ્ઞવલ્કયથી વંશઃ યાજ્ઞવલ્કય તે ઉદ્દાલકથી. ઉદ્દાલક તે અરૂણુથી. અરૂણ ઉપવેશિથી. ઉપવેશિ તે કુશ્રિથી. કુશ્રિ તે વાજશ્રવસથી. વાજશ્રવા તે જીવ્હાવત્ બાધ્યોગથી. જીવ્હાવત્બાધ્યોગ તે અસિતવાર્ષગણુથી. અસિતવાર્ષગણ તે હરિતકશ્યપથી. હરિતકશ્યપ તે શિલ્પકશ્યપથી. શિલ્પકશ્યપ તે કશ્યપનૈધ્રુવથી. કશ્યપનૈધ્રુવ તે વાકથી. વાગ અંભિણિથી. અંભિણિ આદિત્યથી. આદિત્યની આ શુક્લ (યજુર્વેદની ઋચાયો) યજૂંષિ વાજસનેય યાજ્ઞવલ્કયે કહી બતાવી છે-પ્રકટ કરી છે.

(૪) સાંજીવી પુત્રથી (ઉપરનો) સમાનમા છે. સાંજીવી પુત્ર તે માંડૂકાયનિથી. માંડૂકાયનિ તે માંડવ્યથી. માંડવ્ય તે કૌત્સથી. કૌત્સ તે માહિત્યથી. માહિત્ય તે વામકક્ષાયણથી. વામકક્ષાયણ તે શાણ્ડિલ્યથી. શાણ્ડિલ્ય તે વાત્સ્યથી. વાત્સ્ય તે કુશ્રિથી. કુશ્રિ તે યજ્ઞવચસ રાજસ્તંબાયનથી. યજ્ઞવચસ રાજ સ્તંબાયન તુરકાવષેયથી. તુરકાવષેય તે પ્રજાપતિથી. પ્રજાપતિ બ્રહ્મથી. બ્રહ્મ સ્વયંભુ છે. એવા બ્રહ્મને નમસ્કાર હો.

( છઠ્ઠો અધ્યાય સમાપ્ત. )

બૃહદારણ્યકોપનિષદ્દનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.



---

આ ઉપનિષદ્દને વાજસનેયક ઉપનિષદ્ પણ કહે છે.

બૃહદારણ્યકોપનિષદ્દની 'જ્યોતિ' સમાપ્ત.



# પ્રશ્નોપનિષત્

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ (शंकर)

ૐ. હે દેવો, અમારા કાનવડે જે ભદ્ર (કલ્યાણકારી) હોય તે અમે સાંભળીએ. હે પૂજવાયોગ્ય ! અમે ચક્ષુવડે જે ભદ્ર હોય તેને જોઇએ. સ્થિર અંગવાળાં શરીરોથી (તમારી) સ્તુતિ કરતાં કરતાં અમે દેવે આપેલું આયુષ્ય હોય તે ભોગવીએ. લાંબી કીર્તિવાળા (**वृद्धश्रवा**) ઇન્દ્ર ! અમારૂં કલ્યાણ કરો, વિશ્વને જાણનારા (અને પોષનારા) પૂષન્ (સૂર્ય) ! અમારૂં કલ્યાણ કરો. જેનું રથચક્ર અટક્યું નથી (**अरिष्टनेमि**) એવા (અરુણ) તાર્ક્ષ્ય ! અમારૂં ભલું કરો. વાણીના પતિ એવા બૃહસ્પતિ ! અમારૂં કલ્યાણ કરો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।

---

**જ્યોતિ.**

( વંદન. )

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા, તે સદ્ગુરૂ સમ પિતા પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોતિ' પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી 'સ્વ'ભાવમાં, સ્થિર થતાંજ, ભળવાને.

## પહેલો પ્રશ્ન.

(૧) ભરદ્વાજના પુત્ર સુકેશ, અને શિબિના પુત્ર સત્યકામ, અને સૂર્યના પૌત્ર ગાર્ગ્ય, અને અશ્વલના પુત્ર કૌશલ્ય,

---

અથર્વવેદનું આ પ્રશ્નોપનિષદ્ ગદ્યપદ્યાત્મક હોઇ મિશ્ર છે. એનો શાન્તિપાઠ કેવળ ઉપસનાત્મક છે. અને તેમાં આપણા સૂર્ય મંડળના દેવતાઓની ઉપાસનાનું પ્રાધાન્ય સમજાય છે.

(૧) હાલની રસાયન વિદ્યા પ્રમાણે જીવતું તત્વ, અથવા (cell) તે Carbon, Oxides, and Amonia, એટલે પૃથ્વી, જળ, અને તેજસ્નું પરિણામ છે. અને તેજ સત્ય શ્રુતિએ છાં. ૬. ૨. ( ૩–૪. ), અને છાં. ૬. ૩. ( ૧–૩. ) માં પ્રકટ કર્યું છે.

આ ઉપનિષદ્નો મુખ્ય ઉપદેશ એવો છે કે, વ્યક્ત પુરૂષ રૂપી પ્રાણ-વાયુમાં પ્રકટ થતી ચૈતન્ય શક્તિથીજ સમસ્ત મૂર્તામૂર્ત ભૂત કાર્યો પ્રવૃત્તિમય થઇ રહ્યાં છે. અને મૂર્ત ભૂતોમાં સ્થૂળતા છે, તેથી તે જડ દેખાય છે. અમૂર્તમાં સ્વયં પ્રકટ થતો એ પ્રાણ એકલોજ સૂક્ષ્મ શરીરવાળો હોવાથી સ્વતઃ ચૈતન્યના પ્રકાશવાળો થઇને, ભોક્તારૂપે તે મૂર્ત કાર્યોને એટલે રયિને ભોગવી રહ્યો છે. આ પ્રાણને અત્યારના પાશ્ચિમાત્ય વિજ્ઞાનીઓની દૃષ્ટિએ આપણે બ્રહ્માંડમાં રહેલી Energy કહીએ, તો અન્ન-રયિને matter કહી શકાય. પ્રજાપતિએ પ્રજાની ઇચ્છા થતાં, આ પ્રાણ અને અન્નને ઉત્પન્ન કર્યાં, અને એમનાવડે બીજી સૃષ્ટિ વૃદ્ધિને પામી. વિરાટ્માં ઇન્દ્ર, રૂદ્રાદિ દેવો આ પ્રાણનાંજ રૂપો છે. જુવો. પ્રશ્ન ૨. ૯. અધ્યાત્યમાં જીવાત્મા એ પણ આ પ્રાણનુંજ રૂપાન્તર છે. આ પ્રાણ અને તેનાં વિવિધ રૂપાન્તરોની અંદર પેઠેલો જે કારણબ્રહ્મ-હિરણ્યગર્ભ તે તેમનું ચૈતન્યાત્મક તત્વ-આત્મતત્વ છે, તે આ રૂપાન્તરોમાં નિર્વિકાર સૂત્રાત્મા એક રસ રૂપેજ રહે છે, છતાં શકત્યાત્મક માયિક પ્રકૃતિમાં વિવિધરૂપે પ્રકટતાં સ્વરૂપોદ્વારાજ એ જણાતો હોવાથી જુદા જુદાજ ભાવો જેવો દેખાય છે. આ રૂપાન્તરોની ઉપાધિ માયિકજ હોવાથી એ બધી વિવિધતાને માયાનું જ કાર્ય કહેવાય છે. તેથી તે પ્રાણ તેમજ ભોજ્ય સૃષ્ટિ ઉભય અસદ્જ છે. આકાશ તત્વથી બુદ્ધિ અથવા મનનું, અને વાયુ તત્વથી પ્રાણનું શરીર બંધાય છે. અને

અને વૈદર્ભિ (વિદર્ભ દેશના) ભાર્ગવ, અને (કત્યના પુત્ર) કાત્યાયન કબંધીઃ એટલા બ્રહ્મપરાયણ, બ્રહ્મનિષ્ઠ, અને પરં બ્રહ્મને ખોળતા (ઋષિઓ) હાથમાં સમિધ લઇને, ભગવાન પિપ્પલાદ ઋષિ આપણને એ બધુંય સમજાવશે એમ ધારીને, તેમની પાસે (શીખવાને) ગયા. (૨) એ ઋષિએ તેમને કહ્યું કે, ફરીને તમે તપસ્, બ્રહ્મચર્ય અને શ્રદ્ધાવાળા થઇને એક સંવત્સર અહીં રહો, અને પછી તમારી કામના પ્રમાણે તમે પ્રશ્નો પૂછજો. જો અમને આવડશે તો અમે તે સર્વ સમજાવીશું.

(૩) ત્યાર પછી (યોગ્ય સમયે) કબંધી કાત્યાયને આવીને ઋષિને પૂછયું કે, ભગવન્ ! આ બધી (બ્રાહ્મણાદિ) પ્રજાઓ કયાંથી ઉત્પન્ન થઈ? (તે સમજાવો.)

---

તેજસ્ તત્વથી ઇન્દ્રિઓનું બંધારણ સમજાય છે. વિદર્ભ દેશ તે વિંધ્યાચળની દક્ષિણે આવેલો હતો, અને કુંદિન એની રાજધાની હતી.

“ પ્રાણ ” શબ્દ શ્રુતિમાં વિવિધ અર્થમાં વપરાયો છે. અવ્યક્ત શકિતયુક્ત આત્મા અથવા હિરણ્યગર્ભનેય પ્રાણ કહ્યો છે. જુવો (બૃ. ૧. ૬. ૩; ૪. ૪. ૭. પ્રશ્ન. ૩. ૩.) પ્રથમ વ્યક્ત થતા પુરૂષ મહદ્‌ને-ઇશ્વરને પણ પ્રાણ કહ્યો છે. જુવો (બૃ. ૧. ૫. ૧૨. પ્રશ્ન ૩. ૧૦. પ્રશ્ન. ૩. ૩; ૧. (૪. ૫.) પ્રાણબ્રહ્મને પ્રાણ કહ્યો છે. જુવો કૌષી. ૩. ૩. પ્રાણેન્દ્રિય અને મનની ઉત્પત્તિના કારણાત્મક ભૂતતત્વને પણ પ્રાણ કહ્યો છે. જુવો (પ્રશ્ન ૨. ૧૨; મું. ૨. ૧. ૩.) પ્રાણ-વાયુ જે અપનાદિ રૂપે શરીરમાં જીવનક્રિયા કરે છે તેમને પ્રાણ કહ્યા છે. જુવો ( પ્રશ્ન. ૨. ૩ ). ઇન્દ્રિયોને પણ પ્રાણોજ કહ્યા છે. ( બૃ. ૧. ૫. ૨૧. છાં. ૫. ૧. ૧૫ ). આ ઉપનિષદ્‌માં કરેલું પ્રાણનું વિવેચન તો મુખ્યત્વે વ્યક્ત પુરૂષ મહદ્‌ના, ઇશ્વરના, કે હિરણ્યગર્ભના અર્થમાંજ કરવામાં આવ્યું છે; અને તેનાં અનેક રૂપાન્તરો થતાં પણ બતાવ્યાં છે. પ્રાણને વળી બળ કહ્યો છે. જુવો બૃ. ૫. ૧૪. ૪.

(૨) તપસ્‌નું અંગ્રેજ વિદ્વાનો ‘contemplation’, બ્રહ્મચર્યનું ‘discipline’, અને શ્રદ્ધાનું ‘faith’, એવું ભાષાન્તર કરે છે.

(૪) તેને એમણે કહ્યું કે, પ્રજાપતિ (સર્વાત્મા–સદ્દેવતા) પ્રજાની કામનાવાળા થયા, તે (વિચારરૂપી) તપ તપ્યા; અને તપશ્ચર્યા કરીને તે રયિ અને પ્રાણનું એક જોડું ઉત્પન્ન કરવા લાગ્યા, એમ ધારીને કે આ બન્ને મારે માટે વિવિધ પ્રજાઓને ઉત્પન્ન કરશે.

(૫) જરૂર, આદિત્ય (સૂર્ય) પ્રાણ (રૂપે) છે, અને

---

(૪) 'પ્રજાપતિ' એટલે પ્રજા–સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ એવું "અ-વ્યક્ત" બ્રહ્મ, કે "હિરણ્યગર્ભ." તેમજ, મહાભૂતોમાં પ્રવેશ કરી તેમની સૃષ્ટિને વિસ્તારતા વ્યક્ત પુરૂષ ઇશ્વરનું "બ્રહ્મા" એવું સ્વરૂપ. પ્રાણ એટલે 'મહાભૂતોના સૂક્ષ્મ ભાવમાં પ્રથમ પ્રકટતા ચૈતન્યવાળું દ્રવ્ય જેનાથી પ્રાણીમાત્ર–વસ્તુ માત્ર પ્રાણાત્મક થાયછે તેવો "શ્રેષ્ઠ પ્રાણ". અને જેને વિજ્ઞાનશાસ્ત્રીઓ "Energy" કહે છે તે. 'રયિ' એટલે અન્ન, અથવા ભોજ્ય વસ્તુ, જેને માટે પ્રાણી માત્ર પ્રવૃત્તિ કરે છે તે. ઉત્પત્તિ માટે જુવો બ્રહ્મ. સૂ. ૨. ૪. (૧–૧૨). સર૦ બૃહ. ૧. ૨. (૪–૫). તૈ૦ ૨. ૬. ૧; ૨. ૭, ૧. ઐ. ૧. ૧. જુવો છાં. ૬. ૨. ખંડ. બૃ. ૧. ૪. (૧–૩,); મું. ૧. ૧. (૮–૯) જ્યોતિ. આ બન્નેય કાર્યાત્મક હોવાથી અસત્ છે.

"રયિ" એ ભોજ્યાત્મક સૃષ્ટિ છે, તે "પ્રાણ" એટલે જીવન શક્તિમાં પ્રકટતા જીવભાવના ભોગાર્થે સર્જી છે, તેથી રયિને અન્ન અથવા ભોજ્ય પણ કહેવાય છે, અને પ્રાણને ભોક્તા કહેવાય છે. પણ આ બેય વિકારો અસત્ હોઇને જડ છે, તેથી તે ઉભય આત્મતત્વનાં ઉપાધિરૂપ શરીર છે. સર. મું. ૧. ૧. ૯. રયિને જળો કહીને વર્ણવતી શ્રુતિ જુવો છાં. ૫. ૧૬. ૧. અને જુવો બૃ. ૫. ૫. ૧. જ્યોતિ.

મહાભૂતોની ઉત્પત્તિ માટે જુવો. તૈત્રિ. ૨. ૧. ૧; તૈ. ૨. ૭. ૧; છાં. ૬. ૨. ૩. અને ઐત. ૧. ૧; બૃ. ૧. ૪. ૧.

પ્રાણ, ઇન્દ્રિય અને મનની ઉત્પત્તિ માટે જીવો. મું. ૨. ૧. (૩–૧૦); પ્રશ્ન ૬. ૪; પ્રશ્ન. ૩. ૩; બૃ. ૨. ૧. ૨૦.

(૫) આદિત્યમાં 'આદિ' એટલે પ્રથમ, અને 'ત્ય' એટલે અમૂર્તકાર્ય વિકાર. એટલે વ્યક્ત થતા મહત્નું પહેલું કાર્ય અથવા તેનો અમૂક

ચંદ્રમા રયિ (ભોજ્યરૂપે) છે. વળી મૂર્ત (formed) અને અમૂર્ત (unformed) સર્વે ભોજ્ય છે, તો મૂર્ત તો અવશ્ય (રયિ) ભોજ્ય છે જ. (૬) હવે, સૂર્ય ઉદય થઇને પૂર્વ દિશામાં પ્રવેશ કરે છે ત્યારે પૂર્વમાં રહેલા પ્રાણોને પોતાનાં કિરણોમાં (પોતારૂપ કરી) પરોવી લેછે. જ્યારે દક્ષિણમાં, જ્યારે પશ્ચિમમાં, જ્યારે ઉત્તરમાં, જ્યારે તળે, જ્યારે ઉપર, અને જ્યારે ખુણાઓની દિશાઓમાં, એમ સર્વને તે પ્રકાશિત કરે છે ત્યારે, એમ કરીને, સર્વ પ્રાણીને પોતાનાં કિરણોમાં લઇ લેછે. (૭) આવો એ (સૂર્ય) વૈશ્વાનર (વિશ્વમાં રહેલો નર, આત્મા, હોઇ) વિશ્વરૂપ પ્રાણ-અગ્નિ રૂપે ઉદય થાય છે. એનો આવો શ્લોક છે. (૮) "સહસ્ર કિરણો વાળો, વિવિધ રીતે રહેનારો, પ્રજાઓનો પ્રાણ એવો આ સૂર્ય ઉગે છે. તેને (બ્રહ્મવિદો) વિશ્વરૂપ, તેજસ્વી, ભુતમાત્રના જ્ઞાન વાળો, પરમ આશ્રયરૂપ, જ્યોતિરૂપ, એકલો અદ્વૈત, તપી રહેલો (આત્મારૂપે જાણે) છે."

(૯) સંવત્સર (Time) પ્રજાપતિ છે. તેમના બે માર્ગો

---

પ્રથમ વિકાર તે આદિત્ય. જુવો તૈત્તિ. ૨. ૬. ૧. "એ 'સત્' અને 'ત્યત્' થયો." ચંદ્રમા એના માધુર્યને લીધે અન્ન–રયિના જેવો ભોજ્ય છે. સર. બૃ. ૧. ૩. બ્રાહ્મણ. જુવો બૃહદ્. ૧. ૪. ૩. ની જ્યોતિ. 'મૂર્ત અને 'અમૂર્ત' બન્ને અન્ન છે, તો મૂર્ત તો અવશ્ય રયિ છે જ.

(૭) સૂર્ય વૈશ્વાનરને માટે જુવો. છાંદો. ૫. ૧૩. ખંડ.

(૮) તપી રહેલો એટલે જ્ઞાનપ્રકાશથી સર્વને પ્રકાશી રહેલો. जातवेदसं એટલે ભૂત માત્રને જન્મતાંજ જાણી રહેલો. જુવો કેન ૩. ૩. જ્યોતિ.

(૯) જેને આશ્રયે પ્રજાની વૃદ્ધિ થયા કરે છે તે પ્રજાપતિ. આવા પ્રથમ પ્રકટ થતા પ્રજાપતિ સહ–દેવતા છે, અને ત્યાર પછી તેમની વિભૂતિયો છે. સંવત્સર એટલે કાળ. કાળને આધારે, એટલે,

છે, દક્ષિણ અને ઉત્તર. તેથી જે ઇષ્ટાપૂર્ત(યજ્ઞ, દાનાદિ) તેજ (કરવા યોગ્ય) કર્મ છે, એમ માનીને તેમનેજ ઉપાસવાવાળા છે, તે એવા ચંદ્રના લોકને મેળવે છે. (અને) તે જરૂર ત્યાંથી (પૂણ્ય પૂરૂ થતાં) પાછા ફરે છે.(એમ)જે પ્રજાની કામનાવાળા ઋષિઓ છે, તે દક્ષિણ માર્ગને પામેછે. આવો જે રયિ(ભોજ્યલોક) છે, તે પિતૃયાણ(માર્ગ)છે.

(૧૦) હવે, તપ(જ્ઞાનાગ્નિ તપ)વડે, બ્રહ્મચર્યવડે, શ્રદ્ધાવડે,(અને)વિદ્યાવડે આત્માને ખોળીને (તેઓ) ઉત્તરાયણ માર્ગે આદિત્યને ( આદિત્યપુરૂષને ) મેળવે છે. ખરે એ ( આદિત્ય ) પ્રાણોનું રેઠાણ છે, એ મરણ અને ભયથી

---

દિગ અને કાળમાંજ રહીને વસ્તુની વ્યક્તિ રૂપે સ્થિતિ છે, તેથી કાળને પ્રજાપતિ કહ્યો છે.

અહીં બતાવેલો માર્ગ કેવળ કર્મિઓનો છે. કર્મિ છતાં જ્ઞાની એવાનો માર્ગ દશમા મંત્રમાં બતાવ્યો છે. સંવત્સર પ્રજાપતિને છ છ માસના બે વિભાગમાં શ્રુતિ વ્હેંચે છે, અને પરાપૂર્વથી ચાલી આવેલી સૂર્યની ઉત્તરાયણ દક્ષિણાયન માર્ગની કથામાં તેમને ભેળવી દઇને, બે માર્ગોએ થતા પ્રયાણને અહી વર્ણવેલું છે. અને બ્રહ્મજ્ઞાનનો ઉપાસક આદિત્ય પુરૂષ, જેનું સાતમા અને આઠમા મંત્રમાં વર્ણન કર્યું છે, તેને ઉત્તરાયણ માર્ગે પહોંચે છે એમ બતાવ્યું છે. અને એ માર્ગ અજ્ઞાનીને તો અંતરાય રૂપ છે એમ કહ્યું છે. એટલે ચંદ્રાયન માર્ગ તે રયિ, ભોજ્ય, છે. અને ઉત્તરાયન તે પ્રાણ-ભોકતા છે. જુવો બૃહ. ૬. ૨. ૧૬. માંનો ચંદ્રલોકનો ભોગ.

(૧૦) જુવો. બૃ. ૬. ૨. ૧૫. તથા મું. ૧. ૨. ૧૧; છાંદો. ૪. ૧૫. ૫; ૫. ૧૦. ૪; ૬. ૧૪. ૨. અને ત્યાંની સ્થિતિને માટે જુવો. બૃ. ૪. ૪, ૨; છાંદો. ૩. ૧૪. ૧; કઠ. ૫. ૭. છઠા. (૧૭-૧૮)

'આવો આ માર્ગ નિરોધ છે' તેને માટે સરખાવો છાં. ૫. ૧૦. (૩-૪). તેમાંથી તેઓ સંવત્સર (પ્રજાપતિના લોકને) પામતા નથી, પણ છ માસોમાં થઇને ચંદ્રાદિ લોકમાં જાય છે. જુવો. છાં. ૮. ૬. ૫. જુવો. બ્ર. સૂ. ૧. ૨. ૧૬.

રહિત છે, એ શ્રેષ્ઠ આશ્રય છે; અને ત્યાંથી પાછા ફરવાનું નથી. આવો આ (માર્ગ અજ્ઞાનીને) નિરોધ (એટલે સૂર્યમાં જતાં અંતરાયરૂપ)છે. એ(સંવત્સર પ્રજાપતિ)નો આવો શ્લોક છે.

(૧૧) "(ઋતુઓના) પાંચ પાદ વાળા, અને (માસોની) બાર આકૃતિ વાળા (લોકના) પિતાને આકાશે ઉંચા અર્ધસ્થાનમાં જળે ભરેલો છે, એમ કહે છે. અને બીજા (કેટલાક) એ સર્વજ્ઞને (ઋતુ રૂપી) છ આરાઓમાં, ( અને સાત ઘોડા રૂપી ) સાત ચક્રમાં (જગતને) નુંધી રહ્યા છે એમ કહે છે."

(૧૨) માસ પણ પ્રજાપતિ છે. તેનું કૃષ્ણ પક્ષ ખરે રયિ છે, અને શુક્લ પક્ષ પ્રાણ છે. તેથી એવા ( પ્રાણને જાણનારા) ઋષિઓ (તે) ઇષ્ટાદિ યજ્ઞ ક્રિયા શુક્લ પક્ષમાંજ કરે છે. અને બીજા (નહીં સમજનારા) બીજામાંજ (કરે છે).
(૧૩) દિવસ અને રાત્રિ પણ પ્રજાપતિ છે. તેમાં દિવસ તે પ્રાણ છે, રાત્રિ તે રયિ છે. જેઓ દિવસે રતિમાં જોડાય છે તેઓ પ્રાણને વિશેષ ગુમાવે છે. જે રાત્રિએ રતિમાં જોડાય છે તે બ્રહ્મચર્ય જ છે.

---

(૧૧) આ શ્લોક એ સંવત્સર પ્રજાપતિના વિભાગોના સંબંધે છે. એ સંવત્સર પ્રજાપતિનો પિતા આદિત્ય પુરૂષજ છે. એ આદિત્ય વર્ષાદ લાવે છે, તેથી એને જળે ભરેલો કહ્યો છે.

(૧૨) પ્રાણને એટલે આદિત્ય પુરૂષને ઓળખનારા ઋષિઓના યજ્ઞયાગાદિ તો એમના જ્ઞાનને લીધે સદાય જાણે શુક્લપક્ષમાંજ થાય છે. કારણ કે, કદિ એ તેમને કૃષ્ણ પક્ષમાં કરે છતાં એમના યજ્ઞ યાગાદિ એમના જ્ઞાનને પ્રભાવે પ્રાણમાંજ લેઇ જનારા થાય છે. પ્રાણને નહીં ઓળખનારાની સર્વે ક્રિયાઓ તેને ભોગમાંજ દોરતી હોઇ, ગમે તો એ શુક્લ પક્ષમાં યજ્ઞયાગાદિ કરે ત્હોય તે કૃષ્ણ પક્ષમાંજ કર્યા બરોબર છે. શ્રુતિ તેથીજ કહે છે કે, પ્રાણને જાણનારા ઋષિઓ યજ્ઞક્રિયા સદા શુક્લ પક્ષમાં જ કરે છે, અને અજ્ઞાનીના બધાય યજ્ઞ એ ગમે ત્યારે કરે તો પણ તે દક્ષિણાયન માર્ગેજ, એટલે આવા રયિમય કૃષ્ણ પક્ષમાં જ થાય છે.

(૧૪) અન્ન પણ પ્રજાપતિ છે. એનાથીજ વીર્ય બંધાય છે, અને તેવા વીર્યથી આ બધી પ્રજાઓ ઉત્પન્ન થાય છે.

(૧૫) તેથી, જેઓ એવું પ્રજાપતિ વ્રત આચરે છે, તેઓ દ્વંદ્વને ઉપજાવે છે. તેમનો તો આવો(પિતૃયાણે ચંદ્રમાનો)જ બ્રહ્મલોક છે, જેઓ (પ્રજાપતિ વ્રત વાળા કર્મિયો) તપ અને બ્રહ્મચર્ય પાળે છે, અને જેમનામાં સત્ય રહ્યું છે તે. (૧૬) (પણ) જેમનામાં (સત્વની વિશુદ્ધિને લીધે) છળકપટ નથી, તેવા(જ્ઞાની)ઓ જ એ પ્રસિદ્ધ નિર્મળ (विरज) એવા બ્રહ્મલોકને (સ્વર્ગને) પામે છે.

## પ્રશ્ન બીજો.

(૧) પછી એમને (પિપ્પલાદને) વૈદર્ભિ ભાર્ગવે પુછયું

(૧૫-૧૬). દ્વંદ્વ એટલે જોડું. તે ભોજ્ય ભોક્તાનું, પ્રાણ-રયિનું, કે સ્ત્રી પુરૂષનું છે. ભગવાન શંકર તેને પુત્ર પુત્રીનું પણ કહે છે. પ્રજાપતિ વ્રત એટલે આગળ કહેલું બ્રહ્મચર્ય. તપ, અને બ્રહ્મચર્ય તે સ્નાતકાદિ તપ, અને સ્થૂળ બ્રહ્મચર્ય; તથા સત્ય, એટલે અનૃત વર્જીત, એવી ધર્મ ક્રિયાઓ પાળનારા. એવા બધાને માટે તો આ પ્રજાપતિનો એમનાં શુભ વ્રતોના પુન્ય ભોગને અર્થે પ્રાપ્ત થતો પિતૃલોકજ છે. કેવળજ્ઞાનનેજ શોધતા હોઇને સત્વની સંશુદ્ધિવાળા, અને તેથી છળકપટાદિથી રહિત, અને મને, કર્મે, અને વાચાએ કરીને અનૃતના પ્રપંચથી વિમુખ જ હોય તેઓની જ્ઞાનચક્ષુ ઉઘાડીજ હોવાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને માટે તેઓ અધિકારી હોય છે, તેથી તેઓજ નિર્મળ (विरजं) બ્રહ્મલોકને માટે પવિત્ર આદિત્યના માર્ગમાં પ્રવર્તનારા થાય છે.

આવો એટલે કર્મભોગનો 'બ્રહ્મલોક' તે પિતૃલોક, અને નિર્મળ 'બ્રહ્મલોક' તે સ્વર્ગ, એમ બ્રહ્મલોક વિવિધ ગુણવાળો છે. જુવો બૃહ. ૬. ૨. ૧૫. જ્યોતિ.

(૧) સર૦ બૃહ. ૧. ૩. (૧-૭), આ પ્રશ્નમાં પ્રાણના લિંગ-શરીરમાં પ્રકટ થતા જીવેશ્વરના દ્વંદ્વ સ્વરૂપનું નિરૂપણ કરવામાં

કે, હે ભગવન્ ! કેટલા દેવો (શક્તિયો) પ્રજાને ધારણ કરી રહ્યા છે ? અને કયા દેવો એને પ્રકાશે છે ? અને વળી તે બધામાં કયો (દેવ) શ્રેષ્ઠ છે ?

(૨) તેમણે એને કહ્યું કે, ખરે એ દેવ આકાશ છે, વાયુ, અગ્નિ, જળ પૃથિવી, વાણી, મન, ચક્ષુ અને શ્રોત્ર છે. એ બધા પ્રકટ થઈને (અહંકારથી ભરેલા) કહે છે કે, અમે (પ્રત્યેક) આ પંચબાણ(રૂપી પંચ મહાભૂતોથી બનેલા શરીર)નું જૂથ દ્દઢ કરીને ધારણ કરી રહીયે છીએ. (૩) સર્વોત્તમ એવો પ્રાણ તેમને કહેવા લાગ્યો કે, તમે (એમ) મોહ ના પામશો. પાંચ જૂદા જૂદા રૂપે વ્હેંચાઇ જઇને હું જ શરીરના જૂથને દ્દઢ બનાવી ધારણ કરી રાખું છે. (૪) એમને (દેવોને) એમાં શ્રદ્ધા બેઠી નહીં. (એટલે ક્રોધભર્યો) તે પ્રાણ જાણે (મરડાઇને) અભિમાનથી બહાર નીકળી જવા લાગ્યો. જેમ માખીના રાજાને ઉડી જતો દેખી માખીઓ પોતેય ઉડી જાય, અને તેને બેસતો જોઈને તે બધીય પોતે પણ બેસે તેમ, જ્યારે તે પ્રાણ ઉઠયો એટલે બધાય (દેવ) પણ ઉઠવા લાગ્યા, અને તે અંદર સ્થિર થયો તો તેઓ પણ બધા સ્થિર થવા લાગ્યા. અને આમ પ્રસન્ન થએલાં વાણી, મન, ચક્ષુ, અને શ્રોત્ર પ્રાણની આવી સ્તુતિજ કરી રહ્યાં કે,

---

આવ્યું છે. પહેલા પ્રશ્નમાં પ્રાણનું વિરાટ સ્વરૂપ બતાવ્યું. અને અહીં હવે અધ્યાત્મ સ્વરૂપ પ્રકટ કરે છે.

(૩) સર્વોત્તમ પ્રાણ, તે અનેક વિશિષ્ટ રૂપોએ થએલા પ્રાણોનું સામાન્ય અધિકરણ, એવું સર્વનું આત્મરૂપી તત્વ, શ્રેષ્ઠ પ્રાણ, હિરણ્ય-ગર્ભ, કે પ્રાજ્ઞ પુરૂષ.

(૪) જુવો બૃ. ૧. ૩. (૭-૧૮); ૬. ૧. ૧૩, અને છાંદો. ૫. ૧. ખંડ.

(૫) "એજ (પ્રાણ) અગ્નિ રૂપે તપે છે. એજ સૂર્ય રૂપે (પ્રકાશ આપે) છે. એજ મેઘ રૂપે (વર્ષે) છે. એજ ઈન્દ્ર રૂપે (પ્રજાને પાળે) છે. એજ વાયુ રૂપે (આકાશને પૂરી રહે) છે. એજ ભોજ્ય પૃથ્વી રૂપે છે. (અને) સદસત (મૂર્તામૂર્ત બ્રહ્મ), અને (સર્વનો આધારભૂત) અમૃત (મહદાત્મ) છે તે એજ દેવ છે. (૬). રથનાભિમાં આરાની પેઠે આ સર્વ જગત્ પ્રાણમાંજ પરોવાઇ રહ્યું છે. તે ઋક્, યજુષ્ અને સામ (એ ત્રણ વેદો), યજ્ઞ, ક્ષત્રિય અને બ્રાહ્મણ (એમ સર્વ જગત્) છે. (૭) તમે પ્રજાપતિ રૂપે ગર્ભમાં ફરો છો, અને તમેજ પાછા જન્મો છો. હે પ્રાણ! પ્રાણોની સાથે (સર્વ શરીરોમાં) જે પ્રતિષ્ઠત છો એવા તમારે અર્થેજ આ પ્રજાઓ બલિને લાવે છે. (અર્થાત્ તમેજ તેના ખરા ભોક્તા છો). (૮) દેવોની (આહુ-

---

(૫) સદસત રૂપને માટે જુવો બૃહ. ૨. ૩. બ્રાહ્મણ. ઉપનિષદમાં તમામ દશ્યોમાંનું જે અંશ સત્નું શુદ્ધ અધિષ્ઠાનાત્મક 'જ્ઞ'રૂપ વસ્તુને પ્રકાશે છે, તેજ અંશને "દેવ" કહ્યું છે. દેવ એટલે તેજસ્વી. આ તેજ તે જ્ઞાનતેજ છે. અગ્નિનો દાહક ગુણ એવું નહીં, પણ એ દાહક ગુણમાંય 'જ્ઞ'રૂપ પ્રકાશક અંશ છે તેજ આત્મ-તત્વ 'દેવ' છે. તેથીજ બધીય વસ્તુ જ્યાં જ્યાં જે વસ્તુ રૂપે પ્રગટ થાય છે, ત્યાં તેને પ્રકટ કરતો, પ્રકાશ કરતો, તે વસ્તુ 'છે' એવા રૂપે થતો અંશ તે જ દેવાંશ છે. અને તેજ સ્વરૂપે સત્ છે, તેથીજ સર્વ જગત્ આત્મ રૂપેજ છે. અને બીજો એમાંનો અંશ એ દેવનો વિકારજ હોઇને નામમાત્ર છે, સંકલ્પમાત્ર છે. અને તેથી પરમાર્થ દૃષ્ટિએ તે "સદ્" વસ્તુ નથી. આ પ્રાણોએ તે દેવના એવા પ્રકાશક અંશને જાણ્યું ત્યારેજ તેમનો અહંકાર ગળી ગયો. અને એમણે આત્મભાવને ઓળખ્યો, એવો શ્રુતિનો ઉદ્દેશ છે. સર. છાંદો. ૭. (૧૪-૧૫) ખંડોની જ્યોતિ. આ એકજ દેવને માટે જુવો બૃ. ૩. ૯. ૯; બૃ. ૪. ૧. બ્રાહ્મણ.

(૬) તેથીજ આખા જગત્ને રથનાભિમાં પરોવાઇ રહેલા આરાની પેઠે પ્રાણમાંજ તે પ્રકટી રહ્યું છે એમ કહ્યું છે.

તિઓ લેઈ જનારા) શ્રેષ્ઠ વહ્નિ તમો છો. પિતૃઓને પહેલું બલિ (પહોંચાડનાર) તમે છો, જ્ઞાનેન્દ્રિયોનું (ઋષિઓનું) અને અથર્વાંગિરસોનું (કર્મેન્દ્રિયો અને શરીરની ધાતુઓનું) સત્ય (અમોઘ, ખાલી ન જાય એવું ક્રિયાત્મક) ચરિત (active principle) તમે છો, (૯) હે પ્રાણ! (શાશન કરતાં) તમે ઇન્દ્ર છો, પ્રતાપે તમે રૂદ્ર છો, તમે સર્વના રક્ષક છો. તમે અંતરિક્ષમાં સૂર્ય રૂપે વિચરો છો, તમે જ્યોતિઓના પતિ છો. (૧૦) હે પ્રાણ! તમે જ્યારે વર્ષો છો ત્યારે તમારી આ પ્રજા ખુશી થાય છે, અને હવે મન માન્યું અન્ન પાકશે એમ (જાણીને) તે આનંદરૂપ બની રહે છે. (૧૧) હે પ્રાણ! તમે (સંસ્કાર વિનાય) સ્વભાવેજ શુદ્ધ (વ્રાત્ય) છો. તમે એકર્ષિ (નામના પ્રસિદ્ધ અગ્નિ) હોઇને (સર્વે હવિના) ભોક્તા છો. તમે વિશ્વમાત્રના સાધુ પતિ છો. અમે તો (તમારે) જે ખાવાનું છે, તેને આણી આપનારાં જ છીએ. હે માતરિશ્વા! અમારા તમે પિતા છો. (૧૨) જે આપનું આ તનૂ (સૂક્ષ્મ શરીર) વાણીને, શ્રોત્રને, ચક્ષુને, અને મનને પૂરીને વ્યાપી રહેલું છે, તે (અમને) સુખદા કરો. તે બહાર નિસરી ના જાઓ. (૧૩) આ ત્રણે લોકમાં રહેલું છે તે બધુંય પ્રાણને વશ છે. માતાની પેઠે (અમો) પુત્રોનું તમે રક્ષણ કરો, અને શ્રી (વૈભવ), અને જ્ઞાન આપો."



(૧૧) એકર્ષિ એટલે સર્વત્ર સ્થૂળ ભૂતોમાં રહીને એકલો રોજ જોતો, અને સૂક્ષ્મ શરીર વાળો હોવાથી ચૈતન્યના સ્પષ્ટ પ્રકાશ વાળો, એવો પ્રાણઈશ્વર એકલોજ દૃષ્ટા છે, તેથી સર્વનો એનેજ ભોક્તા કહ્યો છે. અને અથર્વ વેદમાં એને 'એકર્ષિ અગ્નિ' તરીકે પણ ઓળખાવ્યો છે. જુવો બ્ર. સૂ. ૨. ૪. ૨ જ્યોતિ.

## પ્રશ્ન ત્રિજો.

(૧) પછી, એમને (પિપ્પલાદને) અશ્વલના પુત્ર કૌસલ્યે પૂછ્યું કે, ભગવન્, આ પ્રાણ ક્યાંથી ઉત્પન્ન થાય છે ? આ શરીરમાં તે શી રીતે આવે છે ? અને પોતે વ્હેંચાઈ જઇને અંદર શી રીતે ઠરે છે ? શા કારણથી (શરીમાંથી) એ ઉઠી જાય છે ? કેવી રીતે એ બાહ્ય(સૃષ્ટિ)ને, અને કેવી રીતે એ અંદરની (અધ્યાત્મ) સૃષ્ટિને ધારણ કરી રહે છે ? ( તે સમજાવો ).

(૨) તેને એમણે કહ્યું કે, તું હદપારના (બારીક) પ્રશ્ન પૂછુંછું. (પણ) તું બ્રહ્મની જીજ્ઞાસા વાળો છું, તેથી તને હું તે કહું છું. (૩) આત્મામાંથીજ એ પ્રાણ ઉત્પન્ન થાય છે. (શારીર) પુરૂષમાં જેમ છાયા (આકૃતિ) છે તેમ, એ (આત્મા) માં એ (પ્રાણ) પથરાઇ રહ્યો છે. મનના (સંકલ્પાદિ) કર્મને લઇને (કર્મોએ દોર્યો) તે આ શરીરમાં આવે છે. (૪) જેમ આટલાં ગામ તમે સંભાળજો, આટલાં તમે (બીજા) સંભાળજો, એમ કરી પોતાના અધિકારીઓને રાજા જ કાર્યમાં ગોઠવે છે તેમ, આ પ્રાણ બીજા પ્રાણોને જૂદે જૂદે કાર્યે યોજે છે. (૫) તે ગુદા અને ઉપસ્થમાં અપાનને (ગોઠવેછે). મુખ અને નાસિકામાંથી (નીકળતો એવો) પ્રાણ પોતેજ

---

(૧) સર. છાંદો ૩. ૧૩ ખંડ.

(૩) અહીં આત્મામાંથી એટલે પરમાત્મામાંથીજ છાયારૂપે વ્યક્ત થતાં બ્રહ્મની ઉત્પત્તિ કહી છે. એ પ્રથમજન્મ, અથવા હિરણ્યગર્ભ, અથવા પ્રાણ, વિજ્ઞાનની ઉપાધિવાળો થતાં કર્મના યોગે શરીરમાં ભોગાર્થે પ્રવેશ કરે છે. અને શરીરમાં રહેલા હૃદયાકાશમાં પુનઃ તે ચૈતન્યરૂપે સ્પષ્ટ પ્રકટ થાય છે. ત્યાં પરમાત્માનું આવું ચોખ્ખુ દર્શન થાય છે, તેથી આત્માને વળી મંત્ર છઠ્ઠામાં એ આત્મા હૃદયમાં રહે છે, એમ કહીને શ્રુતિ ઉપદેશે છે.

(૫) સર. ઐત. ખંડ બીજો.

ચક્ષુ અને શ્રોત્રમાં રહે છે. અને મધ્ય(નાભિ)માં સમાન (રહે છે), કારણ કે એ ખાધેલા અન્નને (આખા શરીરમાં) સરખી રીતે પ્હોંચે છે. એમાંથી જ આવી સાત જ્વાળાઓ-જ્યોતિઓ ફુટે છે.

(૬) હવે હૃદયમાં એ આત્મા(મુખ્ય પ્રાણ રહે)છે. અહીંથી એક સો અને એક (મુખ્ય) નાડીઓ નીસરે છે. તેમાં દરેકને સો સો(એવી હજાર શાખાઓ) છે. અને એ હજાર પ્રતિશાખાઓને (દરેકે) બોંતેર બોંતેર (શાખાઓ) થાય છે. આ(બધાય)માં વ્યાન (પ્રાણ) ફરી રહ્યો છે. (૭) હવે એક (શુષુમ્ના) નાડીએ થઈને (ઉંચે જનારો) ઉદાન (પ્રાણ) પુણ્ય કરેલાને પુણ્યલોકમાં, પાપ કરેલાને પાપ લોકમાં, અને (પુણ્ય અને પાપ) બેય કરનારાને મનુષ્યલોકમાં દોરી જાય છે. (૮) આદિત્ય અવશ્ય બાહ્ય (અધિભુતોના) પ્રાણ રૂપે છે, અને ચક્ષુમાં રહેલા પ્રાણને અનુગ્રહ (ઉપકાર) કરવા (પ્રકાશ આપીને પોષવા) એ ઉદય થાય છે. પૃથ્વીમાં જે દેવતા (શક્તિ રૂપી પ્રાણ) છે, તે આકર્ષણ કરીને પુરૂષના અપાનને (સમર્થન કરે છે), અને તે બન્નેની વચ્ચે રહેલો આકાશ (નામનો સર્વવ્યાપક પ્રાણ) તે (પુરૂષના) સમાનને (સમર્થન કરે છે); અને વાયુ (ચાલતી હવા) વ્યાનને (સમર્થન કરે છે). (૯) (બાહ્ય) તેજસ્ જરૂર ઉદાન છે. તેથી જેમનું તેજ (પ્રાણાગ્નિ) શાન્ત પડી ગયું હોય, તેઓ મનમાં સંકોચાયલી ઇન્દ્રિયોની જોડે પુનર્ભવને (બીજા શરીરને પામે છે). (૧૦)

---

(૯) જુવો બૃહ. ૪. ૪. (૧-૨), અને છાં. ૮. ૬. ૬. પ્રાણોની ઉત્ક્રાન્તિ માં પણ સમજાવી છે. જુવો બ્ર. સૂ. ૪. ૨. (૧-૧૭).

(૧૦) મરણ વખતે જેવી વાસનામય ચિત્ત થાય, તેવીજ વાસના-સંકલ્પ આત્મક જીવ થાય છે. અને એવા સંકલ્પવાળો જીવ સૂક્ષ્મેન્દ્રિયોને પકડી લેઇ નિશ્ચેતન થતાં પ્રાણમાં લીન થાય છે. અને તે પ્રાણ શરીરમાંથી છુટીને તેજસ્‌માં ભળે છે. ત્યાં તેજમાં રહેલો અને પ્રાણમાં સંકોચાયલો પેલો વાસનામય જીવ પ્રાણ વિકાસતાં પુનઃ પ્રકટ થાયછે. અને

(મરણ સમયે) જેવી વાસના રૂપે ચિત્ત થયું હોય, તેવા ચિત્ત (સંકલ્પ) સાથે, (મનમાં સંકોચાયલી ઇન્દ્રિયોને લેઇને) જીવ મુખ્ય પ્રાણમાં આવે છે. એ પ્રાણ તેજસ્(ઉદાન)માં જોડાય છે. અને તે (તેજસ્) આત્મા(જીવાત્મા)ને સાથે લઇને (તેણે

---

એના પૂર્વના સંકલ્પ પ્રમાણે પ્રકૃતિ તેના ભણી ખેંચાય છે, એટલે એ પ્રાણમાંજ નવો લોક પાછો ખડો થઇ જાય છે, જેમાં એ જીવાત્મા અભિમાની થતાં પ્રકૃતિની તદ્રુપતાને પામે છે. એજ એનો પુનર્ભવ છે. આવા તેજમાં ભળેલા મુખ્ય પ્રાણને જીવના સંકલ્પ પ્રમાણે તેને વિવિધ લોકને પમાડતો કહેવાનું કારણ એવું છે કે, એ પ્રાણ વિના, એ સહુની શક્તિ વિના, જીવનો પ્રાદુર્ભાવ થતો નથી, તેમજ તેના સંકલ્પનું અસ્તિત્વ પણ સંભવિત નથી. જીવ તે એના સંકલ્પથી-વાસનાથી કાંઇ ભિન્ન વસ્તુ નથી, અને સંકલ્પ તે પ્રાણના પ્રકાશથીજ દેખાતા જીવભાવમાંજ પ્રકટે છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી, જીવ અને પ્રાણ પ્રકૃતિના સંઘાતમાં ભિન્ન નથી. માત્ર સંકલ્પાત્મકતાને પણ, બુદ્ધિની પેઠે, તેના પ્રકાશક પ્રાણ-ઇશ્વરથી ભિન્ન અનુભવી શકીએ છીએ, તેથીજ જીવ અને પ્રાણને આપણે જૂદા કલ્પીએ છીએ. પ્રાણ એ અત્યંત સૂક્ષ્મ પ્રકૃતિમાં પ્રકટતી સર્વજ્ઞ ઇશ્વરની ચૈતન્ય શક્તિ છે, તેથી કર્મફળની પ્રાપ્તિનુ અથવા સંકલ્પાનુસાર કર્મના ફળનું એજ નિયામક મૂળ છે. તેથી તે ફળને "પમાડે" છે એમ કહ્યું છે. 'મેં મનને રૂંધ્યું' એમ આપણે વારંવાર કહીએ છીએ, તેમાં રૂંધનાર મન છે, અને રૂંધાનાર પણ મનજ છે. એજ પ્રમાણે, પ્રાણ જીવને સાથે લઇને સંકલ્પે કરેલા લોકને એ પમાડે છે, એવો વ્યવહાર પ્રકટ કર્યો છે.

પ્રશ્ન. ૫. ૫. માં શ્રુતિએ મહાભૂતોમાં પેઠેલા હિરણ્યગર્ભ-પ્રાણને 'જીવઘન' કહ્યો છે, અને ત્યાં તેના સંબંધમાં ભગવાન શંકર કહે છે કે, એ હિરણ્યગર્ભ સર્વે સંસારી જીવોનો આત્મભૂત છે, એજ લિંગદેહે સર્વે ભૂતોનો અંતરાત્મા છે, અને એ લિંગાત્મામાં સર્વે જીવો એકઠા થાય છે. અર્થાત, હિરણ્યગર્ભ અને જીવાત્મા ભિન્ન નથી. જીવાત્મા માત્ર સંઘટ્ટ થતા સંકલ્પ અથવા વાસના રૂપજ છે. અને હિરણ્યગર્ભમાં તેવો માયિક ભેદ 'છાયા' રૂપેજ રહે છે. અને તેજસ્માં જતાં એ જૂદો પ્રકટ થતો દેખાય છે.

કર્માનુસાર) સંકલ્પ કર્યા પ્રમાણે લોકને પમાડે છે.

(૧૧) જે વિદ્વાન પ્રાણને આવી રીતે ઓળખે છે, તેની પ્રજાનો ઉચ્છેદ થતો નથી; અને તે અમૃત થાય છે. તેનો આવો શ્લોક છે.

(૧૨) "પ્રાણની ઉત્પત્તિ, (શરીરમાં તેનું) આગમન, (ત્યાં તેનાં) સ્થાન, અને તેની પાંચે પ્રકારની પ્રભુતા, અને (બાહ્ય). પ્રાણનું અધ્યાત્મ સ્વરૂપ, એટલાંને જાણીને (ઉપાસક) અમૃતનો ભોક્તા થાય છે, (તેમને) જાણીને અમૃતને ભોગવે છે."

---

## પ્રશ્ન ચોથો.

(૧) પછી એમને (પિપ્પલાદને) સૌર્યાયણી (સૂર્યના પૌત્ર) ગાર્ગ્યે પૂછયું કે, ભગવન્ ! આ શરીરમાં કયા (દેવ) ઉંઘે છે, કયા દેવ જાગે છે, અને કયા દેવ સ્વપ્નોને જુવે છે ? આ (પ્રસિદ્ધ સુષુપ્તિનું) સુખ તે કોનું છે ? અને બધાય (દેવો) કોનામાં પ્રતિષ્ઠા પામી રહ્યા છે ?

(૨) તેને એમણે કહ્યું કે, હે ગાર્ગ્ય ! જેમ સૂર્ય અસ્ત થતાં, તેનાં બધાંય કિરણો એ તેજસ્ મંડળમાં એકઠાં થઈ જાય છે, અને પછી સૂર્યનો ઉદય થતાં, તે (પાછાં) પ્રચારને પામે છે તેમ, એ સર્વ (ઇન્દ્રિયોએ પ્રકાશિત કરેલું જગત્) પર (કારણાત્મક) એવા મન–દેવમાં (શક્તિમાં) એકઠું થાય છે. તેથી, ત્યારે પુરૂષ (શરીરમાં રહેલો જીવાત્મા કશું) સાંભળતો નથી, જોતો નથી, સુંઘતો નથી, ચાખતો નથી, સ્પર્શ કરતો નથી, બોલતો નથી, પકડતો નથી, આનંદ ભોગવતો નથી, (મળાદિનું) વિસર્જન કરતો નથી, ગતિ કરતો નથી; (એટલે) એ ઉંઘે છે એમ (લોક) કહે છે.

(૩) તે વખતે આ શરીરપુરમાં પ્રાણરૂપી અગ્નિઓ

---

(૨) જુવો. બ્ર. સૂ. ૪. ૨. (૧ થી ૧૭).

એકલાજ જાગતા રહે છે. આ અપાન છે, તે ખરે ગાર્હપત્ય અગ્નિ રૂપે છે, વ્યાન તે અન્વાહાર્યપચન અગ્નિ રૂપે છે. જેને ગાર્હપત્યમાંથી આણુવામાં આવે છે. (અને એમ) આણુવા ઉપરથી તે આહવનીય પ્રાણ (કહેવાય) છે. (૪) જે આ ઉચ્છ્વાસનિશ્વાસોને આહુતીની પેઠે સરખી રીતે દોરી રહ્યા છે, તે સમાન (પ્રાણ હોતૃરૂપે) છે. મન જરૂર યજમાન છે. યજ્ઞનું ફળ તે ઉદાન છે, જે આ (મનરૂપી) યજમાનને પ્રતિદિન (સુષુપ્તિમાં) બ્રહ્મ ભણી લેઈ જાય છે.

(૫) અહીં સ્વપ્નમાં તે દેવ (મન-જીવાત્મા) મહિમાને

---

(૪) યજ્ઞનું ફળ તે જાણે ઉદાન પ્રાણ છે.

(૫) અહીં "દેવ મહિમાને અનુભવે છે" તે દેવ તે કયા ? કોઇ કહે કે, આત્મા-પરમાત્માજ એવો અનુભવ કરે છે, કારણ કે, જાણવાની શકિત તો એનીજ છે. હવે જો કેવળ આત્માજ મહિમાને અનુભવે છે એમ કહો તો, તે બરાબર નથી. કારણ કે, વિશેષપણે જાણવાની ક્રિયાનું કરણ-સાધન મન છે, તેથી આત્માનું દ્રષ્ટાપણું એવા મનને આધીન રહે, તેથી તે પરતંત્રજ બને. પણ આત્માનું દ્રષ્ટાપણું તો સર્વત્ર, અને સ્વતંત્ર છે. આવા જ્ઞાનનો અનુભવ એકલા મનનો છે એમ કહીએ તો, મન સ્વયંપ્રકાશ નથી, અને સ્વયંપ્રકાશ તો આત્મા એકલોજ છે. તેથી આત્મા એકલાનાજ સ્વયંપ્રકાશપણા ઉપર આક્ષેપ થશે. અને સ્વયંપ્રકાશ હોય તેજ જાણી શકે. હવે, આવું સ્વાતંત્ર્ય અને સ્વયંપ્રકાશકત્વ એ બન્નેય વસ્તુ પણ મનની ઉપાધિની અપેક્ષાએજ છે. જો મનની ઉપાધિ ના હોય તો સ્વાતંત્ર્ય કે પારતંત્ર્યજ સંભવતાં નથી. તેમજ સ્વયંપ્રકાશ કે પરપ્રકાશ પણ નથી સંભવતા. કારણ કે, સ્વયંપ્રકાશનો અવકાશ પણ પારકાથી પ્રકાશિત થવાના વિરોધી ગુણની અપેક્ષાએજ રહેલોછે. એટલે કે જ્ઞાનના કરણાત્મક મનની ઉપાધિની જો અપેક્ષાજ હોય નહીં તો, આ બેમાંનો એકે ગુણ પણ અનુભવાયજ નહીં. તેથી એવા ઉપાધિ રહિત આત્માને તો જાણવાનુંય નથી, કે જોવાનુંય નથી, કે અનુભવવાનુંય નથી. તેથી અહીં કહેલો દેવ તે તો મનની ઉપાધિવાળોજ વિકૃત જીવાત્મા છે, અને તેજ અનુભવે છે, પરમાત્મા નહીં. એટલે મનજ અનુભવે

અનુભવે છે. જે (એણે) પહેલાં દીઠેલું હોય છે, તે દીઠેલાને ફરીને દેખે છે, સાંભળેલું હોય તે સાંભળેલો વિષય ફરીને સાંભળે છે, દેશ વિદેશમાં અનુભવેલું હોય તેનો ફરી ફરીને અનુભવ કરે છે, (આ જન્મમાં) દેખેલું, કે નહીં દેખેલું (તેથી પૂર્વજન્મમાં દેખેલું), સાંભળેલું કે નહીં સાંભળેલું, અનુભવેલું કે નહીં અનુભવેલું, સત્ (જળમાં જળનેજ જોવું તે) કે અસત્ (મૃગજળ–ઝાંઝવામાં જળને જેવું જોવું તે) એવું બધુંય એ જુવે છે, સર્વ ( સર્વે વાસનારૂપ) થઇને જુવે છે.

(૬) તે દેવ જ્યારે ( નાડીમાં રહેલા પિત્ત નામના ) તેજથી હારે છે, થાકે છે, ત્યારે સ્વપ્નને જોતો નથી. અને પછી, શરીરમાં (સુષુપ્તિના) એવા (પ્રસિદ્ધ નિરાબાધ) સુખ (રૂપે) થાય છે. (૭) હે સોમ્ય ! જેમ પક્ષીઓ રેઠાણુ–વૃક્ષમાં ભરાઈ જાયછે તેમજ, આ સર્વ (વ્યવહાર) પરાત્મા (પ્રજ્ઞાત્મા-પ્રાણુ)માં સ્થિર થઈ જાય છે–વિરામી જાય છે. (૮) (તે સર્વ વ્યવ-

---

છે એમ કહેવામાં પણ કશો દોષ નથી, કારણુ કે, મનરૂપી ઉપાધિ એકલીજ આવા જ્ઞાનના અનુભવમાં વિશેષ છે, અને સાક્ષી આત્મા તો સર્વત્ર સમાન છે. આવા મનને પ્રતિદિન જાગ્રત્ કે સ્વપ્નની ઉપાધિઓને ભાગી નાખી તેમને બીજ રૂપે કરીને, મહદાત્મામાં દોરી જતો ઉદાન પ્રાણ સુષુપ્તિમાં બ્રહ્મ ભણીજ લેઇ જાય છે, અને તેથી તેને યજ્ઞના ફળ રૂપે કહ્યો છે.

સર. બૃ. ૪. ૩. ૧૦; જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૪૦ જ્યોતિ. અને બ્ર. સૂ. ૨. ૩. ૨૯. જ્યોતિ.

(૬) સર. કૌષી. ૪. ૨૦; બૃ. ૪. ૪. (૧૫–૧૮).

(૭) રેઠાણુમાં પક્ષીની ઉપમા માટે સર. બૃ. ૪. ૩. ૧૯; છાં. ૬. ૮. ૨. વળી આવા સ્થિર વિરામ વાળી સંપ્રસાદ અવસ્થા માટે જુવો છાં. ૮. ૩. ૪; છાં. ૮. ૧૨. ૩. બૃ. ૪. ૩. (૨૨–૩૧).

(૮) મહાભૂતોની તન્માત્રાઓ એટલે તેમનાં અત્યંત સૂક્ષ્મ તત્વો, મહદ્દનાં સંકલ્પાત્મક ભૂતો, કે જેમને વેદમાં 'જળો' કહે છે તે. સર. કૌષી. ૩. (૪–૮). 'માત્રાઓ' માટે જુવો બૃ. ૪. ૪. ૧. જ્યોતિ.

હાર તેઃ) પૃથિવી અને પૃથિવી તન્માત્રા, જળ અને જળ તન્માત્રા, તેજ અને તેજ તન્માત્રા, વાયુ અને વાયુ તન્માત્રા, આકાશ અને આકશ તન્માત્રા; ચક્ષુ અને જોવાનું (વિષયો), શ્રોત્ર અને સાંભળવાનું, નાસિકા અને સુંઘવાનું, જીહ્વા અને ચાખવાનું, હાથ અને પકડવાનું, ઉપસ્થ અને ભોગવવાનું, પાયુ અને વિસર્જન કરવાનું, પગ અને ચાલવાનું, મન અને મનન કરવાનું, બુદ્ધિ અને જાણવાનું, અહંકાર અને અહંકાર કરવાનું (અહંભાવે થવાનું), ચિત્ત અને ચિંતન કરવાનું (પ્રકટ કરવાનું), તેજ અને તેજોમય કરવાનું ( વિષયોને પ્રકાશિત કરવાનું ), પ્રાણ અને ( વિષયોને ) ધારણ કરી રાખવાનું (એ બધુંય). (૯) જરૂર એવો જોનાર, સ્પર્શ કરનાર, સાંભળનાર, સુંઘનાર, ચાખનાર, મનન કરનાર, જાણનાર, કર્મ કરનાર તો વિજ્ઞાનાત્મા( બુદ્ધિની ઉપાધિમાં અહંકારે પ્રકટ થતો) પુરૂષજ છે. અને તે (પુરૂષ બુદ્ધિના એવા વિકારો શમતાં) પર એવા અક્ષર આત્મામાં(પ્રાણમાં)જ ઠરી જાય છે.

(૧૦) એવા છાયા (વાસના) વિનાના, શરીર વિનાના, ગુણ વિનાના, પવિત્ર (અને તેજસ્વી) અક્ષરને જે ઓળખે છે,

---

(૯) અહીં જે 'પર અક્ષર' કહ્યો છે, તે પર એટલે કારણાત્મક અક્ષર એવો મુખ્ય પ્રાણ છે. અને એ અવ્યક્ત બ્રહ્મનો પ્રથમજન્મ છે. આ સર્વ એનાથી ઉત્પન્ન થયું છે, અને એમાંજ જીવી રહ્યું છે. એ હિરણ્યગર્ભ છે, અને એજ કાર્યકારણની ઘટમાળને સાક્ષી રૂપે સર્વ વસ્તુને પ્રકાશીને દોરી રહ્યો છે. ઉપનિષદોમાં 'પર' અને 'અપર' એવા બે સાપેક્ષ શબ્દોનો વારંવાર ઉપયોગ કર્યો છે. અને 'પર' એટલે ઉપરનું કારણ, અને અને 'અપર'તે એવા પરની અપેક્ષાએ તેનાથી ઉતરતું એવું વિકાર રૂપ 'કાર્ય', એવાજ અર્થમાં એ શબ્દોનો સર્વત્ર વપરાશ થયો છે. એટલે એક વસ્તુ એનાથી હેઠળની વસ્તુની અપેક્ષાએ જે પર-કારણ હોય, તેજ એનાથી ઉપરની શ્રેણિમાં બીજીની અપેક્ષાએ 'અપર' એટલે કાર્યરૂપે પણ થાય છે. દૃષ્ટાન્ત તરીકે જુવો. કઠો. ૩. (૧૦-૧૧). સર. ઈશા. ૯. જ્યોતિ.

તે પર (કારણાત્મક પ્રાણ) એવા અક્ષરનેજ પામે છે. હે સોમ્ય, જે (એવા અક્ષરને પામીને) સર્વને જાણનારો (થાય) છે, તે સર્વ રૂપ થાય છે. તેનો આવો શ્લોક છે:

(૧૧) " વિજ્ઞાનાત્મા, (અગ્નિ આદિ) સર્વે દેવો સાથેના (ચક્ષુ આદિ) પ્રાણો, અને (પૃથિવી આદિ મહા) ભૂતો, (એ બધાંય) જેમાં ઠરી જાય છે તેવા અક્ષરને, હે સોમ્ય ! જે ઓળખે છે, તે સર્વજ્ઞ (થઇને) જરૂર સર્વમાં (પ્રાણ રૂપે) પ્રવેશ કરે છે."

## પ્રશ્ન પાંચમો.

(૧) પછી શૈબ્ય ( શિબિના પુત્ર ) સત્યકામે એમને (પિપ્પલાદે) પૂછ્યું કે, હે ભગવન્ ! મનુષ્યોમાં જે પ્રાણાન્ત સુધી ૐકારનું એક ચિત્તે અંતરાભિમુખ થઇ ધ્યાન કરે છે, તે કયા લોકને મેળવે છે ?

(૨) તેને તેમણે કહ્યું કે, હે સત્યકામ ! ખરે આ જે ૐકાર છે, તે પર (અવ્યક્ત બ્રહ્મ), તેમજ અપર (પ્રાણરૂપી વ્યક્ત) બ્રહ્મ છે. તેથી એમને સમજનારો (વિદ્વાન) તેવે (ઉપાસનાને) રસ્તે એનોજ આશ્રય કરીને બે(પર અને

---

(૧૧) શ્રુતિકાર પોતાના અનુભવે થએલા નિર્ણયોનું પણ આમ વારંવાર અન્ય આગમ વચનોથી સમર્થન કરે છે. આ અક્ષર તે છાં. ૬. ૨ ખંડમાં પ્રકટ કરેલી સદ્-દેવતાજ છે, જેને છાં. ૬. ૩. માં ભૂત માત્રમાં જીવભાવે પ્રવેશ કરતી બતાવી છે તે. અર્થાત્ જે સંકલ્પાત્મક ભૂત માત્રને પ્રાણ-સત્તા આપીને ધારી રહી છે, અને જેમાં અંતકાળે એ સર્વે ભૂતો પુનઃ વિલીન થઈ જાય છે તે.

(૧) આ પ્રશ્નના વિવેચન માટે જુવો માંડૂક્યોપનિષદ્.

(૨) આ ૐની ઉપાસનાથી પર કે અપર એવી કોઇ પણ ઇચ્છાની તૃપ્તિને માટે સરખાવો. કઠ. ૨. ૧૬. ' પર ' કહ્યો છે, તે અવ્યક્ત બ્રહ્મ છે. જુવો. બ્ર. સૂત્ર. ૧. ૩. ૧૩.

અપર)માંથી એક(બ્રહ્મ)ને પહોંચે છે. (૩) જે એની એક માત્રાનું અભિધ્યાન કરે, તે તેવી(એક માત્રા)થીજ સંવેદિત થતાં (જ્ઞાનાનુભવને પામતાં) તરત પૃથ્વીમાં (આત્મભાવને) પામે છે. તેને (ઋગ્વેદની) ઋચાઓ (Creative harmonies) મનુષ્યલોકમાં દોરી જાય છે; અને તે ત્યાં તપ, બ્રહ્મચર્ય, અને શ્રદ્ધાવાળો થઇને મહિમાને અનુભવે છે. (૪) હવ જો એ બે માત્રાનું અભિધ્યાન (અંતરાભિમુખ ધ્યાન) કરે તો, તે મનમાંજ ( આત્મભાવને ) પામે છે; અને યજુર્વેદના મંત્રો તેને અંતરિક્ષના ચંદ્રલોકમાં દોરી જાય છે. તે ચંદ્રલોકમાં વિભવને ભોગવીને પાછો ફરે છે. (૫) વળી જે આ ત્રણેય માત્રાના ૐ એવા એક અક્ષર વડે પર પુરૂષનું અભિધ્યાન કરે છે, તે તેજસ્ રૂપ સૂર્યમાં (આત્મભાવને) પામે છે. જેમ સર્પ કાંચળીથી છુટો પડી જાય છે તેમજ, તે પાપથી મુક્ત થાય છે. અને સામ

(૩) પૃથ્વીમાં આત્મભાવને પામવું, એટલે પૃથ્વીરૂપે થવું, હું પૃથિવી છું એવીજ ભાવના થવી તે.

(૪) મનમાં આત્મભાવને પામવું, એટલે હું મનજ છું તેમ થવું. વસ્તુની સાથે તદ્રુપ થવું એટલે તે વસ્તુમાંજ આત્મભાવને પામવું. પર એ કારણ, અપર એ કાર્ય છે. પર એ અપરની અપેક્ષાએ સત્–સ્થિર છે, તેથી પર એ શ્રેષ્ટ છે, અને અપર એ કનિષ્ટ અને નાશવાન છે.

(૫) આ ત્રિજી સ્થિતિ પણ દિગ્કાળના ભેદવાળી હોઇ મર્ત્ય છે. કારણ કે એવી સ્થિતિવાળો પણ પુરૂષને બુદ્ધિની દષ્ટિએજ જુવે છે. જુવો કેન. ૧. ૪. હિરણ્યગર્ભને 'જીવઘન' કહેવાનું કારણ કે, એ જીવોનો આત્મભૂત અને ભૂતોનો અંતરાત્મા હોઇ પ્રાણી માત્રને કાર્યકારણની ઘટમાળમાં દોરી રહ્યો છે, અને સર્વે જીવો એમાંજ ઠરી રહ્યા છે તેથી. એટલે કે જેમાં સર્વે જીવો ઘન-એકઠા થઇ જાય છે તેવો એ પુરૂષ-હિરણ્યગર્ભ સર્વાત્મા છે. આવો બ્રહ્મલોક તે આત્માનું 'સ્વ'ધામ નથી, પરંતુ ત્યાં રહીને જીવ માત્રની દષ્ટિ એવી સર્વમયી અને નિર્મળ થાય છે કે, જ્યાંથી

(વેદના) મંત્રો એને બ્રહ્મલોકમાં (હિરણ્યગર્ભના સત્ય નામના લોકમાં) દોરી જાય છે. તે એવા જીવઘન(હિરણ્ય-ગર્ભ)માં રહીને પરાત્પર (પરમાત્મા) એવા અને સર્વે શરીરોમાં પ્રવેશીને રહેલા પુરૂષોત્તમને જુવે છે (અનુભવે છે). તેના આવા બે શ્લોકો છે.

(૬) " જો તેણે ત્રણે માત્રાઓને, વિશેષણે કરીને તે જૂદી જૂદી (છતાં) અન્યોન્યના માત્ર સંબંધ-આસક્તિ વાળી જ છે, એમ (ધ્યાનમાં) પ્રયોજી (ઉપાસી) હોય તો, તેવો (ઉપાસક) મૃત્યુ ગોચર (મરણશીલ) છે. પણ જો બાહ્ય (જાગ્રત્), અભ્યંતર (સુષુપ્ત),અને મધ્યમ(સ્વપ્નાવસ્થા)ની ક્રિયાઓમાં વિવેકથી એમનો(ઉપાસનામાં)બરાબર પ્રયોગ થાય તો, તેમને(એકજ મહાન અક્ષર રૂપે) ઓળખનારો ( જ્ઞઃ ઉપાસક) ચળતો નથી. (૭) (આવી ૐકારની ઉપાસનાના સાધનથી) ઋગ્વાટે અહીં પૃથ્વીમાં, યજુર્વાટે અંતરિક્ષમાં (ચંદ્રલોકમાં), અને સામવાટે જેને (વેદના) કવિયો બતાવે છે તેવા (ભોજ્ય બ્રહ્મ)લોકમાં જાય છે (એવા અપર બ્રહ્મને જ પામે છે). તેજ ૐકારના સાધનથી (તેને અવ્યક્ત અક્ષર રૂપે) ઓળખનાર વિદ્વાન જે શાન્ત છે, અજર છે, અમર છે, અભય છે, અને શ્રેષ્ઠ છે તેવા (પરબ્રહ્મ)ને (પણ) પામે છે.

---

આત્માના 'સ્વ'રૂપની ઝાંખી તેને બહુ સરળ અને સ્પષ્ટ થાય છે. અને બૃહદ્. અને છાંદો, આદિમાં કહ્યા પ્રમાણે સર્વ કામનાઓનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે ત્યાંથી એવા પરમ આત્મજ્ઞાનના ઉદયે તે આત્મભાવને પામે છે. જુવો. બૃ. ૬. ૨. ૧૫, છાં દો. ૫. ૧૦. ૨. જીવઘનમાં રહીનેજ આવી દૃષ્ટિ ઉઘડેછે, તેથી એ બ્રહ્મલોકમાંથી આત્મજ્ઞાનના પરિણામે કૈવલ્યને પમાયછે. જુવો બ્ર. સૂ. ૪. ૩. ૧૦. અહીં પર પુરૂષનું ધ્યાન કરવાનું કહ્યું છે, તે પરમાત્માનું ધ્યાન સમજવું. કારણ કે, એવું ધ્યાન કરનાર પરાત્મા ત્યાં તો પુરૂષોત્તમને જુવે છે એમ કહ્યું છે, એટલે એવું 'પર' તે પુરૂષોત્તમ છે.

## પ્રશ્ન છઠ્ઠો.

(૧) પછી ભરદ્વાજના પુત્ર સુકેશે એમને (પિપ્પલાદને) પૂછયું કે, હે ભગવન્! હિરણ્યનાભ નામના કોસલ(દેશ)ના રાજપુત્રે મારી પાસે આવીને મને એક પ્રશ્ન પૂછયો હતો કે, હે ભારદ્વાજ! તમે સોળ કળાવાળા પુરૂષને જાણો છો? તે કુમારને મેં કહ્યું કે, 'હું એને જાણતો નથી. જો હું એ જાણતો હોઉં તો તને કેમ ના કહું?' જે જૂઠું બોલે છે, તે જરૂર મૂળ સહિત સુકાઇ જાય છે, તેથી મારે (અહીં)જૂઠું બોલવું ઘટે નહીં. (પછી) તે છાનો માનો રથમાં બેસીને ચાલ્યો ગયો. હવે, હું તમને એજ પૂછુછું કે, એવો પુરૂષ તે કયાં છે?

(૨) તેને એમણે કહ્યું કે, આ રહ્યો, આ જ અંતર શરીરે

---

(૨) દર્શન, સ્પર્શનાદિ ઇન્દ્રિયોના વ્યાપારમાં પ્રકટ થતો પુરૂષ 'અંતર શરીરે' એટલે શરીરથી પરિચ્છિન્ન થઇને, તેને આકાશની પેઠે વ્યાપી રહ્યો છે. તે હથેળીમાં બોરની પેઠે શરીરમાં જૂદો રહ્યો નથી, કારણ કે, એ ત્યાં આકાશની પેઠે સર્વવ્યાપી છે. શરીરને વ્યાપી રહેવાથી એને શરીરનીજ ઉપાધિએ પરિછિન્ન કહ્યો છે. ત્યાં શરીરમાં રહેતાં, અવિદ્યાના અધ્યારોપણથીજ એવા પુરૂષમાં ઇન્દ્રિય અને પ્રાણાત્મક સોળ કળાઓ પ્રકટ થતી જણાય છે, વસ્તુતાએ નહીં. વસ્તુતાએ તો પુરૂષ નિર્વિકારજ છે. અવિદ્યાની ઉપાધિએજ ગુણોનો માયિક પ્રભાવ ત્યાં પ્રકટ થાય છે. શરીરમાં થતું આવું ચૈતન્યનું દર્શન ચાર રીતે તપાશી શકાય છે. (૧) ચૈતન્ય ક્ષણે ક્ષણે થઈ થઇને નાશ પામે છે. (૨) ચિત્તનો નિરોધ થતાં સર્વ શૂન્યજ થાય છે. (૩) ચૈતન્યને જગાડનાર નિત્ય આત્મામાંથી અનિત્ય એવું ચૈતન્ય થાય છે, અને નાશ પામે છે. (૪) અને કેટલાક એમ પણ કહે છે કે, જડ વસ્તુના સમુદાયથીજ ચૈતન્ય ઉત્પન્ન થાય છે, અને તે સંઘાત વછુટતાં તેનો નાશ થાય છે.

આ બધીય દૃષ્ટિઓ ખોટીછે. ચૈતન્ય પુરૂષ તો અવ્યય હોઇને નિત્ય નિર્વિકલ્પ અને નિષ્કલજ રહેછે. માયાએ દેખાતી એની કળાઓજ ઉઠેછે, અને શમે છે. 'હું' એવું નિર્વિશેષ ભાન તે ચૈતન્ય. તે પ્રજ્ઞાન ઘનનું સ્વરૂપ

તે પુરૂષ, કે જ્યાં હે સોમ્ય! એવી (તેની) સોળે (પ્રાણાદિ) કળાઓ (અવિદ્યાના અધ્યાસથી) પ્રભાવને પામે છે.

---

છે. તે ઉપાધિને લીધેજ વિશેષતાને ધારણ કરે છે. જેમ કે, આ ઘડો છે, આ પટ છે, ઇત્યાદિ. હવે આવું ચૈતન્ય તે તો નિત્ય છે જ, એનો અભાવ સંભવી શકે નહીં. જાગ્રતમાં આપણે જે દરેક વસ્તુ જોઇએ છીએ, સાંભળીએ છીએ, તેમાં એજ ચૈતન્ય વિશેષપણે પ્રકટ થાય છે. કદિ એમ કહેવામાં આવે કે ઘડો જ્યાં નથી ત્યાં ચૈતન્ય નથી, તો એવો વાદ ખોટો છે. ઘડો નથી, પણ ચૈતન્ય તો છે જ. આ પટ છે એવા ત્યાં થતા અનુભવમાં તે જણાય છે તેથી વળી એજ ઘડો ભાગી જતાં માટી રહી છે, એવા જ્ઞાનમાં પણ ચૈતન્ય છે, એમ અનુભવાય છે. અને ઘડો અને મૃત્તિકા એ બેય વિશેષોને જાણનાર ચૈતન્ય તો એકજ અવિકારી છે. વિકાર થયો તે ઘટ ભાગતાં માટીની ઉપાધિની વિશેષતામાંજ. કાદ કોઈ કહે કે, ત્યારે ઘડાનું ચૈતન્ય કેમ જણાતું નથી? ઉત્તર કે, અધિષ્ટાનના અભાવે વિશિષ્ટ ઘડાનું ભાન થતું નથી; નહીં કે, ચૈતન્યનો અભાવ છે તેથી. કદિ કોઇ કહે કે, જ્યાં જ્ઞેય વસ્તુનો અભાવ હોય ત્યાં જ્ઞાનનો–ચૈતન્યનો પણ અભાવ જ કહેવો યોગ્ય છે, એટલે કે ચૈતન્ય તેના જ્ઞેયની સાથે તેના જ જેવા ધર્મવાળું–અનિત્ય અને ક્ષણિક છે. આ વાદ અયોગ્ય છે. કારણ કે, જ્ઞેયનો અભાવ છે તે કેમ અને કોણે જાણ્યું? વસ્તુનો અભાવ એ પણ જ્ઞેય છે. તેનેય જાણનાર ચૈતન્ય વિના એ અભાવનું જ્ઞાન કેમ સંભવે? એટલે સર્વ જ્ઞેય વસ્તુનો અભાવ હોવા છતાંય, એ અભાવ છે એમ જાણનાર ચૈતન્યની સત્તા તો સર્વત્ર સ્પષ્ટ અનુભવ સિદ્ધ છે. આવી રીતે સુષુપ્તિમાં જ્યારે જ્ઞેયમાત્રનો અભાવ થાય છે ત્યારે મેં ગાઢ નિદ્રામાં કાંઈ જાણ્યુંજ નહીં એવા વિષય માત્રના અભાવને પણ જાણનાર સાક્ષી ચૈતન્યની સત્તાનો અનુભવ તો સર્વને થાય છેજ. ત્યારે ચૈતન્ય નિત્ય છે, અને જે જ્ઞેયનો ભાવ અથવા અભાવ છે, તેના ઉપર ચૈતન્યની સત્તાનો આધાર નથી. પણ ચૈતન્યના ઉપરજ જ્ઞેયનો અથવા તેના અભાવનો આધાર છે, અને તે ઉપાધિને લઇનેજ થાય છે. કારણ કે, જ્યારે મન અમુક સ્થળે ઠરીને વિશેષતાને પામે, ત્યારેજ તે વસ્તુનું જ્ઞાન થાયછે, અને આ 'ઘડો છે' એમ સમજાય છે.

(૩) તેણે (પુરૂષે) વિચાર્યું કે, કોના ઉઠી જવાથી હું અહીંથી (શરીરમાંથી) ઉઠી ગએલો થાઉં, અને કોની પ્રતિષ્ઠાથી (સ્થિર બેસવાથી) હું પ્રતિષ્ઠા પામીને ઠરૂં ? (૪) એણે

---

જો એ પ્રમાણે મન કોઈજ અધિષ્ટાન ઉપર ઠરે નહીં, અને ચૈતન્ય વિશેષતાએ સ્ફુરે નહીં તો, તે વસ્તુની સત્તા નથી, એમજ સર્વ માને છે. એટલે વસ્તુની સત્તા-હોવાપણું તે સંબંધી વિશેષતાની ઉપાધિવાળા ચિત્તના ઉપરજ આશ્રિત છે. વૈનાશિકો કે ક્ષણિકવાદીઓ પણ એમ તો નહીંજ કહી શકે કે, અંધારામાં વસ્તુ દેખાય નહીં માટે જોનારને આંખજ નથી, તેમજ અજવાળામાં વસ્તુ હોય નહીં તો તેથી અજવાળુંજ નથી. આવો અનુભવ સર્વનો એક સરખો હોવાથી એ જ સત્ય છે.

(૧) હવે, પહેલો ક્ષણિક વાદ ખોટો છે કારણ કે વસ્તુના સંસર્ગથી જો તેનું જ્ઞાન ક્ષણે ક્ષણે થતું હોય અને સમૂળું નાશ પામતું હોય, તો સમગ્ર જ્ઞાનનો કેવળ અસંભવજ થાય. કારણ કે ઘટ ભાગીને માટી થતાં ઘડાનું જ્ઞાન નાશ પામ્યું, તેને માટીના જ્ઞાનની સાથે સંબંધ પણ સંભવી શકે નહીં, તો પછી ઘડો ભાગીને તેની માટી થઇ, અને માટી એ ઘડાનું કારણ છે, એવું સાંગ આખું સ્પષ્ટ જ્ઞાન તે ક્ષણે ક્ષણે નાશ પામતા ચૈતન્યથી ગ્રહી શકાય નહીં એ ઉઘાડું છે. એટલે આવા ક્ષણિક વિજ્ઞાન વાદીના કરતાં શ્રુતિનો બોધ, કે આત્મા એજ પ્રજ્ઞાનઘનછે, એ શુદ્ધ "ચિદ્ઘન" છે, અને ઉપાધિએ પ્રકટ થએલો સર્વજ્ઞાનનો સંગ્રહ કરતાં એજ 'પ્રજ્ઞાનઘન' બને છે, એવુંજ સત્ય સ્વીકારવા યોગ્ય છે. (૨) ચૈતન્યનો નિરોધ થતાં સૂન્યકાર થાય એવો ભય પણ ખોટો છે. ચૈતન્યનો નિરોધ થતાં જ્ઞેયનો અભાવ તો જણાય છેજ. પણ, પછી જેમાંથી ફરીને આવું જગત્ ફુટી નીકળ્યું, તેવું મૂળ શૂન્ય કેમ હોય ? તેમાં જગત્ બીજભાવે તો રહ્યુંજ છે, માટે એ શૂન્ય નથી. (૩) નિત્ય એવા ચૈતન્યરૂપ આત્મામાંથી અનિત્ય ચૈતન્ય વિરૂદ્ધ હોઇને વસ્તુતાએ ઉત્પન્ન થાય એ સંભવિત નથી. માટે એ વાદ પણ અયોગ્યછે. (૪) જડવસ્તુના એકઠા થવાથીજ કારણથી વિરૂદ્ધ એવા ચૈતન્યાત્મક ધર્મની ઉત્પત્તિ સ્વીકારવા યોગ્ય નથી. કારણકે તે અનુભવથી વિરૂદ્ધ છે.

(મુખ્ય) પ્રાણને સૃજ્યો-કાઢ્યો. (પછી) પ્રાણમાંથી (કર્મના ફળમાં વિશ્વાસવાળી) શ્રદ્ધા, (તેમાંથી ભોજ્યાત્મક) આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી; ઇન્દ્રિય, મન; અન્ન. અને અન્નથી વીર્ય, તપ, મંત્રો, કર્મ, અને લોકો; અને લોકોને વિષે નામોને (સૃજ્યાં). (૫) જેમ નદીઓ ઉછાળા મારતી સમુદ્રના તરફ દોડતી સમુદ્રમાં મળી જઇ (ત્યાં) શમી જાય છે, અને તેમનાં નામરૂપોનો નાશ થાય છે (भिद्येते), અને (તે બધી-યને) 'સમુદ્ર' એમજ કહેવાય છે; તેવીજ રીતે આ બધેય જોઇ (વ્યવહાર કરી) રહેલા (જીવ)ની આવી સોળેય કળાઓ પુરૂષના ભણી દોડતી પુરૂષને પામીને (પુરૂષમાંજ) શમી જાય છે, અને તેમનાં નામ રૂપોનો નાશ થાય છે, અને (તે સર્વે) 'પુરૂષ' એમજ કહેવાય છે. એવો એ પુરૂષ (ત્યારે) કલારહિત અને અમૃત થાય છે. તેનો આવો શ્લોક છે.

(૬) "રથની નાભિમાં પરોવેલા આરાની પેઠે જેમાં આ કલાઓ ઠરી રહે છે, તે જાણવા જેવા પુરૂષને તું ઓળખ, કે જેથી તને મૃત્યુની વ્યથા થાય નહી."

(૭) તેમને પિપ્પલાદે કહ્યું કે, આટલે સુધી હું આ પર બ્રહ્મને જાણું છું. એનાથી પર (ઉપરનું કશું) નથી.

---

કદિ, વૈનાશિકો એમ કહે કે જ્ઞાન, ચૈતન્ય, અને જ્ઞેય એકજછે, તેથી જ્ઞેયના અભાવે જ્ઞાની ચૈતન્યનો પણ અભાવ થાય. પણ જ્યારે એમના મતેય 'અભાવ' જ્ઞેય છે, તો એવા અભાવની સાથે ઐક્યભા-વવાળું ચૈતન્ય તો નિત્યજ, તેથી ક્ષણિક નથી, એમ થશે. અને એમની ક્ષણિક વાદની પ્રતિજ્ઞાજ તૂટી પડશે. સોળ કળાઓને માટે જુવો બૃહ. ૧. ૫. (૧૪–૧૫). બ્ર. સૂ. ૪. ૨. ૧૬.

(૫) નામ રૂપોનો નાશ થતાં નિષ્કલ પુરૂષજ રહે છે, તેને માટે વળી સર છાંદો. ૬. ૧૦. ૧; છાંદો. ૮. ૧૨. ૩; તૈત્તિ. ૨. ૧. ૨;

(८) તે (સુકેશાદિ) ઋષિઓએ એમનું પૂજન કરીને કહ્યું કે, તમે અમારા પિતા છો, જે અમને (આમ) અવિદ્યાની પેલે પાર તારીને કાઢો છો. પરમ ઋષિઓને અમારા નમસ્કાર હો. પરમ ઋષિઓને અમારા નમસ્કાર હો.

હે દેવ, અમારા કાનવડે જે ભદ્ર હોય તે અમે સાંભળીએ. હે પૂજ્ય, અમે ચક્ષુવડે જે ભદ્ર હોય તેને જોઈએ. ઇત્યાદિ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

(પ્રશ્નોપનિષદ્નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત).



કઠ. ૪. (૧૪-૧૫); બૃહ. ૩. ૨. ૧૨; બૃહ. ૨. ૪. ૧૨; બૃહ. ૪. ૩. ૨૨; બૃહ. ૪. ૪. ૧૯; મુંડ. ૩. ૨. ૮. આદિ શ્રુતિઓ.

(પ્રશ્નોપનિષદ્ની 'જ્યોતિ' સમાપ્ત.)

# મુંડકોપનિષત્

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ (शंकर)

## મુંડક પહેલું.

ૐ. હે દેવ, અમારા કાન વડે જે ભદ્ર (કલ્યાણકારી) હોય તે અમે સાંભળીએ. હે પૂજવા યોગ્ય અમે ચક્ષુ વડે જે ભદ્ર હોય તેને જોઇએ. સ્થિર અંગવાળાં શરીરોથી (તમારી) સ્તુતિ કરતાં કરતાં દેવે આપેલું આયુષ્ય હોય તે અમે ભોગવીએ. લાંબી કીર્તિવાળા (वृद्धश्रवा) ઈન્દ્ર અમારૂં કલ્યાણ કરો. વિશ્વને જાણનારા અને (પોષનારા) પૂષન્ (સૂર્ય) અમારૂં કલ્યાણ કરો. જેનું રથચક્ર ખડયું નથી ( अरिष्टनेमि ) એવા તાર્ક્ષ્ય (અરૂણ) અમારૂં ભલું કરો. વાણીના પતિ એવા બૃહસ્પતિ અમારૂં કલ્યાણ કરો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

---

જયોતિ.

( વંદન. )

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા, તે સદ્દગુરૂ સમ પિતા પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર ' જયોતિ ' પ્રકાશ ધરવાને,
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત્ત વિશુદ્ધ કરી કરીને,
શુદ્ધ પરમ દર્શનથી 'સ્વ'ભાવમાં, સ્થિર થતાંજ, ભળવાને.

## पहेलो खंड.

(१) देवोमां ब्रह्मा पहेला थया. ए विश्वना कर्ता अने भुवनना रक्षक छे. एमणे सर्वे विद्याओनी प्रतिष्ठारूप ब्रह्मविद्याने पोताना ज्येष्ठ पुत्र अथर्वाने शीखवी. (२) ब्रह्माए जे विद्या अथर्वाने शीखवाडी ते ब्रह्मविद्या तेमणे (अथर्वाए) पूर्वे अंगिराने भणावी. एमणे भरद्वाजना पुत्र सत्यवाहने भणावी, अने एम परंपराए मळेली विद्याने तेमणे अंगिरसने(भणावी).

(३) शौनक नामना महा शाले (गृहस्थे) विधिपुरःसर

---

आ अथर्ववेदनुं मंत्रोपनिषद् छे. पं. मेक्षमुलर प्रमाणे आ मंत्रो यज्ञमां वापरवाना मंत्रो जेवा नथी. छतां, आ मंत्रोने संहिताना मंत्रोनी पेठे स्वर साथे गवाय तोज अर्थनी सरळता थाय तेवा छे, तेथी ते जूना छे एम तो अमने स्पष्ट देखाय छे.

मुंडक एटले अस्त्रो अथवा छरा. अस्त्रानी धारथी जाणे कापीने बारीक विवेक कर्यो होय तेम, एमां ब्रह्मनुं विवरण स्पष्ट शब्दोमां अने शंका रहे नही तेम प्रकट कर्युं छे, तेथी एनुं नाम मुंडकोपनिषत् पडयुं हशे, एम कल्पाय छे.

(१-२) आ खंडमां जे एकनेज ओळखवाथी सर्वेने ओळखाय, एवा कारणब्रह्मने समजावतां श्रुति विद्याना बे विभाग करे छे. जे ज्ञान कारणब्रह्म संबंधी छे तेने ते परा विद्या कहे छे. जे ज्ञान उत्पन्न थएली व्यकृत सृष्टिना अथवा कार्यब्रह्मना अंगनुं छे, तेने अपरा विद्या कहे छे. अने कारणमांथी जे कार्य नीसरे छे, ते तो सदात्मक कारणनो सत्य संकल्पात्मक विकार मात्र छे, एटले ते कार्य नामरूपात्मक ज छे, तेथी ते असत् के मिथ्या छे, एम कहेछे. अने कारण तो वस्तुताए निर्विकार अने निष्कल छे, तेथी ते अव्यय छे. आ उपदेशना प्रत्येक विभागने लेइने पाछळना खंडोमां श्रुति तेमने विस्तारथी समजावे छे.

(३) सर० छांदो. ६. १. ३ नी ज्योति. जे एक कारणने ओळखवाथी तेनां बधांय कार्य ओळखाय, तेवा कारणात्मक ब्रह्म संबंधीज आ प्रश्न छे.

અંગિરસની પાસે આવીને પૂછયું કે, હે ભગવન્! જે(એક)ને ઓળખવાથી આ સર્વનું ઓળખાણ પડી જાય છે, તે કયું?

(૪) તેને તેમણે કહ્યું કે, બ્રહ્મને જાણનારા કહે છે કે, બે પ્રકારની વિદ્યા જાણવા યોગ્ય છે. એક પરા અને બીજી અપરા. (૫) તેમાંની અપરામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ; શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ્ ( એમ ચાર વેદ, અને તેમનાં છ અંગો આવે છે ). અને, પરા તે કે જેનાથી અક્ષરને ઓળખાય છે (પમાય છે).

(૬) જે અદૃશ્ય, અગ્રાહ્ય, ગોત્ર(મૂળ) રહિત, નિર્ગુણ, ચક્ષુ અને શ્રોત્ર રહિત, હાથ પગ વિનાનો, નિત્ય ( એટલે અવિનાશી), વિવિધરૂપે રહેલો, સર્વવ્યાપી, અત્યંત સૂક્ષ્મ

---

(૪) જુવો આ વિદ્યા માટે ૪શો. ૧૩ જ્યોતિ.

પરાવિદ્યા એટલે કારણાત્મક વિદ્યા, અને અપરા એટલે કાર્યાત્મક વિદ્યા. બ્રહ્મ જગત્‌નું કારણ હોઇ બ્રહ્મવિદ્યાને આપણે પરા વિદ્યા કહીએ, તો સર્વ વિકાર-કાર્ય એવા જગત્‌નું જ્ઞાન માત્ર અપરા વિદ્યા કહેવાય. અને આવાજ અર્થમાં અહીં વિદ્યાના વિભાગ કર્યા છે. વેદનું જ્ઞાન તેમજ બુદ્ધિનાં સર્વ કાર્ય, અને બુદ્ધિ પોતે પણ, અપરા વિદ્યાની ગણતરીમાંજ પડે છે. 'નેતિ નેતિ' એમ કરીને જે ઉપનિષદ્‌માં પુરૂષનું પરમ જ્ઞાન કરવામાં આવ્યું છે, તેજ એકલું જ્ઞાન પરા વિદ્યા છે, અને અન્ય સર્વ જ્ઞેયનું જ્ઞાન અપરા વિદ્યા છે.

(૫) બ્રહ્મ ઓળખવામાંજ તેને પામવાપણું છે. મુ. ૩. ૨. ૯.

"અક્ષર" બે પ્રકારના છે. એક તો ક્ષર જગતની અપેક્ષાએ જે અક્ષર છે, તે અવ્યક્ત જગતનું કારણ–મૂળ પ્રકૃતિરૂપ શક્તિએ યુક્ત એવું બ્રહ્મ. અને બીજુ, આવા અક્ષરની પણ પારનું અક્ષર, જેને પરમ નિર્વિકાર અક્ષર અથવા પુરૂષોત્તમ કહે છે તે. આ બેય પ્રકારના સ્પષ્ટીકરણ અર્થે જુવો ગીતા. ૧૫. (૧૬ થી ૧૮). જ્યોતિ.

(૬) જુવો. બ્ર. સૂ. ૧. ૨. ૨૧.

અને અવ્યય (વિકાર રહિત) છે, તેજ સર્વ ભૂતોનું ઉત્પત્તિ સ્થાન (યોનિ) છે, એમ વિવેકી પુરૂષો ચારે તરફ જોઇ–અનુભવી રહ્યા છે. (૭) જેમ કરોળીઓ (લાળ રૂપી પોતાના શરીરને) બહાર કાઢીને પાછું સંકોચી લે છે, જેમ પૃથ્વી-માંથી વનસ્પતિઓ ઉગી નીકળે છે, જેમ જીવતા શરીરમાંથી કેશ અને રૂવાં નીકળે છે, તેમજ અક્ષરમાંથી આ વિશ્વ ઉપજે છે. (૮) બ્રહ્મ તપ સૂથી (વિચારથી) વધે છે ( ફુલે છે). પછી તેમાંથી (ભોગની અવ્યક્ત ઇચ્છારૂપી) અન્ન પ્રકટ થાય છે. અન્નમાંથી(સૂક્ષ્મ શરીરમાં પહેલો વ્યક્ત થએલો)પ્રાણ (હિરણ્યગર્ભ), (તેમાંથી) મન, (તેમાંથી) સત્ય (આકાશાદિ પંચ ભૂતો), (તેમાંથી) લોક, ( તેમાંથી કર્મ, અને ) કર્મને વિષે તેમનાં અવશ્યભાવી (अमृत) ફળ (થાય છે). (૯) જે સર્વ"જ્ઞ" છે, (અને વળી વિશેષે કરીને જે) સર્વને

(૭) જેમ કાર્યકારણના સંઘાતમાં તે બેયનું અનન્યત્વ છતાં, માયિક ગુણાત્મક ભેદોના દર્શનથીજ કાર્યસૃષ્ટિ કારણથી જૂદી રચાય છે, તેમજ અક્ષરમાંથી આ માયિક વિશ્વ પ્રકટી ઉઠે છે. જુ. બ્ર. સૂ. ૧. ૧. ૨.ની જ્યોતિ.

(૮) અહીંની પ્રાણ ઉત્પત્તિને પ્રશ્ન. ૧. ૪. અને ૬. ૪. માંની પ્રાણની ઉત્પત્તિ સાથે સરખાવો. ત્યાં બતાવેલા પ્રજાપતિનું સ્વરૂપ, અહીં બતાવેલી પ્રાણની આગળની અવસ્થાઓના કારણે, વધારે સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે. શક્તિયુક્ત બ્રહ્મમાં પ્રથમ વિચાર સ્ફુરતાં અવ્યક્ત ભોગેચ્છા પ્રકટ થઇને, તેમાંથી પ્રાણાત્મક–હિરણ્યગર્ભ પ્રકટ થાય છે. તેમાંથી એ જગદાત્મન્ મહત્નું મન પ્રકટે છે, અને તેવું મન પ્રકટ થતાં, તેના સત્ય સંકલ્પે કરીને આકાશાદિ પંચમહાભૂતનો વિસ્તરે છે. વળી જુવો પંચમહાભૂતાત્મક મનાદિ ઈન્દ્રિયોની ઉત્પત્તિ અર્થે મું. ૨. ૧. (૨–૩). અહીં બતાવેલો પ્રાણ તે મુખ્ય પ્રાણ છે. જુવો બ્ર. સૂ. ૨. ૪. ૮.

(૯) સર. મુંડ. ૨. ૨. (૭-૧૧). સર. પ્રશ્ન. ૧. ૪, "તપ"નો જ્ઞાનના અર્થમાં થતો એવો જ ઉપયોગ જુવો. તૈ. ૩. ૧. ૧; બૃ. ૧. ૫. ૨ આદિમાં.

જાણે છે, (અને) કેવળ જ્ઞાન જેનું તપ છે, તેવા( કારણ બ્રહ્મ)માંથી આવું આ (પ્રાણાત્મક કાર્ય)બ્રહ્મ, અને નામરૂપાત્મક (ભોજ્ય-રયિ) અન્ન થાય છે.

---

## બીજો ખંડ.

(૧) એ ખરી વાત છે, કે વેદમંત્રોમાં કવિઓએ (ક્રાન્ત–અવિદ્યાની પાર–જોનારાઓએ)જે કર્મો દીઠાં હતાં, તેમને ત્રેતામાં બહુ પ્રકારે આચરવામાં આવતાં હતાં. કર્મના ફળની ઈચ્છાવાળા તમારે તો તેમને નિયમિત રીતેજ આચરવાં; આ લોકમાં ફળના અર્થીઓનો એજ માર્ગ છે.

(૨) જ્યારે અગ્નિ સળગેલો હોય અને તેની જ્યોતિ લળક લળક હાલે ત્યારે હોમભાગની વચ્ચેજ (ઘીની) આહુતિઓ આપવી જોઇએ. (૩) જેનો અગ્નિહોત્ર (બીજના ચંદ્રની)

---

આ ખંડમાં શ્રુતિ અપરા વિદ્યાનો તિરસ્કાર સૂચવે છે.

(૧) ત્રેતાયુગ તે વેદની યજ્ઞોપાસનાનો યુગ જણાય છે. તિલક કહે છે તેમ,જો સત્યયુગનો કાળ તે ઉત્તર ધ્રુવની સમીપના આપણા રહીશ સ્થાનનો કાળ હોય, તો ત્રેતાયુગ તો ત્યાર પછીના ભ્રમણનો કાળ થાય. એજ કાળમાં સત્યયુગમાં ચાલી રહેલી યજ્ઞની ક્રિયાઓ તાજી રહે, અને તેમને લોક વળગી પણ રહે. પણ ભ્રમણમાં યજ્ઞક્રિયાઓ સુલભ તો ના થાય.

તેવી ક્રિયાઓને આવા જ્ઞાનકાળમાં આચરવાથી ઇષ્ટ ફળ નહીં મળે એમ શ્રુતિને સ્પષ્ટ સમજાયું. તેથી તેમને વળગી રહેવામાં મૂર્ખતા જ છે, એવી અહીં વ્યાજોક્તિવાળા કટાક્ષ ભરી ભાષામાં શ્રુતિ કહે છે કે, કર્મ ફળની ઇચ્છાવાળાએજ, એટલે જેને મૃત્યુનો ફેરોજ વ્હાલો હોય તેમણે તો, તેમજ કરવું યોગ્ય છે. આવા કટાક્ષવાળી શ્રુતિની ભાષા ગંભીર પણ છે. જુવો ગીતા. ૨. (૪૨–૪૪)

(૩) દર્શન એટલે બીજના ચંદ્રનું દર્શન. આવું દર્શન કરવાની યજ્ઞમાં એક વિધિ છે. આગ્રયણ એવો ઋતુ પરત્વે યજ્ઞ વિધિ છે. વિશ્વદેવ એટલે સર્વે દેવોની જેમાં ચઢતા ઉતરતી પૂજા છે એવો યજ્ઞ વિધિ.

દર્શન (ક્રિયા) વગરનો હોય, પૌર્ણમાસ કર્મ વગરનો હોય, ચાતુર્માસિક કર્મ વગરનો હોય, આગ્રયણ વિધિ રહિત હોય, તેમજ અતિથિ સત્કાર વગનો હોય, (યોગ્યકાળે) હોમ નહીં અપાયલો એવો હોય, વિશ્વદેવની વિધિ વગરનો હોય, અને વિધિપૂર્વક હોમાયલો ન હોય, તેના સાતેય લોકનો નાશ થાય છે. (૪) (અગ્નિની) કાળી, કરાળી (વિકાળ), મનોજવા (મનના જેવા વેગવાળી), શુલોહિતા (લાલચોળ), સુધુમ્રવર્ણા (ધુમાડીના રંગ જેવી), સ્ફુલિંગિની (તણુખા ઉડતી), અને તેજસ્વી વિશ્વરૂચા, એવી લપકારા મારતી સાત જીંહાઓ છે. (૫) વખતસરજ આહુતિયોને આપતાં આવી પ્રદીપ્ત થએલી જીંહ્વાઓમાં જે અગ્નિહોત્રનું આચરણ કરે છે, તેનેજ (એ આહૂતિયો) સૂર્યની આ રશ્મિઓ (રૂપે થઇ) જ્યાં દેવોનો પતિ એકલો રાજા છે ત્યાં (ચંદ્ર લોકમાં) લેઈ જાય છે. (૬) "પધારો, પધારો આ રહ્યો તમારો પુણ્ય સુકૃતનો બ્રહ્મલોક" એવી મધુર વાણી વડે તેને અભિનંદન આપતી, અને તેનું પૂજન કરતી, તેજસ્વી આહુતિયો યજમાનને સૂર્યનાં કિરણોની વાટે (ત્યાં બોલાવતાં) લેઇ જાય છે. (૭). જેમાં અરાઢ પ્રકારનાં અવર કર્મ કહ્યાં છે તેવાં યજ્ઞ રૂપી તરવાનાં નાવડાં અદૃઢજ છે (વિશ્વાસ કરવા જેવાં નથી). જે મૂઢો એમનેજ શ્રેયસ્ માની આનંદ પામે છે, તેઓ ફરીને પાછા જરા અને મરણના ફેરામાંજ પડે છે. (૮) અવિદ્યામાં ડુબેલા (છતાં) પોતે ધીર અને પંડિત છે એમ માનનારા, એવા મૂઢ લોકો આંધળાએ દોરેલા આંધળાની પેઠે અત્યંત પીડાતા ચક્કરો ખાયાજ કરે છે. (૯) બહુ પ્રકાર વડે અ-વિદ્યામાંજ પડી રહેલા અને બાળકની પેઠે (અવિવેકી હોઇ)

---

(૫-૬) સર. કઠ. ૬. ૫.

(૭) અવર એટલે વર-શ્રેષ્ટ નહીં એવાં તે. શ્રેયઃ માટે જુવો કઠ. ૨ (૧-૨).

અમે કૃતાર્થ થયા છીએ એવું અભિમાન કરતા કર્મિઓ (યજ્ઞાદિમાં) આસક્તિને લીધે (તત્વને) જાણી શકતા નથી, તેથી દુઃખથી કાયર થતા (आतुराः) પુણ્ય પુરૂં થતાં નીચે સરી પડે છે. (૧૦) ઇષ્ટાપૂર્ત(યાગ–દાન)નેજ ઉત્કૃષ્ટ માનનારા એવા મૂઢને બીજુ શ્રેય જણાતું જ નથી. તે સ્વર્ગમાં સુકૃત ભોગવીને આ લોકમાં, કે એથીય નીચા લોકમાં, પડે છે.

(૧૧) (પણ) જેઓ અરણ્યમાં રહીને તપ અને શ્રદ્ધાને સેવે છે, અને શાન્ત (જીતેંદ્રિય) થઇ (બ્રહ્મને) જાણનારા ભિક્ષાવૃત્તિમાં ફરતા ફરે છે, તેઓ કર્મફળથી મુક્ત (विरजाः) થઇને, સૂર્યદ્વારા જ્યાં તે અમૃત (એટલે) અવ્યય આત્માવાળો પુરૂષ છે તેવા (હિરણ્યગર્ભના સત્ય) ધામમાં પહોંચે છે. (૧૨) જ્યારે કર્મવડે મેળવેલા લોકોની પરીક્ષા કરીને, (અનિત્ય એવાં) કર્મથી (अकृत એવી) નિત્ય વસ્તુ મળતી નથી જ, એમ જાણી બ્રાહ્મણ (બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળો) નિરાશ થાય, ત્યારે એવા નિત્ય(બ્રહ્મ)ના જ્ઞાનને અર્થે એણે સમિધ લેઇને વેદશાસ્ત્ર સંપન્ન અને બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂની

---

(૧૦) સર કઠ. ૫. ૭; સ્વર્ગલોક તે સર્વવ્યાપક પ્રાણલોક છે.

(૧૧) અહીં અવ્યયાત્મા–પુરૂષ કહ્યો, તે પરાત્પર એવો નિર્ગુણ પુરૂષ નહીં. પણ પ્રાણાદિની અપેક્ષાએ અવ્યય એવો મહત્ હિરણ્યગર્ભ-વ્યક્ત બ્રહ્મ, જે જગતની અપેક્ષાએ અવ્યય આત્મા, અંતર્યામી છે તે. અને તે જગત્માં વ્યાપી રહેલો હોઇ પુરૂષ છે, તેવા હિરણ્યગર્ભનો બ્રહ્મલોક–પરમ–સત્ય એટલે સત્ અને ત્ય એવા બન્ને રૂપે અપરબ્રહ્મ કાર્ય–બ્રહ્મ અથવા હિરણ્યગર્ભ–બ્રહ્માનું ધામ છે તે. જુવો. બૃ. ૬. ૨. ૧૫.

(૧૨) પરીક્ષા કરીને, એટલે કે અનુભવથી અને શાસ્ત્રના જ્ઞાનવડે તપાસી ખાતરી કરીને. કર્મ માત્રનું ફળ ચાર પ્રકારે પ્રકટ થાય છે, તે વસ્તુને ઉપજાવતું, ઉત્પન્ન વસ્તુને મેળવતું, તેને સુધારતું, કે તેમાં વિકાર કરતું, એટલે તેને બીજુંજ ઇષ્ટ રૂપ આપતું.

પાસે જવું. (૧૩) (એમ) પાસે આવેલાને, અને સારી પેઠે જેની ચિત્તવૃત્તિઓ શાન્ત થઈ ગઇ છે, અને જે શમાદિ સાધન સંપન્ન છે, એવા શિષ્યને બ્રહ્મજ્ઞ ગુરૂ જેના વડે સત્ય (અવ્યય) અને અક્ષર પુરૂષનું જ્ઞાન થાય તેવી બ્રહ્મ વિદ્યાનો જરૂર તત્વતઃ ઉપદેશ કરે છે.

## મુંડક બીજું.

### પહેલો ખંડ.

(૧). આય સત્ય છે, કે, જેમ ખૂબ પ્રદીપ્ત થએલા અગ્નિમાંથી તેના જેવા હજારો તણખાઓ ઉડે છે તેમજ, હે સોમ્ય ! અક્ષરમાંથી વિવિધ પ્રકારના ભાવો (ભાવાઃ) પ્રકટ થાય છે, અને તેમાંજ તે પાછા શમી જાય છે.

---

(૧૩) સત્ય એટલે પરમાર્થ સ્વરૂપે પરમાત્મા, જેને સત્યનુંય સત્ય કહ્યું છે, તેવો પ્રસિદ્ધ ઉપનિષદ્ પુરૂષ.

---

(૧-૨) સરખાવો છાંદો. ૬. (૨-૩) ખંડ. પરાત્પરને માટે જુવો કઠ. ૩. ૧૦.

પહેલા મુંડકમાં, અપરા વિદ્યામાં શેનો સમાવેશ થાય છે અને એ વિદ્યાથી શાં ફળ પ્રાપ્ત થાય છે તે બતાવીને, તેવાં કર્મનાં સર્વ ફળ અનિત્ય છે, અને એવાં અનિત્ય કર્મ વડે 'અકૃત' એવી નિત્ય વસ્તુની પ્રાપ્તિ થતીજ નથી, એવું સત્ય પ્રકટ કરીને, હવે શ્રુતિ પરા વિદ્યાના સત્યને પ્રકટ કરે છે, અને પ્રતિજ્ઞા કરીને કહે છે કે, અહિંથી આ જે પરા વિદ્યા પ્રકટ કરવામાં આવે છે, તે પણ "આ ય" સત્ય-યથાર્થજ છે.

આ મુંડકના પહેલા ખંડમાં, પુરૂષ એજ પરમ સત્ય છે, અને એ અજર છે અને સર્વ ભૂતોનો અંતરાત્મા છે, એમ કહીને, હવે શ્રુતિ વિરાટનું સ્વરૂપ તે આ પુરૂષનુંજ સર્વને સામાન્ય એવું પ્રકટ રૂપ છે એમ ઉપદેશે છે.

(૨) તે (સદ્રુપ નિર્ગુણ) પુરૂષ તેજસ્વી, અમૂર્ત, બહાર અને અંદર બધેય (રહેલો) છે. જરૂર તે અજ, પ્રાણરહિત, મનરહિત અને પવિત્ર છે, અને (જગત્‌ના કારણરૂપ) પર અક્ષર (અવ્યકૃત-બ્રહ્મ)થી પર (ઉપરનો) છે. (૩) એમાંથી પ્રાણ, મન, અને બધી ઇન્દ્રિયો; આકાશ, વાયુ અગ્નિ, જળ, અને સર્વેને ધારણ કરનારી પૃથિવી થાય છે. (૪) અગ્નિ (એનું) માથું છે, સૂર્ય ચંદ્ર બે આંખો છે, દિશાઓ શ્રોત્ર છે, અને આ પ્રકટ થએલા (પ્રસિદ્ધ) વેદો વાણી છે, વાયુ પ્રાણ છે, અને વિશ્વ એનું હૃદય છે, એના પાદાર્થે પૃથ્વી છે, એવો એ જરૂર સર્વે ભૂતોનો અંતરાત્મા છે. (૫) એમાંથી જેનું

---

(૩) જુવો. બ્ર. સૂ. ૧. ૨. (૨૨–૨૩). પર અક્ષર, એટલે દૃશ્ય જગત્‌નું જે કારણ અવ્યક્ત બ્રહ્મ, જેનામાં શક્તિ ઉપાધિ સ્ફુરી રહી છે, છતાં, હજુ તે નામરૂપાદિએ કરીને સ્પષ્ટ વ્યક્ત થઇ નથી, એવી શક્તિએ યુક્ત બ્રહ્મ. તેનાથી ય નિર્વિકાર પુરૂષ–પરમાત્મા તો પર, એટલે ઉપરનું તત્વ છે, તે અહીં ઉપદેશ્ય છે. આવા પ્રાણાત્મક મહત્‌ની ઉત્પત્તિ પૂર્વેના અવ્યક્ત કારણના સ્પષ્ટીકરણ અર્થે, જુવો મું. ૧. ૧. ૮. વળી, બ્ર. સૂ. ૧. ૧. ૨૦ જ્યોતિ. બ્ર. સૂ. ૨. ૩. ૧૫; અને ૨. ૪. ૧. અહીંથી શરૂ કરેલા પુરૂષના ઉપદેશનો શ્રુતિ મું. ૩. ૨. (૮-૯)માં ઉપસંહાર કરી લે છે.

(૪) આ ઉત્પત્તિ માયિકજ છે, વસ્તુતાએ નહીં. કારણ કે, જે અજ છે તે વસ્તુતાએ જન્મે નહીં, અને જો જન્મે તો એ' અજ' રહી શકે નહીં. જુ. ગીતા. ૭. ૪. જ્યોતિ. આ વ્યકૃત થએલા પ્રાણાત્મક હિરણ્યગર્ભ અથવા ઇશ્વરનું વિશ્વ રૂપે કરેલું વર્ણન છે. એને ગીતાના વિશ્વદર્શન જોડે સરખાવો. (ગીતાનો ૧૧ મો અધ્યાય.)

(૫) આ બધી પુરૂષમાંથી થએલી પ્રજાઓ તે પુરૂષના સંકલ્પાત્મકજ છે. કારણ કે એવા સંકલ્પમાં તદ્રુપ થતાંજ આ વિવિધ સૃષ્ટિ સ્ફુરી ઉઠી છે. જુવો છાંદો. ૭. ૪. ખંડ. એ નિર્વિકાર પુરૂષના શક્ત્યાત્મક અંશમાંથી પ્રથમ વ્યક્ત થતા હિરણ્યગર્ભનું પ્રાણાત્મક શરીર પ્રકટ થાય છે. અને આ પ્રાણ તત્વ પંચમહાભૂતો, અને તેમનાં

સમિધ સૂર્ય છે એવો અગ્નિ (થાય છે), અને (તેમાંથી નીચો-વાયલા) સોમમાંથી વર્ષાદ (થાય છે), (વર્ષાદ) પૃથ્વી ઉપર (પડીને, તેમાંથી) વનસ્પતિઓ (થાય છે), અને એવા(અન્નમય) વીર્યને પુરૂષાગ્નિ સ્ત્રીઓમાં સિંચે છે.(આમ)પુરૂષમાંથી વિવિધ પ્રજાઓ થઈ છે. (૬) એમાંથી ઋગ્, સામ, યજુર્ (એવા વેદો), દીક્ષા અને યજ્ઞો, અને બધા ક્રતુઓ અને દક્ષિણાઓ,સંવત્સર અને યજમાન, અને જેને સૂર્ય અને ચંદ્ર પાવન કરી રહ્યા છે તેવા (જ્યાં કર્મફળ ભોગવાય છે તે ભોજ્ય) લોકો (થયા) છે. (૭) અને એમાંથીજ અનેક પ્રકારના દેવો, સાધ્યો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, પ્રાણ, અપાન, વ્રીહિ અને જવ(ધાન્યો), તપ અને શ્રદ્ધા અને સત્ય, બ્રહ્મચર્ય અને વિધિ (શાસ્ત્રોની આજ્ઞાઓ ) થયાં છે. (૮) એમાંથી સાત પ્રાણ પ્રકટ થયા છે. (તેમની) સાત (ઇન્દ્રિયોની ચેતના રૂપી) શિખાઓ, સાત

---

કાર્યો, જે માયાએ કારણ બ્રહ્મમાંથીજ પ્રકટ થાય છે, તેમાં પ્રવેશ કરીને જગતને વૃદ્ધિ પમાડે છે. આ જીવનતત્વ પ્રાણ તે 'કારબન', 'ઓક્ષીજન', અને 'એમોનીયા'નાં ભૂતતત્વો જૂદા જૂદા પ્રમાણમાં એકઠાં થતાં તેમાં વિકારરૂપે પ્રકટી ઉઠે છે, એમ અત્યારનાય વિજ્ઞાન શાસ્ત્રીઓ સ્વીકારે છે. તેજ સત્ય શ્રુતિએ છાં. ૬. ૨. (૩-૪), અને છાં. ૬. ૩. (૧–૩) માં પ્રકટ કર્યું છે, ત્યાં જુવો. અને પ્રાણનો ચૈતન્યાંશ શરીરમાં વ્યક્ત થતાં તે અહંભાવે થઇ હિરણ્યગર્ભ, ઇશ્વર, અથવા મહદાત્મા કે જીવાત્મા કહેવાય છે.

પાંચમી આહુતિએ જળો "પુરૂષ" રૂપે થાય છે, તે સ્વર્લોક, પર્જન્ય, પૃથિવી, પુરૂષ, અને સ્ત્રી એવા અગ્નિયોમાં જળો, સોમ, અન્ન, વીર્યની આહુતિયોથી થાય છે, એવી વિદ્યા છાં. ૫ (૪ થી ૯) અને બૃ. ૬.૩. (૯-૧૩)ની શ્રુતિએ કહી છે. આને પંચાગ્નિ વિદ્યા કહે છે.

(૮) પ્રાણની સાત શિખાયો તે ઇન્દ્રિયો. તે પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને મન અને બુદ્ધિ, એમ બે મળીને સાત. અને 'લોક' તે આ સાત શિખાઓ દ્વારા પ્રાણનું પ્રકટ જોવું, અથવા પ્રાણની ચેતનક્રિયા-કર્મ

(ઇન્દ્રિયોના વિષયો રૂપી) સમિધો, સાત (વિષયોના જ્ઞાનરૂપી આહુતિવાળા)હોમો, અને જ્યાં ઉંડી(શરીરરૂપી)ગુહામાં પથરાઇ રહેલા (પ્રત્યેક મનુષ્યમાં) સાત સાત એવા પ્રાણો વહી રહ્યા છે, તેવા સાત લોકો (થયા) છે. (૯) આ (પુરૂષ)માંથી બધા સમુદ્રો અને પર્વતો, (અને) આમાંથીજ વિવિધ રૂપની નદીઓ પણ નીકળે છે. આમાંથી બધી ઔષધિઓ, અને જેના વડે (પંચ)ભૂતો દ્વારા (શરીરમાં) આ અંતરાત્મા રહે છે તેવો રસ (થયો) છે. (૧૦) (આમ) પુરૂષ એજ આ વિશ્વ છે; (એટલે કે) એ કર્મ, તપ, (વ્યક્ત) બ્રહ્મ, અને પરામૃત (અવ્યક્ત બ્રહ્મ) છે. હે સોમ્ય ! એવા(હૃદયની) ગુહામાં રહેલા(પુરૂષ)ને (તેજ હું

---

તેજ છે. જે વખતે જે અંતર ક્રિયામાં જીવ તદ્રુપતાને પામે, તે વખતે તે તેવા જ લોકનો ભોકતા થાય છે.

જુવો. બ્ર. સૂ. ૨. ૪. (૫-૬).

(૯) પંચભૂતો જોડે જેના વડે અંતરાત્મા ઠરી રહે છે, તેવા રસોને માટે, હિતા નાડીઓનું જ્ઞાન સરખાવો. બૃ. ૨. ૧. ૧૯. બૃ. ૪. ૨. ૩; ૪. ૩. ૨૦ ની શ્રુતિઓ.

(૧૦) પુરૂષથી જૂદુ વિશ્વ એવું કશું છે જ નહીં, એવો શ્રુતિનો સ્પષ્ટ ઉપદેશ છે. આવું વ્યકત બ્રહ્મ, જેમાં કર્મ અને જ્ઞાન રૂપી તપનો પણ સમાવેશ થાય છે તે, અને એ જે અધિષ્ઠાનના ઉપર આશ્રિત છે તે પરામૃત કારણબ્રહ્મ એવો પુરૂષ જ છે. આવા પુરૂષને ઓળખનારાની હૃદય ગ્રંથીઓ કપાઇ જાય છે, તેનો ભેદભાવ ટળી જતાં એવી ભિન્નતાના ઉપર રચાયેલી કામનાઓ ગળી જાય છે. કારણ કે, જે કશાયની કામના થાય, તેવી સર્વ કામનાનો કરનાર પુરૂષ પોતેજ છે. આથીજ છાંદોગ્યના ૬. ૧. (૪-૬) માં કહ્યા પ્રમાણે, સર્વના મૂળ રૂપ આવો પુરૂષજ સત્ય-પરમાર્થતાએ 'છે'' (Being) એવું તત્વ છે, અને આ બીજું જે 'વિશ્વરૂપે' જણાય છે, તે તો માત્ર જોનારની વાણીનાજ આશ્રયવાળુ નામરૂપજ છે, અસત્ છે, નાશવાન છે. અને એને માયિક વિકાર (Phenomena) કહેવાય છે.

છું એમ) જે ઓળખે છે, તે અહીંજ અવિદ્યાની ગાંઠને કાપી નાંખે છે.

---

## ખંડ બીજો.

(૧) (વિજ્ઞાનમાં) પ્રકટ થતો, (ઇન્દ્રિયોમાં) ઠીક ઠરેલો, (હૃદય)ગુહામાં (ઉંડો) ફરતો, એવો (પ્રાણાત્મા)

---

આ ખંડમાં શ્રુતિ વ્યક્ત પુરૂષના અધ્યાત્મ સ્વરૂપને પ્રકટ કરે છે. અને વળી કહે છે કે, ૐનું વિરાટ સ્વરૂપ પણ આવા અધ્યાત્મ રૂપમાંજ સમાયલું છે, કારણ કે પુરૂષ અહીંજ સ્પષ્ટ પ્રકટ થાય છે; અને એના એવા પ્રકાશેજ આ સર્વ વિશ્વ પ્રકાશી રહે છે. એવા પુરૂષરૂપી લક્ષ્યને વિંધવાના સાધનનો પણ શ્રુતિ ઉપદેશ કરે છે.

(૧) હિરણ્યગર્ભ–મહતત્ને, એ બુદ્ધિમાં આવિર્ભૂત–પ્રકાશિત થાય છે તેથી ત્યાં, તેને પ્રકટ થતો (आविः) કહ્યો છે. અને સર્વેન્દ્રિયોના વ્યવહારમાં કાર્ય કારણને ધારી રહેલો હોઇને એમાં એ (संनिहित) ઠીક ઠરેલો કહ્યો છે. તથા તે તમામ વ્યવહારને પણ જાણતી બુદ્ધિની ઉંડી ગુહામાં પણ એજ વ્યક્તબ્રહ્મ સર્વ જ્ઞાનને જાણનારો છે, તથા તેને સંગ્રહનાર છે. એટલે આમ બુદ્ધિમાં જણાતું સર્વ 'જ્ઞેય વિરાટ' જગત્ એમાંજ ઠરી રહેલું છે, તેથીજ એને 'મહત્' સર્વથી મોટો. એમ કહ્યો છે. આ મહત્ના તાદાત્મ્યભાવે જ ઇન્દ્રિયોનો વ્યવહાર થાય છે. તેથી તેને એ ચગાવળે છે, પ્રાણ લે છે, અને નિમિષાદિ કરે છે, એમ કહ્યું છે. સર્વ કર્મ એનાથીજ થાય છે. બ્રહ્મના આવા 'સદસત્' બે પ્રકાર માટે, જુવો બૃ. ૨. ૩. બ્રાહ્મણ. આવા મૂર્તામૂર્ત પદાર્થોનું જે આત્મતત્વ છે, અને વળી જે વિજ્ઞાન એટલે બુદ્ધિસત્વ, તેની ઉપરનું એવું જેને કઠમાં 'મહદ્' કહ્યું છે, અને તે સૌથી પ્રથમ જન્મેલું હોવાથી, સર્વ પ્રજાઓમાંનું શ્રેષ્ટ તત્વ છે, એમ શ્રુતિનો ઉપદેશ છે. આ તત્વને વ્યક્ત હિરણ્યગર્ભ, જે પ્રાણરૂપે જગતને ક્રિયા કરવા બળ આપી રહ્યું છે, જીવાડી રહ્યું છે, તે છે. અને જેને સહદેવતા રૂપે પ્રકૃતિનાં પરિણામો દ્વારા ગુણાત્મક વિસ્તાર કરવા માટે તેમાં પ્રવેશ કરતો

જરૂર (મહદાત્મા) મહાનપદ (વાળો) છે, (કારણ કે) એમાંજ આ (સર્વ જગત્) પરોવાઈ રહેલું છે. એ જે ચળવળે છે, પ્રાણ લે છે, અને આંખ મીંચે, કે ઉઘાડે છે, તેનેજ તમે સદસત્(મૂર્તામૂર્ત)નું વરેણ્ય (આત્મ રૂપ), વિજ્ઞાનની ઉપરનું, (અને) પ્રજાઓનું ( સર્વસામાન્ય એવું ) શ્રેષ્ઠ જાણો. (૨) જે જ્યોતિરૂપ છે, અને અણુથી પણ સૂક્ષ્મ છે, અને જેમાં સર્વલોક અને તેમાં રહેલાં (મનુષ્યાદિ પ્રાણીઓ) ગોઠવાઈ રહ્યાં છે, એવો તે અક્ષર (અમર) બ્રહ્મ છે. તે પ્રાણ છે, તેજ વાણી અને મન છે. તેજ પ્રસિદ્ધ સત્ય ( 'અહં' તત્વ) છે; (તેથી) તે અમૃત છે. હે સોમ્ય ! એજ નિશાન તાકવા જેવું છે, એને વિંધી નાખ. (૩) ઉપનિષદ્‌નું (એમાં બતાવેલું) મહા અસ્ત્ર(મંત્ર)રૂપી ધનુષ્ય લઇને, તેમાં સતત ધ્યાન વડે તીક્ષ્ણ કરેલા (બુદ્ધિરૂપી) શરનું અનુસંધાન કર, અને લક્ષ્યમાં તન્મય થએલા ચિત્ત વડે એ બાણને ખેંચીને, હે સોમ્ય ! તે અક્ષર (અમર) એવા લક્ષ્યને વિંધી નાખ. (૪) પ્રણવ( કાર) એ ધનુષ્ય છે. શર એ આત્મા (વિજ્ઞાત્મા)છે, અને બ્રહ્મ એ તેનું લક્ષ્ય કહેવાય છે. જે અપ્રમત્ત (બ્રહ્મના લક્ષ્યને જરાય ચુકે નહીં તેવો ) હોય, તેનાથીજ એ વિંધાય છે; અને (વિંધીને) શરની પેઠે (લક્ષ્યમાં) તન્મય થવાય છે.

(૫) સ્વર્ગ, અંતરિક્ષ, પૃથિવી, અને સર્વે પ્રાણોની સાથે

---

જીવભાવવાળો આત્મા કહીને છા. ૬. ૩ ખંડમાં વર્ણવ્યો છે, તેજ એ છે. સર. કઠ. ૪. ૬; કઠ. ૩. (૧૦-૧૧). 'વરેણ્ય'ને માટે જુવો બૃ. ૬. ૩. ૬. ની જ્યોતિ.

(૨) આ મહદ્‌નેજ સત્ય કહ્યું છે. કારણ કે, મૂર્તામૂર્ત દશ્યનું તે આત્મારૂપે સર્વમાં સમાન, અને તેથી વિવિધતાની અપેક્ષાએ અમર છે.

(૫) સરખાવો શ્વેતા. ૬. ૧૬; બૃહ. ૪. ૪. (૭. ૧૪) અને બૃ. ૩. ૮. ૧૦; મું. ૧. ૧. (૮-૯). જુવો. બ્ર. સૂ. ૧. ૩. (૧ થી ૭).

મન જેમાં ઓતપ્રોત થઇ રહ્યું છે, તેવાજ એકલા આત્માને તું ઓળખ, બીજી બધી (અપરા વિદ્યાની) વાતોને જવા દે. અમૃત પામવાનો એજ સેતુ–માર્ગ છે. (૬) રથનાભિમાં આરાઓની પેઠે જ્યાં નાડિઓ એકઠી થઇ રહી છે તેવા હૃદયની અંદર એ આત્મા વિવિધ રૂપે પ્રકટ થતાં આચરણ કરે છે. એ આત્માનું તમે ॐ એવા રૂપે ધ્યાન કરો. અજ્ઞાન રૂપી અંધકારની પાર નીકળી જવામાં તમે નિર્વિઘ્ન રહો! (૭) જે (સમાન જ્ઞ રૂપે) સર્વજ્ઞ છે, (અને, વિશિષ્ઠ એટલે વિજ્ઞાત્મા રૂપે) સર્વને (જૂદાં જૂદાં પણ) જાણે છે, જેનો લોકમાં આ બધો મહિમા પ્રવર્તી રહ્યો છે, એવો એ આત્મા પ્રકાશિત (**दिव्य**)બ્રહ્મપુર એવા (બુદ્ધિએ પ્રકટ કરેલા) આકાશમાં પ્રતિષ્ઠા પામી રહ્યો છે. એ મનોમય (થઈ) પ્રાણ અને શરીરનો નેતા છે; અને હૃદય (આકાશ)માં વ્યાપીને અન્ન(મય આખા શરીર)માં ઠરી રહ્યો છે. એવો અમૃત (આત્મા) જે આનંદરૂપે પ્રકાશી રહ્યો છે, તેને વિવેકીપુરૂષો વિજ્ઞાન વડે પરિપૂર્ણ અનુભવે છે, નિહાળે છે. (૮) એવો પરાવર(પરમાત્મા

---

(૬) ઉપર વર્ણવેલો, બાહ્ય સૃષ્ટિના અંતરાત્મા રૂપે રહેલો મહદાત્મા તેજ હૃદયની અંદર રહી વિજ્ઞાનોને પ્રકાશી રહ્યો છે, એવો આ મંત્રમાં ઉપદેશ છે. એજ બ્રહ્મનો 'જીવેશ્વર' ભાવે થતો તમામ વ્યવહાર શરીરમાં પણ ચાલી રહ્યો છે. વિવેકી પુરૂષો જ્યારે એ બ્રહ્મને, તેજ હું પોતે છું, એમ કરીને ઓળખે, ત્યારે તેમના હૃદયની અવિદ્યાવાળી ગુંજો ઉકલે છે.

(૭) બ્રહ્મ પુરૂષ માટે, સરખાવો છાંદો. ૮. ૧. (૧–૩); શ્વેતા. ૫. ૭. 'આનંદ'રૂપને માટે જુવો તૈત્તિ. ૩. ૬. ૧; ૩. ૧૦. ૫.

(૮) જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૨. "પરાવર" એટલે જેનાં 'પર' એટલે કારણાત્મક, અને 'અવર' એટલે કાર્યાત્મક, રૂપો છે, એવો "પરાવર". એવો પરમાત્મા તે હું પોતેજ છું, એમ સમજાય છે,

તે હું જ છું એમ) જ્યારે ઓળખાય છે, ત્યારેજ હૃદયની (અવિદ્યાએ ઉભી કરેલી અધ્યાસ રૂપ) ગુંજો ઉકલે છે, (અને) બધા સંશયો છેદાય છે; અને (ત્યારે કામના રહિત થતાં) તેનાં બધાં કર્મો ગળી જાય છે. (૯) તેજસ્વી (**हिरण्मय**) એવા કારણ (**परे**)કોશમાં અધિષ્ઠાનાત્મક (જે) વિશુદ્ધ અને નિર્વિકાર (**निष्कल**) બ્રહ્મ છે, તે પ્રવિત્ર (**शुभ्रं**) છે; અને સર્વ (વિદ્યાત્મક) જ્યોતિઓની તે (ચિદાત્મક) જ્યોતિ છે. જેને આત્મવેત્તાઓ ઓળખે છે તેજ એ છે. (૧૦) ત્યાં સૂર્યનો પ્રકાશ કે ચંદ્ર અને તારાઓનો, કે આ વિદ્યુતનો પ્રકાશ પહોંચતો નથી, તો અહીંના અગ્નિનો તો ક્યાંથી જ હોય ? એનાજ ભાસતાં (પ્રકાશતાં) સર્વ (સૂર્યાદિ) ભાસી ઉઠે છે, (અને) એનાજ પ્રકાશ વડે આ સર્વ (દૃશ્ય) પ્રકાશી રહ્યું છે. (૧૧) જે આ સર્વ

---

ત્યારે હૃદયની ગાંઠો વછુટી જાય છે. આ પરાવર તે કાર્યકારણ સંઘાતમાંના અન્યેન્યાશ્રયી કારણ અને કાર્યનું એકજ અધિષ્ઠાન હોઈ પરમ કારણ છે. એના ઉપર ફરતાં દેખતાં અન્યોન્યાશ્રયી કાર્ય અને કારણ બેય મિથ્યાજ છે. પરાવર એકલુંજ પરમ સત્ય છે.

(૯) આનંદમય કોશમાં જ્યોતિ બ્રહ્મને માટે, જુવો છાંદો. ૩. ૧૩. ૭ અને સર૦ બૃહ. ૪. ૪. ૧૬.

(૧૦) સર. કૌષી. બ્રાહ્મણ ૨. ૫. ૧૫; કઠ. ૫. ૧૫; બ્ર. સૂ. ૧. ૩. (૨૨–૨૩). શ્વેતા. ૬. ૧૪. એનાજ ભાસતાં સૂર્યાદિ જ્યોતિઓ ભાસી ઉઠે છે, એટલે બીજાને પ્રકાશવાનું અનુકરણ કરે છે. અર્થાત્ એવી જ્યોતિઓનો જે આત્મા છે, અને જે પોતેજ દૃષ્ટિ હોઇ એના પ્રકાશથીજ દૃશ્ય માત્ર અસ્તિત્વમાં આવે છે, અને જો એ હોય નહીં તો દૃશ્ય માત્ર અદૃશ્યજ થાય, તેવો એ પરમાત્મા છે. એને સૂર્યાદિ પ્રકાશી શકતાં નથી, તેથીજ એવી જ્યોતિ સ્વયંપ્રકાશ છે.

(૧૧) જે આ દૃશ્ય–જ્ઞેય છે, તે તમામ વિકાર વાણીના ઉપર એટલે સંકલ્પના ઉપર આધાર વાળાં નામ માત્રજ છે; અને પરમાર્થ દૃષ્ટિએ

(નામરૂપે કરીને તારી) આગળનું (વિસ્તરી રહ્યું) છે, તે જરૂર (પરમાર્થતાએ)અમૃત એવું બ્રહ્મજ છે. જે પાછળનું છે તે પણ બ્રહ્મ જ છે. જે ઉત્તરે અને દક્ષિણમાં છે તે બ્રહ્મ છે. જે નીચે અને ઉંચે વિસ્તાર પામી રહ્યું છે તે બ્રહ્મજ છે. આ આખું વિશ્વ કેવળ બ્રહ્મ જ છે, એમ તું જાણ. એજ સર્વોત્તમ છે.

# મુંડક ત્રિજું.

## ખંડ પહેલો.

(૧) નિત્ય જોડાયલાં અને સરખાં સખા, એવાં બે સુંદર

બ્રહ્મ એકલુંજ સત્ય વસ્તુ છે. આને છાંદોગ્યમાંના 'ભૂમા' સાથે સરખાવો. છાંદો. ૭. (૨૪-૨૫) ખંડો. સર. મું. ૧. ૧. ૯. દેખીતો માયિક સર્પ તે વસ્તુતાએ રજ્જુજ છે.

આ ખંડમાં અધ્યાત્મમાં પ્રકટતો મહદાત્મા-બ્રહ્મ 'જીવેશ્વર'ભાવે રહે છે, તે સમજાવ્યું છે. 'ઈશ્વર'ભાવ સાક્ષી થઇને નિર્વિશેષ રૂપે જીવ ભાવના કર્મોને દોરી રહે છે, અને 'જીવ'ભાવ તે કર્મનાં ફળને ભોગવે છે. એમ અન્યોન્યાશ્રયે સંસાર રચાય છે, અને જીવ આવા ઇશ્વરને ઓળખીને તેનેજ સેવતાં બ્રહ્મલોકના મહિમાને પામે છે, એમ કહ્યું છે.

(૧) આને કઠ. ૨. ૨૦; ૩. ૧. અને ગૌ. કા. (૩. ૧૮ થી ૨૫) બૃહદ. ૧. ૫. ૨૧. અને કઠ. ૪. ૫. શ્વેતા. ૪. (૬-૭) અ. બ્રિ. ૧. સાથે સરખાવો. આ મંત્ર વળી ઋગ્. સં. ૧. ૧. ૬૪. ૨૦ માં છે.

આ બે પક્ષીનું જોડું નિત્ય જોડાયલું છે, એટલે કે એકના અભાવે બીજાનો પણ અભાવજ છે, તેથી તે અન્યોન્યાશ્રયી છે. આ બન્ને આવી રીતે જોડાયલાં હોવાથી તે અભિન્નજ છે, જુવો કૌષી ૩. ૯. એટલે તે બેય એકજ છે, છતાં, એમની વિશિષ્ટ ભાવનાએ કરીનેજ તે

પક્ષીઓ એકજ (સંસાર) વૃક્ષે વળગેલાં છે. તેમાંનું એક તે વૃક્ષના સ્વાદિષ્ઠ ફળને ખાય છે (ભોગવે છે), અને બીજું

---

ભિન્ન દેખાય છે. એવી ભાવનાનો ભેદ પણ અહીં શ્રુતિએ દર્શાવ્યો છે. તેમાંનું એક વૃક્ષના ફળને ભોગવે છે, ખાય છે, અને તેના પરિણામે તે સુખી–દુઃખી થાય છે. એ જીવાત્માનું સ્વરૂપ દેહાભિમાનવાળી ભાવનાનું છે. ત્યારે જેના પ્રકાશ વડે એવી ભાવનાય જીવે છે, અને આ ભોગને ભોગવે છે, તથા જેના સંકલ્પના પરિણામેજ આ ભાવનાની પોતાની તેમજ બાહ્ય જગતરૂપી કાર્યકારણની પરંપરા વિસ્તરી રહી છે, તે ઇશ્વરની ભાવના બીજી છે. અને તે સદા પ્રથમની ભાવનાવાળા જીવાત્માની આત્મિક સ્થિતિ છે, જેને કૂટસ્થ કહે છે. તે ઇશ્વર ભાવમાં અભિમાન વિરાડનું છે, એટલે એ કોઇ એક વ્યક્તિનો ઉપભોગ કરતો નથી, પરંતુ બધીય વ્યક્તિ ભાવનાઓના કૂહરમાં રહી તેમને માત્ર પોતાના સત્ય સંકલ્પે પ્રકાશી રહ્યો છે. એ બન્ને પક્ષીઓ, ઇશ્વર અને જીવ, આ સંસારી શરીરાયતન રૂપી વૃક્ષના ઉપર બેઠાં છે. આ આખા જગતની રચના આવા ઉભય શારીર અને વિરાડભિમાની પક્ષીઓના સંકલ્પનીજ રમત છે. અને શરીરાભિમાનીના સંકલ્પાત્મક જગતને તે અંતઃકરણમાં ખડુ કરે છે; અને બાહ્ય જગત્‌ના આંતર આઘાતથી થતા પ્રત્યાઘાત રૂપે એ બાહ્યનું જગત પણ જીવી રહે છે. આ જાગ્રત છે. જ્યાં બાહ્ય જગતના સ્મરણ માત્રથી પોતાના સંકલ્પે પુનઃ બાહ્યના આઘાત વિના પણ એ પોતાનું જગત ઉભું કરે છે, ત્યાં એવી અવસ્થાને જીવની સ્વપ્નાવસ્થા કહેછે. એ અવસ્થામાં જીવાત્મા મહારાજાની પેઠે પોતાનોજ મહિમા અનુભવે છે, એમ શ્રુતિએ કહ્યું છે. પણ જ્યાં જાગ્રત અવસ્થામાં બાહ્યના આંતર આઘાતથી થતા પ્રત્યાઘાતે બાહ્ય જગતનું એને ભાન થાય છે ત્યાં, એના સ્વતંત્ર મહિમાને તો વિરાડના સંકલ્પે સુજેલી બાહ્ય સૃષ્ટિની મર્યાદાને સ્વીકારવીજ પડે છે. એટલે જાગ્રતની સૃષ્ટિ, તેમજ સ્વપ્નની સૃષ્ટિ પણ ઘણે અંશે જાગ્રતની સ્મૃતિ ઉપર આશ્રિત હોઇને, આવી ઉભય અવસ્થાવાળી સંસારની ઘટમાળ આ જીવાત્મા અને વિરાડભિમાની ઈશ્વર એવા બેની મર્યાદાની વચ્ચે, ચક્રની નાભિ–વિરાટ અને ચક્રની નેમિ પરિધક–જીવાત્મા, તેમની વચ્ચે ફરતા આરાની પેઠે સંકળાઇ

વગર ખાધે (સાક્ષીરૂપે) જોયાજ કરે છે. (૨) એકજ (**સમાન**) વૃક્ષે રહ્યા છતાં, પુરૂષ(જીવાત્મા, જાણે ડુબમાં)ડુબતો હોય તેમ (અજ્ઞાનથી) મોહ પામીને (શરીરમાંજ આત્માની ભાવના કરતાં પોતાની) અનીશતા-નિર્બળતાને માટે શોચ્યા કરે છે, જ્યારે (સર્વથી) પૂજાયલા અને(સર્વના)સ્વામી–ઇશ્વર એવા પેલા બીજા(પુરૂષ)ને તે ઓળખે છે અને તેના આવા મહિમાને જુવે છે (અનુભવે છે), ત્યારે (તેજ હું છું એમ જાણીને) તે શોકથી

---

રહી છે. ઇશ્વરનો સંકલ્પ મનુષ્યના સંકલ્પોથી વધારે સ્થિર હોવાથી તે વિરાટ ચક્રના નાભિ રૂપછે, અને એના ભ્રમણથીજ પરિધરૂપ જીવાત્માનું પણ ભ્રમણ થાય છે. આવી સુંદર ઉપમાનો ઉપનિષદ્‌માં ઘણીવખત ઉપયોગ કરવામાં આવ્યો છે.

હવે, આ જીવાત્મા આવી સંસાર ભાવનાના ભેદમાં અવિદ્યાએ સપડાયલો હોઈ પોતાની શક્તિને બાહ્ય વિરાડ્‌ના સંકલ્પથી મર્યાદિત-રૂંધાયલી જોઇને બહુ પીડાય છે, અકળાય છે, અને તેથી પોતે સુખી દુઃખી થાય છે. તે જ્યારે વિચારવા લાગે છે કે, આવું જે મારી શક્તિને રૂંધનારૂં છે, તે કોણ હશે? ત્યારે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતાં, એ સર્વાત્મન્ ઇશ્વરને ઓળખે છે. આવું ઓળખાણ તે માત્ર પોતાની તેમજ વિરાડ્‌ની એવી જૂદી થએલી ભાવનારૂપી આવરણનું ખસવું એટલું જ છે. જ્ઞાનથી આવરણ ખસી જતાં, જીવ પોતાથી જૂદી ભાવનાવાળા વિરાડ્‌ને, એના તેમજ પોતાના મૂળ અદ્વૈત સ્વરૂપને, હિરણ્યમય સર્વાત્માને, સહ્‌દેવતાને ઓળખેછે, ત્યારે શ્રુતિમાં કહ્યું છે તે પ્રમાણે તે પરમ આનંદને પામે છે. અવિદ્યાનું આવરણ ખસતાંજ હું જૂદો છું એવી જીવની અસત્ય ભાવના ઉડી જાય છે. તે નિર્લેપ થાય છે, અને પછી પરમ ઐકયતાને પામે છે, આવો શ્રુતિનો સ્પષ્ટ આદેશ છે. જુવો તૈતિ. ૨. ૭. ૧. વૃક્ષ તે સંસાર વૃક્ષ છે. શોકથી મુક્ત થવા માટે, સર. કઠ. ૨. ૨૦.

જીવ અને વિરાડ્‌ના અન્યોન્યાશ્રયત્વનો વિચાર બૃહદારણ્યક (૨. ૫. ૧૫)ની મધુ બ્રાહ્મણની જ્યોતિમાં વધુ વિસ્તારથી સમજાવ્યો છે. આ જ સદસદ્યુક્ત નરનારાયણનું જોડું છે. સર. શ્વેતા. ૪. ૬; ૧. (૮-૯). ગીતા. ૪. ૩૫. જુવો બ્ર. સૂ. ૧. ૩. ૭; ૧. ૨. ૧૧.

મુક્ત થાય છે. (૩) જ્યારે જોનારો (સાધક), તેજસ્વી (રુક્મવર્ણ) કર્તાને (એટલેકે) કર્મફળના નિયંતારૂપ ઇશ્વરને, (અને અપર) બ્રહ્મનું જે મૂળ છે એવા (તે પર) પુરૂષને ઓળખે છે—અનુભવે છે ત્યારે, તે જ્ઞાની (વિવિધતા રૂપી) પુણ્ય અને પાપને ખંખેરી નાંખી નિર્લેપ થઇને ( તે પુરૂષની સાથે) પરમ સમાનતાને પામે છે. (૪) જે સર્વે ભૂતો દ્વારા (તેવા રૂપે) પ્રકટ થાય છે તેજ ખરે પ્રાણ છે. એને સમજનારો જ્ઞાની બીજી વાતો કરતો નથી (અતિવાદી થતો નથી). આત્મામાંજ રમનાર અને આત્મામાંજ પ્રીતિવાળો થઈ (નિરાસક્ત) ક્રિયા કરનારો એવો (જ્ઞાની), તે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે. (૫) આ આત્માને સત્ય તપસ(સંયમવાળા આત્મચિંતન)થી, અને શુદ્ધ જ્ઞાનથી, તથા નિત્ય બ્રહ્મચર્યથીજ પમાય છે. કારણ કે, (એ) પવિત્ર અને જ્યોતિરૂપે શરીરની અંદર(હૃદયમાં)રહ્યો છે (તેથી), જેને વિકાર રહિત એવાજ યતિઓ જોઇ શકે છે-અનુભવી શકે છે. (૬) સત્યજ જીતે છે, અસત્ય નહીં. સત્ય વડેજ સ્વર્ગનો માર્ગ ( દેવયાન ) ખુલ્લો થાય છે, જે માર્ગે પરિપૂર્ણ થએલી કામનાઓ વાળા ઋષિઓ જ્યાં તે સત્ય(બ્રહ્મ)નું પરમ (અર્થા-

---

(૩) સર. શ્વેતા. ૫. ૭. આવો પર પુરૂષ તે પ્રાણ, અથવા સર્વવ્યાપક ઇશ્વર છે. એને પોતા રૂપે જ ઓળખનારો એના જેવી પરમ સમાનતાને પામે છે.

(૪) સર. ઇશા. ૧, ૨. અને બૃ. ૨. ૪. ૧૨. આવા મંત્રોના ઉપર ગીતામાંના કર્મયોગે નિશ્ચિતરૂપ પકડયું જણાય છે. અતિવાદી માટે સર. છાંદા. ૭. ૧૫. ૪. આત્મામાંજ પ્રીતિવાળો થઇ લોકસંગ્રહાર્થે નિરાસક્ત કર્મ કરનાર યોગી બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે. જુવો ગીતા ૧૨. (૨,૨૦) કઠ ૪. ૬.

(૫) સર. તૈત્તિ. ૨. ૧. ૧. સત્ય તપસ એટલે પ્રમાદરહિત અને સન્યાસવાળું આત્મચિંતન. જુવો મુંડ. ૩. ૨. ૪.

પત્તિરૂપી) ધામ છે ત્યાં (બ્રહ્મ ભણી) વળી રહ્યા છે. (૭) તે (બ્રહ્મ) મહાન્ (બૃહત), દિવ્ય, અચિન્ત્ય રૂપ, અને સૂક્ષ્મથી પણ ઘણું સૂક્ષ્મ એવું, શોભી રહ્યું છે. તે દૂરથીય બહુ દૂર છે, અને વળી તે અહીં થડમાંજ છે. જે એને ઓળખે છે, તેમને તો એ અહીં આ (હૃદય) ગુહામાં જ ઠરેલું છે. (૮) ચક્ષુએ કે વાણીએ, બીજી શક્તિઓએ કે તપસ (દમન) વડે, કે કર્મ વડે, તે પકડાય (પમાય) તેમ નથી. જ્ઞાનના પ્રસાદ વડે નિર્મળ સત્વ–અંતઃકરણ (હૃદય) વાળો થાય તો, તે પછીજ એનું ધ્યાન કરનારો (સમાધિમાં) તે નિષ્કલ ( નિર્વિકાર ) બ્રહ્મને દેખે છે–અનુભવે છે. (૯) પાંચ પ્રકારે પ્રાણો પ્રવેશ કરીને રહ્યા છે તેવા(શરીર–હૃદયાકાશ)માં આ સૂક્ષ્મ આત્મા શુદ્ધ જ્ઞાન( **ચેતસા**–pure knowledge )વડે જ જણાય છે. પ્રજાઓનું ચિત્ત (અંતઃકરણની ધાતુ) પ્રાણોથી ઓતપ્રોત થઇ રહ્યું છે, તેવું ચિત્ત શુદ્ધ થતાં એ આત્મા પ્રકાશી ઉઠે છે. (૧૦) વિશુદ્ધ સત્વ–નિર્મળ અંતઃકરણવાળો મનથી જે જે લોકનો સંકલ્પ કરે અને જે કામનાઓની ઇચ્છા કરે, તે તે

---

(૭) સર. મું. ૨. ૨. ૫; શ્વેતા. ૬. ૧૫; બૃ. ૩. ૮. ૧૦ ઇત્યાદિ. હૃદયગુહામાં, દહરાકાશમાં, વ્યક્ત થતો પ્રજ્ઞાત્મા–બ્રહ્મ છે. તે મહત્ છે, સર્વવ્યાપક છે, અને સદ્ રૂપે જગતનો નિંયતા છે.

(૮) નિષ્કલ તે અધિષ્ઠાનાત્મક સત. 'પ્રસાદ' માટે સર. કઠો. ૨. ૨૩. જ્યોતિ.

(૯) પ્રજાઓનું ચિત્ત એટલે ભૂતમાત્રનું અંતઃકરણ. તેની સત્વશુદ્ધિ માટે, જુવો. છાંદો. ૭. ૨૬. ૨.

(૧૦) નિર્મળ અંતઃકરણવાળાને કામનાની સિદ્ધિ સ્વતઃ સિદ્ધ છે. તે કદિ એવી સિદ્ધિઓનો ભૌતિક વસ્તુને માટે ઉપયોગ કરતોજ નથી. કારણ કે, રાગદ્વેષ અને વિષયાસક્તિ વિના એવો ઉપયોગ કરાય નહીં. પણ એવી આસક્તિ હોય તો સત્વની વિશુદ્ધિમાં વિઘ્ન આવતાં સિદ્ધિ નિષ્ફળજ થાય છે. જો એમજ હોય તો સિદ્ધિ સ્વતઃ સિદ્ધ છે,

લોક તથા કામનાઓને તે મેળવે છે, તેથી વિભવની ઈચ્છા વાળાએ આત્મજ્ઞાનીનું પૂજન-અર્ચન કરવું.

---

## ખંડ બીજો.

(૧) જેમાં આખું વિશ્વ ગોઠવાઈ રહ્યું છે, અને જે (સ્વપ્રકાશે) શુદ્ધ પ્રકાશી રહ્યું છે, એવું ધામ જે પરમ બ્રહ્મ છે, તેને તેઓ(શુદ્ધસત્વ-શુદ્ધ અંતઃકરણ વાળા)જ ઓળખે છે. કામના રહિત થઇને જે વિવેકી પુરૂષ એવા ( આત્મજ્ઞાની ) પુરૂષને સેવે છે, તેઓ ( સંસારના ) બીજ(શુક્ર)ની પાર નીકળી જાય છે (જન્મતા નથી). (૨) મનમાં ચિંતન કરીને જે જે કામનાની જે ઇચ્છા કરે છે, તેવી કામનાની વાસના સાથે તે ત્યાં ત્યાં જન્મને ધારણ કરે છે. પણ (આત્માનીજ કામના ઉદ્ભવતાં ) જેની કામના ફળી છે, એવા કૃતાત્માની (આત્મ-

---

શી રીતે જણાય ? સિદ્ધિ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં સદા સફળ જ છે. કારણ કે, અંતઃકરણ આસક્તિ રહિત થઇ-નિર્મળ થતાં, બ્રહ્મની એની જીજ્ઞાસા જરૂર ફળે છે, અને અવશ્ય એને ત્યારે બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે. સર. ઐતરેય. ૧. ૧. આનાથી બીજી કઈ સિદ્ધિ વધારે ઈષ્ટ હોઇ શકે ? સત્ય સંકલ્પતાને માટે, જુવો છાંદો. ૮-૨ ખંડ જ્યોતિ. અને બૃ. ૧. ૪. ૧૫.

(૧) આ છેલ્લા ખંડમાં નિર્વિકાર અને નિર્ગુણ એવું પરમ બ્રહ્મ, જે અજર, અમર, અને દશ્ય એવા કાર્યમાત્રનું, સત્ય રજ્જુની પેઠે, અધિષ્ઠાન છે, તેનું સ્વરૂપ પ્રકટ કર્યું છે. અને બ્રહ્મજ્ઞાનીને, એ બ્રહ્મ હું જ છું, એવું અભિન્નજ્ઞાન થાય તોજ એ પરમ મોક્ષને પામે છે. બ્રહ્મને ઓળખીને એ બ્રહ્મ-પરમાત્મા રૂપ થાય છે. આવા બ્રહ્મજ્ઞાનીની સર્વે કામનાઓ અહીંજ ગળી જાય છે. એટલે કે, એને બ્રહ્મલોકનો ભોગ પણ રહેતો નથી. આજ પરમ જીવન-મુક્તિ છે.

(૨) સર. બૃ. ૪. ૪. (૫-૬); બૃ. ૩. ૨. ૧૧; પુનર્જન્મ માટે, જુવો પ્રશ્ન. ૩. ૧૦.

જ્ઞાનીની બીજી બધીય) કામનાઓ અહીં(જીવતાં)જ ગળી જાયછે. (૩) આવો આત્મા શાસ્ત્રનો બોધ કરવાથી (प्रवचनेन) પામી શકાતો નથી, તેમજ બુદ્ધિશક્તિથી, કે ઘણાં ઘણાં શાસ્ત્રો ભણવાથી પણ તે પામી શકાતો નથી. જે આત્માનીજ એ પ્રાર્થના(તીવ્રેચ્છા)કરી રહે છે, તેવા (આત્માની ઇચ્છા-સત્ય સંકલ્પ) વડેજ આત્મા પ્રાપ્ત થાય છે, અને આત્મા તેનેજ (એવી આત્માનીજ કામનાવાળાને) પોતાનું સ્વરૂપ ઉઘાડું કરી દે છે. (૪) (ચિત્તની એકાગ્રતાના) બળ વગરનાથી આત્મા પમાતો નથી. તેમજ (વિષયાસક્તિ વાળા) પ્રમાદથી, કે અંગ (સન્યાસ) વિનાના તપસ(જ્ઞાન)થી, તે મળતો નથી. પણ (બળ, અપ્રમાદ, અને સન્યાસવાળું જ્ઞાન) એવાં સાધનો વડે જે વિદ્વાન યત્નશીલ ( યતિ થઈ ) રહે છે, તેનેજ આત્મા જડે છે, અને તે બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે. (૫) આને સંપૂર્ણ પામી

---

(૩) કઠો. ૨. ૨૩. જુવો ગીતા. ૧૦. ૧૧; ૧૧. ૮. શ્વેતા. ૧. ૬. 'જેને એ આત્મા ઇચ્છેછે તેનેજ એ મળે છે, અને તેનુંજ શરીર એ આત્મા પોતાનું કરે છે,' એમ મેક્ષમુલર ભાષાન્તર કરે છે. પણ, જો કે પ્રથમનો ભાગ સરળ છે, છતાં તે સદોષ છે. જુવો. કઠ. ૨. ૨૩ ની જ્યોતિ. અને પાછલો ભાગ તો દુર્જ્ઞેય જ રહે છે. શંકરે કઠોપનિષદ્માં આ મંત્રના "तेन लभ्यः"નો અર્થ તે આત્માવડે પ્રાપ્ત થાય છે, એમ કર્યો છે. છતાં અહીં તેનો "આત્માની તિવ્રેચ્છા વડે" એમ અર્થ કર્યો છે. પણ બન્નેયનો એકજ ભાવ હોવાથી અમે શંકરના અર્થનેજ અહીં અનુસર્યા છીએ. અહીં વળી પ્રકરણના પ્રસંગથી "तेन"નો અર્થ વધારે સ્પષ્ટ યાય છે. કારણ કે, ઉપરના મંત્ર બીજામાં અને મું. ૩. ૧. (૯-૧૦) માં શુદ્ધ સત્વવાળાનું સંકલ્પ બળ બતાવી, અહીં એવા સંકલ્પથીજ આત્માની પ્રાપ્તિ થાય છે, નહીં કે, કેવળ અભ્યાસાદિથી, એમ શ્રુતિનો યથાર્થ બોધ જ પ્રકટ થાય છે.

(૪) અહીં પણ સંકલ્પ બળની એવીજ યોગ્ય પ્રસંશા શ્રુતિ કરી રહી છે. જુવો 'બળ'ને માટે છાંદો. ૭. ૮. ૧. સર. મુંડ. ૩. ૧. ૫ નું સત્ય તપસ.

(ઓળખી)ને ઋષિઓ જ્ઞાનથી તૃપ્ત, કૃતકૃત્ય, વીતરાગ, અને પ્રશાન્ત થાય છે. તેવા વિવેકી બ્રહ્મવિદો સર્વમાં પ્રસરી રહેલા (આત્મા)ને ચારે તરફથી (सर्वतः) પામીને આત્મામાં જોડાઈ જતાં સર્વમાં પ્રવેશ કરે છે. (૬) વેદાન્તે શીખવેલા વિજ્ઞાનનો (પરમાત્મા તે તું જ છું એવો) અર્થ બરાબર નિશ્ચય કર્યો છે એવા, અને (આસક્તિના) સંન્યાસે અને યોગની સાધનાએ વિશુદ્ધ થએલા અંતઃકરણવાળા (બ્રહ્મને શોધી રહેલા) યતિયો સંસારને અન્તે બ્રહ્મલોકમાં પરમ અમૃતને પામીને (કામનાથી કેવળ રહિત થતાં) સર્વ રીતે છૂટી જાય છે. (૭) પંદર કળાઓ પોત પોતાની પ્રતિષ્ઠા(કાર-

(૬) સર. કઠ. ૬. (૧૨-૧૩). એના પ્રમાણે બ્રહ્મલોકમાં ગએલો મુમુક્ષુ બ્રહ્મ "અસ્તિ", છે, એવા ભાવને પ્રાપ્ત થતાં, તેમાંજ રહીને છેવટે 'તે હું જ છું' એવા અભિન્ન તત્વભાવને એની મેળેજ પામે છે. આથીજ બ્રહ્મલોકમાં સ્થિત થએલાને અક્ષર કહ્યા છે. કારણ કે, પર બ્રહ્મ અને પુરૂષનું 'સ્વ'ભાવે ઐક્યજ છે, તે કઠના પ્રમાણે તેને ત્યાં સ્વતઃ પ્રાપ્ત થાય છે, એને માટે બીજું સાધન જોઇતું નથી. મું. ૩. ૨. ૩. માં કહ્યા પ્રમાણે આત્મા પોતાનું સ્વરૂપ એવાને પોતાની મેળેજ ઉઘાડું કરી દે છે. આવું સત્ય અનુભવગમ્ય છે.

(૭) બૃહ. ૩. ૨. ૧૧ની પેઠે અહીં મોક્ષકાળે કાર્યકારણનો સંઘાત વિખરાઇ જતો વર્ણવ્યો છે. કર્મ માત્ર વાસનાના બંધનથીજ અસ્તિત્વમાં ટકી રહે છે. એવી કામના જેનામાંથી ઉઠી ગઇ છે, તેનાં પૂર્વનાં કર્મોનો નાશ થાય છે. અને વાસનાજ કર્મનું મૂળ છે તેથી નવાં કર્મ તો નિષ્કામ પુરૂષને અંગે ફળે જ નહીં. આમ કર્મ માત્રનો લોપ થતાં જીવ ભાવનો પણ લોપ થાય છે. કારણ કે, પુરૂષની પ્રતિષ્ઠા કર્મમાં જ છે. જુવો બૃહ. ૩. ૨. ૧૩. કર્મ રૂપી કારણ નાશ થયું, એટલે જીવભાવ ઉડી ગયો. તેથી એ સર્વે સદ્રૂપ શુદ્ધ આત્મામાંજ એકઠાં થઇ જાય છે; કારણ કે, એજ એ સર્વનો સદાંશ હતું. તેથી કામનાએ માંડેલો માયા પ્રપંચ ઉડી જતાં, તે પાછું સ્વરૂપે થઇ રહ્યું. 'પ્રતિદેવતા' એટલે પ્રતીક રૂપે રહેલી પોતાની દેવતા.

ણુ)માં સમાતાં, અને ઇંદ્રિયાદિ (શક્તિઓ) એમના પ્રતિ-દેવતા(સૂર્યાદિ)માં સમાતાં, (પ્રારબ્ધનો શરીર સાથે નાશ થઇને–ભૂત અને ભાવી) કર્મો અને વિજ્ઞાનમય આત્મા તે બધાંય પર (અને) અવ્યય એવા બ્રહ્મમાં એક રૂપ થઇ જાય છે. (૮) જેમ દોડી રહેલી નદીઓ સમુદ્રમાં ભળતાં નામ રૂપોને છોડી દઈ (**विहाय**) શમી જાય છે તેમ, (બ્રહ્મ) જ્ઞાની નામ રૂપાદિથી મુક્ત થઇને (**विमुक्तः**), દિવ્ય અને પરથી પર એવા પુરૂષમાં સમાઇ જાય છે. (૯) જરૂર, જે આવા પરમ બ્રહ્મને ઓળખે છે, તે બ્રહ્મજ થાય છે (બ્રહ્મના સ્વરૂપમાં ભળે છે), અને એવાના કુળમાં અબ્રહ્મવિદ્ થતો નથી. તે શોકને તરી જાય છે, પાપને તરી જાય છે. તે હૃદયની (અવિદ્યાએ પાડેલી) ગુંજોથી મુક્ત થાય છે, અને અમૃત થાય છે.

(૧૦) તેનું ઋચામાં આવું કહ્યું છે, “ (વેદોક્ત) ક્રિયા કરનારા શ્રોત્રિયો, અને બ્રહ્મનિષ્ઠ (એટલે અપર બ્રહ્મમાં આરૂઢ થએલા, અને પર બ્રહ્મને શોધનારા), અને જે શ્રદ્ધાવડે એકર્ષિ(નામના અગ્નિ)નું પૂજન કરનારા, અને શિરોવ્રત દીધે

---

જુવો. બ્ર. સૂ. ૪. ૨. ( ૧૩ થી ૧૬ સુધી, અને ૮. )

(૮) સર. પ્રશ્ન. ૬. ૫. જુવો બ્રહ્મ સૂ. ૧. ૩. ૨; સૂ. ૪. ૨. ૧૬.

(૯) જુવો પ્રશ્ન ૪. ( ૧૦–૧૧ ). સર. તૈતિ. ૨. ૧. ૧.

પરાત્પર એવા પુરૂષમાંથી નીસરીને આ બધું પાછું તેમાંજ સમાય છે એમ કહી, મું. ૨. ૧. ૨. માં જે પુરૂષનો બોધ શરૂ કર્યો હતો, તેને અહીં શ્રુતિ હવે આટોપી લેઈ ઉપદેશને પૂરો કરેછે.

(૧૦) આ ‘એકર્ષિ’ તે અથર્વણના યજ્ઞોમાંના એક અગ્નિનું નામ છે. આ અગ્નિ તેજ આત્મા, અને તે એકલુંજ ચૈતન્ય–ચિદ્રુપ જોનાર છે. અન્ય સર્વ અચિત્, અને મિથ્યા છે, તેથી તેનું નામ

કાળ સુધી શાસ્ત્રવિધિ પ્રમાણે ધારણ કરનારા હોય, તેમનેજ આ બ્રહ્મ વિદ્યા શીખવાડવી."

(૧૧) આવું તે (અક્ષર પુરૂષનું) સત્ય અંગિરા ઋષિએ પૂર્વે કહેલું હતું. તેને જેણે લાંબો કાળ વ્રત (સંયમાદિ) કર્યું ન હોય, તે ધારણ કરતો (કરી શકતો) નથી.

મહાન દ્દષ્ટાઓને નમસ્કાર હો, મહાન દ્દષ્ટાઓને નમસ્કાર હો.



ૐ. હે દેવ ! અમારા કાન વડે જે ભદ્ર હોય તે અમે સાંભળીએ, ઈત્યાદિ. શાન્તિ પાઠ.



( મુંડકોપનિષદ્દનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )

---

"એકર્ષિ" એકલોજ ઋષિ, એકલોજ દ્દષ્ટા, એવું પડ્યું છે. જુવો બ્ર. સૂ. ૩. ૩. ૩.

( મુંડકોપનિષદ્દની 'જ્યોતિ' સમાપ્ત ).



# માંડૂક્યોપનિષત્

यस्मात् जातं जगत् सर्वं यस्मिन्नेव प्रलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ (शंकर)

ૐ. હે દેવ! અમારા કાન વડે જે ભદ્ર (કલ્યાણકારી) હોય તે અમે સાંભળીએ. હે પૂજવાયોગ્ય, અમે ચક્ષુ વડે જે ભદ્ર હોય તેને જોઇએ. સ્થિર અંગવાળાં શરીરોથી (તમારી) સ્તુતિ કરતાં કરતાં દેવે આપેલું આયુષ્ય અમે ભોગવીએ. લાંબી કીર્તિવાળા (वृद्धश्रवा) ઇન્દ્ર! અમારૂં કલ્યાણ કરો. વિશ્વને જાણનારા અને (પોષનારા) પૂષન (સૂર્ય)! અમારૂં કલ્યાણ કરો. જેનું રથચક્ર ખડયું નથી (अरिष्ठनेमि) એવા તાર્ક્ષ્ય (અરૂણ)! અમારૂં ભલું કરો. વાણીના પતિ એવા બૃહસ્પતિ! અમારૂં કલ્યાણ કરો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।

---

## જ્યોતિ.

( વંદન. )

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્માને નમું.
જન્મથી સંસ્કૃત કરતા, તે સદ્ગુરૂ સમ પિતા પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોત' પ્રકાશ ધરવાને,
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને
શુદ્ધ પરમ દર્શનથી 'સ્વ'ભાવમાં, સ્થિર થતાંજ, ભળવાને.

(૧) આ બધુંય ૐ. એવું અક્ષર(બ્રહ્મ) છે. તેનું(આવું) વિશેષ વર્ણન (વિવેચન) છે. જે હતું, છે, અને થશે, એ સર્વ ૐકાર મયજ છે. અને જે બીજું આ ત્રણેય કાળની પારનું (કાલાતીત) છે, તે (પુરૂષ, પરમાત્મા) પણ ૐકાર જ છે. (૨) જરૂર, આ બધુંય બ્રહ્મ છે. આ (પ્રત્યક્ષ) આત્મા બ્રહ્મ છે. એવો આ આત્મા ચાર પ્રકારે (પાદવાળો થાય )છે.

(૩) જાગ્રત અવસ્થામાં રહીને બહારની વસ્તુઓને

---

આ ઉપનિષદ્‌ને 'માંડૂક્ય' એમ શાથી કહેવાય છે, તેની બરાબર ખબર પડી નથી. પણ મંડૂક ઋષિના નામ ઉપરથી તેનું નામ પડયું હોય એમ સંભવિત છે. મણ્ડૂક ઋષિ એવું નામ ઐતરેયના ત્રિજા આરણ્યકના અધ્યાય ૧. ૧. માં દેખાય છે. મહાભારતમાં પણ એવું નામ આવે છે.

આ અથર્વવેદનું ગદ્યોપનિષદ્ છે, અને એનું ગદ્ય પણ બહુ જૂનુ હોય એમ જણાતું નથી. આ ઉપનિષદ્‌નો પ્રધાન ઉપદેશ એવો છે કે, જગત્ માત્ર બ્રહ્મ છે. અને પ્રત્યગાત્મામાં પરબ્રહ્મ સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે, તેથી પ્રત્યગાત્માની બધીય અવસ્થાઓનું સ્પષ્ટીકરણ કરતાં, તેની તુરીયાવસ્થાની સ્થિતિ તેજ અવ્યક્ત એવા નિર્ગુણ બ્રહ્મની અવસ્થા છે, એમ સ્પષ્ટ સમજાય છે. આવી પ્રત્યગાત્માની ચારે અવસ્થાઓનું સ્પષ્ટીકરણ કરીને તેમના પ્રતીક રૂપે ઉપાસ્ય ૐ કારની ચાર માત્રાઓને શ્રુતિએ અહીં સમજાવી છે.

(૧) ૐ કારના વિવેચન અર્થે, વળી જુવો. પ્રશ્ન. ૫, અને ગૌ. કા. ૧. (૨૪–૨૯).

(૩) વૈશ્વાનર, તૈજસ, પ્રાજ્ઞ, એ જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્ત અવસ્થાઓમાં અનુક્રમે પ્રકટ થતા જીવાત્માનાં ગૂઢ નામો છે.

સાત અંગ તે મુખ્ય સાત ઇન્દ્રિયોઃ આંખ, કાન, નાક, ત્વચા, જીભ્હા, અને મન અને બુદ્ધિ. તેમજ ત્રણ તે મન, ચિત્ત, અહંકાર; અને પાંચ જ્ઞાનેન્દ્રિયો તે આંખ, કાન, નાક, ત્વચા, જીભ્હા; અને પાંચ કર્મેન્દ્રિયો તે મુખ, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા; અને પાંચ પ્રાણો તે અપાન, વ્યાન, સમાન, અને ઉદાન; એ બધાંય મળીને આત્માનાં ૧૯ મુખો કહેવાય છે.

જોનારો, સાત અંગવાળો, અને ઓગણીશ મુખવાળો, સ્થૂળ (અન્નાદિ)ને ખાનાર–ભોગવનારો, એવો એ વૈશ્વાનર (વિશ્વમાં સમાન આત્મારૂપે રહેનારો) છે, તે એનો પહેલો પ્રકાર. (૪) સ્વપ્નાવસ્થામાં રહીને અંદર જોનારો, સાત અંગવાળો, અને ઓગણીશ મુખવાળો, અને (સ્થૂળથી વિલક્ષણ એવા) વાસનામય સૂક્ષ્મ(વિષયો)ને ભોગવનારો તેજનો બનેલો (તૈજસ) છે, તે (એનો) બીજો પ્રકાર. (૫) જ્યાં સૂઇને (પુરૂષ) કાંઇ પણ કામના કરતો નથી, કે કોઇપણ સ્વપ્ન જોતો નથી, તે સુષુપ્તિ છે. સુષુપ્તિ અવસ્થામાં એકઠો થતો, (તેથી) કેવળ પ્રજ્ઞાનઘન,

---

(૫) આનંદ ભોગવતાં, એટલે કે પુરૂષ જ્યારે વિષયવિષયી ભાવનાં આન્દોલ-ઝોક રહિત થઇને 'આયાસ'-શ્રમ વિનાનો થાય, ત્યારે તેને લોકો એ આનંદ ભોગવે છે, એમ કહે છે. मनसः विषयविषय्याकारस्पंदनायास-दुःखाभावात् आनंदमयः आनंदप्रायो, नानंद एव । अनात्यंतिकत्वात् । यथा लोके निरायासस्थितः सुखानंदभुगुच्यते । अत्यंतानायासरुपा हीयं स्थितिः अनेनात्मनानुभूयते इति आनंदभुक् । " एषोऽस्य परम आनंदः " इति श्रुतेः । (શંકર).

અર્થાત્, જ્યાં સુધી ભોગના વિષયનો અભાવ હોય, ત્યાંસુધી આયાસ, એટલે કે વિષયને મેળવવા માટે થતું પ્રયત્નાત્મક દુઃખ, રહે છે, અને વિષયને પામીને આયાસના અભાવે પછી તે 'આનંદને' ભોગવે છે. વળી જ્યાં એવા મેળવેલા વિષયનો નાશ થાય, કે તરત બીજો આયાશ શરૂ થાય છે. એમ આયાશના ભાવાભાવમાંનો અભાવ તે લૌકિક આનંદ મનાય છે. પણ જ્યાં ભોગનો વિષય આત્મા પોતેજ થતાં, વિષય અને વિષયીભાવ એકત્ર થઇ જાય, ત્યાં તેવા ભોજ્યાત્મક આત્માનો તો વિલોપ થતોજ નથી, તેથી આયાસના અભાવ રૂપી આનંદ અનંતતાવાળો-નિત્ય થાય છે. તેથી તે ક્ષણેક્ષણે નાશ થતા એવા લૌકિક આનંદના જેવો નથીજ. તેથી તેને શંકરે 'नानंद एव' એમ વર્ણવ્યો છે. આવી પરમ આનંદરૂપ સ્થિતિ તે પ્રાજ્ઞની છે. જુવો બૃહ. ૪. ૩. ૩૨.

પ્રાજ્ઞ, એટલે પૂર્વે થએલા જ્ઞાનની સુષુપ્તિ પછી પણ જેને સ્મૃતિ રહે છે તેવો, સર્વત્ર સાક્ષીવત્ જ્ઞાનવાળો, અથવા "છે" એવા

આનંદ ભોગવતાં આનંદમય, (અને) વિચાર રૂપી મુખ-દ્વાર વાળો (તેથી) પ્રાજ્ઞ છે, તે ત્રિજો પ્રકાર. (૬) આવો જ (આત્મા) સર્વનો ઈશ્વર છે, એજ સર્વજ્ઞ છે. એજ સર્વને જાણનારો છે. એજ સર્વનો અંતર્યામી છે (અંદરથી વશવર્તાવનાર), એ સર્વનું ઉત્પત્તિ સ્થાન ( મૂળ–યોનિ ) છે. કારણ કે, (એમાંજ સર્વે) ભૂતોની ઉત્પત્તિ, અને લય છે.

(૭) નહીં અંદર જોનાર, કે નહીં બહાર જોનાર, કે નહીં

---

નિર્મળ, નિર્વિશેષ 'જ્ઞ' સ્વરૂપ હોઇને, જે સર્વ જ્ઞાનોનું મૂળ છે, તેની જ્ઞપ્તિવાળું અને જગતના બીજવાળું અવ્યકૃત એવું કારણ બ્રહ્મ, 'ભૂમા' છે. જુવો છાંદો. ૭. ૨૪. ૧.

(૬) એ જ, એટલે જગતનું કારણાત્મક વ્યક્ત થતું બ્રહ્મ, હિરણ્યગર્ભ. અધ્યાત્મમાં આ અવસ્થા સુષુપ્તિસ્થ પ્રાજ્ઞની છે. જયાં જગત્ વ્યક્ત નથી, છતાં તેને વ્યક્ત કરવાની શક્તિએ–બીજે યુક્ત જે હિરણ્યગર્ભરૂપે સ્થિર છે, તે 'પ્રાજ્ઞ'.

(૭) તુરીય અવસ્થામાં જયારે સ્વપ્ન, જાગ્રત, અને સુષુપ્તિ, એવા પ્રજ્ઞાના ત્રણે વિકારોનો અભાવ થાય, તો એવો પ્રશ્ન ઉઠશે કે, શું ત્યારે એ સ્થિતિ શૂન્ય છે? અને જો એ કદિ એવી હોય, તો એ સ્થિતિ નિરર્થક નથી ? (૧) હવે, એ શૂન્ય નથી. ત્યાં મિથ્યા એવા વિકલ્પાદિ વિકારો ઉઠતા દેખાતા નથી, તેનું કારણ તો માત્ર તેમનું નિમિત્ત જે અવિદ્યા છે, તે ગળી ગયું છે, તેજ છે. નહીં કે, અધિષ્ઠાન-પુરૂષ શૂન્ય છે. જગતને કોઇ પણ આસ્પદ (Substratum) તો હોવુંજ જોઇએ. જેમ છીપોલી સિવાય અથવા રજ્જુ સિવાય રૂપાનો કે સર્પનો આભાસ પણ થતો નથી તેમ. પણ, જો સત્ય એમજ હોય તો, એને પ્રાણાદિ વિકારો થાય છે તેથી પુરૂષનેય, જળને ધારણ કરી રાખનારા ઘડાની પેઠે 'વાચારંભણ'સૂત્ર લગાડીને તે અસત્ છે, એમ કહી શકાય, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે, જળનું ધારણ અને ઘટ એ બન્નેય બુદ્ધિના વિષય છે, પણ પુરૂષની વિષે તો "સદ્–અસદ્" ભાવનો સંબંધ, તેવા દ્વંદ્વની કોટીનો નથી. એવા પરમ સદ્-અસત્‌ની પ્રતિતિને માટે તો પુરૂષના પોતાના સિવાય, બુદ્ધિ જેવું બીજું

**અંદર અને બહાર એમ બેય બાજુએ જોનાર, કે નહીં પ્રજ્ઞાન ઘન ("જ્ઞ"રૂપ ઇશ્વર), કે જાણુનારો અને નહીં જાણુનારો (એવો અપ્રજ્ઞ—જીવાત્મા)પણુ નહીં એવો ('નેતિ'રૂપ હોઈ) અદૃશ્ય (ઇન્દ્રિયોથી દેખાય નહીં એવો), જેની સાથે વ્યવહાર કરાય નહીં એવો, જેનું ગ્રહણુ કરી શકાય નહીં એવો, લક્ષણુ (ચિન્હ કે ગુણુ)વિનાનો, ચિંતન ના કરી શકાય એવો(અચિંત્ય), શબ્દવડે બોધી—કહી શકાય નહીં એવો, (સર્વે સ્થિતિમાં) એકજ આત્મભાવના અનુભવના સારરૂપ, સર્વ પ્રપંચનો ઉપરામ—અંતરૂપ, શાન્ત, અને આનંદમય, અદ્વૈત(ભેદ—વિકલ્પથી રહિત), એવાને(બ્રહ્મવિદો) ચોથા(તુરીય) પ્રકારનો જાણેછે (મન્યન્તે). તે જ આત્મા છે. તે જ ઓળખવા યોગ્ય છે.**

---

કશુંય પ્રમાણુ નથી. માત્ર અવિદ્યાનો લોપ થતાંજ વિકરોનો નાશજ થાય છે. છીપોલી રહ્યા છતાં, જેમ અંધકાર હોય તોજ રજતનો આભાસ થાય, પણુ અંધકારનો નાશ થતાં જેમ છીપોલીમાં રજતનો અત્યંત અસંભવ છે તેમ, અવિદ્યાનો નાશ થતાં વિકલ્પનો પુરૂષમાં-આત્મામાં અત્યંત અસંભવ છે. (૨) એમ હોય તોપણુ, એવી સ્થિતિ નિરર્થક નથી. કારણુ કે, અવિદ્યાએ ખડા કરેલા પદાર્થોની તૃષ્ણાનો આવી સ્થિતિમાંજ નાશ થાય છે. એવી તૃષ્ણા મટે, એજ જ્ઞાનનો અર્થ અથવા પ્રયોજન છે, અને તેથી એ સ્થિતિ સફળ છે. એવી સ્થિતિમાં નિત્ય આયાસાભાવાત્મક આનંદનો ઉપભોગ છે, અને એજ તેનો પરમ લાભ છે. આ આનંદ તે બુદ્ધિગ્રાહ્ય, તેથી અનિત્ય, એવી વસ્તુ નથી. લૌકિક આનંદ અને તેની પારની સ્થિતિ તેજ બ્રહ્માનંદ છે. સર. તૈત્તિ. ૨. ૮. (૧—૫). વળી આવા બન્ને પ્રશ્નોજ તુરીયાવસ્થાને અંગે તો અયોગ્ય છે. બન્ને પ્રશ્નનું મૂળ 'બુદ્ધિજન્ય' જ્ઞાનમાં છે. શૂન્ય તેમજ નિરર્થકતાનો બોધ માયાએ બનેલા વિશ્વમાંથી મેળવેલા જ્ઞાનના સ્વભાવવાળો છે. એવું જ્ઞાન, જ્યાં બુદ્ધિનો વિષયજ નથી, ત્યાં લગાડી શકાય નહીં. કારણુ કે, તેમ કરવાથી તર્ક દોષિત થાય છે. બુદ્ધિના પ્રદેશમાં રહીને જ વિચારતાં તો એ શૂન્ય નથી એમ જ સમજાય છે. જેમાંથી આ સર્વ

(૮) એવો એ આત્મા અક્ષર (નિશ્ચળ એક) રૂપે અને માત્રા ( જૂદા જૂદા પાદો ) રૂપે કરીને, 'ૐ'કાર છે. એ (આત્મા)ના પાદો (પ્રકાર), તે (ૐ ની) માત્રાઓ (રૂપે) છે; અને ("ૐ" ની) અકાર, ઉકાર, મકાર, એવી માત્રાઓ તે (આત્માની અવસ્થાઓરૂપે) પાદો છે. (૯) (પ્રાણાત્મા અને 'અ'કાર એવા) બેય (પહેલો જગત્માં, અને બીજો વાણીમાં) વ્યાપકતા તેમજ શરૂઆત(ના સામાન્ય)વાળા હોવાના કારણ-થી, (આત્માની) જાગ્રત અવસ્થાવાળો વૈશ્વાનર (વસ્તુ માત્રનો પ્રાણાત્મા) અકાર રૂપે (ૐ ની) પહેલી માત્રા છે. જે એમ જાણે છે, તેની સર્વે કામનાઓ જરૂર ફળે છે, અને તે

---

સૃષ્ટિની ઉત્પત્તિ થતી દેખાયછે, તે શૂન્ય કેમ હોય ? જુવો છાં. ૬. ૨. ખંડ. (૧૨) જગતનો ઉપરામ, તે ઉપાધિના ઉપરામને લીધેજ છે, અધિષ્ઠાનની શૂન્યતાને લીધે નહીં. જુવો બૃ. ૨. ૩. ૬; ૩. ૯. ૨૬; ૫. ૧૪. ૩.

(૮) સર. છાંદો. ૧. ૧. ખંડમાંની ઉદ્ગીથ અક્ષરની ઉપાસના.

(૯) આત્માના પાદ અને તેના પ્રતીક રૂપ ૐ ની માત્રાની સરખામણીમાં બન્નેની સમાનતા બતાવવા માટે, બેયમાં જે જૂદા જૂદા રૂપે રહેલા ગુણો છે, તેમને દર્શાવીને, પાદ અને માત્રાઓનું અહીં વર્ણન કર્યું છે. જેમ વૈશ્વાનર જગત્માં વ્યાપ્ત થઇને રહ્યો છે તેમજ એ આદિજન્મ વાળો છે, તે પ્રમાણેજ અકાર પણ તમામ અક્ષરોમાં વ્યાપ્ત થઇને રહેતાંજ વાણીનો સંભવ છે, કારણ કે, અક્ષરમાં 'અ' હોય તોજ તેનો પૂર્ણ ઉચ્ચાર થઈ શકે છે. અને વળી ૐ કારમાં એવા અકારથીજ વર્ણની 'શરૂઆત' થાય છે. તેથી ૐ એવી બન્ને રીતે વૈશ્વાનરના જેવોજ છે. પાદ એ ચિદ્નો વિકાર છે.જ્ઞાનાત્મક ગાય-ત્રીના તેથી જ ચાર પાદો કહ્યા છે. જુવો બૃ. ૫. ૧૪. ખા.

પાદ એટલે વિકાર અથવા પ્રકાર. એ અવ્યક્ત બ્રહ્મનો વિશેષપણે વ્યક્ત થતો આવિર્ભાવ છે. અને અવ્યક્તનું પ્રમાણ, "માત્રા"(Measurement) વ્યક્તાવસ્થામાંજ બની શકે. માટે એવી વિશેષ અવસ્થાઓનેજ અવ્ય-ક્તના પ્રમાણ રૂપ અક્ષર ૐની માત્રાઓ કહી છે. સાક્ષી જે અમાત્ર છે, તે બ્રહ્મના આવા ત્રણ વિકાર સ્વરૂપે થાય છે, જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ. એ

(સર્વનો) અગ્રણી થાય છે. (૧૦) ( 'અ'થી ) ચઢીઆતાપ-ણાના તેમજ બેય બાજુના (સંબંધના) કારણથી, (આત્માની) સ્વપ્નાવસ્થાવાળો તૈજસ (તેજસ્ સ્વરૂપ આત્મા) તે ઉકાર રૂપે (ૐ ની) બીજી માત્રા છે. જે એમ જાણે છે, તે જરૂર જ્ઞાનના વિસ્તારનો ઉત્કર્ષ-વૃદ્ધિ કરે છે, અને સર્વમાં સમાન ભાવવાળો થાય છે. એવાના કુળમાં અબ્રહ્મવિદ્ રહેતો નથી. (૧૧) (વ્યક્ત ભાવની) માપણીના તેમજ લય (અભાવ શૂન્ય) થઇ જવાના કારણથી, (આત્માની) સુષુપ્તિ અવસ્થાવાળો પ્રાજ્ઞ (પ્રજ્ઞાત્મા) તે મકારરૂપે (ૐ ની) ત્રિજી માત્રા છે. જે એમ જાણે છે, તે જરૂર આ સર્વ(જગત્)ને માપી લેછે,

---

ત્રણે અવસ્થા વડે અવ્યક્તની વ્યક્તિમાં માપણી કરી શકાય છે. માટે ૐ એ બ્રહ્મનું પ્રતીક હોવાથી ચિત્ની અવસ્થાઓને એવા પ્રતીક અક્ષરની માત્રાઓ કહી છે. 'માત્રા'ના અર્થને માટે, વળી જુવો બૃહ. ૪. ૩. ૯. ની જ્યોતિ. સર. ગૌ. કા. ૧. ૧૯.

(૧૦) વૈશ્વાનરથી સ્વપ્નનો તૈજસ આવિર્ભાવ ઉત્કર્ષ ચઢીયાતો છે. તેનું કારણ કે, એ સ્વપ્નમાં સ્થૂલેન્દ્રિયોનો વ્યવહાર કરતો નથી, પણ કેવળ સૂક્ષ્મ વિષયોનોજ ત્યાં એ ભોગ કરે છે. તેમજ, ઉ એ અથી ચઢીઆતો એટલે ઉપરનો અક્ષર છે, વળી બન્ને સાંધણ હોઇને બેય બાજુરૂપ છે. કારણ કે, જેમ જાગ્રત્ અને સુષુપ્તિ ઉભયને સાંધીને તેમને જોનાર સ્વપ્નસ્થ તૈજસ-જીવાત્મા છે, તેમજ પહેલી અને છેલ્લી માત્રાને જોડીને રહેનારી વચલી ઉ માત્રા છે. સર. ગૌ. કા. ૧. ૨૦.

(૧૧) સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિના વિષયોના અભાવને લીધે જ્ઞાન માત્રનો વિરામ-અભાવ થાય છે. એટલે જાણે જાગ્રત્ અને સ્વપ્ન અવસ્થાની થતી માપણી ત્યાં આવીને અટકે છે, માપમાં શૂન્ય થઇને શમી જાય છે. તેથી તે સુષુપ્ત અવસ્થા વ્યક્તની શૂન્યમાં થતી માપણી રૂપ છે, અથવા સર્વ જ્ઞાનના વ્યવહારનો એમાં લય છે. તેજ પ્રમાણે અક્ષરાત્મક બધીય વાણીની માપણી મકારમાં આવીને વિરમે છે, અને ત્યાં તે પૂરી શૂન્ય થાય છે. એમ એ ઉભય પ્રાજ્ઞ અને મકાર

અથવા લય પામીને (શમી) જાય છે. (૧૨) (આત્માનો) ચોથો પ્રકાર માત્રા વગરનો, (છતાં, તે માત્રાઓના અધિષ્ટાનરૂપ હોવાથી) વ્યવહાર નહીં કરી શકાય એવો, સર્વ પ્રપંચના અંતરૂપ, શિવ-આનંદરૂપ, કેવળ અદ્વૈત એવો ૐ કાર રૂપે આત્મા છે. જે એમ જાણે છે, તે આત્માવડે આત્મામાં પ્રવેશ કરે છે (એકરૂપ અદ્વૈત, થઇ જાય છે).

ૐ. હે દેવ! અમારા કાનવડે જે ભય હોય તે સાંભળીએ. ઈત્યાદિ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

( માંડૂક્યોપનિષદ્નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત )

---

ચૈતન્યના વિકારોની અને અક્ષરોની માત્રાઓની માપણી અર્થે શૂન્ય જેવા પ્રલય રૂપે છે.

સર. ગૌ. કા. ૧. ૨૧.

(૧૨) નિર્ગુણ પરમાત્માની આવી તુરીયાવસ્થા તે સર્વ વ્યક્તાવ્યક્તના અધિષ્ઠાન રૂપ છે. સર્વ પ્રપંચના અંત રૂપ, એટલે કે જે મૂળ અધિષ્ઠાનાત્મક તત્વ છે તે છે.

સર. ગૌ. કા. ૧. ૨૨.

( માડૂક્યોપનિષદ્ની 'જ્યોતિ' સમાપ્ત ).

# કૌષીતકિબ્રાહ્મણોપનિષત્

यस्यात् जातं जगत्सर्वं यस्मिन्नेव प्रलीयते
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः (शंकर).

ૐ. મારી વાણી મનમાં પ્રતિષ્ઠિત (તદ્રુપ) છે, મારૂં મન વાણીમાં પ્રતિષ્ઠિત છે. હે (સ્વયંપ્રકાશ આત્મા) તમે મારે માટે પ્રકટ થાઓ, મારે માટે વેદનું જ્ઞાન આણો." ....ઇત્યાદિ. ઐતરેયોપનિષદ્‌ના શાન્તિ પાઠના પ્રમાણે.

## જ્યોતિ.

( વંદન )

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્‌ગુરૂસમ પિતા પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોતિ' પ્રકાશ ધરવાને;
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને
શુદ્ધ પરમ દર્શનથી, 'સ્વ'ભાવમાં સ્થિર થતાંજ, ભળવાને.

# પહેલો અધ્યાય.

(૧) ગાર્ગ્યાયણિ ચિત્ર યજ્ઞ કરવાના હતા. તેમણે (ઉદ્દાલક) આરૂણિને (તે યજ્ઞ કરાવવા) પસંદ કર્યા. પણ એણે

---

આ ઋગ્વેદનું બ્રાહ્મણોપનિષદ્ ત્યાંના કૌપીતકિ બ્રાહ્મણમાંનો ભાગ નથી. તેથી, કેટલાક એને કૌષીતકિબ્રાહ્મણના એક વાર્તિક તરીકે માને છે. વાર્તિક તરીકે માનો, કે ઉપનિષદ્ તરીકે લ્યો, હોય આ ઉપનિષદ્ પ્રાચીન છે, તે એની ભાષા અને વિચારના વિકાસ ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

બૃહ. ૩. ૫. ૧ માં યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરતા ઋષિનું નામ કૌપીતકેય કહોલ છે. એમનો આ ઉપનિષદ્‌ની સાથે કાંઇ સંબંધ હશે? છાંદો. ૧. ૫. ૨. માં બતાવેલા કૌપીતકિ ઋષી છે, તે આ ઉપનિષદ્‌ના દ્રષ્ટા હશે? અને તેમના પુત્ર તે બૃ. ૩. ૫. ૧ માં બતાવેલા કૌપીતકેય કહોલ હશે?

(૧) આ કથાના પ્રસંગને જૈવલિ પ્રવાહણ રાજાએ આરૂણિના પુત્ર શ્વતકેતુ સાથે કરેલા સંવાદ સાથે સરખાવો. જુવો બૃ. ૬. ૨. ૧ અને છાં. ૧. (૮–૯) ખંડો, અને છાં. ૫. (૩ થી ૧૦) ખંડો. ત્યાં રાજા પ્રવાહણ જૈવલિ છે, અને તેને પાંચાળોના રાજા તરીકે ઓળખાવ્યો છે. અહીં રાજાનું નામ 'ગાર્ગ્યાયણિ ચિત્ર' છે. તે કયા દેશના હતા તે બતાવ્યું નથી, તેમજ તેમને જૈવલિ સાથે કાંઇ સંબંધ છે કે નહીં તે પણ જણાવ્યું નથી. ત્યાં ઉદ્દાલક આરૂણિને રાજા જૈવલિએ 'ગોતમ' કહીને સંબોધ્યા છે, અને એમના પુત્રને શ્વેતકેતુ કહ્યો છે.

એમની વાર્તા અને ઉપદેશનું રહસ્ય પણ બન્નેય સ્થળે સરખુંજ છે. છતાં શબ્દો તેમજ શૈલી ઘણી જૂદી પડે છે.

રાજાના પ્રશ્ન ઉપરથી સમજાય છે કે, ચિત્રરાજાને આરૂણિ માટે ઉચ્ચ મત હતો, અને તેમની વિદ્યાને લીધે યજ્ઞ કરાવવા તેનીજ એણે પસંદગી કરી હતી. પરંતુ આરૂણિના અવિવેકને ગર્ભિત રીતે નિંદતાં રાજાએ અભિમાની શ્વેતકેતુને, પોતામાં યજ્ઞ કરાવવાની શક્તિ છે એવી ખોટી માન્યતાને ટકોર કરવા, એવો પ્રશ્ન કર્યો છે, કે શું તું

(આરૂણિએ) પોતાના પુત્ર શ્વેતકેતુને, તુંજ યજ્ઞ કરાવજે એમ કહીને, (ત્યાં) મોકલ્યો. તે આવીને બેઠો હતો, તેને (ચિત્રે) પૂછ્યું કે, હે ગૌતમના પુત્ર ! જ્યાં તું (યજ્ઞ કરાવીને) મને નિત્ય સ્થાપિત કરીશ તે (પ્રસિદ્ધ)બ્રહ્મલોકના રહસ્ય સ્થાનની તને ખબર છે ? કે પછી, બીજેજ માર્ગે (પિતૃયાને) બાંધીને તેના (આ પૃથ્વી) લોકમાંજ મને તું પહોંચાડીશ !

એણે કહ્યું કે, એવું તો કાંઇ હું જાણતો નથી. રહો, હું તે આચાર્યને પૂછી આવું.

તેણે પિતાની પાસે જઇને કહ્યું, કે (મને તો આમણે) આમ આમ પૂછ્યું, મારે એનો શો ઉત્તર દેવો ?

એણે (આરૂણિએ) કહ્યું કે, એ તો મનેય ખબર નથી. આપણે ત્યારે એમનેજ ઘેર (શિષ્ય થઇને) વેદાભ્યાસ કરીને એ (ઉત્તમ પુરૂષ) જે આપણને આપે તે (વિદ્યા) લેઇ આવીએ. ચાલ, આપણે બેય ત્યાં જઇએ. પછી એ (આરૂણિ) સમિત્પાણિ થઇને ગાર્ગ્યાયણિ ચિત્રને ત્યાં ગયો, (અને તેને કહ્યું, કે) મને (તમારો) શિષ્ય કરો. તેણે કહ્યું કે હે ગૌતમ ! મારી પાસે શિષ્ય થઇને આવેલા એવા તમે બ્રહ્મ(વિદ્યા શિખવા)ને યોગ્ય છો. આવો, તમને હું તે ભણાવીશ.

---

મને યજ્ઞ કરાવીને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવી શકીશ ? તું એ લોકને જાણું છુંય ખરો ? કે પછી, સામાન્ય લોકની પેઠેજ પિતૃયાને ચંદ્ર લોકમાં મોકલીને, પુણ્ય ક્ષીણ થતાં બાંધી રૂંધીને પાછો અહીં જન્મ મરણના ફેરામાંજ તું મને નાંખીશ ? આ વિષયની ગહનતા શ્વેતકેતુ જાણતોજ નહોતો, અને આગળ જણાય છે તેમ નિરભિમાની આરૂણિ પણ તે સમજતા નહોતા. આરૂણિના આવા અવિવેકનું કારણ એના વાત્સલ્યે પોતાના પુત્રની વિદ્યામાં ઉત્પન્ન કરેલો એનો પક્ષપાતજ હતો. તે સમજાતાં તરતજ પિતા પોતે પોતાનું અજ્ઞાન મટાડવા તૈયાર થઇ ગયો. છતાં, યુવાન પુત્રનો તો ગર્વ ગળ્યો નહોતો. જુવો બૃહ. ૬. ૨. ૪.

(૨) પછી તેણે કહ્યું, કે જરૂર જે કેટલાક (મરીને) આ લોકમાંથી જાય છે, તે બધા ચંદ્રલોકમાં જાય છે. (તે ચંદ્રનું) પૂર્વ (શુકલ) પક્ષ તેમના પ્રાણોથી પોષાય છે (વૃદ્ધિને પામે છે), અને બીજા (કૃષ્ણ) પક્ષમાં તેમને (એ પાછો) જન્માવે છે. જરૂર જે આવો ચંદ્ર છે, તે સ્વર્ગલોકનું દ્વાર છે. તેવા(સ્વર્ગ)ની ભણી (જવાનું) જે (કોઇ)કહે, તેને તે(ચંદ્ર ત્યાંથી)આગળ મોકલી દે છે,

---

(૨) કર્મ અને વિદ્યાને અનુસાર થતા જન્મને માટે, સર. બૃ. ૪. ૪. ૨. દેવયાન અને પિતૃયાનની વિદ્યાઓને વિસ્તારથી સમજાવેલી જુવો. છાં. ૫. (૩ થી ૧૦) ખંડોમાં, તેમજ બૃહ. ૬. ૨. બ્રાહ્મણમાં. મેક્ષ૦ કહે છે, કે આ ઉપનિષદ્‌ના મૂળ સંસ્કૃતમાં ઘણી અશુદ્ધિઓ પેશી ગઈ છે.

'વિચક્ષણ' એટલે વિશેષપણે જોઈ રહ્યો છે તેવો, એટલે કે, જે જે કાળને સાક્ષીરૂપે જોઈ રહીનેજ કાર્ય કારણ સંઘાતની સંસાર ઘટના ને ફેરવી રહ્યા છે તે જગત્ નિયંતા ઇશ્વર. અહીં ચંદ્રમાને જળોમાં અધિષ્ઠિત થઇ રહેલા આવા ઇશ્વરના સ્વરૂપનું પ્રતીક ગણ્યો છે. એનો એવો ધર્મ અહીં એના સ્વભાવને સૂચવે છે. સર. બૃ. ૩. ૯. ૨૮ (૭). કાળના પ્રેરક ઇશ્વરના સ્વરૂપને માટે જુવો. ઇશા. ૭. જ્યોતિ. ત્યાં કાર્યકારણની ઘટમાળ સંવત્સર–કાલ પ્રજાપતિને જ સૂંપાઇ છે.

પિતાના સંસ્કારથી પુત્રના જ્ઞાનની વૃદ્ધિ થાય છે. તેથી, કાંતો બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય, કે તેવો પ્રયત્ન પૂરો ન ફળે, એવા સંસ્કારોનું, વિદ્યાભ્યાસના કાળ સુધી, સેવન કરતો હું ઉછર્યો, એમજ શ્રુતિનો અભિપ્રાય જણાય છે.

બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને અર્થે, કાર્યકારણના માયિક સંઘાતના મૂળ કારણ રૂપ કાળ પ્રજાપતિની–ઋતુઓનીજ શ્રુતિ પ્રાર્થના કરાવે છે.

ચંદ્ર દેવતા મરેલા માણુસને દેવયાને કે પિતૃયાને પ્રેરવાનું કાર્ય કરી રહ્યા છે, એમ શ્રુતિનો અહીં ઉપદેશ છે. અને એ કાલપ્રજાપતિ ચંદ્રનું સ્વરૂપ તેજ મહત્ બ્રહ્મ છે, જેને આગળ બ્રહ્મ, પ્રાજ્ઞ, એવા નામથીય શ્રુતિ બતાવશે. તપસથી પુરૂષ દેવરૂપ થઇ બ્રહ્મલોકને પામે છે, એવી શ્રુતિ છે.

અને જે આ(મૃત્યુલોક)ની ભણી (જવાનું) કહે, તેને તે વૃષ્ટિ થઇને અહીં નાખે છે. પછી તે (પુરૂષ) અહીં(આ લોકમાં) કીડા, કે પતંગ, કે પક્ષી, કે વાઘ, કે સિંહ, કે મત્સ્ય, કે રીંછ, કે મનુષ્ય, કે કોઇ બીજું પ્રાણી થઇને એવી યોનિયોમાં જન્મે છે, અને તે પોત પોતાનાં કર્મ અને વિદ્યા (જ્ઞાન) ને અનુસાર જ.

તેવા (ચંદ્રમાં) આવેલાને (ચંદ્ર) પૂછે છે, કે તું કોણ છું ? તો તે જવાબ દે કે, પંદરેય કળાએ પુરા થએલા, પિત્રુઓના આયતન, અને ઋતુઓ(કાળ)ના વિચક્ષણ(પ્રવર્તક ચંદ્ર)માંથી રેતઃ ભરાયું. એવા (રેતઃ રૂપ) મને (દેવોએ) કર્તા પુરૂષમાં (પિતામાં) પૂર્યો, અને કર્તા પુરૂષે મને માતામાં સિંચ્યો. તેવો હું બાર તેર માસ વૃદ્ધિ પામતો જન્મ્યો, (અને) પિતાની જોડે બાર તેર (વર્ષ સંસ્કાર પામતો) ઉછર્યો, (તે એવા હેતુએ કે) તે(પ્રસિદ્ધ બ્રહ્મ)ને હું સમ્યક્ પ્રકારે જાણું, (અથવા)તેને તેમ નહિ તો (प्रति) થોડો ઘણોય ઓળખું. હે ઋતુઓ! મને અમૃતત્વને (अमर्त्यवे) માર્ગે આરંભાવો-દોરો. આવા સત્ય(અનુભવો)વાળા તપસથી હું ઋતુ(રૂપ) થયો છું, (કારણ કે) હું ઋતુ (સ્વરૂપ) છું. (આમ)તું કોણ છું, ( એમ પૂછતાં ) તું જ હું છું એમ (વિદ્યાવાળો ઉત્તર દે, તો) તેને (ચંદ્ર) આગળ (દેવયાને) મોકલી દેછે.

(૩) (આમ) તે પ્રસિદ્ધ દેવયાન પંથે પ્રાપ્ત થઇને

---

(૩) 'આર' આદિની સ્પષ્ટતા આગળ બતાવી છે, ત્યાં જુવો કૌષી. ૧. ૪. જ્યોતિમાં. વિરજાને 'વિજરા' એવા શબ્દે મેક્ષમુલર વાંચે છે. 'સાયુજય' એ નામ શુદ્ધ જણાય છે. મેક્ષ. તેને 'સાલુજ્ય વાંચે છે.

'आसन्दी' એકલે આસન, બેસવાનું સિંહાસન.

તે (ચંદ્રમાંથી) અગ્નિલોકમાં આવે છે, (ત્યાંથી પછી) વાયુ-લોકમાં (આવે છે), (પછી) તે વરૂણ લોકમાં (આવે છે, પછી) તે આદિત્ય લોકમાં (આવે છે, પછી) તે ઇન્દ્રલોકમાં (આવે છે, પછી) તે પ્રજાપતિ લોકમાં (આવે છે, પછી) તે બ્રહ્મ-લોકમાં આવે છે.

જરૂર, આ બ્રહ્મલોકમાં 'આર' નામનું સરોવર છે. 'યેષ્ઠિહા' મૂહૂર્તો છે. 'વિરજા' નદી છે. 'ઇલ્ય' વૃક્ષ છે. 'સાયુજ્ય' સંસ્થાન (ગામ) છે. 'અપરાજીત' મેહેલ છે. 'ઇન્દ્ર અને પ્રજાપતિ' એ બે દ્વારપાળો છે. 'વિભુ' દરબાર છે. 'વિચક્ષણ' (બુદ્ધિ રૂપી) સિંહાસન છે. 'અમિતૌજા' પલંગ છે. અને (ત્યાં) 'માનસી' પ્રિયા (ભોજ્ય સ્ત્રી) છે, અને (તેની) પ્રતિરૂપા (સરખીજ સહચરી) "ચાક્ષુષી" છે, જે બન્ને (જાણે) પુષ્પો ચુંટી ચુંટીને જગત્‌ને બનાવે છે. (ત્યાં) વળી 'અમ્બા' (શાસ્ત્રો) છે; અને 'અંબાવયવો' (વિવિધ વિદ્યાઓ) છે. અને 'અપ્સરાઓ' (અને) 'અંબયા' નદીઓ છે. આ પ્રમાણે જાણનારો તે(બ્રહ્મલોક)ને પહોંચે છે.

---

પાપથી મુક્ત થઇનેજ પુરૂષ રૂપે થતા જીવાત્માને માટે જુવો. બૃ. ૧. ૪. ૧.

'માનસી' પ્રિયા, તે માનસિક ભોગસૃષ્ટિ. અને તેની સમાન સખી 'ચાક્ષુસી' તે ચક્ષુદ્વારા પ્રકટતી માનસીની અનુરૂપા બ્રાહ્મસૃષ્ટિ, જેના ભોગને અર્થે ઇન્દ્રિયો બહાર પ્રેરાય છે તે. આ બેના આશ્રયેજ જગત્‌ની ભોજ્યાત્મક ઉત્પત્તિ છે, એમ શ્રુતિનું અહીં સ્પષ્ટ કહેવું સમજાય છે. જુવો ગીતા. ૬. (૨૯. ૩૧) જ્યોતિ.

ઉપર બતાવી તેવી સૃષ્ટિમાં સદસદ્‌નો વિવેક બતાવનારાં શાસ્ત્રો તે બ્રહ્માત્મકતાની સંપત્તિ અપાનારાં છે.

વિદ્વાનના દેવયાન માર્ગને માટે, જુવો બ્ર. સૂ. ૪. ૩. (૧–૩); સર. છાં. ૫. ૧૦. (૧. ૨); બૃ. ૬. ૨. ૫; ૫. ૧૦. ૧. આદિ. અગ્નિલોક તે છાંદોગ્યનો વિદ્યુત્ હશે !

એવા(ત્યાં પહોંચેલા)ને ઉદ્દેશીને બ્રહ્મા કહે છે, કે (પૂજાની સામગ્રી લેઇને) દોડો, મારા યશ વડે આણે વિરજા નદીને પ્રાપ્ત કરી છે, (તેથી હવે) જરૂર તે કાલના વ્યયને પામશે નહી. (અવ્યય–અમર થશે).

(૪) (આવું સાંભળીને) પાંચસો અપ્સરાઓ તેના ભણી દોડે છેઃ સો (પુષ્પની) માળાઓ લેઇને, સો ચંદન લેઇને, સો (અબીલાદિ) ચૂર્ણ લેઇને, સો વસ્ત્રાલંકાર લેઇને, સો (વધાવવાના) અક્ષત–દાણા લેઇને. અને તેઓ બ્રહ્મના અલં-કારોએ તેને અલંકૃત કરે છે. (એટલે) બ્રહ્મના અલંકારોએ એવો અલંકૃત થએલો તે બ્રહ્મવિદ્ બ્રહ્મરૂપેજ થાય છે.

તે 'આર' સરોવરે પહોંચે છે. (ત્યાં) તે મન વડેજ તેને તરી જાય છે. (પણ) તે(બ્રહ્મ)ને છોડીને બીજું બધુંય જાણનારાઓ તો તેમાં ડુબીજ જાય છે. એ (બ્રહ્મવિદ્) "યેષ્ઠિહા" મૂહૂર્તોએ પહોંચે છે. (ત્યાં) તેઓ એની આગ-ળથી સરી જાય છે. એ 'વિરજા' નદીએ પહોંચેછે. (ત્યાં) તેને એ મન વડેજ તરી જાય છે, (એટલે) તેનાં સુકૃત અને દુષ્કૃત બન્ને ધોવાઈ જાય છે. (અને) તેના પ્રિય બંધુઓ (ज्ञातियो) તેનાં સુકૃતને પામે છે, અને તેના અપ્રિયો (શત્રુઓ) તેનાં દુષ્કૃતોને પામે છે. તે તો (પછી) જેમ રથે બેશીને દોડનારો રથનાં બન્ને ચક્રોને (વગર અડક્યેજ) જોયા કરે તેમ, કે રાત્રિ દિવસને જોયા કરે તેમ, સુકૃત દુષ્કૃતને તથા સર્વે દ્વંદ્વોને (નિઃસંગ બનીને જોયાજ કરે છે.)

---

(૪) 'આર' એટલે અરિ–શત્રુ એ નામનું સરોવર. આ શત્રુઓ તે રાગ, દ્વેષ, ક્રોધાદિ છે. એ સરોવરને મનથી તરી જવાનું શ્રુતિ કહે છે, તે કેવળ મનના સંકલ્પાત્મક સંયમથીજ. 'યેષ્ઠિહા' એટલે જપતપાદિ કર્મોની ઘાતક; અર્થાત્ સર્વ કર્મને ત્યજીને બ્રહ્મ પ્રાપ્તિ-નોજ સંકલ્પ તે.

એવો એ સુકૃતથીય છુટેલો અને દુષ્કૃતથીય છુટેલો બ્રહ્મને ઓળખનારો બ્રહ્મ રૂપજ થાય છે.

(૫) ( પછી ) તે ‘ ઇલ્ય ’ વૃક્ષે આવી પહોંચે છે. ( ત્યાં ) એનામાં ‘ બ્રહ્મગંધ ’ પ્રવેશ કરે છે. તે સાયુજ્ય સંસ્થાને પહોંચે છે, ( ત્યાં ) એ બ્રહ્મમાં પ્રવેશ કરે છે. તે ‘ અપરાજીત ’ મેહેલમાં પહોંચે છે. ( ત્યાં ) તેનામાં બ્રહ્મતેજ પ્રવેશ કરે છે. તે ‘ઇન્દ્ર–પ્રજાપતિ’ બે દ્વારપાળોની પાસે આવેછે. (ત્યાં) તે બન્ને એની આગળથી વેગળા ખશી જાય છે. એ ‘વિભુ’ નામના દરબારમાં આવે છે. (ત્યાં) તેનામાં ‘બ્રહ્મયશ’ પ્રવેશ કરે છે. તે ‘વિચક્ષણ’ સિંહાસન પાસે આવે છે. સામની બૃહદ્ અને રથન્તર (ઋચાયો) તે એ સિંહાસનના આગલા બે પાદો (પાયા કે પગથીયાં) છે, વૈરૂપ અને નોધસ તેના બે પાછલા પાદો છે, અને શાક્વર અને રૈવત એ બે બન્ને બાજુઓના પાદો છે. આવું એ સિંહાસન તે ‘પ્રજ્ઞા’ છે. જરૂર એવી પ્રજ્ઞા વડે (પુરૂષ) સ્પષ્ટ જોઈ–અનુભવી શકે છે. જ્યાં તે ‘અમિતૌજસ’ પલંગ આગળ આવે છે, ત્યાં એ પ્રાણ (રૂપે થાય) છે. ભૂત અને

---

‘વિરજા’ તે વિજરા એટલે કાલવ્યયથી–જરાથી મુક્ત, નિત્ય યૌવન એવા નામની, અથવા નિર્મલ તેથી મેલ–પાપ–મૃત્યુરહિત એવી અમરત્વવાળી. ‘ઇલ્યા’ એ અશ્વત્થ જેવુંજ વૃક્ષ છે. ‘અપરાજીતિ’ એટલે અજીત અથવા જીતાય નહીં એવું, વિભુ. આવો બ્રહ્મલોક સગુણ બ્રહ્મ–મહતનો લોક હોવાથી, તેને પામનારો માણસ મહત્‌ના વિશેષ ગુણોએ જરૂર અલંકૃત થાય છે. આવા ગુણોમાંનો સત્ય સંકલ્પકત્વ ગુણ તે આ લોકની વિશેષતા છે. જુવો છાં. ૮. (૨. ૩.) ખંડો.

‘વિરજા’ને ઓળંગવાથી સુકૃત અને દુષ્કૃત ઉભય વછુટી જાય છે. આ ‘વિરજા’ને ઓળંગનારાને ગીતામાં વિરાગી-સંન્યાસી-યોગી કહ્યો છે. જુવો ગીતા ૧૮. ૧૨.

ભવિષ્ય એ બન્ને તે(પલંગ)ના આગલા પાદો છે, અને શ્રી (લક્ષ્મી) અને ઈરા (પૃથ્વી) તે બે બીજા પાછલા પાદો છે, બૃહદ્ અને રથન્તર એ બે બાજુઓના (ઉત્તર દક્ષીણના), અને ભદ્ર અને યજ્ઞાયજ્ઞીય એ બે માથા (અને પગ) ભણીના (પૂર્વ પશ્ચિમના) પાદો છે. (ઋગ્‌ની) ઋચાઓ અને સામ-છંદો તે લાંબી ચાદરો (તાણાના જેવી) છે, અને યજુર્વેદના મંત્રો તે આડી ચાદરો (વાણાના જેવી) છે. ચંદ્રાંશો (કળાઓ) તે ઉશીકું (**उपस्तरणं**) છે; ઉદ્‌ગીથ તે ઉપશ્રી (ધોળો ઓઢો) છે. અને શ્રી (લક્ષ્મી) તે ગાલમશરૂયું (**उपबर्हणं**) છે. એવા એ પલંગમાં બ્રહ્મ બેઠેલા છે. તેને આ પ્રમાણે સમજનારો (માત્ર) આગલે પાદેજ (પગથીએ) ચઢે છે. તેને બ્રહ્મ પૂછે કે તું કોણ છું, તો તેણે જવાબ દેવો, કે (૬) હું ઋતુ (કારણાત્મક કાલ રૂપ) છું, (તેમજ) ઋતુનો બાળક (કાર્ય પણ) છું. હું આકાશની યોનિમાંથી (કારણ શરીરમાંથી) ભાર્યાર્થે રેતઃ (રૂપે) થએલો છું. તેજો-મય (દેવ) થએલા સંવસ્તરનોય હું આત્મા છું. ભૂત (કાર્ય-

(૬) આ મંત્રના ઉપર લખતાં પં. મેક્ષમુલર કહે છે કે, મૂળ બહુ ભ્રષ્ટ થએલું છે, અને અમને આનો અર્થ સમજાતો નથી. તેથી એ પોતે સમજેલાનો ભાવાર્થજ ભાષાન્તરમાં પ્રકટ કરે છે. અમા-રાથી બને તેટલી સંભાળથી મૂળને સ્પષ્ટ કરીને સમજાવવા અમે અહીં પ્રયત્ન કર્યો છે.

'સત્ય' બ્રહ્મના આવા નિરૂપણ સાથે સર. બૃ. ૧, ૬, ૩; બૃ. ૫. ૪. ૧; છાં. ૮. ૩. ૫.

'સંવત્સર' એક પ્રજાપતિ છે, અને તે કાળનુંજ નામ છે; ઋતુ શબ્દ પણ કાળ પ્રજાપતિનાજ અર્થમાં અહીં વપરાયો છે. હું ઋતુ નહી, પણ ઋતુનોય આત્મા છું. આ પર્યંક વિદ્યામાં શ્રુતિ વાચકને કારણ કાર્યની પરં-પરાએ દોરીને કાર્યબ્રહ્મ સુધી લાવે છે, અને પછી આ માયાના દ્વંદ્વની પરાકાષ્ટારૂપ કેવળ ચિત્‌રૂપ અવ્યકૃત એવા નિર્ગુણ આત્મતત્વને સ્પષ્ટ કરી બતાવવાનો તે પ્રયત્ન કહે છે.

માત્ર)નો તું આત્મા છું. (એટલે) જે તું છું તે જ હું છું. તેને બ્રહ્મ પૂછે કે હું કોણ છું, તો (તેણે) કહેવું કે, (તું) સત્ય (છું). એ જે સત્ય તે કયું ? (એમ પૂછે, તો કેહેવું કે) દેવોથીય જે બીજુંજ (વિલક્ષણ) છે, (અને) પ્રાણોથીય જે બીજુંજ–જૂદુજ છે તે 'સદ્' (છે). અને જે દેવો અને પ્રાણો છે તે 'ય' (છે). આવડુ આ બધુંય તે આવા(એક)જ શબ્દે બોલાય છે, કે "સત્ય". એમ, એ સર્વ (તું જ) છું એમ (કહેવું). એનું એ જ આવા શ્લોકે કરીને ગવાય છે:

(૭) "આ મહાન્ બ્રહ્મમય ઋષિ (સાક્ષી) યજુ(ર્વેદ)ના ઉદરવાળો, સોમના મુસ્તકવાળો, અને ઋચાની મૂર્તિ (શરીર) વાળો અવ્યય છે, તેજ બ્રહ્મ છે, એમ જાણવું."

તે (બ્રહ્મ)તેને પૂછે કે, પુરૂષ વાચક નામો કોનાથી મળે છે, તો ઉત્તર આપવો,કે પ્રાણોથી. સ્ત્રી વાચક નામો કોનાથી(મળેછે, તો વાચાથી. નપુંસક વાચક નામો કોનાથી, તો મનથી. ગંધો કોનાથી, તો ઘ્રાણ–નાકથી એમ કહેવું. રૂપો કોનાથી તો ચક્ષુથી. શબ્દો કોનાથી, તો શ્રોત્રથી. અન્ન-રસો કોનાથી, તો જીભ્હાથી. કામ કરવાનું કોનાથી, તો હાથોથી. સુખ દુઃખ કોનાથી, તો શરીરથી. આનંદ, રતિ, અને પ્રજોત્પત્તિ કોનાથી, તો ઉપસ્થથી. ચાલવાનું કોનાથી, તો પાદોથી. વિચારો, જાણવાની વસ્તુ (**विज्ञातव्य**) અને કામનાઓ કોનાથી, તો પ્રજ્ઞાથી. એમ ઉત્તર દેવો. (ત્યારે) તેને તે કહે છે, કે ખરે, આવો આ આપઃ (જળો) તો મારો લોક છે, તે (હવે) તારો છે. જે આવી બ્રહ્મમાં ચિતિ (વ્યાપક ચૈતન્ય) છે, (અને) જે વ્યષ્ઠિ (વ્યક્તિગત બળ) છે, તે ચિતિ અને વ્યષ્ઠિને જે આ પ્રમાણે સમજે છે તે એવી ચિતિને જીતી લે છે, અને વ્યષ્ઠિને ભોગવે છે. જે આ પ્રમાણે સમજે છે તે.

---

(૭) નામાદિને માટે સર. મૂ. ૧. ૬. (બ્રાહ્મણ).

## બીજો અધ્યાય.

(૧) પ્રાણ બ્રહ્મ છે, એમ કૌષીતકિ (ઋષિ) કહેતા હતા. એવા એ પ્રાણ–બ્રહ્મનો દૂત મન છે. વાક્–વાણી (એની) ત્હેનાતમાં રહેનારી દાસી છે, ચક્ષુ અંગરક્ષક (ગાત્ર) છે, શ્રોત્ર સંભળાવનાર દાસ (સંદેશો લાવનાર) છે. જરૂર, જે આવા પ્રાણબ્રહ્મના મનદૂતને ઓળખે, તે દૂતોવાળો થાય છે. જે ચક્ષુ રક્ષકને (ઓળખે), તે એવા રક્ષકોવાળો થાય છે. જે શ્રોત્ર સંભળાવનારને (ઓળખે), તે સંભળાવનારા વાળો થાય છે. જે આવી વાક્દાસીને (ઓળખે), તે એવી ત્હેનાતની દાસીવાળો થાય છે.

આવા આ પ્રાણબ્રહ્મને, વગર યાચેજ, આ બધાય દેવતાઓ (પોત પોતાનું) બલિ–નૈવેદ્ય અર્પણ કરે છે, ધરાવે છે. તેમજ બધાં ભૂત માત્ર વગર યાચેજ એ(બ્રહ્મવિદ્)ને પોતાનું બલિ ધરાવે છે. જે આ પ્રમાણે જાણે છે, તેનું ઉપનિષદ્ (રહસ્ય વ્રત) એવું હોય છે, કે યાચવુંજ નહીં.

જેમ આખા ગામમાં ભિક્ષા માગ્યા પછી કાંઇ નહીં મળતાં (કોઈ સાધુ એક ઠેકાણે)બેશીને કહે કે, આમનું આપેલું

---

(૧) સર. છાં. ૪. ૨. ૩. જ્યોતિ. જેમ જેમ ભિક્ષા આપવા આવનારાની ભિક્ષાનો સાધુ તિરસ્કાર કરે, તેમ તેમ ભાવિક ભક્તો યાચકના વિરાગની પ્રસંશા કરતા વધારે આપવા જાય, એવી સામાન્ય લોકની પદ્ધતિ હજુય પંજાબમાં પ્રચલિત છે. બીજા દેશમાં યાચક વિદ્વાનના એવા વર્તનમાં કેટલાક વિવેકિ પુરૂષો તેનાં અસંયમ, અને અસૌજન્ય જોઇને એવા ભિક્ષુકને દાનાર્થે નાલાયક પણ ગણે છે.

કૌષીતકિ ઋષિનાં બીજાં ઉપદેશ વચનોને માટે જુવો. છાં. ૧. ૫. (૨–૪).

(હવે) હું ખાઇશજ નહીં, ત્યારે જેમણે એનો પહેલાં અનાદર કરેલો હોય, તેજ એની પાસે આવી આવીને યાચના કરે છે કે અમે આ આપને આપીએ છીએ. (ત્યારે) અયાચકનો આવોજ ધર્મ થાય છે, કે ધનવાનજ એની પાસે જઇને યાચના કરે, કે અમે આ આપને આપીએ છીએ (તે લ્યો, ત્યારે તેણે લેવું).

(૨) પ્રાણ બ્રહ્મ છે, એમ પૈંગ્ય (ઋષિ) કહેતા હતા. એવા એ પ્રાણબ્રહ્મની વાક્(વાણી)ને ઉપરથી ચક્ષુ રૂંધે છે-સંયમે

(૨) રૂંધન–અતિરૂંધનને માટે, સર. બૃ. ૩. ૨. (૧–૯) માંનો ઇન્દ્રિયાદિનો ગ્રાહ. પંડિત મેક્ષ. 'परस्तात् आरुंधे' નો અર્થ એવો કરે છે કે, વાક્‌ની પાછળ ચક્ષુ સ્થિર રહે છે. અર્થાત, વાક્ ભૂલ કરે ત્યાં ચક્ષુ સત્ય જાણવામાં વધારે સ્થિર છે, અને ચક્ષુની પાછળ શ્રોત્ર સ્થિર છે, ઇત્યાદિ. અને કહે છે, કે તે ટીકાકારોએ કરેલા અર્થને અનુસાર છે. आरुंध શબ્દનો અર્થ રૂંધન, ગ્રાહ, સંયમન છે. અને બૃ. ૩. ૨. (૧–૯) માં જ્યાં ઇન્દ્રિયોને આત્માના બંધન તરીકેજ વર્ણવી છે ત્યાં, આવા રૂંધનનો એવો અર્થ સ્પષ્ટ થયો છે. આ અર્થમાંજ અહીંની શ્રુતિ વધારે સરળતાથી સમજાય છે. અને તેથી મુક્તિને અર્થે આવી ઇન્દ્રિયોનાં બંધનો તોડીને પાર જવાનો શ્રુતિનો ઉપદેશ છે. વળી આગલા મંત્રમાં જ્યાં વાણી વિગેરે દાસોનું વર્ણન છે, ત્યાં પણ રાજાના સ્વતંત્ર દર્શનમાં એ રૂંધન (restraint) રૂપેજ રહેલો છે. અને જેટલું એ લાવીને આપે તેનોજ એણે ભોગ કરવાનો છે એમ સૂચવ્યું છે. વળી, વાણી કરતાં ચક્ષુને, અને ચક્ષુના કરતાં શ્રોત્રાદિને વધારે સત્ય સમજાવાનું કારણ પણ જણાતું નથી. આવાં કારણથી પંડિત મેક્ષ-મુલરના અર્થનો અમે સ્વીકાર કર્યો નથી. વળી મેક્ષ૦ને પોતાનો અર્થ સાધવા चक्षुःपरस्तात्, श्रोत्रंपरस्तात्, એમને એક સમાસ તરીકે લેવા પડયા છે. અમારો સરળ અર્થ સાધવામાં આવી મુશ્કેલીઓમાંથી ય બચાય છે. આ દેવતાઓના પરિચર અથવા પ્રાણમાં સમાવા વિષે જુવો કૌષી. ૨. (૧૨–૧૩). ત્યાંનો અનુક્રમ પણ વિચારવા જેવો છે.

છે. (બ્રહ્મની) ચક્ષુને ઉપરથી શ્રોત્ર રૂંધે છે. શ્રોત્રને ઉપરથી મન રૂંધે છે. મનને ઉપરથી (મુખ્ય) પ્રાણ રૂંધે છે. એવા એ પ્રાણ બ્રહ્મને આ બધાય દેવતાઓ વગર યાચેજ (પોત પોતાનું) બલિ ધરાવે છે. તેવીજ રીતે આ(બ્રહ્મવિદ્)ને સર્વે ભૂતો વગર યાચેજ (પોત પોતાનું) બલિ આણી આપે છે. જે આ પ્રમાણે સમજે છે, તેનું રહસ્ય (ઉપનિષદ્) એવું છે, કે યાચવું જ નહીં. તે જેમ આખા ગામમાં ભિક્ષા માગ્યા છતાં કાંઈ નહીં મળતાં, (એક ઠેકાણે) બેશીને કહે કે, આમનું આપેલું (હવે) હું ખાઇશ નહીં, ત્યારે જેમણે પહેલાં એનો અનાદર કર્યો હોય તેજ એની પાસે આવીને યાચના કરે છે, કે અમે આ આપને આપીએ છીએ. (એટલે) અયાચકનો આવોજ ધર્મ થાય છે કે : ધનવાનજ એની પાસે જઈ જઇને યાચના કરે કે, અમે આ આપને આપીએ છીએ (તે લ્યો, ત્યારે તેણે લેવું).

(૩) હવે, અહીંથી એક (સર્વોત્તમ) ધનની પ્રાપ્તિની (ઉપાસના)છે. જેને એવા એકજ ધનની પ્રાપ્તિની ધારણા હોય, તેણે પૂર્ણચંદ્ર કે નવચંદ્રને દિવસે (अमावास्यायां), કે શુકલ પક્ષના પુણ્ય:નક્ષત્રમાં અગ્નિ સળગાવીને,(આજુબાજુની ભૂમિ)વાળીને, તેના ઉપર જળ છાંટી, તેમજ પૂર્વ દક્ષિણે દર્ભ પાથરી, ઘુંટણ વાળીને સ્રુવથી કે ચમસથી કે કાંસાની વાડકીએ આવી

---

(૩) સર. બૃ. ૬. ૩. ૧. ત્યાંની મહત્પ્રાપ્તિ, તે મહત્ ધનની પ્રાપ્તિને અર્થે ઉપાસનાનો માર્ગ શ્રુતિ બતાવી રહી છે. અહીં 'એક' શબ્દ સ્પષ્ટ રીતે સર્વોત્તમના અર્થમાં વાપરીને તેવા પ્રાણધનનીજ પ્રાપ્તિને અર્થે આ ઉપાસના બતાવી છે.

'અમોવાસ્યા'નો અર્થ પં. મેક્ષ. 'નવચંદ્ર' કરે છે. અને 'અવરોધન'નો અર્થ પ્રાપ્તિ કરે છે. તેમજ અવરોધિનીનો અર્થ પ્રાપ્તિ કરાવનાર એવો કરે છે.

ઘીની આહુતીઓ આપવી. (આમ બોલીને કે) "વાક્ નામની દેવતા (એ જ્ઞાન ધનને) આણી આપનારી ( **अवरोधिनी** ) છે. તે આ (અમુક માણસ)ની પાસેથી આટલું મને આણી આપો; તેને અર્થે સ્વાહા:" "પ્રાણ નામની દેવતા આણી આપનારી છે. તે આની પાસેથી મને આટલું આણી આપો; તેને અર્થે સ્વાહા:" "ચક્ષુ નામની દેવતા આણી આપનારી છે. તે આની પાસેથી મને આટલું આણી આપો; તેને અર્થે સ્વાહા:", "શ્રોત્ર નામની દેવતા આણી આપનારી છે. તે આની પાસેથી મને આટલું આણી આપો; તેને અર્થે સ્વાહા:" "મન નામની દેવતા આણી આપનારી છે. તે આની પાસેથી મને આટલું આણી આપો, તેને અર્થે સ્વાહા:" "પ્રજ્ઞા નામની દેવતા આણી આપનારી છે. તે આની પાસેથી મને આટલું આણી આપો; તેને અર્થે સ્વાહા:" પછી ધૂમની ગંધને સુંઘીને અને આજ્યલેપથી (હોમવાના ઘીથી) અંગોને ચોળીને, મૂગે મોંઢે ડગલાં ભરીને અર્થને ઇચ્છિત વસ્તુને ઉચ્ચારવી, અથવા દૂતને (તે લેવા) મોકલવો, તો તે (અર્થ) તેને મળે છે.

(૪) હવે અહીંથી દૈવસ્મર ( વિષે કહીશું ). જે કોઈ પુરૂષ કે પુરૂષોનું અથવા સ્ત્રી કે સ્ત્રીઓનું પ્રિય–પ્રીતિપાત્ર થવા ઈચ્છે, તેણે એવાજ પર્વે અને એવીજ રીતે અગ્નિ સળગાવી એવીજ ઘીની આહુતિ હોમવી, એમ કહીને કે "તારી વાણીને આ હું મારામાં હોમુ છું; સ્વાહા." "તારા પ્રાણને આ હું મારામાં હોમું છું; સ્વાહા:" "તારી ચક્ષુને આ હું મારામાં હોમું છું; સ્વાહા:" તારા શ્રોત્રને આ હું મારામાં હોમું છું; સ્વાહા:" "તારા મનને આ હું મારામાં હોમું છું; સ્વાહા" "તારી પ્રજ્ઞાને આ હું મારામાં હોમું છું; સ્વાહા:" પછી ધૂમની ગંધને સુંઘીને આજ્યના લેપે અંગોને ચોળીને વગર બોલ્યે જઇને (એના) સંસ્પર્શમાં આવવું, અથવા પવન

દ્વારા એમ બોલતાં ઉભા રહેવું, તો જરૂર, (તેવાને એ) પ્રિય થાય છે, જરૂર તેઓ તેને સંભારે છે. (૫) હવે અહીંથી પ્રાતર્દન (પ્રતર્દને ઉપદેશેલા) સંયમન વિષે; એને "અંતર્નો અગ્નિહોત્ર" એમ કરીને કહેવાય છે. જે વખતે પુરૂષ બોલે છે તેજ વખતે તે (જૂદો) પ્રાણ (શ્વાસોત્શ્વાસ) કાઢતો નથી, (કારણ કે) ત્યારે પ્રાણને તે વાણીમાંજ હોમે છે. જે વખતે તે પ્રાણ (શ્વાસોત્શ્વાસ) ને કાઢે છે ત્યારે તે બોલી શકતો નથી, (કારણ કે) ત્યારે વાણીને તે પ્રાણમાં હોમે છે. આવી આ બે અનંત અને અમર આહુતિયોને (પુરૂષ) સદા જાગતાં ને ઉંઘતાં અખંડ હોમ્યાજ કરે છે. હવે જે બીજી આહુતિયો હોય છે તે તો કર્મમયી હોવાથી અંતવાળી થાય છે, તેથી (આવું સમજનારા) વિદ્વાનો આવાજ અગ્નિ હોત્રનો પૂર્વે હોમ કરતા હતા (બીજાનો નહીં).

(૬) શુષ્કભૃંગાર કહી ગયા છે, કે ઉક્થ એ બ્રહ્મ છે. તેને ઋક્ એમ કરીને ઉપાસે તો સર્વે ભૂતો શ્રેષ્ઠ ગણીને તેની અભ્યર્ચના કરે છે. તેને યજુર્ કરીને ઉપાસે, તો સર્વે ભૂતો શ્રેષ્ઠ ગણીને તેની સાથે જોડાય છે. તેને સામ કરીને ઉપાસે, તો સર્વે ભૂતો શ્રેષ્ઠ ગણીને તેને નમન કરે છે. તેને તેજસ્ કરીને ઉપાસે, તો જેમ એ (બ્રહ્મ) સર્વે શાસ્ત્રોમાં શ્રેષ્ઠ શ્રીમત્ છે, શ્રેષ્ઠ યશસ્વી છે, શ્રેષ્ઠ તેજસ્વી છે, તેમજ એ (બ્રહ્મ)ને એજ પ્રમાણે સમજનારો સર્વે ભૂતોમાં શ્રેષ્ઠ શ્રીમત્, શ્રેષ્ઠ યશસ્વી, અને શ્રેષ્ઠ તેજસ્વી થાય છે.

એવા એ કર્મમય યજ્ઞના આત્માને અધ્વર્યુ સુધારે છે.

---

(૬) જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ ગુણ પ્રાપ્તિની આ ઉપાસનાને સર. છાં. ૫. ૧ માંની ઉપાસના સાથે.

અધ્વર્યુના સંસ્કાર માટે સર. છાં. ૪. ૧૬. (૨-૩). વળી સર. છાં. ૧. ૫. ૫.

તેમાં યજુર્મય(આત્મા)ને યજુર્મય ( અધ્વર્યુ ) ભેળવે છે, ઋગ્મય હોતા ઋગ્મય(આત્મા)ને, અને (સામના) ઉદ્ગાતા સામમય(આત્મા)ને ભેળવે છે. એવો એ સર્વાર્થે ત્રણેય વિદ્યાઓનો આત્મા થાય છે. જે આ પ્રમાણે સમજે તેનો એવોજ આત્મા થાય છે.

(૭) હવે અહીંથી સર્વજીત એવા કૌષીતકિ ઋષિની ત્રણ ઉપાસનાઓ (આવે) છે. યજ્ઞોપવીત કરીને, જળનું આચમન કરીને, (અને) ત્રણવાર જળપાત્રને છાંટીને ઉગતા સૂર્યને પૂજવો, (એમ બોલતાં કે) "તું વર્ગ (અંધારમાંથી છોડાવનાર) છું. મારાં પાપને તું સંહારજે." એવીજ વિધિ સાથે મધ્યાન્હે ચઢેલા સૂર્યને (પૂજતાં બોલવું કે) "તું ઉદ્વર્ગ (શ્રેષ્ઠ મુક્તિદા) છું; મારાં મોટાં પાપોને તું સંહારજે." એવીજ વિધિ સાથે અસ્ત થતા સૂર્યને (પૂજતાં બોલવું કે) તું સંવર્ગ (પૂર્ણ મુક્તિદા) છું; મારાં પાપને તું પૂરાં સંહાર જે. " (એટલે ઉપાસક) રાત દહાડો જે પાપ કરે તેમને તે (સૂર્ય) સંહારે છે.

(૮) હવે પ્રત્યેક માસે અમાવાસ્યા પછી દેખાતા (નવ)

---

(૭) પં. મેક્ષમુલર કહે છે, કે યજ્ઞોપવીત એટલે કે યજ્ઞને અર્થે ધારણ કરેલા ઉપવીતની વાત ઉપનિષદ્માં અહીંજ પહેલ વહેલી સંભળાય છે. આ ત્રિકાળ સંધ્યાની પ્રાચીન વિધિ સમજાય છે.

(૮) આ ચંદ્રપૂજનનો મૂળ પાઠ પણ અશુદ્ધ છે, અને તે દોષવાળો સમજાય છે. પં. મેક્ષ. પણ એવીજ ફરીઆદ કરી રહ્યા છે. એનો અર્થ કરવો પણ કઠિણ છે. આ મંત્રને મંત્ર દશની સાથે સરખાવીને વાંચતાં અમે અર્થનું સ્પષ્ટીકરણ કરવાનો પ્રયત્ન કર્યો છે. અહીં તારૂં 'હૃદય' તે આદિત્યનું હોવું યોગ્ય છે, અને તે અમરત્વ આપનારૂં પણ છે. તેમજ તે ચંદ્રમાં ઠરી રહ્યું છે, તેથી ચંદ્રને પણ એવીજ શક્તિ પ્રાપ્ત થાય છે.

ચંદ્રને પૂજવો તે (ઉપર બતાવી) એવીજ વિધિએ. અને દર્ભનાં બે લીલાં તૃણવડે તેની ભણી વાણીને પ્રેરવી (ને બોલવું), કે 'જે તારૂં સુશીલ(सुसीम) હૃદય ચંદ્રમામાં અધિષ્ઠિત રહ્યું છે, તેથી તું અમૃતત્વને આપનાર છું. એટલે, હું મારાં પુત્ર પૌત્રીના દુઃખને માટે રડું નહીં, અને અમારી પૂર્વે (અમારી) પ્રજા મરેનહીં (એવું કર).' આ તો પુત્ર હોય તેવાની પ્રાર્થના. હવે જેને પુત્ર ન હોય તે કહે છે, કે 'તું વૃદ્ધિને પામ, તને બળ મળો.' 'તને અન્ન પુશ્કળ મળો.' 'વળી જે આદિત્યનાં કિરણો છે તેનાથી તું વૃદ્ધિને પામ.' આવી ત્રણ ઋચાઓને જપીને (કહે કે) 'અમારાં પ્રાણ, પ્રજા, કે પશુઓથી તું વૃદ્ધિ ન પામ.' આમ હું દૈવીચક્રને ફેરવું છું, અને આદિત્યના ચક્રને પાછું (अन्वा) ફેરવું છું. પછી જમણા હાથને ફેરવે છે.

(૯) હવે પૂર્ણિમાએ આગળ દેખાતા ચંદ્રને પૂજે તે(પણ) એવીજ વિધિએ. (એવું કહીને કે) તું સોમરાજા છું, તું વિચક્ષણ પંચમુખી પ્રજાપતિ છું. બ્રાહ્મણ તે તારૂં એક મુખ. એ

---

ચંદ્ર અજ્ઞાનીના પ્રાણોથી પુષ્ઠ થઇને, તેમનું પુણ્ય ક્ષીણ થતાં તેમને પાછા અહીં મોકલીને પુષ્ટિ વિના પોતે પણ ક્ષીણ થાય છે. તેવા બધાને, ભોગાર્થે પોતાના નહીં ગણતાં, ઉત્તરાયણને માર્ગે સ્વર્ગમાંજ આગળ મોકલવાની આ પ્રાર્થના હોય એમ સમજાય છે. અહીં શ્રુતિનો અર્થ સમજવો સરળ નથી.

દૈવી ચક્ર ફેરવવાનો અર્થ ઉત્તરોત્તર સ્વર્ગારોહણની ગતિનો, અને આદિત્ય ચક્ર તે ચંદ્રમાંથી પાછા આ લોકમાં આવવાની ગતિનો સાધક છે.

(૯) આ મંત્રમાં પ્રાણનાં અનેક મુખ વર્ણવ્યાં છે, અને મનુષ્યને તો અન્ન ખાતોજ કરવાની પ્રાર્થના છે.

આમાં વળી, અમારાં પ્રાણ, પ્રજા, પશુઓથી ક્ષીણ ન થઇશ, એટલેકે એમને ઉત્તરાયણને પંથે સ્વર્ગમાંજ મોકલજે. જેમના ભોગ પછી તું પાછો અહીં દક્ષિણાયન પંથે મોકલીને પોતેય ક્ષીણ થઉં છું, તેવાના ભેગા એમને ના ગણીશ, એવો શ્રુતિનો અભિપ્રાય સમજાય છે.

મુખ વડે તું રાજાઓને (ક્ષત્રિયોને) ખાઉ છું. (अत्सि) તે મુખ-વડે તું મને અન્ન ખાતો કર. પછી રાજા(ક્ષત્રિય) તારૂં એક મુખ છે. તે મુખથી તું પ્રજાઓ(विशो)ને ખાઉંછું.-ભોગવું છું. તેજ મુખ વડે મને તું અન્ન ખાતો કર. શકરોબાજ એક તારૂં મુખ છે. તે મુખવડે તું પક્ષિઓને ખાઉંછું. તે મુખવડે તું મને અન્ન ખાતો કર. અગ્નિ તારૂં એક મુખ છે. તે મુખ વડે તું આ લોકને ખાઉં છું. તે મુખ વડે તું મને અન્ન ખાતો કર. સર્વે ભૂતો તારૂં પાંચમું મુખ છે. તે મુખ વડે તું સર્વ ભૂતોને ખાઉં છું. તે મુખ વડે તું મને અન્ન ખાતો કર. અમારાં પ્રાણ, પ્રજા, કે પશુ-ઓએ કરીને તું ક્ષીણ ન થઇશ. જે અમારો દ્વેષ કરે છે, અને જેનો અમે દ્વેષ કરીએ છીએ તેવાનાં પ્રાણ, પ્રજા, અને પશુએ કરીને તું ક્ષીણ થજે. આમ દૈવીચક્રને હું ફેરવું છું, ને આદિત્યના ચક્રને હું પાછું ફેરવું છું.

(૧૦) હવે જાયાના સંગમાં આવતાં તેના હૃદયને દાબવું, (એમ કહીને, કે) તારા સુસીમ હૃદયે જે અંદર રહેલું છે, તેજ (મારી) પ્રજાપતિની અંદર છે. હું માનું છું કે મને તે સમજાયું છે, (એટલે) હું પુત્ર પૌત્રાદિના દુઃખને (હવે) રડુ નહીં. અમારી પૂર્વે પ્રજા મરે નહીં.

(૧૧) હવે પ્રવાસે ગએલો પાછો ફરતાં, (પુરૂષ) પુત્રના મસ્તકને થાબડે છે, (એમ કહેતાં, કે) તું મારાં અંગેઅંગથી

---

અહીં જે બ્રાહ્મણ ક્ષત્રિયાદિ કહ્યા છે, તે તેવી વર્ણના ગુણવાન પુરૂષોના અર્થમાં છે. અને તેમને ચંદ્રનું ખાવાનું-અન્ન કહ્યા છે, એટલે તેઓ એના પોષણ કર્તા છે એમ બતાવ્યા છે. બ્રાહ્મણ ધર્મ એ જ્ઞાનના અર્થ-વાળો હોય, તેનું પોષણ અને રક્ષણ અંગબળવાળો ક્ષત્રિયજ કરે છે; અને ક્ષાત્ર બળવાળાનું પોષણ તેને ત્યાં કર ભરીને વ્યાપાર વૃત્તિવાળા વૈશ્યો કરે છે, એમજ કહેવાનો શ્રુતિનો અભિપ્રાય છે. આવું વિરાટ્નું સ્વરૂપ છે. અને અહીં વ્યક્તિના આહાર પોષણને માટે તો માત્ર અન્નનીજ માગણી કરી છે; અને માંસાહારનો પરિત્યાગ સૂચવ્યો છે.

થાઉં છું, તું (મારા) હૃદયમાંથી જન્મું છું. જરૂર તું પુત્ર એવા નામે(રૂપે)આત્મા(હું પોતે)જ છું. એવો તું સો શરદો સુધી જીવજે. આવો આવો–, એમ નામ લેછે.(એમ કહીને, કે)તું અશ્મ થા, તું પરશુ થા; તું નક્કુર હિરણ્ય થા. જરૂર તું પુત્ર રૂપે(મારૂં)તેજસ્ છું. એવો તું સો શરદો સુધી જીવજે. આવો આવો–, એમ એનું એનામ લેછે. અને કહેછે, કે જેમ પ્રજાપતિ પ્રજાને તેમના સુખને અર્થે પરિગ્રહેછે–ભેટેછે, તેમજ હું આ તને ભેટું છું. પછી એને તે જમણા કાનમાં કહે છે, કે 'હે જલદ ઇન્દ્ર ! આને તું (આમ આમ) આપજે" એમ. "હે ઇન્દ્ર આને તું શ્રેષ્ઠ દ્રવ્ય આપજે " એમ. "(અમારો વંશ) કાપીશ નહીં.' 'અમને વ્યથા કરીશ નહીં.' 'હે પુત્ર તું સો શરદોના આયુષ્ય સુધી જીવજે." "તારૂં નામ લેઇને આ હું મુસ્તકને સુંઘું છું (ચુમુછું)." એમ કહીને એણે ત્રણ વખત એના મુસ્તકને ચુમવું. "આ હું ગાયના હિંકાર જેવા હિંકાર કરૂંછું" એમ કહીને, ત્રણ વખત એના માથા ઉપર તેણે હિંકાર કરવા.

(૧૨) હવે અહીંથી દેવોનો પરિમર. જે આ અગ્નિ પ્રજવલિત થાય છે, તે બ્રહ્મજ પ્રકટ થાય છે. પછી જ્યારે એ જળતો નથી ત્યારે તે મરી જાય છે. અને તેનું તેજ આદિત્યમાં જાય છે–ભળે છે, અને તેનો પ્રાણ વાયુમાં. જે આ આદિત્ય પ્રકાશે છે, તે બ્રહ્મજ પ્રકટ થાય છે. પછી તે પ્રકાશે નહી ત્યારે મરે છે. એટલે તેનું તેજ ચંદ્રમામાં

---

(૧૨) 'પરિમર' એટલે ચારે તરફથી થતું પૂર્ણ મૃત્યુ, એટલેકે કાર્યનો કારણમાં થતો સંપૂર્ણ લય–સમાવેશ (Absorption). સર. તૈત્તિ. ૩. ૧૦. ૪. અહીં ગણાવેલા દેવો તે અગ્નિ, આદિત્ય, ચંદ્રમા, અને વિદ્યુત્ છે. એ સર્વે વાયુમાં સમાય છે. 'વાયુ' શબ્દ અહીં પ્રાણવાયુ અથવા બ્રહ્મનાજ અર્થમાં વપરાયો છે. પ્રાણ અને તેજસ્ના પરિમર માટે જુવો. કૌષી. ૩. ૨. જ્યોતિ.

જાય છે, અને પ્રાણ વાયુમાં. જે આ ચંદ્રમા પ્રકાશે છે, તે બ્રહ્મજ પ્રકટ થાય છે. પછી તે પ્રકાશે નહી ત્યારે મરે છે. એટલે, તેનું તેજ વિદ્યુત્માં જાય છે, અને પ્રાણ વાયુમાં. જે આ વિદ્યુત્ ચમકે છે, તે બ્રહ્મજ પ્રકટ થાય છે. પછી તે ચમકે નહીં ત્યારે મરે છે. એટલે તેનું તેજ વાયુમાં જાય છે, અને પ્રાણ (પણ) વાયુમાં. આવા આ બધાય દેવતાઓ વાયુમાંજ (સૃપ્તા) સૂઈ રહેલા છે, તેઓ મરતા નથી. (તેથી) તેમાંથીજ પાછા તેઓ પ્રકાશી ઉઠે છે. આટલું દેવોના સંબંધી.

હવે અધ્યાત્મકઃ (૧૩) જે આ (પુરૂષ) વાણીથી બોલે છે, તે જરૂર બ્રહ્મજ પ્રકટ થાય છે. પછી જ્યારે એ ન બોલે ત્યારે તે મરે છે. એટલે તેનું તેજ ચક્ષુમાં જાય છે, અને પ્રાણ પ્રાણમાં. જે આ ચક્ષુએ જુવે છે, તે જરૂર બ્રહ્મજ પ્રકટ થાય છે. પછી જ્યારે તે જુવે નહીં ત્યારે મરે છે. એટલે તેનું તેજ શ્રોત્રમાં જાય છે, અને પ્રાણ પ્રાણમાં. જે આ શ્રોત્રથી સાંભળે છે, તે બ્રહ્મજ પ્રકટ થાય છે. પછી જ્યારે તે સાંભળે નહીં ત્યારે મરે છે. અને તેનું તેજ મનમાં જાય છે, અને પ્રાણ પ્રાણમાં. જે આ મનથી ધ્યાન દેછે–વિચારે છે, તે બ્રહ્મજ પ્રકટ થાય છે. પછી જ્યારે એ ધ્યાન નથી દેતું ત્યારે મરે છે. અને તેનું તેજ પ્રાણમાં જાય છે,

---

(૧૩) આ મંત્રમાં સર્વે ઇન્દ્રિયોનો પ્રાણમાં થતો લય સમજાવ્યો છે. એટલે અધિદેવમાં બ્રહ્મનું જે વાયુ સ્વરૂપ છે, તે મનુષ્ય દેહમાં પ્રાણ સ્વરૂપ છે. તેથી જગતના કારણાત્મક મહતત્ને પ્રાણવાયુ પણ કહ્યા છે, અને એજ કારણ–બ્રહ્મનું શક્તિસંયુક્ત સ્વરૂપ છે.

અહીંયાં ફક્ત વાણી, ચક્ષુ, શ્રોત્ર, મન, એમ ચારજ ઇન્દ્રિયો ગણાવી છે; અને પ્રાણ તે તેમની સર્વેની પ્રતિષ્ઠા બતાવી છે. વાણી તે કર્મેન્દ્રિય છે. અને બીજી ત્રણ જ્ઞાનેન્દ્રિયો છે. એટલે આ ઉપનિષદે વાણીને બીજી ચાર કર્મેન્દ્રિયોની સૂચક કરી છે, અને ચક્ષુ અને શ્રોત્રને બીજી ત્રણ જ્ઞાનેન્દ્રિયોની સૂચક ગણી છે.

અને પ્રાણ (પણ) પ્રાણમાં. જરૂર આવા એ બધા દેવતાઓ પ્રાણમાંજ પ્રવેશીને પ્રાણમાં સૂઈજ રહે છે, મરતા નથી. (તેથી) તેમાંથીજ તે ફરીને (પ્રકટી) ઉઠેછે. જરૂર, ઉત્તર દક્ષિણના એવા બે પર્વતો આવું સમજનારને કચરી નાખવા પ્રવર્તે હોય એને તેઓ તેમ કચરી શકતા નથી. અને ઉલટા, જેઓ એનો દ્વેષ કરે, કે જેઓનો એ પોતે દ્વેષ કરે, તે બધાય ચારે તરફથી મરી જાય છે.

(૧૪) હવે, અહીંથી નિઃશ્રેયસાદાન: આ બધા દેવતાઓ (અન્યોન્ય)હું જ શ્રેષ્ઠ છું, એમ વિવાદ કરતા(પોતપોતાની શ્રેષ્ઠતા સાબીત કરવા) આ શરીરમાંથી નીકળી ગયા, ત્યારે તે(શરીર જાણે)લાકડુ થઇનેપડીજ રહ્યું. પછી એમાં વાણીએ પ્રવેશ કર્યો. ત્યારે તે વાણીથી બોલતું છતાં (બળહીન) પડીજ રહ્યું. પછી ચક્ષુએ એમાં પ્રવેશ કર્યો. ત્યારે વાણીએ બોલતું અને ચક્ષુએ જોતું છતાં, પડીજ રહ્યું. પછી એમાં શ્રોત્રે પ્રવેશ કર્યો. ત્યારે વાણીએ બોલતું, ચક્ષુએ જોતું, અને શ્રોત્રે સાંભળતું છતાં, પડીજ રહ્યું. પછી મને એમાં પ્રવેશ કર્યો. ત્યારે વાણીએ બોલતું, ચક્ષુએ જોતું, શ્રોત્રે સાંભળતું, અને મને વિચારતું છતાં, પડીજ રહ્યું. પછી એમાં પ્રાણે પ્રવેશ કર્યો, કે તરતજ તે ટટાર થઇને ઉભું થયું. એટલે બધા દેવોએ પ્રાણમાંજ નિઃશ્રેયસ (સર્વોપરિપણું) છે, એમ વિચારીને પ્રાણ એજ 'પ્રજ્ઞાત્મા'છે એમ કરીને પ્રસ્તુતિ કરી. અને પછી તેઓ બધાયની

---

(૧૪) 'નિઃશ્રેયસાદાન' એટલે સર્વોપરિપણાનો સ્વીકાર. સર. છાં. ૫. ૧. અને બૃ. ૬. ૧. કૌષી. ૩. ૩. જેનાથી શરીરના સર્વે અવયવો બળવાન થઇ એક બીજાને પોષતાં આખા શરીરને ટટાર કરી દે તેનુંજ શ્રેષ્ઠત્વ ગણાય છે, એમ શ્રુતિનો બોધ છે. આવું પરિણામ મુખ્ય પ્રાણના પ્રવેશથીજ આવ્યું, તેથી તેજ સર્વથી શ્રેષ્ઠ સાબીત થયો. આવું સમજનારની વાયુમાં થતી ગતિને માટે સર. બૃહ. ૩. ૩. ૨.

સાથે આ લોકમાંથી ઉપડ્યા, અને વાયુની પ્રતિષ્ઠાવાળા આકાશાત્મક પ્રાણુના સ્વર્ગમાં ગયા. તેનીજ પેઠે, આવું સમજનાર પુરૂષ બધાંય ભૂતોના પ્રાણુની પ્રજ્ઞાત્મા તરીકે પ્રસ્તુતિ કરીને, એ બધાય(દેવો)ની સાથે આ શરીરમાંથી ઉપડીને (મરતાં), વાયુની પ્રતિષ્ઠારૂપ આકાશાત્મક પ્રાણુના સ્વર્ગમાં જાય છે. અને જ્યાં આ દેવો છે તેને પામીને તદ્રુપ થાય છે. જેવા દેવો અમર થાય છે, તેવોજ તે અમર (અમૃત) થાય છે.

(૧૫) હવે, અહીંથી પિતાપુત્રનો સંપ્રદાય: અને તે આવો કહેવાય છે કે, પિતા મરવાનો થતાં પુત્રને પાસે બોલાવેછે. પછી ઘરને નવ તૃણુથી છાવરીને અગ્નિ સળગાવી તેની પાસે (અક્ષત)પાત્ર સાથે જળકુંભને મૂકીને, શુક્લ પેહેરેલાંજ લૂગડે આવીને તે પુત્રની ઉપર (પાછળ) ઉભો રહે છે. અને પછી (પોતાની) ઇન્દ્રિયોએ એની ઇન્દ્રિયોને અડીને, એની સન્મુખ બેસે છે. અને પછી સંપ્રદાયને આપેછે. પિતા કહેછે કે, મારી વાણીને તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, હું તે મારામાં લેઉંછું. પિતા કહે છે કે, મારો પ્રાણુ તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, તમારો પ્રાણુ હું મારામાં લેઉછું. પિતા કહે છે કે, મારી ચક્ષુ તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, તમારી ચક્ષુને હું મારામાં લેઉંછું. પિતા કહે છે કે, મારો શ્રોત્ર તારામાં મુકવા દે. તો પુત્ર કહે છે કે, તમારો શ્રોત્ર હું મારામાં લેઉંછું. પિતા કહે છે કે, મારૂં મન તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, તમારૂં મન હું મારામાં લેઉંછું. પિતા કહે છે કે, મારા અન્નસ્વાદો તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે

(૧૫) 'સંપ્રદાય' એટલે પરંપરાગત સુંપાયલો આચાર (Tradition) સર. બૃ. ૧. ૫. ૧૭.

કે, તમારા અન્નસ્વાદો હું મારામાં લેઉંછું. પિતા કહે છે કે, મારાં કર્મોને તું તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, તમારાં કર્મોને હું મારામાં લેઉંછું. પિતા કહે છે કે, મારાં સુખદુઃખને તારામાં મુકવા દે. તો પુત્ર કહે છે કે, તમારાં સુખદુઃખ હું મારામાં લેઉછું. પિતા કહે છે કે, મારાં આનંદ, રતિ, અને પ્રજાતિને તું તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, તમારાં આનંદ, રતિ, અને પ્રજાતિને હું મારામાં લેઉછું. પિતા કહે છે કે, મારૂં ગમન તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, તમારૂં ગમન હું મારામાં લેઉંછું. પિતા કહે છે કે, મારા વિચારો, વિચારના વિષય, અને કામનાઓને તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, તમારા વિચાર, વિચારના વિષય અને કામનાઓને હું મારામાં લેઉંછું. પિતાનો ભારે મંદવાડમાં હોય તો એ ટુંકામાં એટલુંજ કહે છે કે, મારા પ્રાણો તારામાં મૂકવા દે. તો પુત્ર કહે છે કે, તમારા પ્રાણો હું મારામાં લેઉછું. પછી જમણી બાજુને પિતા તરફ રાખીને પુત્ર પિતાની પ્રદક્ષિણા કરે છે ને જાય છે. તેને પિતા પાછો બોલાવે છે, અને કહે છે કે યશ, બ્રહ્મવર્ચસ્, સારૂં અન્ન, અને કીર્તિ, તને મળો. પછી તે બીજો (પુત્ર) ડાબા ખભા ભણી પાછુ વાળીને જુવે છે, અને આડો હાથ ધરીને કે લુગડાને છેડે (પોતાને) ઢાંકીને કહે છે, કે તમે સ્વર્ગના લોકોને અથવા કામનાઓને પામો. કદિ તે પિતા સાજો થાય, તો (પછી) પુત્રના ઐશ્વર્યમાંજ પિતાએ રહેવું, અથવા પરિવ્રાજક થઇને નીકળી જવું. પણ જો એ મરી જાય, તો પુત્ર એને ઠીક કરીને (સ્મશાનમાંજ) મોકલાવી દેછે. ત્યારે એમજ એને મોકલાવી દેવાજ યોગ્ય તે થાય છે. ખરે, એને એમજ મોકલાવી દેવા યોગ્ય તે થાય છે.

# ત્રિજો અધ્યાય

(૧) પૂર્વે, યુદ્ધ અને પુરૂષાર્થ વડે દૈવોદાસ ઈન્દ્રના પ્રિય ધામમાં ગયો હતો. તેને ઇન્દ્રે કહ્યું કે, હે પ્રતર્દન ! હુ તને વરદાન આપું ?

પ્રતર્દને કહ્યું કે, મનુષ્યોના હિતને માટે તમે જે શ્રેષ્ઠ ધારતા હો તેવું વર તમેજ (મારે માટે) પસંદ કરો.

તેને ઈન્દ્રે કહ્યું કે, પારકાને માટે વરદાન (બીજાથી) પસંદ કરાય નહીં, (તેથી) તમેજ તે પસંદ કરો. ત્યારે પેલા પ્રતર્દને ઉત્તર આપ્યો કે, ત્યારે જરૂર, એ તો મારૂં વર (પસંદગી) નથી. (મારૂં વર તો તમે પસંદ કરો તે જ છે).

હવે, ઈન્દ્ર તો ખરે સત્યથી ચળેજ નહીં; કારણકે સત્ય (તેજ) ઈન્દ્ર છે. (તેથી) એણે કહ્યું કે " તું મનેજ ઓળખ. હું મનુષ્યને માટે એજ ઉત્તમોત્તમ હિત માનું છું, કે એ મને (એવો) ઓળખેઃ કે, મેં ત્રણ માથાવાળા ત્વાષ્ટ્રને હણ્યો. મેં અવાડ્મુખ (વેદવિરૂદ્ધ) યતીઓને (હણીને) વરૂ-ઓને નાખ્યા. મોટા થંભો–દીવાલો (સાંધા) તોડીને મેં સ્વર્ગમાંના પ્રલ્હાદીઓને, અંતરીક્ષમાંના પૌલોમીઓને, અને

(૧) જુવો બ્ર. સૂ. ૧. ૧. (૨૮–૩૧) અહીં "ઈન્દ્ર" એ બ્રહ્મનું જ નામ છે, કારણકે ઇન્દ્રને "સત્ય" એમ કહ્યો છે; અને બ્રહ્મનુંજ નામ 'સત્ય' છે. જુવો. છાં. ૮. ૩. ૪; બૃ. ૨. ૩. ૬. વળી ઐત. ૩. ૧૪ માં બ્રહ્મને ઇન્દ્ર તરીકે ઓળખાવ્યો છે. આ ઇન્દ્રનું ધામ તે સ્વર્ગલોક. ઇન્દ્ર તે સર્વાત્મન્ શક્તિયુક્ત સદ્દેવતા, અથવા ઇશ્વર. સ્તંભ ફોડી પ્રકટતા વિષ્ણુ રૂપ આ ઇન્દ્રના ધામને ઉપાસના રૂપી પુરૂષાર્થથી મેળવતા પુરાણમાંના પ્રલ્હાદ અને હિરણ્યકશિપુની કથાનું મૂળ આવી શ્રુતિમાં નિકળતું જણાય છે.

પૃથિવીમાંના કાલકાશ્યોને ચીરી નાખ્યા. છતાં, આવો મારો એક વાળ પણ વાંકો થયો નથી. જે કોઈ મને આમ ઓળખે, તેનો (ભોજ્ય) લોક કોઈ (પણ) કર્મ વડે બગડતો નથી. માતૃવધથીય નહીં, કે પિતૃવધથીય નહીં, કે ચોરીથીય નહીં, કે બ્રહ્મહત્યાથીય નહીં. એને પાપ લાગતુંજ નથી, કે એના મુખ ઉપરથી તેજ ઓછું થતુંજ નથી. ”

(૨) એણે (ઇન્દ્રે) કહ્યું કે, હું આવા (બળવાળો)પ્રાણ–

---

(૨) પ્રાણ–પ્રજ્ઞાત્મા, એટલે જે પ્રાણ પ્રજ્ઞાત્મા એટલે નિશ્ચજ્ઞપ્તિ રૂપ બ્રહ્મ છે તે. પ્રજ્ઞા તે અજ જ્ઞાન, અથવા 'જ્ઞ' રૂપે સર્વ પ્રકાશક બ્રહ્મ, જે ચળતાં તેના વિકારરૂપે આ વિશિષ્ટ જગતની ઉત્પત્તિ થાય છે, અને જેના ચલન કર્મમાંજ જગત્‌નું પોષણ થાય છે, અને પુનઃ જેના સ્થિર થતાંજ જગત્‌નો લય થાય છે, તે પ્રજ્ઞાત્મા–સદ્–બ્રહ્મ. પ્રાણ પણ જગત્‌નું જીવન હોવાથી એ પ્રજ્ઞાનના વિકારરૂપે એવી વૃત્તિનું સ્ફુરણ ચાલે ત્યાં સુધીજ આ દેખાતું જગત્ અસ્તિત્વવાળું રહે છે. તેથી પ્રજ્ઞાને પ્રાણ પણ કહે છે. આ પ્રાણ તે પ્રથમ વ્યક્ત થએલું એવું હિરણ્યગર્ભરૂપ સૂક્ષ્મ ભૂતતત્વનું દૈવત નહીં, પણ અવ્યક્ત શક્તિયુક્ત ચિદ્રુપ સદ્ છે. જુવો ઐત. ૫. ૩. માં 'પ્રજ્ઞા.'

પ્રજ્ઞાનો આજ અર્થ ભગવદ્ગીતા પણ પ્રકટ કરેછે. જુવો स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव । स्थितधीः किं प्रभाषेत कि मासीत व्रजेत किम् ॥ અહીં પ્રજ્ઞાનો અર્થ સ્થિર થએલું–અજ–ચિત્તજ થાય છે. (ગી. ૨. ૫૪).

પ્રાણ તે શક્ત્યાત્મક બ્રહ્મનું સ્વરૂપ છે, જેથી મૃત્યુની અપેક્ષાએ તેનું અમરત્વ કહ્યું છે; અને પ્રાજ્ઞત્વ તે તેનું સત્ય સંકલ્પાત્મક નિશ્ચળ જ્ઞાનનું તેજસ્ સ્વરૂપ છે. એ બેયમાં બ્રહ્મનું આ માયિક વ્યવહારવાળું નિયામક ઇશ્વરત્વ રહ્યું છે. ઇન્દ્રનો આ અમરત્વ સ્વભાવ અને ઇશત્વ સ્વભાવ એ બન્નેને "હું પ્રાણ–પ્રજ્ઞાત્મા છું" એમ કહી બેવડા રૂપે અહીં શ્રુતિ પ્રકટ કરે છે. અહીં પ્રાણ એ બ્રહ્મનુંજ સ્વરૂપ છે. જુવો. બ્ર. સૂ. ૧. ૧. (૨૮–૩૧). તેમજ અહીંયાંનું જે "પ્રાજ્ઞ" પ્રાણની સાથે અનન્ય ભાવે રહ્યું છે, તે વૃત્તિ રૂપે થએલી પ્રજ્ઞા અથવા બુદ્ધિના અર્થમાં નથી.

પ્રજ્ઞાત્મા છું. એવા મને તું આયુઃ—અમૃત, એમ કરીને ઉપાસ. આયુઃ પ્રાણ છે. ખરે, પ્રાણ આયુઃ છે.

એણે (ઇન્દ્રે) કહ્યું કે, પ્રાણ અમૃત છે. કારણકે, જ્યાં સુધી આ શરીરમાં પ્રાણ રહે છે ત્યાં સુધીજ આયુઃ ચાલે છે, અને પરલોકમાં પ્રાણ વડેજ અમરત્વને પામે છે, અને પ્રજ્ઞાવડે સત્ય સંકલ્પને (પામે છે). જે કોઇ મને આયુઃ—અમૃત એમ કરીને ઉપાસે છે, તે આ લોકમાં આખું આયુઃ-ભોગવીને સ્વર્ગલોકમાં અમૃતત્વને અને અક્ષય (**अक्षिति**)ને પામે છે.

(પ્રતર્દને કહ્યું કે) કેટલાક કહે છે કે, બધા પ્રાણો એક થઇને વહેછે (કર્મ કરે છે). કારણકે, કોઈ એક્કી વખતે વાણીથી નામને, ચક્ષુથી રૂપને, શ્રોત્રથી શબ્દને, મનથી ધ્યાનને, (એમ બધાયને) જાણી શકતું નથી. (તેથી) જરૂર બધાય પ્રાણો એક થઈ જઇનેજ આ બધાંયને એકે એકે જાણે છે. વાણી બોલે છે, ત્યારે બધાય પ્રાણો (એની જોડે) બોલે છે. ચક્ષુ જુવે છે, ત્યારે બધાય પ્રાણો જુવે છે. શ્રોત્ર સાંભળે

---

એવી પ્રજ્ઞા—બુદ્ધિ તો ઉપાધિએ થએલું કાર્ય છે. અને તેનું વિવરણ આગળ કૌષી. ૩. ૫. માં આજ શ્રુતિ કરે છે, તે જુવો. વળી સર. બૃ. ૧. ૫. ૫; ૨. ૪. ૧૧.

પ્રાણો એક થઇનેજ વહે છે, એટલે કે જ્યારે મુખ્ય પ્રાણ કાંઇ પણ કર્મ કરવા માંડે છે, ત્યારે એનાં બીજી ઇન્દ્રિયો રૂપી વિશિષ્ટ રૂપો મુખ્ય પ્રાણમાં સમાઈ જઈને એકાગ્રતા થતાં, પોતાનું વિશિષ્ટ કર્મ છોડીને જે એક કર્મમાં મુખ્ય પ્રાણ—જીવાત્મા પ્રેરાય છે તેજ કર્મની સિદ્ધિમાં તે પોતાનું બળ પૂરે છે, એમ શ્રુતિનો બોધ છે. સમાધિ અથવા સંયમનું આજ મહાન બળ છે. એજ માનસ ધર્મનો શાસ્ત્રિય નિર્ણય છે. આથીજ એવા માનસ બળને અજ્ઞાની લોક ચમત્કાર માનીને તેવા બળવાળાની સિદ્ધિયોને પૂજતા ફરે છે દરેક વ્યવહારમાં થતી ચિત્તની આવી એકાગ્રતા તે એક અદ્ભુત શક્તિ છે. એવું એકાગ્ર ચિત્ત જ્યાં આત્મામાં જ પ્રેરાય ત્યાં જરૂર સમાધિ સિદ્ધ થાય છે.

છે ત્યારે સર્વે પ્રાણો સાંભળે છે. મન ધ્યાન કરે છે, ત્યારે બધાય પ્રાણો ધ્યાન કરે છે. પ્રાણુ શ્વાસોચ્છ્વાસ કરે છે, ત્યારે બધાય પ્રાણો પ્રાણુન ક્રિયા કરે છે.

ઇન્દ્રે કહ્યું કે, હા, એ એમજ છે. જરૂર એ (પ્રાણુ-પ્રજ્ઞા) પ્રાણોનોય નિઃશ્રેયસ–સાર છે, તેથી તે 'અન' ( એવો નિર્વિશિષ્ટ પ્રાણુ કહેવાય ) છે.

(૩) વાણીરહિત (માણુસ) જીવી શકે છે, (કારણુકે) આપણે મૂગાઓને (જીવતા) જોઇએ છીએ. ચક્ષુરહિત જીવી શકે છે, (કારણુકે) આંધળાઓને આપણે દેખીએ છીએ. શ્રોત્ર રહિત જીવી શકે છે, આપણે બ્હેરાઓને જોઇએ છીએ. હાથ કપાયલો જીવી શકે છે, કે પગ કપાયલો જીવી શકે છે, કારણુકે એમ (થતું) આપણે જોઇએ છીએ. એટલે ખરે (મુખ્ય–અન) પ્રાણુ એજ પ્રજ્ઞાત્મા આ શરીરને પકડી રાખી ઉભું કરે છે, તેથી એનેજ ઉક્થ (ઉદ્ગીથ) કરીને ઉપાસવો.

જરૂર, જે પ્રાણુ ( સર્વાત્મા–મહત્ ) છે, તેજ પ્રજ્ઞા (Intelligence–આત્મા–બ્રહ્મ) છે. જે પ્રજ્ઞા છે તે જરૂર પ્રાણુ છે. કારણુકે આ શરીરમાં એ બે સાથેજ વસે છે, અને સાથેજ ત્યાંથી ઉઠી જાય છે.

તેનું આવું પ્રત્યક્ષ દર્શન–દૃષ્ટિ છે, એટલે કે એ આમ સમજાય છે: કે જ્યાં આ પુરૂષ સુષુપ્તિમાં ઉંઘેછે અને એ

---

(૩) જગતના પ્રલય પછી સંસારની પુનઃ થતી આવૃત્તિ માટે, જુવો બ્ર. સૂ. ૧. ૩. ૩૦. પ્રાણપ્રાજ્ઞના સંઘાત જોડખાને જીવેશ્વરના દ્વંદ્વ સાથે સર. મું. ૩. ૧. ૧; કઠ. ૩. ૧. પ્રાણ માટે જુવો બૃ. ૧. ૫. ૩.

અન્યોન્યાશ્રયી વસ્તુઓ એકજ રૂપ હોય છે, અને તેમનું અધિષ્ઠાન પણ એકજ હોય છે. જુવો કૌષી. ૩. ૯. એકઠો થાય છે તેવી શ્રુતિને માટે વળી જુવો. પ્ર. ૪. ૪. ૨. અગ્નિના તણખાની ઉપમા માટે સર મુંડ. ૨. ૧. ૧. 'તણખો' તે નિત્ય ભિન્ન એવો નહીં, પણ ઉપાધિએ ભિન્ન દેખાતો અગ્નિનો માયિક વિકાર જ છે.

કોઈપણ સ્વપ્ન જોતો નથી, ત્યાં એ (પ્રાજ્ઞ-પુરૂષ) આ પ્રાણુમાંજ એક થઈ જાયછે. ત્યારે વાણી સર્વે નામો સાથે એને મળેછે, ચક્ષુ બધાં રૂપો સાથે એને મળેછે, શ્રોત્ર સર્વ શબ્દો સાથે એને મળેછે, મન સર્વે ધ્યાનો સાથે એને મળેછે. એ જ્યારે પાછો જાગેછે ત્યારે જેમ સળગતા અગ્નિમાંથી તણુખા ઉડેછે તેમજ, એ આત્મામાંથી પ્રાણો પોતપોતાના આયતન-આશ્રય તરફ દોડે છે. પ્રાણોમાંથી દેવો (શક્તિયો) અને દેવોમાંથી લોકો ઉઠે છે. તેની આમ સિદ્ધિ-ખાતરી થાય છે, એટલે કે તે આમ સમજાય છેઃ જ્યાં એ પુરૂષ પીડાતાં મરતી વખતે નિર્બળ થઇને સંમોહમાં-મૂર્છામાં પડે છે, ત્યાં લોક કહે છે કે એનું ભાન ગયું, એટલે તે સાંભળતો નથી, જોતો નથી, વાણીથી બોલતો નથી, એ આ પ્રાણોમાં એકઠો થઈ જાય છે. ત્યાં વાણી એને બધાં નામો સાથે મળે છે, ચક્ષુ બધાં રૂપો સાથે એને મળે છે. જ્યારે એ પાછો શુદ્ધિમાં આવે છે, ત્યારે જેમ સળગતા અગ્નિમાંથી તણુખા ઉડે તેજ પ્રમાણે, આ આત્મામાંથી પ્રાણો પોતપોતાના આયતનને સેવેછે. પ્રાણોમાંથી દેવો અને દેવોમાંથી લોકો (ઉઠે છે).

(૪) એ (પુરૂષ) જ્યારે આ શરીરમાંથી ઉઠી જાય છે, ત્યારે વાણી બધાં નામો એને આપી દેછે. તેથી વાણીથી બધાં નામો એને મળેછે. નાક એને બધા ગંધો આપી દેછે, તેથી પ્રાણુથી એને બધા ગંધો મળેછે. ચક્ષુ એને બધાં રૂપો આપી દેછે, તેથી ચક્ષુથી એને બધાં રૂપો મળે છે, શ્રોત્ર એને સર્વે શબ્દો આપી દેછે તેથી શ્રોત્રથી એને બધા શબ્દો મળેછે. મન એને બધાં ધ્યાનો આપી દેછે, તેથી મનથી એને બધાં ધ્યાનો મળેછે. ( આ પ્રમાણે ) પ્રાણમાં સર્વેની પ્રસિદ્ધ આપ્તિ-મળવાનું થાયછે. ખરે, જે

પ્રાણ છે તેજ પ્રજ્ઞા છે, અને જે પ્રજ્ઞા છે તેજ પ્રાણ છે. કારણકે એ બે સાથેજ આ શરીરમાં પેસે છે, અને સાથેજ ત્યાંથી ઉઠી જાય છે.

હવે, જે પ્રકારે પ્રજ્ઞામાં બધાંય ભૂતો (વિષયો) એકઠાં થાય છે તેનું વ્યાખ્યાન કરીએ. (૫) જરૂર વાણી (ઇન્દ્રિયો) તે

---

(૫) ડાર્વીનના ઇવોલ્યુશન-વિકાસવાદમાં પ્રાણી પોતાની કામનાની સિદ્ધિ અર્થે બાહ્ય પરિસ્થિતિને અનુકૂળ થતાં થતાં પોતાના અંગોને રચે છે, એવા વાદને આની સાથે સરખાવવા જેવો છે. શ્રુતિ અહીં સત્ય સંકલ્પાત્મક પ્રાજ્ઞ પુરૂષે રચાતું બાહ્ય સૃષ્ટિ સર્જન સમજાવે છે. જે ઇન્દ્રિયદ્વારા કામનાનો એ ભોગ કરે છે, તે ઇન્દ્રિય એનુંજ સરજેલું-કાઢેલું એક અંગ છે, અને તે ઇન્દ્રિયદ્વારા કરાતા ભોગનો વિષય પણ એણે પોતેજ જૂદી બહાર કહાડેલી ભૂતમાત્રા છે. અર્થાત્ ઇન્દ્રિયો અને તેમના બાહ્ય ભૂતાત્મક વિષયો એ સર્વે પ્રજ્ઞાત્મા-સદ્દેવતાની ઇષણાઓ છે, તેની એ સત્ય સંકલ્પાત્મક કામનાઓજછે. આવી સૃષ્ટિનો તે ઇન્દ્રિયોના સાધનનો આશ્રય લેઇને પ્રાજ્ઞ-પુરૂષ ઉપભોગ કરે છે, તે છઠ્ઠા મંત્રમાં શ્રુતિએ સમજાવ્યું છે. સર શ્વેતા. ૫. ૬. ઐત. ૫. ૨.

આને સરખાવો કેન્ટના 'Critic of Pure Reason' સાથે. ત્યાં બાહ્ય પદાર્થ અથવા 'ભૂતમાત્રા', તેનું આંતર પ્રતિબિંબ અથવા 'પ્રજ્ઞા માત્રા', અને તે ઉભયને પ્રજ્ઞા અથવા 'Understanding' સાથે તદ્રુપ થતાંજ પદાર્થનું જ્ઞાન થાય છે, એવો વ્યવહાર સ્પષ્ટ સમજાવ્યો છે. આ પ્રજ્ઞામાત્રા તેમજ ભૂતમાત્રા એ પ્રજ્ઞાની શક્તિઓ રૂપી ઇન્દ્રિયોનાં જ પ્રકટ ફળ છે, એમ પણ ત્યાં સમજાવ્યું છે. એ દર્શન ઉપનિષદ્ની ઘણી નજીકનું જણાય છે. જુવો ગીતા ૬. (૨૯-૩૧) ની જ્યોતિ.

પ્રવર્તમાન ભૂતમાત્રા અને પ્રજ્ઞામાત્રાના અન્યોન્યાશ્રયે સમર્થિત થતું જ જગત્ વ્યવહારમાં સાચું મનાય છે, અથવા પ્રત્યક્ષ સત્ય રૂપે સ્વીકારાય છે. જે પ્રજ્ઞામાત્રાને અથવા આંતર દર્શનને ભૂતમાત્રાનો આશ્રય નથી હોતો, અર્થાત્ ભૂતમાત્રાના બળથી સમર્થિત થઇ શકે નહીં તેવું કેવળ પ્રજ્ઞામાત્રામય દર્શન તે સ્વપ્નમય, મિથ્યા, અને સ્વચ્છંદી ગણાય છે. જુવો બ્ર. સૂ. ૩. ૨. (૧-૬) જ્યોતિ.

એ (પ્રજ્ઞા-Understanding-Consciousness)નું એક કાઢેલું અંગ છે, અને નામ તે એની જૂદી બહાર કાઢેલી ભૂતમાત્રા (બાહ્ય દૃશ્ય વિષય) છે. જરૂર ઘ્રાણ તે એનું કાઢેલું એક અંગ છે, અને ગંધ તે એની જૂદી બહાર કાઢેલી ભૂતમાત્રા છે. જરૂર ચક્ષુ તે કાઢેલું એક અંગછે, અને રૂપ તે એની જૂદી બહાર કાઢેલી ભૂતમાત્રા છે. જીવ્હા તે એનું કાઢેલું એક અંગ છે, અને રસ તે એની જૂદી બહાર કાઢેલી ભૂતમાત્રા છે. બે હાથ તે એનું કાઢેલું એક અંગ છે. અને એમનું કર્મ તે એની જૂદી કાઢેલી ભૂતમાત્રા છે. શરીર તે એનું (પ્રજ્ઞાનું) કાઢેલું અંગ છે, અને તેનું સુખ-દુઃખ તે એની જૂદી કાઢેલી ભૂતમાત્રા (વિષય) છે. ઉપસ્થ તે એનું કાઢેલું એક અંગ છે, અને આનંદ, રતિ, પ્રજાતિ તે એની જૂદી કાઢેલી ભૂતમાત્રા (વિષય) છે. પાદો તે એનું કાઢેલું એક અંગ છે, અને તેમનું ગમન તે એની જૂદી કાઢેલી ભૂતમાત્રા(વિષય)છે. પ્રજ્ઞા (બુદ્ધિ-મન) તે એનું કાઢેલું એક અંગ છે, અને વિચાર, સમજણ, કામનાઓ તે એની બહાર કાઢેલી ભૂતમાત્રાઓ (વિષયો) છે.

(૬) એ (પુરૂષ) પ્રજ્ઞા (મન) વડે વાણીએ ચઢીને (**समारुह्य**-વાણીમાં આવીને તદ્રુપ થતાં) વાણીદ્વારા બધાંય નામોને લેછે ( **आप्नोति**, પોષે છે). પ્રજ્ઞાવડે પ્રાણે ચઢીને પ્રાણ દ્વારા બધાય ગંધોને લેછે (ભોગવે છે). પ્રજ્ઞાવડે ચક્ષુએ

---

આ ઉભય માત્રાઓ અન્યોન્યાશ્રયી અને વિલક્ષણ છતાં, એકજ પરમાત્માના આશ્રયવાળી હોઈ તેવા પરમાત્મામાં તેઓ અદ્વૈત, તેથી અભિન્નજ છે, એમ આ જ શ્રુતિએ મંત્ર ૯ માં બોધ કર્યો છે, ત્યાંની જ્યોતિ જુવો.

(૬) જુવો. બ્ર. સૂ. ૨. ૪. (૧૪ થી ૧૭); સર. ઐત સર. ૫. ૩; બૃ. ૧. ૩. ૧૭. પ્રજ્ઞા તે બુદ્ધિ-મન છે. તે પુરૂષના આવા ભોગમાં એક 'કરણ'-સાધન બને છે.

ચઢીને ચક્ષુદ્વારા બધાં રૂપોને લેછે–ભોગવેછે. પ્રજ્ઞાવડે શરીરે ચઢીને શરીરદ્વારા સુખદુઃખને લેછે–ભોગવેછે. પ્રજ્ઞાવડે શરીરે ચઢીને, આનંદ, રતિ, પ્રજાતિને ભોગવેછે. પ્રજ્ઞાવડે પાદોએ ચઢીને પગવડે ગતિને પામે છે. પ્રજ્ઞાવડે બુદ્ધિએ ચઢીને બુદ્ધિદ્વારા સમજણને અને કામનાઓને ભોગવે છે.

(૭) જરૂર, પ્રજ્ઞારહિત વાણી કોઈપણ નામને પ્રકટ કરી શકે નહીં. (તેથીજ) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી મેં એ નામ જાણ્યું નહીં. જરૂર પ્રજ્ઞારહિત પ્રાણ કોઈપણ ગંધને પ્રકટ કરી શકે નહી. (તેથીજ) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી એ ગંધ મેં જાણી નહીં. જરૂર , પ્રજ્ઞારહિત ચક્ષુ કોઈ પણ રૂપને પ્રકટ કરી શકે નહીં. (તેથીજ) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી એ રૂપને મેં જાણ્યું નહીં. જરૂર, પ્રજ્ઞારહિત શ્રોત્ર કોઇપણ શબ્દને પ્રકટ કરી શકે નહીં. (તેથી) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી મેં એ શબ્દ જાણ્યો નહીં. જરૂર, પ્રજ્ઞારહિત જીભ્હા કોઇપણ રસને પ્રકટ કરી શકે નહીં. (તેથી) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી મેં એ રસ જાણ્યો નહીં. જરૂર, પ્રજ્ઞારહિત હાથ કાંઈપણ કર્મને પ્રકટ કરી શકે નહીં. (તેથી) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી મેં એ કર્મ જાણ્યું નહીં. જરૂર પ્રજ્ઞારહિત શરીર કોઇપણ સુખ દુઃખને પ્રકટ કરી

---

(૭) જુવો બૃ. ૧. ૫. ૩. વિષયોનો ભોક્તા ઇન્દ્રિયોના દેવો નથી, પણ તે ઇન્દ્રિયોનાં સાધનો દ્વારા પ્રત્યક્ષ પ્રકટ થતો પ્રાજ્ઞ પુરૂષજ ભોક્તા છે, તેમ અહીં શ્રુતિનું કથન છે. ઇન્દ્રિય હોવા છતાં ભોક્તા પ્રાજ્ઞ–વિજ્ઞાનમય પુરૂષ એના ઉપર આરૂઢ ન હોય તો ઇન્દ્રિયનો વ્યવહાર થતો નથી, એવો સ્પષ્ટ અનુભવ આપણા ધ્યાન ઉપર લાવી શ્રુતિ પોતાનો સિદ્ધાન્ત સમજાવે છે. જુવો. બ્ર. સૂ. ૨. ૪. ૧૫. અને યોગ. સૂ. ૪. ૧૬ જ્યોતિ.

શકે નહીં. (તેથી) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી એ સુખદુઃખ મેં જાણ્યું નહીં. જરૂર, પ્રજ્ઞારહિત ઉપસ્થ કોઇપણ આનંદ, રતિ, પ્રજાતિને પ્રકટ કરી શકે નહીં. (તેથી) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી મેં એ આનંદ, રતિ, પ્રજાતિને જાણ્યાં નહીં. જરૂર પ્રજ્ઞારહિત પાદ કાંઇપણ ગમન પ્રકટ કરી શકે નહીં. (તેથી) કહે છે કે, મારૂં મન બીજે હતું તેથી એ ગમન મેં જાણ્યું નહીં. જરૂર પ્રજ્ઞારહિત (ધીઃ) બુદ્ધિ–મન કાંઇ પણ સિદ્ધ કરી શકે નહીં, કે જાણવું હોય તે જાણી શકે નહીં.

(૮) વાણીને જાણવાની તીવ્રેચ્છા (જીજ્ઞાસા) કરવાની

---

(૮) સર. કેન. ૧. (૫–૮). વાણી આદિ ઇન્દ્રિયો તેમજ તેમના વિષયો, આવા પુરૂષના સંકલ્પે થએલા તે વિકારો નામરૂપના જ આશ્રય વાળા હોવાથી કલ્પિત–મિથ્યા છે. તેમનો બોલનાર, સાંભળનાર આદિ જે પ્રાજ્ઞ પુરૂષ છે, તેનેજ ઓળખવો જોઇએ; કારણ કે તેજ સત્–નિત્ય વસ્તુ છે. એમાંથીજ આ માયિક જગત્ પ્રકટી ઉઠીને એમાંજ પાછું સમાય છે. તેથી એજ સત્ય છે. જુવો બ્ર. સૂ. ૧. ૧. ૨.

બ્રહ્મની શકિત આવા અન્યોન્યાશ્રયી ભાવે સંકલ્પથી જગતને ઉપજાવી કાઢે છે. આ જગત્માં જે વિષયો છે તે પ્રજ્ઞાના આશ્રયે છે, અને પ્રકટ પ્રજ્ઞા તે એવા વિષયોના આશ્રયે રહે છે. કારણ કે પ્રજ્ઞા અને વિષયો એક બીજાની સત્તા વિના પ્રકટ થતાં દેખાતાં નથીજ. આમનો દેખાવ એજ જગત-સંસાર છે. એ ઉભય કારણાત્મક પ્રાજ્ઞનો સંકલ્પ માત્ર હોઇ વસ્તુતા, સ્વતંત્ર–સત્તા રહિત છે, તેથી માયિક છે. આવું પ્રજ્ઞા-માત્રા અને ભૂતમાત્રાનું અન્યોન્યાશ્રયિત્વ વળી શ્રુતિ ૯ મા મંત્રમાં વધારે સ્પષ્ટ કરે છે.

અન્યોન્યાશ્રયત્વના સંબંધે ભગવાન શંકરાચાર્ય એમના બૃહ. ૨. ૫. ૧ ઉપરના ભાષ્યની પ્રસ્તાવનામાં લખે છે કે “यस्मात् पर परोपकार्योप· **कारकभूतं जगत् सर्वं पृथिव्यादि। यच्च लोके परस्परोपकार्या-पकारकभूतं तदेककारणपूर्वकं, एकसामान्यात्मकं, एक**

નથી, પણ (વાણીના) બોલનારને ઓળખવો જોઇએ. રૂપને જાણવાનું નથી, પણ રૂપના જાણનારને ઓળખવો જોઇએ. શબ્દને જાણવાનો નથી પણ (શબ્દના) સાંભળનારને ઓળખવો જોઇએ. રસને જાણવાનો નથી, પણ રસના જાણનારને ઓળખવો જોઇએ. કર્મને જાણવાનું નથી, પણ કર્મના કરનારને ઓળખવો જોઇએ. સુખદુઃખને જાણવાનું નથી, પણ તેમના જાણનારને ઓળખવો જોઇએ. આનંદ, રતિ, કે પ્રજાતિને જાણવાનાં નથી, પણ આનંદ, રતિ, કે પ્રજાતિના જાણનારને ઓળખવો જોઇએ. ગતિને જાણવાની નથી, પણ જનારાને ઓળખવો જોઇએ. મનને જાણવાનું નથી, પણ મનનના કરનારને ઓળખવો જોઇએ.

જરૂર, આ પ્રસિદ્ધ દશેય ભૂતમાત્રાઓ (દશ ઇન્દ્રિયોના વિષયો) પ્રજ્ઞાના આશ્રયે છે, અને દશ પ્રજ્ઞામાત્રાઓ (વિષયનાં આંતર્ જ્ઞાનો) તે ભૂતોને (બાહ્ય વિષયોને) આશ્રયે છે. કારણકે, જો ભૂતમાત્રાઓ ના હોય, તો પ્રજ્ઞામાત્રાઓ ના સંભવે. અને જો પ્રજ્ઞામાત્રાઓ ન હોય, તો ભૂતમાત્રાઓ (અનુભવાય છે તેમ) ના સંભવે. (એમ, જ્ઞાન અને જ્ઞાનના વિષયો અન્યો-

---

प्रलयं च दृष्टम्। तस्मादिदमपि पृथिव्यादिलक्षणं जगत् परस्परोपकार्योपकारकत्वात् तथाभूतं भवितुमर्हति।" એટલે કે, આ સર્વ પૃથિવ્યાદિ જગત્ પરસ્પર ઉપકારકોપકાર્યભાવે જ રહ્યું છે. અને લોકવ્યવહારમાં, જેમ જે પરસ્પર ઉપકારકોપકાર્યભાવે હોય છે, તે બેયનું એકજ પૂર્વભાવી કારણ હોય છે, એમનો એકજ સમાન આત્મા હોય છે, અને એકજ તત્વમાં તે બેય અંતે સમાય છે, એવો અનુભવ થાય છે, તેજ પ્રમાણે આ પૃથિવ્યાદિ લક્ષણવાળું જગત્ પણ પરસ્પરોપકારકોપકાર્યભાવેજ રહ્યું છે, તેથી તેનું પણ તેમજ થવું જોઇએ. અર્થાત્ જગત્ પણ એકજ બ્રહ્મતત્વના કારણવાળું, અને એકજ બ્રહ્મના-આત્માના અધિષ્ઠાનવાળું, અને એવા અદ્વૈત બ્રહ્મમાંજ લય થતું હોવું જોઇએ.

ન્યાશ્રયી છે). (૯) જરૂર, બેમાંથી એકલાવડે કોઈપણ રૂપ (કર્મ)સધાતું નથી.(તેથી) એ બે(જ્ઞાન અને તેનો વિષય) વિવિધ–જૂદાં જૂદાં (**નાના**) નથી (સંઘાતમાં દેખાતાં બે એકજ છે).

તે જેમ રથના આરાઓમાં વાટ (નેમિ) નાખેલી હોય છે, અને નાભિમાં (નાયડીમાં) આરાઓ નાખેલા હોય છે તેજ પ્રમાણે, આ ભૂતમાત્રાઓ પ્રજ્ઞામાત્રાઓમાં નાખેલી છે, પ્રજ્ઞામાત્રાઓ ( ભૂતોનાં જ્ઞાન ) પ્રાણમાં નાખેલી (નુંધેલી) છે.

---

(૯) 'લોકપાળ, લોકોનો અધિપતિ છે' તેને સરખાવો. કઠ ૩. ૧; શ્વેતા ૪. ૬. વળી જુવો. ઐત. ૫. ૪. જુવો. બ્ર. સૂ. ૨. ૧. ૩૪; અને બ્ર. સૂ. ૨. ૩. (૪૧–૪૨).

કર્મોનો સ્પર્શ એને લાગતો નથી તેને માટે, સર. બૃ. ૪. ૪. ૨૩. શ્રુતિ કહે છે કે, આવાં જ્યાં અન્યોન્યાશ્રયી જોડખાં એવાં હોય કે, કાંઇપણ કાર્ય બેમાંથી એકલાનાથી કદિ સધાયજ નહીં, અને તેમનું અસ્તિત્વ પણ તે બેય સાથેજ હોય ત્યાં સુધીજ ચાલે ત્યાં, એ ઉભય ભિન્ન દેખાતી વસ્તુઓ નાના–જૂદી નથીજ, એમ જાણવું. એવું જૂદાપણું દેખાવ માત્રમાંજ છે. વસ્તુતાએ તો તે નિર્ભેદ હોઇ એકજ છે. કારણ કે, તે બે છે ય સાથે, અને ફળેછે ય સાથે. અને વસ્તુની એકતાની પરીક્ષા અનુભવમાં તો એવા અન્યોન્યાશ્રયી સંબંધવાળા તેમના દેખાવ અને કર્મથીજ કરાય છે. આની સાથે સર. હીગલને 'Law of Contradictions' આવી અન્યોન્યાશ્રયી પ્રજ્ઞામાત્રાઓ અને ભૂતમાત્રાઓ ઉભયનો આશ્રય એકજ પ્રાણ–બ્રહ્મ છે. કારણ કે, અહીં પ્રાણને બ્રહ્મનાંજ–પરમાત્માનાંજ સર્વ લક્ષણો લગાડયાં છે. જુવો બ્ર. સૂ ૧. ૧. (૨૮ થી ૩૧).

આ મંત્રના પ્રથમ ભાગમાં જ્ઞાનમાત્રા અને ભૂતમાત્રાઓનું અન્યોન્યાશ્રયીત્વ બતાવી, જ્ઞાતા-જીવભાવનું જ્ઞેયના નિયંતા ઇશ્વરભાવ સાથે સાપેક્ષત્વ પ્રકટ કર્યું છે, અને આ ઉભય ભાવોને એમના અધિષ્ઠાનાત્મક કારણબ્રહ્મ–સર્વાત્મન્ પ્રાણમાં સંકળ્યા છે. સર. તૈ. ૧. ૩. ૧. એવો જે સર્વાત્મન્ પ્રાણ સર્વજ્ઞ હોઇ પુણ્ય પાપથી બંધાતો નથી, એમ કહી એનું ઐશ્વર્ય પ્રકટ કર્યું છે.

આવો પ્રાણ (સર્વાત્મન્–મહદ્) એજ પ્રજ્ઞાત્મા છે. એ આનંદ છે, એ અજર છે, એ અમર છે. એ સારાં કર્મથી મોટો થતો નથી, કે જરૂર નઠારાં કર્મથી એ હલકો (कनीयान) થતો નથી. કારણકે જેને પોતાની પાસે લાવવા ઇચ્છે તેને એજ એવું સારૂં કર્મ કરાવે છે, અને જેને આ લોકોમાંથી નીચે પાડવા ઇચ્છે, તેની પાસે એજ હલકુ કર્મ કરાવે છે. એ(પ્રાણ)જ લોકપાળ છે, એ લોકોનો અધિપતિ છે, એ સર્વેશ્વર છે. એ મારો આત્મા છે એમ ઓળખવો જોઇએ; એ મારો આત્મા છે એમ ઓળખવો જોઇએ (એમ ઇન્દ્રે કહ્યું).

## ચોથો અધ્યાય.

(૧) વાદમાં કુશળ એવો ગાર્ગ્ય બાલાકિ ઉશીનરોમાં,

---

આ મંત્રના છેલ્લા ભાગમાં જ્યાં એ પ્રાણને પોતાની પાસે લાવવાની ઇચ્છાવાળો કે નીચે પાડવાની ઇચ્છાવાળો બતાવ્યો છે, ત્યાં ભોક્તાનાં ધર્મ્યાધર્મ્ય કર્મની અપેક્ષાએજ થતી એવા ઈશ્વરની ઇચ્છાનું કાર્યકરણ સ્વરૂપ પ્રકટ કર્યું છે. અને ઇશ્વરભાવમાં કેવળ નિર્વિકાર એવા ચૈતન્યાત્મક સ્વરૂપનું તે દર્શન નથી. જુવો ગીતા. ૫. ૧૪ જ્યોતિ. એવો જે સર્વાત્મન્ ઇશ્વર તેજ તારો આત્મા છે, એમ છાં. ૬. ૮. ૭. આદિમાં શ્રુતિએ પ્રકટ કર્યું છે.

લોકપાળ, લોકાધિપતિ, અને સર્વેશ્વર એ ભોક્તાની ચિત્તવૃત્તિના વિષયો–પ્રજ્ઞામાત્રાઓ અને તેમના નિયંતા પ્રાજ્ઞ-પ્રાણના સંઘાત વાળા અર્થમાં છે. લોકપાળ માટે જુવો ઐત. ૧. ૩. જ્યોતિ.

(૨) આ અધ્યાયના ૧ થી ૧૯ મંત્રો સુધીનો બાલાકિના વિવાદનો ભાગ લગભગ બૃહ. ૨. ૧. (૧ થી ૧૩)ના સરખોજ છે, તે જુવો.

ઉશીનરો, મત્સ્યો, કુરૂપંચાલો અને કાશીના વિદેહો એવા નામથી ઓળખાતા લોક સમૂહનાં રાજ્યો હતાં, અને ત્યાં વિદ્વાનોની મોટી

મત્સ્યોમાં, કુરૂપંચાલોમાં, અને કાશીના વિદેહોમાં રહીને, બોલવે ચાલવે ઠીક ઘડાયો હતો. એણે કાશીના રાજા અજાતશત્રુની પાસે જઈને કહ્યું કે, તમને હું બ્રહ્મોપદેશ કરૂં ? તે અજાતશત્રુએ કહ્યું કે, તું આવું બોલ્યો એટલામાંજ તને સહસ્ર (ગાયો) આપું છું. (કારણ કે) જનક, જનક જ, કરતા લોકો એમની(એકલાની)જ પાસે દોડયા જાય છે.

(૨) એ બાલાકિએ કહ્યું કે, જે આદિત્યમાં પુરૂષ છે તેનેજ ( બ્રહ્મ કરીને ) હું ઉપાસું છું ( માનું છું ). તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એવા(બ્રહ્મ)ને વિષે તો તું સંવાદ કરીશજ નહીં, (હું તેને તો બરાબર જાણું છું. તું કહું છું) તે મહાન્ શ્વેત વસ્ત્રવાળો (આદિત્ય પુરૂષ) તો સર્વે ભૂતોનીજ ઉપરનો છે, (તેથી) તેમનોજ એ શિરોમણિ (ઉપરી–રાજા) ગણાય છે.(એ જાણવાયોગ્ય પરબ્રહ્મ નથીજ.) હું એને એમજ (માનીને) ઉપાસુંછું. જે કોઈ એને એ પ્રમાણે ઉપાસેછે, તે સર્વે ભૂતોનો ઉપરી (તેથી) તેમનોજ શિરોમણિ થાયછે. (૩) એ બાલાકિએ કહ્યું કે, જે આ ચંદ્રમામાં પુરૂષ છે તેનેજ હું બ્રહ્મ કરીને ઉપાસું છું. તેને એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશ જ નહીં. એ તો સોમ રાજા છે, અને તે અન્ન(ભોગ)નોજ આત્મા છે, એમ કરીનેજ હું તેને ઉપાસું છું. જે એને એ પ્રમાણે ઉપાસે તે અન્ન(ભોગો)નો આત્મા થાય છે. (૪) એ બાલાકિએ કહ્યું કે, જે આ વિદ્યુત્માં પુરૂષ છે તેનેજ હું બ્રહ્મ કરીને ઉપાસુંછું. તેને એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશજ નહીં. એને તો તેજસ્નોજ આત્મા કરીને હું ઉપાસુંછું. જે

---

સંસ્થાઓ ચાલતી હતી, જ્યાં રહીને અનેક વિદ્યાર્થીઓ વિદ્વાનની ખ્યાતિ મેળવતા હતા એમ સમજાય છે.

એને એ પ્રમાણે ઉપાસેછે, તે તેજસ્નોજ આત્મા થાય છે. (૫) એ બાલાકિએ કહ્યું કે, જે આ ગર્જનામાં પુરૂષ છે તેનેજ હું બ્રહ્મ કરીને ઉપાસુંછું. તેને એ અજાતશત્રુએ કહ્યું કે, ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશજ નહીં. એને તો શબ્દનોજ આત્મા કરીને હું ઉપાસુંછું. જે એને એ પ્રમાણે ઉપાસે તે શબ્દાત્માજ થાય છે. (૬) એ બાલાકિએ કહ્યું, કે જે આ આકાશમાં પુરૂષ છે તેનેજ હું (બ્રહ્મ કરીને) ઉપાસુંછું, તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશજ નહીં. એ પૂર્ણ અને અપ્રવર્તી (સ્થિર) બ્રહ્મ છે (પરબ્રહ્મ નહીં), એને હું એમજ ઉપાસુંછું. જે એને એ પ્રમાણે ઉપાસે છે તે પ્રજા અને પશુઓએ (વિત્ત કરીને) પૂર્ણ–ભરેલો થાય છે; અને આ લોકમાંથી એની પ્રજાનો પૂરો કાળ થયા પહેલાં (અકાળે) તે મરતી નથી. (૭) એ બાલાકિએ કહ્યું કે, જે આ વાયુમાં પુરૂષ છે તેનેજ હું (બ્રહ્મ કરીને) ઉપાસું છું. તેને એ અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશ નહીં. એને તો હું ઈન્દ્ર (દેવરાજ), વૈકુંઠ (અમોઘ બળવાળો), કે અજય્ય સેનાવાન તરીકે ઉપાસુંછું. જે એને એમ ઉપાસે છે તે વિજયી, અને બીજાથી અજીત થાય છે; અને ઓરમાન ભાઈઓને (શત્રુઓને) તે જીતનારો થાય છે. (૮) એ બાલાકિએ કહ્યું કે, જે આ અગ્નિમાં પુરૂષ છે તેનેજ હું (બ્રહ્મ કરીને) ઉપાસુંછું. તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશ નહીં. એને વિષાસહિ (વિષેશપણે અસહન કરવાવાળો)જ કરીને હું ઉપાસુંછું.

(૫) આ મંત્રભાગ બૃહદારણ્યક ૨. ૧. માં નથી.

(૮) 'વિષાસહિ' એટલે પારકાને બાળીજ મુકનારો હોઇને વિશેષપણે અસહિષ્ણુ એવો અગ્નિદેવતા છે.

જે એને એ રીતે ઉપાસેછે, તે પારકાને મર્દન કરનારોજ થાય છે. (૯) એ બાલાકિએ કહ્યું કે, જે આ જળોમાં પુરૂષ છે તેનેજ હું (બ્રહ્મ કરીને) ઉપાસું છું. તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે તો એવો સંવાદ કરીશજ નહીં. એને તો હું નામોનોજ આત્મા કરીને ઉપાસુંછું. જે એને એમ ઉપાસેછે, તે નામોનો આત્મા થાય છે. (૧૦) એ બાલાકિએ કહ્યું કે, જે આ તકતામાં પુરૂષ છે તેને જ હું (બ્રહ્મ કરીને) ઉપાસુંછું. તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એવાને વિષે તો સંવાદ કરીશજ નહીં. એને તો હું (બિંબને અનુકૂળ એવા) પ્રતિરૂપ (પ્રતિબિંબ) તરીકેજ ઉપાસુંછું. જે એ પ્રમાણે એને ઉપાસેછે તેની પ્રજામાં (પિતાને) પ્રતિરૂપજ (પુત્રો) જન્મેછે, અપ્રતિરૂપ (વિરૂદ્ધ) નહીં. (૧૧) એ બાલાકિએ કહ્યું કે, જે આ પ્રતિધ્વન્યાકાર પુરૂષ છે તેને જ હું ઉપાસુંછું. તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એવાને વિષે તો સંવાદ કરીશજ નહીં. એને તો હું, જાયજ નહીં એવો બીજો કરીને, ઉપાસું છું. એને એમ કરીને ઉપાસે છે, તે બીજી વારની પત્નીથી બેવડો (પુત્રવાન) થાય છે. (૧૨) એ બાલાકિએ કહ્યું કે (શ્વાસોચ્છ્વાસ લેતા) પુરૂષની પાછળ શબ્દ થાય છે તેનેજ હું (બ્રહ્મ કરીને) ઉપાસુંછું. તેને અજાતશત્રુએ કહ્યું કે

---

(૯) જુવો બૃ. ૨. ૧. ૮ ની જયોતિ. ત્યાં "નામોનો આત્મા"નો અર્થ સમજાવ્યો છે. વળી જુવો બૃહ. ૧. ૬. બ્રાહ્મણ.

(૧૧) 'પ્રતિશ્રુત' એટલે પ્રતિધ્વનિ–પડઘો. એ જાયજ નહીં એવો ધ્વનિનો બીજો પ્રતિધ્વનિ વિરોધી અંશ (Action નું Reaction) છે.

આ મંત્રભાગ બૃહદારણ્યકમાં નથી. પરંતુ શબ્દના ગુણવાળી દિશાઓના પુરૂષનો મંત્ર ત્યાં છે, જે અહીં નથી. એટલે ત્યાંના દિશાઓના પુરૂષને અહીં ધ્વન્યાકાર પુરૂષ તરીકેજ લીધો હોય એમ જણાય છે.

ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશજ નહીં. એને તો હું અસુ કરીનેજ ઉપાસું છું. જે એને એમ કરીને ઉપાસે છે તે પોતે તેમજ તેની પ્રજા અકાળે મરતી નથી. (૧૩) એ બાલાકિએ કહ્યું કે, આ પડછાયામાં પુરૂષ છે તેનેજ હું ઉપાસુંછું. તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશજ નહીં. મૃત્યુ તરીકેજ એને હું ઉપાસું છું. એને જે એમ કરીને ઉપાસે છે તે પોતે તેમજ તેની પ્રજા અકાળે મરતી નથી. (૧૪) એ બાલાકિએ કહ્યું કે, આ શારીર (શરીરમાંનો) પુરૂષ છે તેનેજ હું (બ્રહ્મ કરીને) ઉપાસુંછું. તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશજ નહીં. એને તો હું પ્રજાપતિ કરીને ઉપાસું છું. જે એને એ પ્રમાણે ઉપાસેછે, તે પ્રજાએ કરી વૃદ્ધિને પામે છે. (૧૫) એ બાલાકિએ કહ્યું કે, જે આ પ્રાજ્ઞ-આત્મા છે, અને જેના વડે આ સુતેલો (પુરૂષ) સ્વપ્ન આચરે છે, તેનેજ હું (બ્રહ્મ કરીને) ઉપાસું છું. તેને અજાતશત્રુએ કહ્યું કે ના, ના. એને વિષે એવો સંવાદ કરીશજ નહીં. એને તો યમરાજા તરીકેજ હું ઉપાસું છું. જે એને એ પ્રમાણે ઉપાસેછે તેના શ્રેયસ્‌ને અર્થેજ આ બધું નિયમાય છે. (૧૬) એ બાલાકિએ કહ્યું કે, જે આ જમણી આંખમાં પુરૂષ

---

(૧૪) સર. બૃ. ૨. ૧. ૧૩. આ મંત્રભાગ પણ બૃહદારણ્યમાં નથી. પણ ત્યાંનો ૧૩ મો મંત્ર આની સાથે સરખાવવા જેવો છે.

(૧૫) પ્રાજ્ઞપુરૂષને અહીં યમરાજાના ગુણવાળો કહ્યો છે, કારણ કે આ શરીરમાં તો પ્રજ્ઞામાંજ ઈશ્વરી આવિર્ભાવ રહ્યો છે, જે જગત્‌ને નિયમી રહ્યો છે.

(૧૬–૧૭) આ ચક્ષુપુરૂષના ઉપદેશને પ્રજાપતિએ દેવ અને દાનવોના રાજાને કરેલા ચક્ષુપુરૂષના ઉપદેશ જોડે સરખાવો. જુવો છાં. ૮. ૭. ૪. માં અને તે પછી.

છે તેનેજ હું ઉપાસુંછું. તેને અજાતશત્રુએ કહ્યું કે, ના, ના. એને વિષે તું એવો સંવાદ કરીશજ નહીં. એને તો હું નામોનો આત્મા, અગ્નિનો આત્મા, જ્યોતિમાં રહેલો આત્મા, એમજ કરીને ઉપાસુંછું. જે એને એવી રીતે ઉપાસેછે, તે એવા બધાયનો આત્મા થાય છે. (૧૭) એ બાલાકિએ કહ્યું કે, જે આ ડાબી આંખમાં પુરૂષ છે તેનેજ હું (બ્રહ્મ કરીને) ઉપાસુંછું. તેને અજાતશત્રુએ કહ્યું કે ના. ના. એને વિષે તું એવો સંવાદ કરીશ નહીં. એને તો હું સત્યનો આત્મા, વિદ્યુત્‌નો આત્મા, તેજસ્‌નો આત્મા, એમ કરીને ઉપાસુંછું. એને જે એમ કરીને ઉપાસે તે એવા બધાયનો આત્મા થાયછે.

(૧૮) પછી બાલાકિ શાન્ત થયો. તેને અજાતશત્રુએ કહ્યું કે, કેમ બાલાકિ! આટલુંજ કે? બાલાકિએ કહ્યું કે, હા, એટલુંજ (હું જાણુ છું). તેને અજાતશત્રુએ કહ્યું કે. ત્યારે તો તમે મને અમથુજ કહેતા હતા કે, હું તમને બ્રહ્મોપદેશ કરૂં. વળી તેણે કહ્યું કે, બાલાકિ! આવા વિશિષ્ઠ પુરૂષોનો જે કર્તા (સૃષ્ટા) છે અને જેનું આ ( જગત્ ) કર્મ (કાર્ય) છે એનેજ જાણવા–સમજવા યોગ્ય છે.

પછી, બાલાકિ હાથમાં સમિદ્ લઇને (શિષ્ય થઇને) એની પાસે ગયો, અને કહ્યું કે, હું (આપની પાસેથી) ઉપદેશ લઉં? તેને અજાતશત્રુએ કહ્યું કે, ક્ષત્રિય બ્રાહ્મણને દીક્ષા આપે તેતો ઉલટુ કહેવાય! તેથી આવો, એમને એમ જ હું તમને ઉપદેશ કરીશ. તેના હાથ પકડીને (અજાતશત્રુ તેને) લેઈ ચાલ્યો.

એ બન્ને જણ એક ઉંઘતા પુરૂષની પાસે આવ્યા. તેને અજાતશત્રુએ "અરે હો! શ્વેત વસ્ત્રવાળા મહાન સોમરાજા!" એમ કહીને બોલાવ્યો. પણ એતો શાન્તજ પડી રહ્યો. પછી એને લાકડીએ ધક્કેલીને ઉઠાડયો. ત્યાર પછી એ ઉઠયો.

તે(બાલાકિ)ને અજાતશત્રુએ પૂછયું કે, હે બાલાકિ! આ પુરૂષ આમ કયાં સૂઈ ગયો હતો? એ (ચેતન તત્વ) કયાં હતું? (અને) કયાંથી આવ્યું? પણ બાલાકિ એવું કશું જાણતો નહોતો.

(૧૯) તેને અજાતશત્રુએ કહ્યું કે, જયાં આ પુરૂષ આમ સૂતો હતો, જયાં એ હતું અને જયાંથી એ આવ્યું, તે હૃદયની હિતા નામની નાડીઓ છે. તે (નાડીઓ) હૃદયમાંથી નીસરીને આખા શરીરમાં ફરી વળે છે, (અને) જેમ એક વાળ હજાર ભાગે ચીર્યો હોય તેટલી સૂક્ષ્મ ધોળા, કાળા, પીળા, લાલ, એવા રસોએ ભરેલી હોય છે. તેવી(નાડીઓ)માં એ ત્યારે હોય છે કે જયારે એ સૂતેલો (सुषुप्त) હોઇને કાંઈ પણ સ્વપ્ન દેખતો નથી. તે વખતે આ પ્રાણ(બ્રહ્મ)માંજ એ એકઠો (एकधा–તદ્રુપ) થાય છે. તેમજ વાણી સર્વે નામો સાથે એને (પ્રાણને) મળે છે–પામે છે (તેમાં સમાય છે), ચક્ષુ સર્વે રૂપો સાથે સમાય છે, શ્રોત્ર સર્વે શબ્દો સાથે સમાય છે, મન સર્વે ધ્યાનો સાથે સમાય છે. એ જયારે પાછો જાગે છે ત્યારે, જેમ બળતા અગ્નિમાંથી તણખા ઉડે તેમજ, એ આત્મામાંથી પ્રાણો પોતપોતાના આશ્રય(આયતન) ને સેવે છે. પ્રાણોમાંથી દેવો, અને દેવોમાંથી લોકો (ઉઠે છે).

જેમ અસ્રો અસ્રાની ખોગીમાં ઘાલ્યો હોય, કે અગ્નિ (षिश्वंभर)ને તેના આયતન અરણી(विश्वंभरकुलाय) માં ઘાલ્યો હોય તેજ પ્રમાણે, એ પ્રાજ્ઞ આત્મા (સૂક્ષ્મ દેવના અહંભાવે) આ શરીરમાં વાળથી નખ સુધી પેઠેલો છે.

---

(૧૯) જુવો. બ્ર. સૂ. ૧. ૪. (૧૬ થી ૧૮); પ્રશ્ન. ૪. (૬ થી ૮); બૃ. ૪. ૩. (૧૯ થી ૨૨; ૩૭–૩૮). ઇન્દ્રના જ્ઞાનને માટે, જુવો છાંદો. ૮. ૭. ૨; કેન. ૩. (૧૧–૧૨). ઇન્દ્રના નામ માટે, જુવો ઐત. ૩. (૧૩–૧૪); બૃહ. ૨. ૫. ૧૯; ૪. ૨. ૩.

(૨૦) તે (આવા અહંભાવે પેઠેલા) આત્માને ત્યાં (શરીરમાં) પેલા આત્માઓ (શારીર વાક્, ચક્ષુ, આદિ ઇન્દ્રિયો) અનુસરે છે, તે જેમ કોઇ શેઠીઆને (શ્રેષ્ઠિનં) એના નોકરો (અનુસરે તેમ). ત્યાં જેમ શેઠ પોતાના નોકરોની સાથે (તેમની દ્વારા) ઉપભોગ કરે, અથવા નોકરો શેઠને (શેઠના ઉપભોગમાં પોતેય) ભોગવે તેજ પ્રમાણે, આ પ્રાજ્ઞ આત્મા પેલા આત્માઓની સાથે ઉપભોગ કરે છે. જે પ્રમાણે શેઠ (શ્રેષ્ઠી) પોતાના નોકરોથી તેજ પ્રમાણે, આ આત્મા પેલા આત્માઓથી અનુસરાય છે, શેઠને જેમ એના સ્વજનો (નોકરો) અનુસરે તેમ.

જ્યાં સુધી ઇન્દ્રે એવા એ આત્માને ઓળખ્યો નહીં ત્યાં સુધી એને અસુરોએ હરાવ્યો. અને જ્યારે તેણે આને ઓળખ્યો ત્યાર પછીજ એ અસુરોને જીતીને સર્વે ભૂતોના શ્રેષ્ઠ સ્વારાજ્ય–આધિપત્યને પામ્યો. જરૂર, એ પ્રમાણે સમજનાર (પુરૂષ) સર્વે ભૂતોના શ્રેષ્ઠ સ્વારાજ્ય–આધિપત્યને પામે છે. જે એ પ્રમાણે સમજે, ખરે, જે એ પ્રમાણે સમજે તે જ.

ૐ. મારી વાણી મનમાં પ્રતિષ્ઠિત છે. ઇત્યાદિ શાન્તિપાઠ.

(કૌષીતકિબ્રાહ્મણોપનિષદ્નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત).

---

(૨૦) અહીં આપેલી આવી ઉપમામાંથી સૂચવાતી વ્યાપારીઓ અથવા શેઠીઆઓની સ્થિતિ વૈભવવાળી અને ઘણી ઉત્કૃષ્ઠ હશે, એમ સમજાય છે. રાજ્યની ઉંચી વ્યવસ્થાનું સૂચન વળી, બૃહ. ૪. ૩. ૩૭ માં પણ છે. રાજ્યમાં કર ભાગ લેઇને ઉપજ કરવાની વ્યવસ્થા પણ શ્રુતિએ છાં. ૮. ૧. ૫. માં સૂચવી છે. વળી નેતાના ધર્મો માટે, જુવો છાંદો. ૪. ૧૭. ૧૦ જ્યોતિ, અને બૃહ. ૩. ૧. ૯.

( કૌષીતકિબ્રાહ્મણોપનિષદ્ની 'જ્યોતિ' સમાપ્ત. )

# શ્વેતાશ્વતરોપનિષત્.

यस्मात् जातं जगत्सर्वं यस्मिन्नेव प्रलीयते
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥ (शंकर)

ૐ. અમો બન્ને (ગુરૂ શિષ્ય) નું (વિદ્યા આપીને) તે (ઈશ્વર) રક્ષણ કરો. અમારા ઉપર એ પ્રસન્ન થાઓ (કે, જેથી) અમે સાથે રહીને (વિદ્યા વડે) અમારૂં સામર્થ્ય વધારીએ....ઇત્યાદિ.

---

## જ્યોતિ.

( વંદન )

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્‌ગુરૂસમ પિતા પિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોતિ' પ્રકાશ ધરવાને,
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને
શુદ્ધ પરમ દર્શનથી, 'સ્વ'ભાવમાં સ્થિર થતાંજ, ભળવાને.

આ કઠોપનિષદ્‌ના જેવુંજ પદ્યાત્મક ઉપનિષત્ કૃષ્ણ યજુર્વેદીય શાખાનું છે-એના ઉપર ચાર ટીકાઓછે. એકમાં "શ્રીમદ્ ગોવિંદ ભગવત્પૂજ્યપાદ-શિષ્ય પરમહંસપરિવ્રાજકાચાર્ય શ્રીમત્ શંકરભગવદ્‌પ્રણીતં" એમ અધ્યાય

# અધ્યાય પહેલો.

(૧) બ્રહ્મનો વિવાદ કરનારાઓ પૂછે છે, કે બ્રહ્મ (આ જગત્નું) કેવું કારણ હશે? આપણે શેમાંથી ઉત્પન્ન થયા

---

૧, ૪, ૫, ૬ના અંતે ઉલ્લેખ છે. અને બીજા અધ્યાયને અંતે કોઇનું નામ આપ્યુંજ નથી. અને ત્રિજા અધ્યાયને અંતે વળી 'શંકરભાષ્ય' એટલુંજ નામ લખ્યુંછે. દીર્ઘ દૃષ્ટાન્તો અને ભાષા જોતાં બીજાં ઉપનિષદોમાં શંકરાચાર્યની ટીકાના અનુભવીને વખતે આ ભાષ્ય શંકરનું હોવામાં જરૂર સંદેહ થાય તેમ છે. અને શૃંગેરી મઠમાંના પ્રસ્થાન વાળા મૂલ શાંકર ભાષ્યમાં આ ઉપનિષદ્નો સમાવેશ નથી, તે આ સંદેહને દૃઢ કરે છે. બીજી ત્રણ ટીકાઓ પૈકી એક વિજ્ઞાનભગવત્ કૃત, અને બીજી શંકરાનંદકૃત ટીકાઓ તો શંકરાચાર્યની ગાદી ઉપર થએલા પરિવ્રાજકાચાર્યોની છે. અને ચોથી નારાયણી ટીકા કોઈ અન્ય બ્રહ્મવિદ્ની છે.

આ ઉપનિષદ્ના નામમાંજ શ્રુતિએ એના હાર્દને જાણે પ્રકટ કર્યું હોય એમ સમજાય છે. શ્વેત+અશ્વ+તર તે શ્વેતાશ્વતર, એવું આ નામનું પ્રથક્કરણ છે. અશ્વ એટલે મન સહવર્તમાન બધી ઇન્દ્રિયો, તે શ્વેતા એટલે સ્વં+ઈતા, સ્વ–આત્મા તેના ભણી વળી છે જેની એવો પુરૂષ તે શ્વેતાશ્વ. આવી વૃત્તિ જેનામાં બહુ ઉદય થઇ છે તે શ્વેતાશ્વતર ઋષિ. તેમણે પ્રકટ કરેલું જ્ઞાન–આત્મજ્ઞાન જે ઉપનિષદ્માં છે તે શ્વેતાશ્વતર ઉપનિષદ્ છે. આ ઉપનિષદ્માં ધ્યાનયોગદ્વારા આત્મતત્વને સૃષ્ટિ સૃજતું, અને તેને સંહારતું તપાસ્યું છે, તેથી એનું એવું નામ યથાર્થજ છે.

(૧) આ ઉપનિષદ્ના પહેલા અધ્યાયમાં બ્રહ્મવિદોએ ધ્યાનથી કરેલા યોગમાં અનુભવાતું શક્તિયુક્ત આત્માનું જગત્કારણત્વ શ્રુતિ પ્રકટ કરે છે, અને યોગમાં સ્પષ્ટ થતા એના સ્વરૂપનું ભોક્તા, ભોજ્ય, અને તેમના અધિષ્ટાનરૂપ દેવનું સ્પષ્ટીકરણ પણ કરી બતાવે છે. આવા પ્રધાન ઉપદેશનાં પ્રત્યેક અંગને પાછળના અધ્યાયોમાં શ્રુતિ વિસ્તારથી સમજાવે છે. બ્રહ્મદેવ તો અધિષ્ઠાન કારણ જ છે. જગત્ના ઉપાદાન કારણરૂપે તેની શક્તિજ થાય છે. એણે યુક્ત બ્રહ્મ તેથી વિશિષ્ઠ એવા કાર્ય બ્રહ્મમાંથી આવી સૃષ્ટિ ઉત્પન્ન થઇ, તેમાં જીવી રહી, તેમાં પ્રતિષ્ઠિત થઇ રહી છે, એવો શ્રુતિનો નિર્ણય છે. સર ગી. ૯. (૪ થી ૧૦).

છીએ ? (અને) શા વડે જીવીએ છીએ ? (અને) શેમાં (અંતે) પ્રતિષ્ઠિત છીએ (આપણું છેવટનું કારણ શું હશે) ? હે બ્રહ્મવિદો ! કોનાથી આપણે સુઃખદુઃખમાં પ્રેરાઇને (એવી જ દુઃખદ) વ્યવસ્થામાં ચાલી રહ્યા છીએ ? (૨) આ (જગતનું) ઉત્પત્તિ સ્થાન તે કાલ હશે, કે (વસ્તુનો એવો)

---

(૨) આ મંત્રમાં સૂચવેલાં ઉત્પત્તિસ્થાનો-યોનિઓ તે બધાં અધિષ્ઠાનાત્મક કેવળ સદ્ પરમાત્માના આશ્રયે એની માયાશક્તિના બળે દેખાતું કાર્યકારણ સંઘાતનું બ્રહ્મચક્રજ છે. આ બ્રહ્મચક્રનું વર્ણન પાછળ ૪-૫ મંત્રોમાં કર્યું છે. આમાંનું યદૃચ્છા અથવા અકસ્માતને સાધારણ રીતે કારણ તરીકે સ્વીકારાતું નથી; કારણકે જે વિચારમાં કાર્યનું કશું કારણ પકડાય નહીં ત્યાંજ અકસ્માત્ થયો એવા કહેવાતા કારણમાં તો લોકનું અજ્ઞાનજ પ્રકટ થાય છે. એને બાદ કરતાં કાલ, સ્વભાવ, આવશ્યક નિયમ, ભૂતો, અને બુદ્ધિસત્વાદિ સર્વ કાર્યકારણ સંઘાતનાંજ સ્કંધો છે, અને તે હેતુફલ રૂપે નિત્ય પ્રવર્તી રહેલું બ્રહ્મચક્ર સદ્‌ને આશ્રયે ફર્યાંજ જાય છે. જુવો શ્વેતા. ૬. (૧-૩) એજ માયાનું સ્વરૂપ છે, અને અધિષ્ઠાનાત્મક સદ્‌ની જ એ અવ્યક્ત-નિગૂઢ શક્તિ છે. તેથી શ્રુતિએ ત્રિજા મંત્રમાં જગતના કારણ તરીકે આ માયાશક્તિનેજ પ્રકટ કરી છે. અને તેના ધારક બ્રહ્મ-દેવને તો કાલાત્મક અને જીવાત્માના સર્વ માયિક સંઘાત કાર્યોના અધિષ્ઠાનરૂપેજ પ્રકટ કર્યો છે.

આમ જગત્‌નું જે કારણ બ્રહ્મ ગણાય છે, તે કાર્યકારણ સંઘાતમાંનુંજ એક સ્કંધરૂપે રહેલું હોવાથી તેને કાર્ય બ્રહ્મ પણ કહેવાયછે. જુવો બ્ર. સૂ. ૪. ૩. ૭. આ કાર્યકારણ સંઘાતવાળા બ્રહ્મમાં પણ, જે નિર્વિકાર, અજ, અને કેવળ ચિદ્રુપ સત્ પરમાત્મા છે, તે તો અધિષ્ઠાનાત્મકજ નિશ્ચળ રહે છે, અને તેથી તેજ પરમ કારણ અથવા ચિદાત્મક પરમપુરૂષ છે. અને જે કાર્યકારણ સંઘાતમાં પ્રકટતું જગત્ છે તે એવા અધિષ્ઠાનરૂપી દેવનીજ નિગૂઢ એવી માયાશક્તિ જ છે. જેનું સ્વરૂપ શ્રુતિ(૮-૯)મંત્રોમાં પ્રકટ કરે છે. અને આ જીવેશ્વરનું દ્વંદ્વ કાર્યકારણ સંઘાતના આવા દૃશ્યને પ્રકટ કરી રહ્યું છે. આવું આખું દૃશ્ય તે અધિષ્ઠાન અને તેના ઉપર માયાના બળે દૃષ્ટાને જણાતા નામરૂપાત્મક વિકારોજછે, તેથી તે મિથ્યાછે.

સ્વભાવ હશે, કે એવો આવશ્યક કોઈ નિયમ હશે, કે યદૃચ્છા (અકસ્માત્) હશે, કે (પંચ મહા) ભૂતો હશે, કે પછી પુરૂષ (વિજ્ઞાત્મા) હશે ? એ વિચારવા યોગ્ય છે.

એ બધાનો સંયોગ (એમનું એકઠું થવું તે-સમુદાય) તો તે ન જ હોય; આત્મ ("હું" એવો તે સર્વથી જૂદો ચૈતન્યાત્મક)

---

આ મંત્રના બીજા ભાગમાં સૂચવેલાં કારણો એકલાં અનુભવાતા સંસારનું ખરૂં કારણ ના બની શકે એમ શ્રુતિ કહેછે; કારણકે, એ બધાં જડ હોઈ જે સંસારના મૂળરૂપ "હું" એવો જીવભાવ પ્રકટતો દેખાય છે, તે જડથી વિલક્ષણ સ્વભાવનો હોઇને, જડના સમુદાયથી પણ તે સંભવી શકે નહીં. જે 'હું' એવું આત્મસ્વરૂપ દેખાય છે, તે તો અવશ્ય જ્ઞેય જડ માત્રથી વિલક્ષણજ છે, જડનું તેનો દૃષ્ટા છે. જુ. બ્ર. સૂ. ૩. ૩. (૫૩-૫૪). હવે, જે અહંકારી વિજ્ઞાનસત્વમાં પ્રકટ થતો જીવભાવ-પુરૂષ છે, તે તો આવડા મોહોટા જગતનો કર્તા બનીજ ના શકે. કારણકે, એ જીવ પોતેજ પરતંત્ર છે, અને એનાય સુખદુઃખનો આધાર કર્મના ફળના નિયામક ઇશ્વરભાવની અપેક્ષાવાળોજ છે. અર્થાત્ જગતનું કારણ તો કેવળ સદ્રુપ ચૈતન્ય બ્રહ્મની અને એના પોતાનાજ અધિષ્ઠાન ઉપર પ્રકટતી દેખાતી એવી તેની અનંત માયાશક્તિ જ છે, એમ સ્પષ્ટ સમજાય છે. માયાએ ઉડતા સંકલ્પાત્મક વિકારોમાં જણાતું અધિષ્ઠાનજ આ જગતનું કારણ બને છે, એવો બ્રહ્મવિદોનો નિર્ણય યોગ્ય સમજાય છે. જુવો શ્વેતા. ૫. ૪. ની જ્યોતિમાં સમજાવેલો યોનિ સ્વભાવ.

એમને દેખાયલું-અનુભવાયલું આ સત્ય શ્રુતિ પાછળના મંત્રોમાં સ્પષ્ટ કરે છે, અને આ માયિક જગત્ચક્રને મંત્ર ૪ અને ૫માં વર્ણવે છે. મંત્ર (૬) માં બ્રહ્મચક્રે ચઢેલો જીવેશ્વરના દ્વંદ્વમાંનો અજ્ઞાની દૃષ્ટા અધિષ્ઠાનરૂપે રહેલા પોતાના સ્વરૂપને ઓળખતાંજ બંધમાંથી છુટે છે, એમ બતાવે છે. અને મંત્રો ૮-૯માં માયાના ચક્ર અથવા કાર્યકારણ સંઘાતનાં મુખ્ય અંગોને વર્ણવે છે. અને મંત્રો (૧૦-૧૧)માં તેમનું પુનઃ સ્પષ્ટીકરણ કરીને સદાત્મક અધિષ્ઠાનનેજ-દેવનેજ નિર્વિકાર પરમ સત્ય તરીકે પ્રકટ કરે છે. આવું સત્ય યોગદ્વારા બ્રહ્મવિદ્‌ને સ્વાનુભવથી સિદ્ધ થઇ શકે છે.

ભાવ છે તેથી. અને વળી (જીવ)આત્મા (સ્વતંત્ર) સત્તા-રહિત છે, (તેથી એના) સુખ દુઃખનું હેતું (કારણ એનાથી સ્વતંત્ર બીજુંજ) હોવું જોઇએ, તેથી (તે પણ જગત્કારણ નજ બને). (૩) તેમણે(બ્રહ્મવિદોએ)ધ્યાન કરીને યોગ સાધ્યો, તો પોતાના ગુણે નિગૂઢ (પ્રકટ નહીં થએલી, અવ્યક્ત) એવી દેવની પોતાનીજ શક્તિને (જગતના કારણ તરીકે) દીઠી; (અને) એવો તે દેવ (કેવળ ચિદ્રુપ પરમાત્મા) એકલોજ

---

(૩) ધ્યાન કરીને યોગ સાધ્યો, એટલે ધ્યાનમાં એકાગ્ર થએલા ચિત્તે વિચાર કરતાં તેમને સમજાયું કે, શુદ્ધ એવું અદ્વય અને અસંગ બ્રહ્મ તો જગતનું કારણ કે અકારણ બની શકે નહીં, તેમજ તે વિરોધી ઉભય પણ બની ન શકે; કારણકે, એમ લેતાં તો સ્વભાવમાંજ વિરોધ થાય. તેમજ તે નિમિત્ત કે ઉપાદાન કારણ નથી, તેમ તે બેય પણ નથી. કારણ કે, અદ્વિતીય અને અસંગ એવા પરમાત્માનું પોતાનુંજ નિમિત્ત કે ઉપાદાન કારણત્વ સંભવે નહીં.જ્યાં કાર્ય જેવી દેખાતી કારણથી જૂદીજ બીજી કંઈ વસ્તુ હોય તોજ કાર્ય અને કારણનો સંઘાત સંભવે. પણ જ્યાં એકલો અદ્વિતીય બ્રહ્મજ હોય ત્યાં એવા કારણત્વ કે અકારણત્વનો સંભવ જ અશક્ય છે. આમ બ્રહ્મના સ્વભાવમાં તો કારણકાર્યત્વનો નિત્ય અસંભવજ છે. ત્યારે જગત્ની ઉત્પત્તિ તો અનુભવાય છે, તે શી રીતે ? જે આવી ઉત્પત્તિ અનુભવાય છે તે જો આમ અદ્વિતીય બ્રહ્મનું કાર્ય ના હોય તો અનુભવનારનો એ જરૂર, વિભ્રમજ હોવો જોઈએ. પણ એવો અનુભવનાર જીવાત્મા, દૃશ્ય ભોજ્ય, અને ઉપભોગ, એજ આ જગત્ છે. અને એ બધુંય તેથી દૃષ્ટાના વિભ્રમનુંજ પરિણામ હોવું જોઇએ. પણ એવા દેખાતા મિથ્યા સર્પને પણ રજ્જુનું અધિષ્ઠાન તો જોઈએજ. તેથી બ્રહ્મ જે સ્વભાવે નિર્વિકાર છે, તેનાજ અધિષ્ઠાનના ઉપર અને એનીજ માયાશક્તિથી આ ભ્રમાત્મક ભોક્તા, ભોજ્ય, અને ભોગાત્મક જગત્ની માયિક ઉત્પત્તિ થાય છે, એમ સત્ય પ્રકટ થાય છે. દેવ અધિષ્ઠાતા કારણ છે, અને તેની નિગૂઢ માયાશક્તિ તે આ દશ્યાત્મક જગત્નું આલંબન-ઉપાદાન અથવા સંઘાત કારણ છે. કાલના નિયમ માટે, જુવો ઈશા. ૮. જ્યોતિ.

(અદ્વીતિય રહ્યા છતાં) કાલ અને આત્મા(જીવ)ની સાથે સંયુક્ત બીજાં બંધાય (માયિક સંઘાતવાળાં) કારણોને (તેમનું) અધિષ્ઠાન (આશ્રય) થઇને નિયમી રહ્યો (દીઠો).

(૪) તે( શક્તિયુક્ત દેવ, સદ્-દેવતા )ને એક પરિ-

---

(૪) એક નેમિ, તે જગતરૂપી કાર્યની મર્યાદા આંકતી દેવની શક્તિ-માયા છે. તેના ઉપરની ત્રણ વાટો, તે છાંદોગ્યમાં કહેલા એવા સદ્-દેવતાની તેજ, જળ, અને પૃથિવી, રૂપી આત્માએ પ્રથમ કાઢેલી ત્રણ ગુણાત્મક વિશિષ્ટ પ્રકૃતિ છે. સોળ છેડા, તે પાંચ મહાભૂતો અને મન સાથેની અગિઆર ઈન્દ્રિયો. અથવા, પ્રશ્નોપનિષદ્‌ની સોળ કળાઓ. વિશ પ્રતિઆરા, તે દશ ઇન્દ્રિયો અને તેમના દશ વિષયો મળી વિશ આરાને સજડ કરનારી ફાચરો. છ અષ્ટકો, તે (૧) આઠ શરીરની ધાતુઓ: ત્વચા, ચામડી, માંસ, રૂધિર, મેદ-ચરબી, હાડકાં, મજ્જા અને વીર્ય. (૨) સિદ્ધાષ્ટકઃ અણિમાદિ સિદ્ધિયો. (૩) અભાવાષ્ટકઃ તેમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય, અનૈશ્વર્ય, (૪) દેવાષ્ટકઃ બ્રહ્મા, પ્રજાપતિ, દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, પિતૃ, પિશાચ. (૫) આત્મ ગુણાષ્ટક. (૬) ગુણાષ્ટકઃ દયા, ક્ષમા, અનસૂયા, શૌચ, શુદ્ધિ, અનાયાસ, મંગળ, અકાર્પણ્ય, અસ્પૃહા. એમ છ અષ્ટકો થયાં. પચાસ આરા તેઃ ૫ વિપર્યયો, ૨૮ અશકિતયો, ૯ તુષ્ટિયો-સંતોષો, ૮ સિદ્ધિયો. એમ બધાં મળીને ૫૦ આરા થયા. હવે પાંચ વિપર્યયોઃ તમો, મોહ, મહામોહ, તામિસ્ર, અન્ધતામિસ્ર. તેમાં તમ આઠ પ્રકારનોછે. તે પ્રકૃતિમાં "હું," 'મારૂં' એવા ભાવે આભાસ થવો તે છે. મોહ પણ આઠ પ્રકારનો છે. તે અણિમાદિ શકિતઓમાં થતો મોહ છે. દશ પ્રકારનો મહામોહ છે. તેના દશ પ્રકાર તે દૃષ્ટ અને અનુશ્રુતના ભેદે કરીને થાય છે. તામિસ્ર એટલે કામ્ય વસ્તુની અપ્રાપ્તિથી થતો ક્રોધ. તે અરાઢ પ્રકારનો છે, જેમાંના દશ મહામોહના વિષયોથી અને આઠ સિદ્ધિયોની અપ્રાપ્તિથી થાય છે. અંધતામિસ્ર પણ એવો અરાઢ પ્રકારનો છે. તેમાંના આઠ ઐશ્વર્યની, અને દશ ઈન્દ્રિયોના વિષયોની લોલુપતા, રહ્યા છતાં મૃત્યુ થાય ત્યારે 'હાય ! મને આ ન મળ્યું' એવા ભાવવાળો થાય છે. તેવા અરાઢ અંધતામિસ્રો થયા. આટલા વિપર્યયો.

ધવાળુ, (તેના ઉપર) ત્રણ વાટો વાળું, સોળ છેડાવાળું, વિશ પ્રતિઆરાઓથી, અને છ અષ્ટકોથી નુંધેલ પચાસ આરા વાળું, અનેક રૂપે એકજ દોરડી-સૂત્રવાળું, ત્રણ માર્ગે જનારૂં, એ કારણોથી સંમોહ કરનારૂં (બ્રહ્મચક્ર હોય તેમ ધ્યાનમાં તેમણે દીઠું). (૫) (અથવા) પાંચ સેરે વ્હેતા જળવાળી, પાંચ ઉંડી આંટીઓ-ભમરા ભરેલી યોનિ (ઝરા) વાળી, પાંચ પ્રાણો રૂપી તરંગવાળી, પાંચ બુધ્યાદિ મૂળ (કારણુ) વાળી, પાંચ વમળોવાળી, પાંચ દુઃખો રૂપી ઓઘના તણાટવાળી, પાંચ ક્લેશોના ભેદવાળી, પાંચ સંધીઓવાળી (કાર્યબ્રહ્મ રૂપી એ સદ્-દેવતા નદી હોય) એમ અમે ધાર્યું.

(૬) જ્યાં સુધી પોતાને અને (અધિષ્ઠાન રૂપે આ

---

અઠ્ઠાવીશ અશક્તિયોઃ તે અગિઆર ઇન્દ્રિયોની અશક્તિયોઃ જેવી કે મૂર્ખતા, મુગા, પાંગળા બ્હેરાપણું ઇત્યાદિ. અને ૯ તુષ્ટિ, અને ૮ સિદ્ધિયોનો વિપર્યય-ઉલટાપણું,મળી અશક્તિયો અઠ્ઠાવીશ થઇ. ૯ તુષ્ટિયો એ નવ પ્રકારના સંતોષો છે, જેવાકે પાંચ ઇન્દ્રિયોના વિષયોની પ્રાપ્તિથી થતા, અને ચાર બીજા તે પ્રકૃતિ, ઉપાદાન, કાળ, અને ભાગ્યની માન્યતાએ મોક્ષપ્રાપ્તિનો સંતોષ. કેટલાક પ્રકૃતિ એટલે કે કુદરતના જ્ઞાનથીજ મોક્ષ થાય છે એમ માનતાં તેમાંજ સંતોષ માને છે, ત્યારે તેઓ કુદરતનું ઉપાદાન-ગ્રહણુ અને આશ્રય કરવાથી મુક્તિ માનીને તેમાંજ સંતોષ લે છે. તો કેટલાક કાળ જતાં અવશ્ય મુક્તિ થશેજ એમ માનીને જ સંતુષ્ટ થાય છે. તો કેટલાક ભાગ્યનાજ ઉપર આધાર રાખીને બેસે છે. એમ નવ સંતોષો-તુષ્ટિઓ થઇ. આઠ સિદ્ધિઓ તો પ્રસિદ્ધજ છે. દોરડી તે સદ્દેવતાની કામનાત્મક સૂત્ર છે. ત્રણ માર્ગો તે જ્ઞાન અથવા દેવ-યાન, અજ્ઞાન અથવા પિતૃયાન, અને આત્મજ્ઞાન કે મોક્ષ છે. એ સંમોહનાં કારણો, તે પુણ્ય અને પાપ. આવો વિશાળ કાર્ય બ્રહ્મનો અનંત સંસાર છે, તે ચક્રની પેઠે પ્રભુની યોગમાયાથી અખંડ ફર્યા કરે છે.

(૬) હંસ માટે જુવો શ્વેતા. ૬. ૧૫. અને બૃહ. ૪. ૩. (૧૧ થા ૨૨) કૃપા માટે જુવો. કઠ. ૨. ૨૩; મું. ૩. ૨. ૩.

સર્વના) પ્રેરક(સદ્દેવતા)ને જૂદા સમજે છે, ત્યાં સુધી હંસ (પુરુષ-જીવભાવે થએલું જીવેશ્વરનું યુગલ-પક્ષી) સર્વના જીવન અને પ્રતિષ્ઠા (લય સ્થાન) રૂપ આ મહાન બ્રહ્મના ચક્રમાં ભમ્યા કરે છે. પછી તે(દેવ)ની કૃપાપાત્ર થતાં એ (હંસ) અમૃતત્વને પામે છે.

(૭) વેદોમાં ગાયું છે, કે એવું (કારણ) બ્રહ્મ તો પરમ (શ્રેષ્ઠ) છે, અને એમાંજ ( ભોક્તા, ભોજ્ય, અને ઉભયનો પ્રેરક એમ ) ત્રય-ત્રણનું જોડું ( તેખડું ) રહ્યું છે, જે (સર્વની) સુપ્રતિષ્ઠા છે, અને અક્ષર છે. બ્રહ્મવિદો આવા (જગત)ની અંદરના(પ્રેરક તત્વ-સદ્દેવ)ને ઓળખીને, તેને પરાયણ થતાં બ્રહ્મમાં લીન થઇ, જન્મના ફેરામાંથી મુક્ત થાય છે.

(૮) (અવ્યક્તાત્મન્, આ માયિક સૃષ્ટિમાં) ઇશ્વર (ભાવે થઇ) ક્ષર અને અક્ષર, વ્યક્ત અને અવ્યક્ત, એમ સંયુક્ત (જોડખે જ) થએલા આ વિશ્વને પાળે છે (ભરણ કરે છે), અને અનીશ ( ભાવે થતાં જીવ ) આત્મા ભોક્તૃભાવથી

---

(૭) અંદરનું એજ પરાત્મા છે. જુવો બ્ર. સૂ. ૧. ૧. ૨૦.

(૮) 'ભોક્તા'ના અર્થને માટે, જુવો કઠ. ૩. ૪. વળી જુવો બ્ર. સૂ. ૨. ૧. ૧૩ ની જ્યોતિ.

સંયુક્તનો અર્થ ભગવાન શંકર "परस्परसंयुक्त" એમ કરે છે. તેજ અન્યોન્યાશ્રયી અથવા જોડખેજ થતું, અને રહેતું એવું દ્વંદ્વ છે.

વળી જુવો વિષ્ણુ પુરાણ—" परमात्मनो मनुष्यस्य विभागो ऽ ज्ञान कल्पितः । क्षये तस्यात्मपरयोर्विभागाभाव एव हि " ॥ નિર્વિકાર કેવળ સદ્ અથવા બ્રહ્મદેવ જ્યાં શક્તિયે સંલગ્ન થતાં માયિક દર્શન-સૃષ્ટિ પ્રકટે છે, ત્યાં એવા અધિષ્ઠાન રૂપે રહેલા બ્રહ્મદેવતા છે, તેને અહી "આત્મા" કહ્યો છે. તેજ માયિક સૃષ્ટિમાં જીવેશ્વરના દ્વંદ્વમાં પ્રકટ થતાં ઇશ અને અનીશ બને છે. અને આ દ્વંદ્વમાં દેવનું જે ચિદાત્મક સ્વરૂપ છે તેજ ભોક્તા અને ફળનિયંતા રૂપે સંસારનાં પ્રેરક બને છે.

બંધાય છે. તે (બદ્ધઆત્મા) દેવ(સ્વરૂપ)ને ઓળખીને પછી બધા પાશોમાંથી મુક્ત થાય છે.

(૯) જ્ઞાની (ज्ञ) અને અજ્ઞાની (अज्ञ, એવા) બે અજ છે, (એક) ઈશ અને (બીજો) અનીશ છે; તેમજ એક અજા (માયા) છે, તે ભોક્તાના ભોગને અર્થે પ્રયોજાયલી (युक्ता) છે. અને જરૂર, (એક) વિશ્વરૂપ અનંત આત્મા (અધિષ્ઠાન રૂપે નિર્વિકાર) અકર્તા છે. આવા ત્રણેયને એમ (ઉપાધિએ ભિન્ન અને પરમાર્થતાએ એકજ) સમજે, ત્યારે એવો એ (જ્ઞાની) બ્રહ્મ (રૂપે થાય) છે.

(૧૦) ક્ષર (નાશવાન) તે પ્રધાન (દેવની માયા શક્તિ)

---

(૯) અવ્યક્ત માયા-'અજા'ના પ્રયોજન માટે, જુવો. બ્ર. સૂ. ૧. ૪. ૩. ઈશના જ્ઞાનનું સ્પષ્ટીકરણ શ્વેતા. ૫. ૬.માં કર્યું છે, તે જુવો. 'અનંત'નું લક્ષણ જુવો સર્વસારોપનિષદ્(૧. ૪.)માં. પરમાત્મા જ ભોગની અપેક્ષાએ 'જીવ',અને જીવના કર્મના ફળની અપેક્ષાએ 'ઈશ્વર' છે. એ બેય ભાવાત્મક વિકારોજ છે. માયાનાં અનેક નામો વેદાન્તમાં કેવાય છે. તેનેજ અવ્યાકૃત, આકાશ, પરમ વ્યોમ, માયા, પ્રકૃતિ, શક્તિ, તમસ્, અવિદ્યા, છાયા, અનૃત, અવ્યક્તાદિ શબ્દો વડે પ્રસંગાનુસાર ઓળખાય છે. તેનુંજ નામ અહીં અજા, એટલેકે જન્મ અથવા જેનું મૂળ પકડાતું નથી એવી છે તે માયા. અજનો પણ એજ અર્થ છે. જુવો શંકરઃ " ज्ञ ईश्वरो ऽज्ञो जीवस्तावजौ जन्मादिरहितौ । ब्रह्मणः एवाविकृतस्य जीवेश्वरात्मानौ अवस्थानात् । तथा च श्रुतिः । જ્ઞાની અને અજ્ઞાની, ઈશ અને અનીશ; એ બેયમાં જીવભાવ હોવાથી એમનું એક જોડખું છે, તેમના પ્રયોજનેજ યોજેલી એક અજા માયા છે. એમ એ બે ચૈતન્યવિકારો થયા, અને આ બન્નેયનું અધિષ્ઠાન રૂપ નિર્વિકાર એક અકર્તા, અનંત આત્મા એ સ્વશક્તિએ ઉભયનું પ્રેરક છે. આમ ત્રય-તેખડું-ત્રણનું જોડું એજ મહદ્ બ્રહ્મ. જુવો બ્ર. સૂ. ૨. ૩. ૪૦. અને નારા. ૧. ૨. ૧૨.

(૧૦) ક્ષરમાં માયા અને અવિદ્યાત્મક તેનાં કાર્ય આવી જાયછે. જ્ઞાની અને અજ્ઞાની એ અવિદ્યાએ પ્રકટતા જીવેશ્વરની અવસ્થાના જ

છે, અને અમૃત અને અક્ષર એવો હર (દેવ) છે. એકલો એ દેવજ તે ક્ષર(પ્રધાન) અને (જીવ)આત્મા એવા બેયને વશ વર્તાવે છે. તેનું ધ્યાન કરતાં, તેનો યોગ સાધતાં, તેના રૂપ થતાં છેવટે (પ્રારબ્ધ કર્મોને અંતે) સદાને માટે બધીય માયા(**विश्वमाया**) માંથી છૂટાય છે. (૧૧) દેવને ઓળખીને બધાંય બંધનો છુટેછે, ક્લેશો ક્ષીણ થતાં જન્મ મૃત્યુ ટળી જાય છે. તેના ધ્યાનથી દેહ છુટતાં વિશ્વના ઐશ્વર્ય વાળી ત્રિજી અવસ્થા(સુષુપ્તિ રૂપ પ્રજ્ઞાવસ્થા–બ્રહ્મલોક)ને પામીને (પછી) કેવળ (અદ્વિતીય) થઈ આપ્તકામ (થવાય) છે. (૧૨) આનેજ સદા આત્મસ્થાને

---

ભેદો છે. અને જે નિશ્ચળ તત્વની અવસ્થાઓની તે એવી કલ્પના છે, તેજ સત્ય વસ્તુ એ દેવ છે. તેથી અવિદ્યાની આવી અવસ્થાઓજ માયાની સાથે ક્ષર ગણાય છે. અજ્ઞાન અવસ્થાની અપેક્ષાએજ થતી જ્ઞાનાવસ્થા તે સોપાધિક ઇશ્વરની અવસ્થા છે. તે પણ અવિદ્યાત્મકજ હોઇ પ્રાજ્ઞ જીવભાવ વાળીજ છે. એટલે અવિદ્યાની સાથે ઇશ્વરનું એવું સર્વજ્ઞત્વ પણ ક્ષરજ છે. આમ જે અજા–માયા અને તેનું કાર્ય સર્વજ્ઞત્વ તેમજ અસર્વજ્ઞત્વ, જે ઇશાનીશની અવસ્થાઓ છે, તે પણ ક્ષર છે. તેમના અધિષ્ઠાન રૂપે જે દેવ કેવળ નિશ્ચળ સદ્રુપ બ્રહ્મ છે, તેજ ઉભયની પ્રતિષ્ઠા છે, એજ પરમાત્મા છે, અને તેનુંજ ધ્યાન કરતાં માયામાંથી છુટાય છે. આવો એકલો અદ્વિતીય દેવ જે વિકારની ઉપાધિ રહિત છે, તેજ અક્ષર, અમર, અજ છે. બીજું બધુંય ક્ષર–નાશવાન છે. કારણકે બીજું બધુંય વિકારાત્મક માયિક કાર્ય જ છે. પરમ કારણ તો આવો સર્વ કાર્યોમાં અધિષ્ઠિત એકલો–અદ્વિતીય દેવજ છે, તેજ તેથી પરમાત્મા છે. જુવો બ્ર. સૂ. ૩. ૨. ૫. સર. ગી. ૭. (૪,૭.)

(૧૧) બ્રહ્મના ધ્યાન વાળી ઉપાસનાથી બ્રહ્મલોકની ત્રિજી વિરાડવસ્થા–વિશ્વરૂપીને પમાય છે. ત્યાંથી જ્ઞાન પ્રાપ્ત થતાં આગળ કૈવલ્યને પમાય છે, એમ બૃહદારણ્યમાં કહ્યું છે. જુવો બૃ. ૪. ૪. બ્રા. વળી જુવો. બ્ર. સૂ. ૪. ૩. ૧૦; અને ૪. ૪. ૨૨.

(૧૨) અવિદ્યાકૃત ઉપાધિઓ કાઢી નાખતાં જે ત્રિજુ પ્રેરક નિરૂપાધિસ્થ તત્વ છે, તેજ બ્રહ્મ–આત્મા છે. જુવો. ગી. ૭. ૨૯.

(આત્મા રૂપે) જાણવો, કારણકે આનાથી ઉપરનું જાણી શકાય એવું બીજું કાંઈજ નથી. ભોક્તા, ભોગ્ય, અને પ્રેરક(અંતર્યામી)-ને વિચારી જોતાં, આ ત્રણે પ્રકારનું સર્વ બ્રહ્મ કહેવાય છે.

(૧૩) જેમ યોનિ (કારણ રૂપ હેઠળની અરણી)માં રહેલા અગ્નિનું (મૂર્ત) સ્વરૂપ દેખાતું નથી, તેમજ તેના (અમૂર્ત) લિંગ—સૂક્ષ્મ સ્વરૂપનો નાશ (અભાવ) પણ નથી, (અને) તે જેમ વારંવાર મંથન કરનારી ઉપરની અરણીથી(મંથન કરતાં) પ્રકટ જણાય છે, તેમજ (મંથન પૂર્વે અદૃશ્ય, અને પછીથી દૃશ્ય એવા)બેય પ્રકારે આત્મા દેહમાં પ્રણવ રૂપી ૐકારે પકડાય છે. (૧૪) પોતાના દેહને તળેની અરણી અને પ્રણવને ઉપરની (મંથન કરવાની) અરણી કરીને, ધ્યાનસ્થ રહી મંથન(શોધન) ના અભ્યાસ વડે (અરણીમાં) સંતાયલા અગ્નિ જેવા (જ્યોતિ રૂપ) દેવને જોઇ શકાય છે. (૧૫) તલમાંનું તેલ, દહીં-માંનું માખણ, પૃથ્વીમાંની ઉંડી સેરોમાંનું જળ, અને અરણીઓમાંની અગ્નિ(મંથનથીજ) પકડાય છે, તેજ પ્રમાણે જે પુરૂષ સત્ય અને તપશ્ચર્યાથી શોધી રહે છે તેને એ પરમાત્મા પોતાના આત્મામાં જ જડે છે. (૧૬) દહીંમાં માખણની પેઠે રહેલા સર્વવ્યાપક, અને આત્મવિદ્યા અને તપશ્ચર્યામાં (જેને પકડવાનું) મૂળ (સાધન) છે એવા આત્માને (બ્રહ્મવિદો શોધે છે), તેજ ઉપનિષદ્‌નું પર બ્રહ્મ છે.

---

અજ્ઞાન છે ત્યાં સુધી જીવભાવે કર્તા-ભોક્તા, અને જ્ઞાની થતાં ઇશ્વર ભાવે બ્રહ્મલોકમાં નિયંતા, અને માયાની ઉપાધિનાય સંગ રહિત થતાં અસંગભાવે એજ પુરૂષ સત્, અક્ષર, પરમાત્મા છે. આમ નિર્વિકાર અને અજ પરમાત્મા કેવળ ચૈતન્ય સ્વરૂપ છતાં, જ્ઞાન અને અજ્ઞાનની ઉપાધિઓએજ 'ઇશ્વર' અને 'જીવ' ભાવે માયા શકિતથી વિભિન્ન દેખાય છે, પરંતુ વસ્તુતાએ તો તે અજ પરમાત્મા સદા નિશ્ચળજ રહે છે.

# અધ્યાય બીજો.

(૧) પ્રથમ (અમારા) મનને (અને પછી) સર્વે ઇન્દ્રિય-જ્ઞાનોને તત્વની પ્રાપ્તિને અર્થે (ધ્યાન યોગમાં) જોડતાં-યોજતાં, સવિતા દેવ અગ્નિની જ્યોતિ(રૂપી બ્રહ્મજ્ઞાન)ને પ્રકટ કરીને (**निचाय्य**, તેને) પૃથિવી (રૂપી અમારા બુદ્ધિ સત્વ)માં ભરો–ઉતારો. (૨) સવિતાની અનુજ્ઞા–કૃપામાં રહી યુક્ત (યોગારૂઢ) મન વડે અમે સ્વર્ગ(બ્રહ્મલોક)ની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરી શકીએ. (૩) સવિતા દેવ અમારા મનને (પરમાત્મામાં) જોડયા પછી, ઇન્દ્રિય દેવોને સ્વર્ગ (બ્રહ્મસુખ)માં જતા અને સત્ય દર્શનથી દિવ્ય બ્રહ્મ જ્યોતિ (રૂપ આત્મજ્ઞાન)ને પ્રકટ કરતા કરો. (૪) જે વિપ્રો મનને યોગમાં જોડે છે, અને ઇન્દ્રિય જ્ઞાનોને (પણ) યોગમાં જોડે છે, તેમની આ સર્વ વ્યાપક મહાન (અને) સર્વજ્ઞ દેવ સવિતાની મહિમાવાળી એવી સ્તુતિ છે કે, "તમે પ્રજ્ઞાવિદ્

---

આ અધ્યાયમાં બ્રહ્મજ્ઞાનના સાધનરૂપી ધ્યાનયોગનું સ્વરૂપ સમજાવીને તેની પ્રક્રિયાનો શ્રુતિ ટુંકો બોધ કરે છે.

(૧) સર. તૈ. સં. ૪. ૧. ૧. ૧. ૧. સત. બ્રા. ૬. ૩. ૧૨. સવિતા દેવ તે મહદાત્મા કે ઇશ્વરને સ્થાને અહીં વપરાયો છે. એજ શક્તિયુક્ત વ્યક્ત હિરણ્યગર્ભ અથવા સદ્દેવતા છે. આ અને પછીના ઘણા ખરા મંત્રો સંહિતામાંથીજ લીધેલા દેખાય છે. પ્રથમના આ પાંચેય મંત્રો શુક્લ યજુર્વેદ સંહિતામાંથી લીધા છે. બ્રહ્મજ્ઞાન તે કાર્ય કારણના ધારક ઇશ્વરની કૃપાનુંજ ફળ છે, તેથી બુદ્ધિમાં બ્રહ્મજ્ઞાનની જ્યોતિ ઉતારવા અહીં મહદ્‌ની પ્રાર્થના કરી છે. આને બૃહ. ૬. ૩. ૬. ની ગાયત્રિ સાથે સરખાવો.

(૨) જુવો તૈ. સં. ૪. ૧. ૧. ૧. ૩. વાજ. સં. ૧૧. ૨.

(૩) જુવો તૈ. સં. ૪. ૧. ૧. ૧. ૨. વા. સં. ૧૧. ૩.

(૪) જુવો તૈ. સં. ૪. ૧. ૧. ૧. ૪; ૧. ૨. ૧૩. ૧. ૧. વાજ. સં. ૫. ૧૪. ઋગ્વેદ. ૫. ૮. ૧.

(સાક્ષી રૂપે) એકલાજ (અમારાં) હોમાદિ કર્મોને ધારી રહો છો. " (૫) તમો બન્ને(મન અને ઇન્દ્રિયોના દેવો)ની પૂર્વના (એવા સનાતન કારણરૂપ) બ્રહ્મને નમસ્કારોથી હું પૂજું છું. (મારી આ) પ્રાર્થનાઓ (મને) સન્માર્ગે (દેવયાને) લઇ જાઓ. અમૃત(એવા હિરણ્યગર્ભ)ના જે પુત્રો (દેવતાઓ) દિવ્ય ધામો(લોકો)ના અધિષ્ઠાતા છો, તે બધાય આ (મારી પ્રાર્થનાને) સાંભળો.

(૬) જ્યાં (મૂળાધાન ચક્રમાં) અગ્નિનું (પ્રાણાયામ વખતે) મંથન થાય છે, જ્યાં (પ્રવર્ગ્યમાં) વાયુ રૂંધાય છે, અને જ્યાં સોમ (જ્યોતિ-જ્ઞાન) ખીલી ઉઠે છે, ત્યાં (શુદ્ધ સત્વમાંજ) મન જન્મે છે (યોગને પામે છે). (૭) સવિતા, જે (જગત્‌ના) પ્રસવનાર (હેતુ) છે, તેમની (સ્તુતિ) સાથે સનાતન એવા બ્રહ્મનું સેવન કરવું જોઈએ, અને ત્યાં (એવા બ્રહ્મમાં) યોનિ-પ્રતિષ્ઠા કરવી. કારણ કે, (તેમ થતાંજ) તારૂં પૂર્વ (પૂર્વે કરેલું કર્મ) બંધનમાં નાખે નહીં.

(૮) ત્રણ (છાતી, ગ્રીવા, અને શિર એવાં) અંગોવાળા શરીરને સિદ્ધી લાટીમાં એક સરખું અને ટટાર કરીને, અને ઇન્દ્રિયોને મનવડે હૃદયમાં સંયમી રાખીને બ્રહ્મવિદ્વો બ્રહ્મ (પ્રણવ-ૐ) રૂપી નાવડે ભયંકર એવી બધીય (સંસરણ વાળી) નદીઓને તરી જાય છે. (૯) પ્રાણોને રૂંધી (प्रपोड्य) સર્વે ચેષ્ટાનું સંયમન કરનારા વિદ્વાને ધીરા પ્રાણે નાસિકાની અંદર શ્વાસ લેવો; (અને) તોફાની ઘોડે જોડેલા રથની પેઠે, મનને સાવધ રહી સ્થિર ધારી રાખવું. (૧૦) સપાટ, ચોખ્ખા, કાંકરા વગરના, ગરમ નહીં એવા, રેત વગરના તેમજ શબ્દથી વ્યાકુળ નહીં, અને ભેજ વગરના, એવા ઉપદ્રવો

---

(૫) જુવો તૈ. સં. ૪. ૧. ૧. ૨. ૧. ઋક્. ૧૦. ૧૩. ૧. વાજ. સં. ૧૧. ૫; અથર્વવેદ. ૧૮. ૩. ૩૯.

રહિત, (એટલે કે) મનને અનુકૂળ અને રમણિય પણ આંખને પીડે નહીં એવા ગુહા જેવા, (અને) વાયુથી પીડાય નહી એવા સ્થાનમાં રહી (ચિત્તનો) યોગ સાધવો.

(૧૧) બ્રહ્મની અભિવ્યક્તિ (પ્રતીતિ) કરાવનારાં યોગ ક્રિયામાં પ્રથમ દેખાનારાં રૂપો (આભાસો) આવાં હોય છેઃ ઝાકળ, ધુમાડો, સૂર્ય, વાયુ, અગ્નિ, ખદ્યોત, વિદ્યુત્, સ્ફટિક, શશિ. (૧૨) (પછી) પૃથ્વી, જળ, તેજ, વાયુ (અને) આકાશ એવાં (પાંચ તત્વો) પ્રકટી ઉઠ્યાં એટલે પંચાત્મક યોગગુણ સધાય છે. (એવું) યોગાગ્નિમય શરીર જેને પ્રાપ્ત થાય છે, તેને રોગ થતો નથી, એને જરા, કે મૃત્યુ અડકતાં નથી,

(૧૩) (જ્યારે શરીરમાં) લઘુતા, (હળવાપણું, અને) આરોગ્ય, (મનમાં) અલોલુપતા (નિશ્ચળતા), વર્ણમાં (સ્વરૂપમાં) લાવણ્ય, સ્વર(વાણી)માં આનંદજનક માધુર્ય આવે, (અને) શ્વાસ પ્રિય થાય, મૂત્રપુરીષ અલ્પ થાય, (ત્યારે) તેને પહેલી યોગ પ્રવૃત્તિ કહેવાય છે.

(૧૪) જેમ છાણમાટીના લેપનવાળુ (મલીન) સોનાનું બિંબ (ચકતુ, તપાવ્યા પછી ધોઇને) ચોખ્ખું કરતાં તેજોમય ભાસે છે, તેજ પ્રમાણે આત્મતત્વને સંપૂર્ણ ઓળખીને દેહી (જીવાત્મા) એક (અદ્વિતીય), અને કૃતાર્થ થઈ શોક રહિત થાય છે. (૧૫) જ્યારે યોગારૂઢ (યોગી) બ્રહ્મતત્વને દીવાની જ્યોતના જેવો પોતાનો આત્મા કરીને (તે રૂપે) જુવે–અનુભવે, ત્યારે તે અજ, નિશ્ચળ, અને બધાંય તત્વોથી વિશુદ્ધ (અસંગ) એવા દેવને ઓળખીને–અનુભવીને, બધાય પાશોમાંથી મુક્ત થાય છે. (૧૬) એજ દેવ બધીય દિશાઓમાં ભરેલો છે,

---

(૧૩) સર. યો. સૂ. ૩. ૪૨. જ્યોતિ.

(૧૬) જુવો તૈ. આ. ૧૦. ૧. ૩; વાજ. સં. ૩૨. ૪.

એજ (ઇશ્વર) સૌથી પ્રથમ જન્મેલો છે, એજ (પ્રથમજન્મ પ્રાણુરૂપે બ્રહ્માણ્ડના) ગર્ભની અંદર રહ્યો છે, એજ (આ સર્વ દૃશ્યમાં વિવૃત્ત થઇને) જન્મેલો છે, અને (કારણુના કાર્યરૂપે) જન્મનારો (પણુ) એજ છે. સર્વે જનોને પ્રત્યક્ષ થતો ('હું' એવી વ્યક્તિ રૂપે) સર્વત્ર એજ ઉભો થાય છે ( વિરાટ, અને અધ્યાત્મરૂપે એજ છે). (૧૭) જે દેવ અગ્નિમાં છે, જે જળમાં છે, જે આખા વિશ્વમાં(જગત્મંડળમાં)પેશીને વસી રહ્યો છે, જે ઓષધિઓમાં છે, જે વનસ્પતિઓમાં છે, તેવા દેવને વારંવાર નમસ્કાર હો.

## અધ્યાય ત્રિજો

(૧) જરૂર, જે એકલો (સ્વભાવે અદ્વિતીય છતાં), માયા વાળો (जालवान थइने) આ સર્વ લોકોને (પોતાની) શક્તિઓથી (અધિષ્ઠાનરૂપે) નિયમી રહ્યો છે, (અને) જે (જગત્‌ની) ઉત્પત્તિમાં, અને (संभवे-"સ્વ"ભાવમાં) લયમાં એકલો (અદ્વિતીય) જ રહે છે, એવાને ઓળખે તેઓ અમર થાય છે.

(૧૭) હીકલના "મોનીઝમ"નો રણુકો અહીં અત્યંત સ્પષ્ટ સંભળાય છે.

આ અધ્યાયમાં શ્રુતિ શકિતયુકત વ્યકત બ્રહ્મ જે માયિક સૃષ્ટિને વિસ્તારેછે તેનો તેના "સ્વ"રૂપાત્મક અવ્યકત પર બ્રહ્મથી વિવેક કરી બતાવે છે. અને એવા પરબ્રહ્મને ઓળખીનેજ બ્રહ્મવિદો અમરત્વને પામે છે એવો ઉપદેશ કરે છે. વ્યકત-કાર્યાત્મક બ્રહ્મના સેવનથી તો લોકાન્તર પ્રાપ્તિજ થાય છે, એમ બૃહ, છાંદોગ્યાદિમાં શ્રુતિએ વારંવાર પ્રકટ કર્યું છે.

(૧) સર. શ્વેતા. ૪. ૧. ત્યાં "શકિતના યોગથી" ઇશ્વરને રૂપો ઘડતો બતાવ્યો છે.

(૨) જરૂર, જે આ લોકોને પોતાની શક્તિઓ વડે વશ વર્તાવે છે–નિયમે છે, તે રૂદ્ર (દેવ) એકલોજ છે; તે દ્વિતીય (જેનાથી બીજું એવું કોઇ છે એવો) નથી એમજ (બ્રહ્મવિદો) માને છે. (તે દેવ માયાએ) જનોને પ્રત્યક્ષ થતો ("અહં" એવા ભાવે) ઉભો થાય છે, અને તેજ વિશ્વોને કાઢીને (સૃજીને), (અને તેમને) પાળીને, અંતકાળે ('સ્વ'ભાવમાં) સંકોચી લેછે. (૩) બધેય (**विश्वतः**) ચક્ષુવાળો, વળી બધેય મુખવાળો, બધેય બાહુવાળો, અને બધેય પાદવાળો, નાશવાન પંચભૂતો વડે (**संपतत्रैः**) દ્યો-પૃથિવીને (બધાય લોકને) ઉત્પન્ન કરતો, એ એકલો(અદ્વિતીય)જ દેવ બે બાહુઓ(રૂપી પોતાની માયા શકિતઓ)થી (સંસારને) ઘડે છે.

(૪) જે દેવોનું ઉત્પત્તિ, (સ્થિતિ,) અને પ્રલયનું સ્થાન

---

(૨) રૂદ્ર, એટલે દુઃખને વિદારનાર, અથવા અવિદ્યારૂપી અજ્ઞાન જન્ય સંસારને ટાળનાર દેવ. બ્રહ્મ સ્વરૂપે અદ્વિતીય અને તેથી નિર્વિકાર એવો રહ્યા છતાં, એની માયાથી જાણે એ જીવેશ્વરના દ્વંદ્વરૂપે પ્રકટ થઈ જગત્ ચક્રને ફેરવતો દેખાય છે, તે આ (૨–૩) મંત્રોમાં શ્રુતિ બતાવે છે.

(૩) સર૦ ઋગ્વેદ. ૧૦. ૮૧. ૩; વાજ. સં. ૧૭. ૧૯; અથર્વ ૧૩. ૨. ૨૬. તૈ. સં. ૪. ૬. ૨. ૪. બે "બાહુઓ" તે એની 'જીવભાવ' અને 'ઇશ્વરભાવ' રૂપી સંસારને–જગતને ઉત્પન્ન કરતી બે કર્માત્મક નિત્યયુક્ત શકિતયો છે. જુવો. શ્વેતા. ૪. (૬–૭); અને શ્વેતા. ૫. (૧–૨).

(૪) આ (૪ થી ૬) મંત્રોમાં આવા અદ્ભુત શક્તિવાળા દેવની સ્તુતિ કરતી શ્રુતિ ધ્યાનના આરંભની વિધિ સૂચવે છે. 'હિરણ્યગર્ભ' રૂપી પ્રથમના કાર્યને સમજાવતાં શંકરાનંદ કહે છે કે "જ્ઞાન ક્રિયા અને શક્તિઆત્મક અત્યંત સૂક્ષ્મ, (અને) ચૈતન્યે આધિષ્ઠિત એવી પહેલી (દેવની) કૃતિ તે "હિરણ્યગર્ભ" કહેવાય છે. જુવો. શ્વેતા. ૫. ૨. અને ૪. ૧૨; ૫. ૧૦.

છે, જે વિશ્વનો અધિપતિ છે, જે રૂદ્ર (અવિદ્યાનો હણનાર) છે, (અને) જે સર્વજ્ઞ (**મહર્ષિ**) છે, અને વળી જેણે (સૌથી) પ્રથમ હિરણ્યગર્ભને સ્રજ્યો(કાઢ્યો)છે, તે દેવ અમને શુભ (બ્રહ્મજ્ઞાનાત્મક) બુદ્ધિવાળા કરો. (૫) હે રૂદ્ર ! જે તમારી સુખદ, શિતળ, અને પુણ્યને પ્રકાશનારી તનૂ (રૂપી શક્તિ) છે તે પૂર્ણ આનંદદાયી શક્તિ(**તનૂ**)થી, હે ગિરિ જેવડા (અનંત) સુખને આપનારા (**ગિરિશંત**) દેવ ! અમારા શરીર ભણી (કૃપાથી) નિહાળો. (૬) હે અનંત સુખને આપનાર ! જે (માયાશક્તિ રૂપી) બાણ (સંહારાર્થે) ફેંકવા તમે હાથમાં લીધું છે, તેને હે ગિરિત્ર ! સુખદ કરો; તે આ જગત્ (ચલિત બ્રહ્માંડરૂપી વ્યક્ત) પુરૂષને હણો નહીં.

---

(૫) વા. સં. ૧૬. ૨. તૈ. સં. ૪. ૫. ૧. ૧.

અહીં 'ગિરિશંત' એ રુદ્રનું નામ છે. રુદ્ર એટલે અજ્ઞાન અથવા અવિદ્યાજનિત જગતના ભ્રમને વિદારનાર પરમાત્મા. એ મન અને બુદ્ધિની પાર રહ્યા છે, અને શ્રુતિ એને 'નેતિ નેતિ' કહીને વર્ણવે છે. અને એજ પરમ આનંદ અને સુખનું ધામ છે એમ પણ શ્રુતિ વારંવાર કહે છે. એને 'ગિરિશંત' કહેવાનું કારણ કે એ અત્યંત સુખને આપનાર છે. એની પ્રાપ્તિ તે નિરવધિ સુખ અને આનંદને આપનારી થાય છે. 'ગિરિ'શબ્દના વિસ્તારે અને ટોચે પહોચવું અતિ દુર્લભ છે તેથી એ ગુણોનો વાચક થાય છે, એક તો નિરવધિ અત્યંતતા, અને બીજો અગમ્યતા, આમાંનો પહેલો ગુણ "ગિરિશંત"માં વાપર્યો છે, અને બીજો ગુણ 'ગિરિત્ર'માં વાપરીને શ્રુતિએ ગિરિના એ બન્ને અર્થ પ્રકટ કર્યા છે.

(૬) વાજ. સં. ૧૬. ૩; તૈ. સં. ૪. ૫. ૧. ૧. 'ગિરિત્ર', એટલે અગમ્ય. એવી માયાના ગૂઢ-ઉંડા પ્રદેશમાં રહ્યા છતાં આ દશ્ય જગતને અધિષ્ટાનરૂપે રહી તેને પાળે છે, તે પરમાત્મા. આવો જગત્ પુરૂષ તે સ્થૂળ દષ્ટિએ બાહ્ય દશ્યાત્મક બ્રહ્માંડ પુરૂષ, અથવા વિરાટ પુરૂષ છે. આને સર. શ્વેતા. ૪. ૨૨. સાથે. ત્યાં જગત્પુરૂષને નહીં હણવાનો અર્થ સ્પષ્ટ સમજાય છે.

(૭) એ(જગત-પુરૂષ)નાથી પર (ઉપરનું કારણ) બ્રહ્મ (વ્યક્ત મહદાત્મા) છે, તેથી પર (ઉપરનું) અત્યંત બૃહત્-મોટું (અવ્યક્ત ચિદ્રુપ સદ્) છે, જે શરીરાનુસાર સર્વે ભૂતોમાં (અધિષ્ઠાન થઈ) રહેલું છે. (એવું) જે આખા વિશ્વને વ્યાપીને (ચિદ્રુપ સત) રહ્યું છે, અને (તેમ કરીને તેને) વશ વર્તાવી રહ્યું છે, તેનેજ ઓળખીને (બ્રહ્મવિદો) અમર થાય છે.

(૮) એવા એ મહાન સૂર્યના જેવી જ્યોતિવાળા, અને તમસ(અવિદ્યા)ની પાર રહેલા 'પુરૂષ'ને હું ઓળખું છું. એનેજ ઓળખવાથી મૃત્યુની પાર જવાય છે. (ત્યાં) જવાનો બીજો માર્ગ-પંથ દેખાતોજ નથી. (૯) જેનાથી ઉપરનું બીજું કશુંય નથી, જેનાથી વધારે સૂક્ષ્મ બીજું કશુંય નથી, જેનાથી વધારે મોટું એવું બીજું કશુંય નથી, (અને) જે એકલો (અદ્વિતીય) વૃક્ષની પેઠે 'સ્વ'પ્રકાશમાં સ્થિર થઇ રહ્યો છે, એવા (પરમ) પુરૂષથી આ બધું (જગત્) પૂરાઈ-ભરાઇ રહ્યું

---

(૭) જુવો. છાં. ૬. ૨. (૧. ૨.) આવા બાહ્ય દૃશ્યાત્મક બ્રહ્માણ્ડ પુરૂષથી ઉપરનો છે તે બ્રહ્માંડની અંદર પ્રવેશ કરીને જીવભાવે તેને ચલાવી રહેલો શક્તિયુક્ત ઇશ્વર, અથવા મહદાત્મન્ છે. અને તેવા મહત્-સદ્દેવતાનું ય જે અધિષ્ટાનાત્મક કેવળ ચિદ્ માત્ર અવ્યક્ત સદ્ છે, તે જ પરમ તત્વ છે, તે જ સ્વયંપ્રકાશ દેવ છે. વળી સર કઠો. ૩ અને ૪. વલ્લીઓ.

(૮) વા. સં. ૩૦. ૧૮. તૈ. આ. ૩. ૧૨. ૭; ૩. ૧૩. ૧. એને જાણ્યાથીજ મૃત્યુની પાર જવાય છે, એના સિવાય બીજો માર્ગ નથી, એને માટે જુવો શ્વેતા. ૪. ( ૧૪. ૨૦ ) શ્વેતા. ૬. ૧૫; ૬. ૨૦.

(૯) "પુરૂષ" એટલે શરીર રૂપી માયાના પુરમાં તેને વ્યાપીને અથવા પૂરીને તેવે રૂપે પ્રકાશી રહ્યો છે તે સદ્-દેવ. જુવો કઠો. ૩. ( ૧૦ થી ૧૩ ).

છે. (૧૦) એ(જગત્પુરૂષ)નાથી જે ઉપરનું (મહદ્) અને તેથીય ઉપરનું (અવ્યક્ત–સદ્) છે, તે અરૂપ (વિકાર રહિત) અને અનામય (અવિદ્યાત્મક દુ:ખ રહિત) છે. જે કોઈ એવાને ઓળખે છે, તેજ અમર થાય છે; અને બીજા (એને નહીં ઓળખનારા) દુ:ખનેજ પામે છે.

(૧૧) સર્વે મુખ, શિર, (અને) ગિરાઓ વાળો, (એટલે સર્વે પ્રાણીનાં મુખાદિ એનાંજ મુખાદિ છે એવો,) અને સર્વ ભૂત માત્રની હૃદયગુહાની અંદર રહેનારો (સૂનારો), સર્વવ્યાપી, એવો એજ ભગવાન (ઈશ્વર) છે. તેથી એ સર્વગત (સર્વરૂપ) અને શિવ–સુખ રૂપ (કહેવાય) છે. (૧૨) એ મહાન્ પ્રભુ (ઇશ્વર) છે, પ્રપૂર્ણ (पुरूष) છે, અને સત્વ(પ્રકૃતિ)નો પ્રવર્તક (પ્રેરક) છે. (એજ) આ નિર્મળ('સ્વ'રૂપાવસ્થા)ની પ્રાપ્તિનો (આપનાર–નિયમનાર) ઇશ્વર છે. એજ જ્યોતિરૂપ, (જ્ઞાન સ્વરૂપ, અને) અવ્યય (નિશ્ચળ) છે.

(૧૩) અંગુઠાના પ્રમાણ જેવડો એ પુરૂષ અંતરાત્મા રૂપે સદાય જનોના હૃદયમાં વસી રહ્યો છે. એ (मनीषी) ચિદાત્મા ('જ્ઞ'રૂપે) હૃદયદ્વારા, (અને વિજ્ઞાનરૂપે) મનદ્વારા

---

(૧૦) એનાથી, એટલે મંત્ર ૭ માં જણાવેલા જગત-પુરૂષનાથી, જે ઉત્તરોતર એટલે પરાતપર, અથવા જગત્ પુરૂષથી પર જે મહદાત્મન્ છે, અને તેથી પર જે અધિષ્ઠાનાત્મક અવ્યક્ત સદ્ તે પરમ પુરૂષ માયાની પારનો છે, તેથી તે સદ્રુપ અને અનામય છે. એનેજ ઓળખીને તદ્રુપે થતાં અમર થવાય છે. ઇશ્વરને માટે 'ભગવાન્' એવો શબ્દ અહીં જ પહેલો વપરાયો છે, તેમજ 'રૂદ્ર', 'શિવ' એવા શબ્દો પણ વપરાયા છે.

(૧૩) સર૦ તૈ. આ. ૧૦. ૭૧. બૃહ. ૪. ૩. ૭. કઠ. ૪. (૧૨. ૧૩). વળી સર. કૌષી. ૩. (૩, ૯); શ્વેતા. ૪. ૧૭. અંગુઠાનું જે પ્રમાણ બતાવ્યું છે, તે તો માત્ર ઉપાસનાની અપેક્ષાએજ છે. જુવો. બ્ર. સૂ. ૧. ૨. ૭.

(શરીરમાં) પ્રકટ થાય છે. એમ જે એને ઓળખે તેજ અમર થાય છે. (૧૪) એ પુરૂષ હજારો મુસ્તક વાળો, હજારો ચક્ષુવાળો, હજારો પગવાળો છે. એવો એ બધીય બાજુએથી ભૂમિને (ભૂત માત્રને) છાવરીને તેનીય દશ આંગળ પાર ઠરી રહ્યો છે.

(૧૫) આવું આ (દૃશ્ય જગત્ ) જે થએલું કે થવાનું છે, (અને) જે કાંઇ (તેની ભોગેચ્છા રૂપી) અન્ન(બીજ)થી ઉગી ઉઠે છે, તે સર્વ એ પુરૂષ જ છે. વળી એ અમૃતત્વનો ઈશ (નિયમનાર) છે. (૧૬) એ સર્વત્ર હાથપગવાળું, સર્વત્ર આંખો, શિર, (અને) મુખવાળું, તેમજ સર્વત્ર કાનવાળું (મહદાત્મન્), આ લોકમાં (જે કાંઈ છે તે) સર્વને છાવરીને –વ્યાપીને ઠરી રહ્યું છે.

(૧૭) એ બધીય ઇન્દ્રિયોના ગુણોનું પ્રકાશક (છતાં), બધીય ઇન્દ્રિયોથી રહિત, સર્વનું પ્રભુ, (તેથી) સર્વને વશ વર્તાવનાર, (અને) સર્વનું મોટું શરણ (અધિષ્ઠાન) છે.

(૧૮) નવ દ્વારવાળા (આ દેહરૂપી) પુરમાં (રહેતાં) દેહી (વિજ્ઞાનાત્મા) હંસ (પક્ષી–સંસારી ભાવે) બહાર (જાણે) લીલા કરે છે–વિચરે છે, અને વળી (સાક્ષી–'જ્ઞ' ભાવે) એ બધાય સ્થાવર જંગમ લોકને વશ વર્તાવે છે. (૧૯) હાથ પગ વગરનો (છતાં), દોડનારો અને (વસ્તુને) પકડ-નારો એજ છે. ચક્ષુ વગરનો (છતાં) એજ જુવે છે, કાન વગરનો (છતાં) એજ સાંભળે છે. જાણવાનું બધુંય એજ જાણે છે (છતાં),

---

(૧૪) ઋ. ૧૦. ૯૦. ૧. અથર્વ વેદ ૧૯. ૬. ૧. વા. સં. ૩૧. ૧. તૈ. આ. ૩. ૧૨. ૧.

(૧૮) સર૦ કઠ. ૫. ૧. બૃહદારણ્યક ૪. ૩. ૧૧. જુવો 'હંસ' માટે, વળી જુવો શ્વેતા. ૧. ૬. અને ૬. ૧૫.

એને જાણનારૂં બીજું કોઈ નથી. એનેજ (બ્રહ્મવિદો) મહાન્, અગ્રય (આદિ) 'પુરૂષ' કરીને કહે છે. (૨૦) અણુથી પણ ઝીણો અને મહદ્‌થી પણ મોટો, એવો આત્મા પ્રાણીની (હૃદય) ગુહામાં વસેલો છે. તે (પરમ આત્મભાવે) અક્રતુ(સંકલ્પાદિ રહિત), અને (માયાવી જીવભાવે) મહિમાવાળા ઈશને વિધાતાના પ્રસાદ(કૃપા)થી જે ઓળખે છે, તે જ શોક રહિત (થાય) છે.

(૨૧) હું એવા અજરને, પુરાણને, સર્વના આત્માને, (અને) વિભુ છે તેથી સર્વવ્યાપીને ઓળખું છું, કે જેને જન્મનો નિરોધ–અભાવ છે એમ કેહેવાય છે, કારણકે, બ્રહ્મવિદો (એનેજ) "નિત્ય" કહીને વર્ણવે છે.

## અધ્યાય ચોથો.

(૧) જે એકલો (અદ્વિતીય) અને (નામરૂપાદિ)વર્ણ રહિત છે, એવો અકળ પ્રયોજન વાળો દેવ વિવિધ રીતે (પોતાની)

---

(૨૦) સર૦ તૈ. આ. ૧૦. ૧૨, (૧૦), કઠ. ૨. ૨૦ તેના છેલ્લા અર્ધમાં ફેર છે, તે જુવો.

(૨૧) પુરાણ, એટલે પુરા–પૂર્વે હતો છતાં, 'અણ'–જીવતો નવો, એવો જૂનો છતાં સદાય નવોજ દેખાતો તે પુરાણ. અજર એટલે જરા રહિત, કાલાતીત. સર૦ તૈ. આ. ૩. ૧૩. ૧; ૩. ૧૨. ૭.

આ અધ્યાયમાં અવ્યકૃત સદ્ તત્વ પોતાની શકિત–માયાના યોગથી જગતને વિવિધ રીતે રચતું શ્રુતિ બનાવે છે. એને સર. છાં. ૬. ( ૩ થી ૫ ) ખંડો સાથે.

(૧) સર. શ્વેતા ૩. ૧. ત્યાં "માયાવાળો" કહ્યો છે, તેજ આ અકળ પ્રયોજનવાળો એટલે નિગૂઢ શકિતવાળો છે. વળી જુવો શ્વેતા. ૧. ૩. સર. બૃ. ૬. ૩. ૬. જ્યોતિ.

શક્તિના યોગથી (માયાવડે) અનેક વર્ણોને (ગુણોને) પ્રથમ ઘડે છે, અને તેમને (પાળીને) અંતે બધાયને સંહારે છે, તે (દેવ) અમને શુભ (બ્રહ્મજ્ઞાનાત્મક) બુદ્ધિવાળા કરો.

(૨) તેજ (આત્મ તત્વ) અગ્નિ છે, તે આદિત્ય છે, તે વાયુ છે, તે ચંદ્રમા પણ છે. તેજ શુક્ર (નક્ષત્રાદિ જ્યોતિઓ) છે, તે જ બ્રહ્મ (મહદાત્મ) છે, તે જળ છે, તે પ્રજાપતિ (વૃદ્ધિકર્તા શક્તિ રૂપ) છે.

(૩) તું સ્ત્રી છું, તું પુરૂષ છું, તું કુમાર, કે વળી કુમારી છું, તું જીર્ણ-વૃદ્ધ થઇને લાકડીએ ચાલુ છું. તું સર્વત્ર મુખવાળો (જાણે) જન્મી (વિવિધ રૂપે થઇ) રહ્યો છું. (૪) તું નીલ (ભ્રમર) છું, તું લીલો અને રાતી આંખોવાળો પક્ષી (પોપટાદિ) છું, તું વિજળીના ગર્ભવાળો (મેઘ) છું, તું ઋતુઓ છું, તું સમુદ્રો છું. તું આદિ (અને અંત) રહિત છું, (કારણકે) તું સર્વવ્યાપી (વિભુ) થઈને રહ્યો છું, જેમાંથી આ બધાં ભુવનો (લોકો) ઉત્પન્ન થયાં છે.

(૫) લાલ, ધોળા, કાળા રંગની, (અને) સરખા રૂપવાળી વિવિધ પ્રજાઓને કાઢતી એક અજા (મૂળ કારણ રહિત શક્તિ-માયા) છે. તેને આસક્તિથી ભોગવવાની ઇચ્છાવાળો એક અજ (જન્મ રહિત એવો અજ્ઞાની જીવભાવ) તેની સંગે ઉંઘેછે, અને (આત્મજ્ઞાને કરીને વિરક્ત રહેલો) બીજો અજ જ્ઞાની ( ઈશ્વર ભાવ ) તે ભોગવાયલા ભોગવાળી એવી (અજા)નો ત્યાગ (ઉપેક્ષા) કરે છે, (તેથી તે અસંગ અને

---

(૩) સર. શ્વેતા. ૫. ૧૦.

(૪) સર. બૃહ. ૪. ૪. ૯. નો જ્ઞાનમાર્ગ.

(૫) સર. છાંદો. ૬. (૩-૪) ખંડો. શ્વેતા. ૧. (૮. ૯). સર. નારાયણો. ૨. ૧૨. ૧.

નિર્લેપ રહે છે.) (૬) નિત્ય જોડાયલાં અને સરખાં સખા એવાં બે સુંદર પક્ષીઓ એકજ(અજા રૂપી સંસાર) વૃક્ષે વળગેલાં છે. તેમાંનું એક તે વૃક્ષના સ્વાદિષ્ટ ફળને ખાય(ભોગવે)છે, અને બીજું વગર ખાધે (સાક્ષી રૂપે રહીને) જોયાજ કરે છે. (૭) એકજ વૃક્ષે રહ્યા છતાં, પુરૂષ(જીવાત્મા, જાણે દુઃખના દરિયામાં)ડુબતો હોય તેમ (અજ્ઞાનથી) મોહ પામીને (શરીરમાંજ આત્માની ભાવના કરતાં પોતાની) અનિશતા–નિર્બળતાને માટે શોચ્યા કરે છે. જ્યારે (સર્વથી) પૂજાએલા અને(સર્વના)સ્વામી–ઇશ્વર એવા પેલા બીજાને તે ઓળખે છે, અને તેના મહિમાને જુવે છે (અનુભવે છે) ત્યારે જ, (તે જ હું છું એમ જાણીને) તે શોકથી મુક્ત થાય છે.

(૮) વેદની ઋચાઓમાંના (વેદમાં વર્ણવેલા) "અક્ષર" એવા પરમ આકાશ(તુલ્ય બ્રહ્મ)માં બધાય (विश्वे) દેવો અધિષ્ઠિત (પ્રતિષ્ઠાવાળા) છે. જે એનેજ ના ઓળખે, તેને વેદના મંત્રો શા કામના છે? જે એને ઓળખે છે, તેઓજ સ્વરૂપમાં ઠરે છે–મુક્ત થાય છે.

---

(૬) મુ. ૩. ૧. જુવો. આની સાથે વાંચો શ્વેતા. ૫. ૬. પરમાત્માનો માયાના સંગે પ્રકટતો જે ભાવ ગુણ વાળો થઇને "જ્ઞ" રૂપે રહીને કાર્યકારણ સંઘાતને નિયમી રહ્યો છે, તેજ 'ઇશ્વર' છે. એ જ્ઞાની છે. કારણકે એ બ્રહ્મયોનિને ઓળખી રહ્યો છે. જુવો શ્વેતા ૫. ૬. ભોક્તૃ જીવ અજ્ઞાની છે. પણ જ્ઞાન અને અજ્ઞાન એવી બન્નેય ઉપાધિઓ છે, એટલે તે બેય અવિદ્યાત્મક છે. તેથી આ 'વિદ્યા અને અવિદ્યા' તે ઉભયના અધિષ્ઠાનરૂપે, તેમને નિયમનાર પ્રેરક તે અજ, અમર, આત્મા કેવળ વિશુદ્ધ છે. આજ નરનારાયણનું યુગલ પુરાણોમાં પ્રસિદ્ધ થયું છે. વૃક્ષ તે સંસારના બીજ વાળી અવ્યક્તની માયાશક્તિ. જુવો શ્વેતા. ૫. ૧. વળી જુવો ઇશા. ૯. કઠ ૩. ૧. કૌષી. ૩. ૯.

(૮) 'અક્ષર' એટલે ખરે નહી એવું તત્ત્વ, અમર–નિશ્ચળ તત્વ.

(૯) છંદો, યજ્ઞો, યાગો, વ્રતો, અને જે કાંઇ થએલાનું કે થનારનું વેદો કહી રહ્યા છે, એવા સર્વ વિશ્વને માયી (માયાવાળો દેવ-ઈશ્વર) આ(અક્ષર)માંથી સૃજે છે-કાઢે છે, અને એવા(પ્રપંચ)માં જાણે (અક્ષરથી પોતે) જૂદો હોય, એમ માયાવડે રૂંધાઇ રહે છે-બંધાય છે. (૧૦) માયાને તું પ્રકૃતિ જાણ, અને માયી(માયાવાન)ને તું મહેશ્વર (મહાન્ ઇશ્વર) સમજ. જાણે એનાં અવયવભૂત (થએલાં) કાર્યોથી આ સર્વ જગત્ વ્યાપ્ત છે. (૧૧)

---

(૯) અક્ષર એટલે ખરે નહીં, નાશ ના પામે તે. આ શબ્દ અહીં બેવડા અર્થમાં વપરાયો છે. બ્રહ્મ અક્ષર રૂપે એટલે નિત્ય એવા 'શબ્દ' (Eternal concept) રૂપે પણ વર્ણવેલો છે, અને એ શબ્દ નામરૂપાદિનો ઉત્પાદક છે, અને એમાંથી બધી વિશેષતાઓ નીકળીને પોષાય છે, એવો એ અક્ષર-શબ્દબ્રહ્મ તે શકિતના બીજવાળું આત્મતત્વ. એ શકિત સાથે સંયોગમાં પ્રકટ થતાં 'માયી' બને છે, જે આ જગતને પોતામાંજ બતાવે છે-પ્રકટ કરે છે. "શબ્દ" તે વ્યંજનાદિ વર્ણો નહીં; પણ દશ્ય વસ્તુઓનું "આત્મતત્વ" (Concept), એનેજ કારણ બ્રહ્મમાં નિગૂઢ રહેલી અક્ષર એવી 'વિદ્યા' કહી છે. જુવો. શ્વેતા. ૫. ૧. ત્યાંની શંકરાનંદી ટીકામાં કહ્યું છે, કે "विद्या शब्दाभिधेया या तत्शब्दे ब्रह्मणि प्रतिष्ठिता" જુવો. બ્ર. સૂ. ૧. ૩. ૨૮. જ્યોતિ.

(૧૦) સરખાવો શ્વેતા. ૫, (૨ થી ૪.) અને વાંચો જ્યોતિ.

(૧૧) 'યોનિયોનિ' એટલે કાર્યકારણની માયિક સંઘાતવાળી ઉત્પત્તિમાં જ્યાં કારણમાંથી કાર્ય જૂદું પ્રકટતું જણાય ત્યાં પ્રત્યેક કારણ તે તેના કાર્યની યોનિ કહેવાય છે. આવી કારણાત્મક યોનિઓમાં એજ પરમાત્મા અધિષ્ઠાન રૂપે નિર્વિકારજ છે, જેમાંથી એની માયાશકિતએ દશ્ય કાર્યાત્મક મિથ્યા વિકાર પ્રકટતો દેખાય છે. આમ કાર્યકારણની પરંપરામાં પ્રત્યેક કારણ તે કાર્ય અને કારણ રૂપે વારા ફરતી થયા કરે છે. તેવી પ્રત્યેક યોનિમાં પરમાત્મા તો અધિષ્ઠાનરૂપે નિશ્ચળ, કૂટસ્થ, અને નિર્વિકારજ રહે છે, છતાં એની માયાશકિત આવી કાર્યની પરંપરાને વિસ્તારી રહે

જે એકલો (અદ્વિતીય) છતાં, યોનિયોનિએ (પ્રત્યેક વસ્તુના માયિક કારણમાં) તે(માયા)નું અધિષ્ઠાન થઇ રહ્યો છે, અને જેમાં આ સર્વ જગત (પોષાઇ) રહ્યું છે, અને એ સર્વનો જે સંહાર કરે છે, એવા (સર્વને) વશ વર્તાવનાર (ईशान), ઇષ્ટ (વર) આપવાવાળા, (અને) વેદોએ સ્તુતિ કરેલા દેવને (યોગમાં આત્મભાવે) અનુભવીને અત્યંત (અંત રહિત એવી પરમ) શાન્તિને પમાય છે. (૧૨) જે દેવોનું ઉત્પત્તિ, (સ્થિતિ,) અને લય સ્થાન છે, જે વિશ્વનો અધિપતિ છે, જે રૂદ્ર(અવિદ્યાનો હણનાર) છે, અને જે સર્વજ્ઞ (महर्षि) છે, અને વળી જેણે હિરણ્યગર્ભનેય જન્મતાં (સાક્ષી, કુટસ્થ રૂપે) જોયો છે, એવા દેવ અમને શુભ (બ્રહ્મજ્ઞાનાત્મક) બુદ્ધિવાળા કરો. (૧૩) જે દેવોનો અધિપ (અધિષ્ઠાન બનીને પાળક થાય) છે, જેમાં (આ બધા) લોકો આશ્રિત–અધિષ્ઠિત છે, અને જે આ બે પગવાળાં અને ચાર પગવાળાં(પ્રાણી માત્ર)ને તે (પ્રજાપતિ) વશ વર્તાવે છે, તેવા દેવને અમે હવિથી પૂજીએ છીએ. (૧૪) આ કલિલ(અવિદ્યાત્મક પ્રપંચ)ની અંદર સૂક્ષ્મથીય અતિ સૂક્ષ્મ એવું (ગૂઢ), વિશ્વનું અનેક રૂપે સ્રષ્ટા, અને આખા વિશ્વને એકજ (રૂપે) બધેયથી વ્યાપીને રહેનાર (પરમ આત્મ તત્વ) છે, તેનેજ ઓળખીને (જ્ઞાની) સુખ અને અત્યંત શાન્તિને પામે છે. (૧૫) એ જ (આત્મ તત્વ) પ્રલય કાળે (કલ્પકલ્પાન્તરમાં) ભુવન(કર્મફળ રૂપી લોકો)નું ગોપ્તા (રક્ષક) છે, (કારણ કે એ) વિશ્વનું અધિપ છે, (અને એ) સર્વ ભૂતોમાં (અધિષ્ઠાન રૂપે) ગૂઢ રહ્યું છે, જેમાં બ્રહ્મ-

---

છે. સર. શ્વેતા. ૫. (૨ થી ૪). માયાના અર્થને માટે વળી જુવો. યો. સૂ. ૪. ૧૨. જ્યોતિ. અને બ્ર. સૂ. ૧. ૧. ૨. જ્યોતિ.

(૧૨) જુવો શ્વેતા. ૩. ૪; શ્વેતા. ૫. ૨.

ષિયો અને દેવતાઓ યુક્ત થઈને (સમાઇ) રહે છે. એવાને જ ઓળખીને મૃત્યુના પાશને છેદાય છે. (૧૬) ઘીથી જૂદા ( એમાં વ્યાપક ) એના સત્વ(मंड)ના જેવા સર્વે ભૂતોની અંદર ગૂઢ (પ્રેરક થઇને) રહેલા અતિ સૂક્ષ્મ (આત્મતત્વ) ને સુખ (शिव) રૂપે અનુભવીને, અને એવા વિશ્વને વ્યાપી રહેલા એ એકલા દેવને ઓળખીને જ બધાય પાશોથી છુટાય છે. (૧૭) એવો એ જ્ઞાનરૂપ દેવ (वेद्यो) વિશ્વકર્મા (વિશ્વનો કર્તા) છે, મહાત્મા છે, સદા જનોના હૃદય કમળમાં વસેલો છે. એ (मनीषी) ચિદાત્મા ('જ્ઞ'ભાવે) હૃદયદ્વારા, ( અને 'વિજ્ઞાન'રૂપે ) મનદ્વારા પ્રકટ થાય છે. જે આને ઓળખે તેજ અમર થાય છે.

(૧૮) જ્યારે (બ્રહ્મજ્ઞની દશામાં) જ્ઞાનપ્રકાશ (अतमः) થાય છે, ત્યારે દિવસ નથી (રહેતો), કે રાત્રિ નથી (રહેતી). સત્ ("છે" એવું) નથી રહેતું; કે અસત્ ("નથી" એવું પણ) નથી રહેતું. ત્યારે(સુખરૂપ પરમાત્મા) શિવ એકલોજ (પ્રકાશી)

---

(૧૭) સર. શ્વેતા ૩. ૧૩. ત્યાં આ મંત્રનું છેલ્લુ ચરણ એનું એ જ છે.

(૧૮) સવિતાના 'વરેણ્ય'ને માટે જુવો. બૃ. ૬. ૩. ૬. જ્યોતિ. કાર્ય કારણના પ્રપંચમાં બધુય કાર્યજ છે, તેથી 'છે' અને 'નથી' એ બધાંય સરખાંજ છે. કારણકે જે 'છે' તે 'નથી'ની અપેક્ષાએ જ છે; એકેય સ્વતંત્ર સત્તાવાન નથી. અને તેથી ઉભય નાશવાન છે. કારણકે, એ કારણ કાર્યપ્રપંચમાંનું કોઇપણ દેખીતું કારણ તેની આગલી અવસ્થાની અપેક્ષાએ તો કાર્ય જ છે. કાર્ય નહીં એવું કારણ આવા સંઘાત પ્રપંચમાં કહીં જડતું જ નથી. પુરાણી પ્રજ્ઞા તે ચિદ્દશકિત, અથવા માયાએ થતાં ચિન્માત્રનાં વિવિધ વિજ્ઞાનો, તે આ પરમાત્મામાંથીજ પ્રસરેલાં છે. નિર્વિકાર ચિદ્દમાંથી જ વિવિધ વૃત્તિઓ રૂપે તે પ્રજ્ઞાજ વિસ્તારને પામી રહી છે.

રહે છે. એજ અક્ષર છે, એજ સવિતાનું 'વરેણ્ય' (ઉત્તમોત્તમ ઇષ્ટ સ્વરૂપ)છે; અને એ(અક્ષર તત્વ)માંથી આ પુરાણી–સનાતન પ્રજ્ઞા પ્રસરી છે.

(૧૯) એનું ઉંચી, કે આડી, કે મધ્ય (એવી કોઇ) દિશાઓમાં કોઇ પરિગ્રહણ (સ્પર્શ) કરી શકે તેમ નથી. જેનું નામ 'મહદ્ યશ' છે, એવાની પ્રતિમા(મૂર્તિ)જ નથી. (૨૦) એ(અક્ષર તત્વ)નું રૂપ દૃષ્ટિએ પડતું નથી; એને કોઈ ચક્ષુએ જોઈ શકતું નથી. હૃદય કમળમાં રહેલા એ(તત્વ)ને જે હૃદય વડે ( અને ) વિચારથી, એવા ( આત્મા ) રૂપે ઓળખે, તેઓ અમર થાય છે.

(૨૧) તું અજાત (જન્મમરણ રહિત) છું, એમ જાણીને કોઇકજ (સંસારથી ત્રાસેલો આ મારા જેવો) ભીરૂ તારે શરણે પડે છે. હે (અજ્ઞાનનાશક) રૂદ્ર ! જે તારૂં દક્ષિણ (દયાળુ) મુખ છે, તે વડે (જ્ઞાન આપીને) તું સદા મારૂં રક્ષણ કરજે. (૨૨) હે રૂદ્ર ! અમને પુત્ર પૌત્રોમાં, અમને આયુષ્યમાં, અમને ગાયોમાં, અમને અશ્વોમાં, તું (તેમને હરી લઇને) મારીશ નહીં. અમારા વીરોને ક્રોધે ચઢીને તું હણીશ નહીં. રક્ષણાર્થે હવિ લેઇને અમે સદા તારૂં આવાહન કરીએ છીએ.

## અધ્યાય પાંચમો.

(૧) અક્ષર અને અનંત (કાલાતીત) એવા (અવ્યકૃત)

(૨૨) સર. ઋગ્વેદ ૧. ૧૧૪. ૮; તૈ. સં. ૪. ૫. ૧૦૩; વા. સ. ૧૬. ૧૬. સર, શ્વેતા. ૩. ૬.

આ અધ્યાયમાં માયાવી ઇશ્વર પોતાની 'વિદ્યા' અને 'અવિદ્યા' રૂપી યુગલાત્મક શકિતના યોગે કેવી રીતે સૃષ્ટિ રચે છે તે શ્રુતિ વધારે વિસ્તારથી સમજાવે છે. આ શકિતનાં બે સ્વરૂપો છે, તે વિદ્યા

પર બ્રહ્મમાં (શકત્યાત્મક) 'વિદ્યા' અને 'અવિદ્યા' એમ બે (શક્તિયો) ગૂઢ (અવ્યક્ત) રહી છે. (તેમાંની) અાવદ્યા તે ક્ષર (સંસારહેતુ) છે, અને વિદ્યા તે અમૃત (મોક્ષહેતુ) છે. (અને) તેવી વિદ્યા-અવિદ્યાને જે (અધિષ્ટાન રૂપે) નિયમે છે, તે તો (તે બેનાથી) જૂદોજ છે.

(૨) જે એકલો (અદ્વિતીય) છતાં, યોનિયોનિએ (એટલે કે)

---

અને અવિદ્યા, અથવા "જ્ઞ" અને "અજ્ઞ" એવા જે ઇશ્વરભાવ અને જીવભાવનું દ્વંદ્વ આગળ જગત્ ઉત્પાદક શક્તિરૂપે શ્વેતા ૧. ૯. અને અને ૪. ( ૬-૭ )માં પ્રકટ કર્યું છે, તે જ છે. એમનાં ફળને માટે માટે સર. કઠ. ૧. ૪.

(૧) જુવો શ્વેતા. ૧. (૩, ૯); અને ૪. (૬. ૯.) જ્યોતિ. અને બ્ર.સૂ. ૧. ૩. ૨૮. તેમજ બૃહ. ૨. ૫. ૧૯ ની જ્યોતિ. વિદ્યા જે બ્રહ્મમાં ગૂઢ-અવ્યક્ત રહી છે તેજ નિત્ય 'શબ્દ' (Eternal concept ) છે. એ વિદ્યા વ્યકત થતાંજ એમાંથી પ્રકટતી નામ રૂપાદિની ઉપાધિએ જગત વ્યકત થાય છે. જુવો પ્રશ્ના. ૯. જુવો " બે બાહુઓ " માટે, શ્વેતા. ૩. ૩. જ્યોતિ.

(૨) જુવો છાં. ૭. ૪. ૨. ઉપરની જ્યોતિ; અને શ્વેતા. ૪. (૧૦. ૧૧). આ તથા ૩ થી ૫ એમ ચારે મંત્રોમાં શક્તિયુક્ત આત્મા સંકલ્પત્વડે આખા સંસારને કેવી રીતે આત્મરૂપ કરી તેને અસ્તિત્વ આપી રહ્યો છે, તેનું હાર્દ સમજાવ્યું છે. એ પોતાના સંકલ્પાત્મક જે ત્રિગુણરૂપે અગ્નિ, જળ, અને પૃથિવી છે, તેમાં પ્રવેશ કરી તેમનું ધારક-અધિષ્ઠાન બનીને, તેમાંથી નીસરતાં કાર્યોનું પણ અધિષ્ઠાન બનતાં, તેમના અભિમાન વાળું થઇને તેમને અસ્તિત્વ આપી રહે છે. અને વળી કાર્યકારણ સંઘાત રૂપે તે કારણ બનતાં તેમના કાર્યમાં પણ પોતેજ અભિવ્યકત થતાં, પરંપરાને લંબાવે છે. જે એક વિકાર એના પૂર્વગામી વિકારની અપેક્ષાએ કાર્ય બને છે, તે એના અન્વયી અનુગામી વિકારની અપેક્ષાએ પર-કારણ-યોનિ બને છે. કાર્યો તે સ્વરૂપો, અને કારણો તે યોનિઓ છે. આવી યોનિ અને સ્વરૂપની-કારણકાર્યની પરંપરાને આત્મા

વિવિધ રૂપોને (કાર્યોને) અને (તેમનાં કારણાત્મક) બધીય યોનિઓને અધિષ્ટાન થઈને જે નિયમી રહ્યા છે, (તે એવી રીતે કે,) જે (સ્વયંપ્રકાશ) સૌથી પહેલાં પ્રસિદ્ધ હિરણ્ય રૂપી (कपिलं) સર્વજ્ઞ દ્રષ્ટા પુત્રને (માતાવત્) જ્ઞાનોએ કરી (વિચારોમાં ગર્ભની પેઠે) ધારણ કરી રહે છે, અને પછી (પિતાવત્ બાહ્ય વિષયોમાં) જન્મતાં જુવે છે.

---

પોતેજ અધિષ્ઠાન રૂપે બનીને પ્રેરી રહે છે, અને તદ્ તદ્ અભિમાની થઇ તેને અસ્તિત્વ આપી રહેછે, અને તેમના સ્વભાવોને ફળાવેછે. આ દૃષ્ટિને આ મંત્રોમાં બહુ સ્પષ્ટ રીતે શ્રુતિએ પ્રકટ કરી છે. આવા સર્વ દૃશ્ય સંસારની માયામાં પોતે એકલો અદ્વિતીય-નિર્વિકારજ રહે છે. વળી આત્માનો શક્તિ સાથે યોગ થતાં પ્રકટ થતી સૃષ્ટિ રૂપે થવાની ઇચ્છાને હિરણ્ય-ભાસમાન-ને ગર્ભમાં પ્રથમ ધારણ કરીને તેને તપ-ઇક્ષણદ્વારા પકવે છે-સંકલ્પરૂપે પ્રકટ કરે છે, ત્યારે જીવેશ્વરનું સંસરતું દ્વંદ્વ ખડુ થાય છે, તે પણ અહીં સ્પષ્ટ કરી બતાવ્યું છે. અને વ્યાવહારિક દૃષ્ટિએ, આખા દૃશ્યનો એ પોતેજ આવી રીતે માતા અને પિતા છે, એમ શ્રુતિએ સૃષ્ટિનું હાર્દ સમજાવ્યું છે. સર. શ્વેતા. ૬. ૧૮. હિરણ્યગર્ભના જન્મ માટે જુવો. શ્વેતા. ૩. ૪. તેના જ્ઞાન માટે શ્વેતા. ૫. ૧૦.

વળી " ज्ञानैर्बिभर्ति जायमानं च पश्येत् " એમ વર્તમાન કાળનાજ પ્રયોગ કરીને એ 'ધારણ' તથા 'દર્શન' ક્રિયા બતાવવામાં શ્રુતિનો સ્પષ્ટ ઉદ્દેશ એવો પણ છે, કે આ સર્જન ક્રિયા હર ઘડીએ, અને ધ્યાનસ્થ યોગીને નિત્ય પ્રત્યક્ષ થાય છે. એ કોઈ અમુક કાળનીજ ક્રિયા નથી. એજ પ્રયોગ પ્રતિક્ષણ મનુષ્યના ચેતન વ્યવહારમાં બન્યાજ રહે છે, અને એજ સત્ય આ ઉપનિષદ્‌ની શરૂઆતમાં બતાવ્યા પ્રમાણે "ધ્યાન કરીને યોગ સાધતાં" જ સમજાય છે. અને એવા યોગીને આ શક્તિ-માયા હથેળીમાં બદર ફળની પેઠે ત્યાં પ્રત્યક્ષ સમજાય છે. જુવો. શ્વેતા. ૧. ૩. આ જ્ઞાન કેવળ તર્કને આશ્રયે નથી, પણ તર્ક પોતે જેને આશ્રયે છે એવા નિત્ય અનુભવે સિદ્ધ છે. અને આવો યોગાનુભવ (Intuitional experience) એજ આ ઉપનિષદ્‌નું પ્રધાન પ્રમાણ છે.

(૩) અકેક (કાર્યકારણની સંઘાતાત્મક) જાળને બહુ પ્રકારે વિસ્તારતો એ દેવ આવા (માયાના) ક્ષેત્રમાં સર્વત્ર સંચરે છે, (અને તેને કલ્પાન્તે સંકેલી લે છે.) એજ પ્રમાણે પુનઃ પુનઃ (भूयः) પ્રજાપતિઓ (यतयः)ને સૃજીને એ મહાત્મા (પોતાનું) સર્વાધિપત્ય (સર્વથી ઉપરીપણું) સ્થાપન કરે છે.

(૪) જેમ ઉંચી, નીચી, આડી, એવી બધીય દિશાઓને પ્રકાશતો (રથ વાળો) સૂર્ય સ્વપ્રકાશે ભાસી રહે છે તેજ પ્રમાણે, એવો એ દેવ (આત્મા), વરેણ્ય ભગવાન, એક્લો છતાં, (બધાંય) યોનિ–સ્વભાવોને (કારણાત્મક ભૂતોને) અધિષ્ઠાન થઈને નિયમે છે. (૫) અને જે આખા વિશ્વની

---

(૩) શ્રુતિએ આ "જાળ"ને, અથવા કાર્યકારણ સંઘાતના પ્રપંચને વળી "માળા" કહીને પણ વર્ણવી છે. જુવો. કઠ. ૨. ૩.

(૪) યોનિ–સ્વભાવોને, એટલે યોનિ એવા કારણનો ભાવ-અસ્તિત્વ એજ તેમનું કાર્યનું પોતાનું–'સ્વ'નું અસ્તિત્વ છે, એવાં સર્વે કાર્યાત્મક ભૂતોને એ કારણ આત્મા પોતાનાજ અસ્તિત્વથી નિયમે છે. કારણ કે ભૂતોનું સહુથી જૂદુ અસ્તિત્વ તો 'નામધેય માત્ર' હોઇને તે અસત્-મિથ્યા છે. જુવો. છાં. ૬. ૧. ૪. અહીં સર. શ્વેતા ૪. ૧૧. જ્યોતિ. અને વાંચો બ્ર. સૂ. ૨. ૧. ૧૪. જ્યોતિ.

(૫) જે 'સ્વ'ભાવ છે તેને એ પકવે છે, એટલે કે જે 'હું' એક છું એવો જે એના પોતાના ભાવનો–અસ્તિત્વનો એને સત્ય સંકલ્પ થયો, તેવા સંકલ્પાત્મક આકાશ સ્વરૂપે તે થાય છે. પછી તેને પુનઃ ઈક્ષણથી તેણે વૃદ્ધિથવા તપવ્યું. જેથી તેમાં પોતે તેજ, જળ, અને પૃથ્વી એવો ત્રિગુણાત્મક થયો. અને વળી તેમાં જીવભાવે પ્રવેશીને પોતેજ કરેલા તે સ્વભાવોને ફરી તપવ્યાથી આખી સૃષ્ટિનો વિસ્તાર થયો. જુવો છાં. ૬. (૩–૪) ખંડો. સર. કૌષી. ૩. ૫. આવા ભાવોની પરંપરા તે અધિષ્ઠાનાત્મક શક્તિયુક્ત સહુનાં પોતાનાંજ દર્શનો હોઇને, એમને 'સ્વ'ભાવો કહ્યા છે. આવી કારણ અને કાર્યની અનંત પરંપરા તેજ સૃષ્ટિની ઉત્પત્તિમાં યોનિઓનું ફરી રહેલું બ્રહ્મચક્ર છે. જુવો ઈશા ૮. ની જ્યોતિ.

યોનિ (કારણ) રૂપ (શક્તિએ યુક્ત સદ્દેવતા–ઇશ) છે, તે (જે) 'સ્વ'ભાવ(છે, તે)ને (વિચાર રૂપી તપથી) પકવે છે, અને એવા (વિવિધ) પકવવા યોગ્ય બધાય(સ્વભાવો)ને એ (પોતે સત્ય સંકલ્પાત્મક હોઈ) પરિણામ પમાડે છે–ફળાવેછે. (આમ) એ એકલોજ આ બધાય વિશ્વને અધિષ્ઠાન થઇને નિયમેછે, અને સર્વે ગુણોને એ વિવિધ રીતે યોજે છે.

(૬) વેદનાં ગુહ્ય ઉપનિષદો(ઉપદેશો)માં છુપાયલી (ગૂઢ) એ બ્રહ્મયોનિને (પર–કારણ બ્રહ્મને) બ્રહ્મા (પ્રથમજન્મ એવા 'જ્ઞ'રૂપ હિરણ્યગર્ભ) ઓળખે છે. પૂર્વે જે દેવો અને ઋષિઓ (અતીન્દ્રિયના દ્રષ્ટાઓ)એ એને ઓળખ્યું હતું, તેઓ તદ્રુપ (તેવા બ્રહ્મ સ્વરૂપે) થઈને અમર થઈ ગયા છે.

(७) ગુણોના અન્વય (એટલે પરિણામી સંબંધ) વાળો

---

(૬) બ્રહ્મા આ "બ્રહ્મયોનિ"ને ઓળખે છે. એ બ્રહ્મા તે 'જ્ઞ', અને અધ્યાત્મ જીવ તે 'અજ્ઞ' થાય છે. વિદ્યા અને અવિદ્યા તે પણ એમનીજ. ઉપાસના વડે જ્ઞાન પ્રાપ્ત કરીને બ્રહ્મલોકગામી વિદ્વાનો આ બ્રહ્માના બ્રહ્મલોકનેજ પામે છે. બૃહદારણ્યકમાં જે બ્રહ્મલોક કહ્યો છે, તે આજ હિરણ્યગર્ભનો લોક છે. ત્યાં જતાં અમરત્વ મળે છે, પણ તે કલ્પ પર્યન્તનુંજ. એનાથી પર એવો જે 'પુરૂષ' નિર્વિકલ્પ આત્મા છે, એજ નિષ્કલ, અજ, અને નિશ્ચળ છે. 'ઇશ'ના જ્ઞાન માટે, સર. શ્વેતા. ૧. ૯. જુવો, બૃહ. ૬. ૨. ૧૫. ની જ્યોતિ.

(७) સર. સર્વો૦ માં 'કર્તા'નું લક્ષણ. અન્વય, એટલે કારણ જ્યાં 'સ્વ'-કારણભાવને છોડીને કાર્યભાવે પરિણામ પામે,તેની સ્થિતિની વિક્રિયા, અથવા પાછળથી થવું તે, अनु+इ. વેદાન્તીઓ કારણનું જ્યારે કાર્યરૂપે પરિણામ થાય છે ત્યારે, બૌદ્ધાદિ વૈનાશિકોની પેઠે, કારણનો સમૂળો નાશ થયો માનતા નથી, પણ કારણનો અન્વય થાય છે, એટલે કે, કાર્યાવસ્થા જ થાય છે એમ માને છે. આવા અવસ્થાન્તરમાં કાર્યરૂપે દષ્ટાને થતા આભાસને તેઓ માયિકજ માને છે; એટલે કે, તે અવિદ્યાની અપેક્ષા-એજ એને એમ દેખાય છે. અને કારણ વસ્તુતાએ કાર્યની સાથે અનન્યત્વ

(થતાં ઇશ્વરભાવે) જે (કર્મનાં) ફળ(આપવા રૂપી)કર્મનો કર્તા છે, અને એવા કૃત(કર્મ)નો એજ (જીવભાવે થતાં)ભોક્તા છે, તે વિશ્વરૂપ, ત્રણ ગુણાત્મક, ત્રણ માર્ગ (ધર્માધર્મ, અને જ્ઞાન) વાળો, પ્રાણાધિપ (એવું જીવેશ્વરનું, કે વિરાડધ્યાત્મનું દ્વંદ્વ) પોતાના કર્મોએ કરી (સંસાર રૂપે) સંચરે છે.

(૮) જે (હૃદયકમળમાં) અંગુઠા જેવડો, સૂર્ય જેવો તેજસ્વી, (સત્ય) સંકલ્પ અને અહંકાર વાળો ( ઈશ્વર ભાવે) છે, તેજ વળી બુદ્ધિના ગુણે કરીને અને શરીર (आत्मा) ના ગુણે કરીને (જીવભાવે) આરની અણીના જેવડો (જાણે) બીજો—જૂદો (अपरः) દેખાય છે.

---

ભાવેજ રહે છે. જુવો. બ્ર. સૂ. ૨. ૧. ૧૪. પરમ કારણ તેથી અજ, અને નિશ્ચળજ રહે છે. ઇશ્વર તે ફળકર્મનો કર્તા છે એમ કહ્યુ છે, તે ફળ આપવા રૂપી કર્મનો એને અધિષ્ઠાતા માન્યો છે તેથી. ઇશ્વરભાવનું સત્ય સંકલ્પાત્મક કર્મ, અને જીવનું ભોગેચ્છાએ થતું શારીરિક કર્મ જેનું ફળ ઇશ્વરભાવ નિયમે છે તે, એમ તે બેય ભાવોનાં અન્યોન્યાશ્રયી કર્મોએજ સંસાર પ્રવર્તે છે. આવા દ્વંદ્વનોજ સંસાર બન્યો રહ્યો છે. જુવો કઠ. ૩. ૧. મું. ૩. ૧. ૧. શ્વેતા. ૪. (૬—૭).

(૮) બુદ્ધિના ગુણવાળાને જાણવા માટે, જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૨૯. ઉપરના સાતમા મંત્રમાં જીવેશ્વરના દ્વંદ્વને અધ્યાત્મમાં, ચિત્ અને વિજ્ઞાનના, બે ભાગોમાં વ્હેંચીને તેમનું સ્પષ્ટીકરણ કરે છે, કે ચિદ્ રૂપે સર્વને સમાન એવો સત્ય સંકલ્પવાળો અને સમષ્ટિના અહંકારવાળો એનો વિરાડાંશ પ્રકટી રહે છે, અને તેજ વ્યક્તિમાં બુદ્ધિ અને શરીરના અભિમાનવાળો પરિમિત-માપવાળો જીવભાવ એ વિરાડાંશથી જાણે જૂદો—બીજોજ હોય એમ દેખાય છે, છતાં વસ્તુતાએ તો ઉભય એકજ છે.

બુદ્ધિ ઇન્દ્રિયમાં પ્રકટતાં 'વિજ્ઞાનમય' અને સમાન એવા હૃદય-આકાશમાં 'જ્યોતિ' પુરૂષ' રૂપે વર્ણવાયલું આજ દ્વંદ્વ બૃહ. ૪. ૩. ૭. માં જુવો. અહીંથી ૧૨ સુધીના મંત્રોમાં આ દ્વંદ્વ યોનિસ્વભાવોને શી રીતે ફળાવે છે તે બતાવ્યું છે.

(૯) એક વાળના અગ્ર ભાગના સો ભાગ કરીએ, અને તેનોય સોમો ભાગ કલ્પીએ તેટલામે ભાગે જીવને (સૂક્ષ્મ) જાણવો; અને વળી એ (ઉપાધિ રહિતપણે તો) અનંત્ય (Infinite પણ) કલ્પાય છે. (૧૦) એ સ્ત્રી પણ નથી, તેમ પુરૂષ પણ નથી, કે નપુંસક પણ નથી. જે જે શરીર તે લે છે તેવા તેવા શરીરે તે જોડાય છે. (તે રૂપે ઓળખાય છે.) (૧૧) જેમ અન્ન અને જળના સિંચનથી શરીરની વૃદ્ધિ થયા કરે છે તેમ, સંકલ્પ, સ્પર્શ, દૃષ્ટિ, (અને એમણે કરેલો) મોહ (આસક્તિ), તેમણે કરીને દેહી (દેહાભિમાની જીવ) કર્માનુસાર અનુક્રમે (વિવિધ) સ્થાનો(લોકો)માં રૂપોને (શરીરોને) પામે છે. (૧૨) દેહી (દેહાભિમાની જીવ) મોટાં

---

(૯) આઠમા મંત્ર સુધી મુખ્યત્વે ઇશ્વરભાવે જગતના નિયંતાનું સ્વરૂપ પ્રકટ કરીને, હવે અહીંથી તેના જીવભાવનું સ્વરૂપ પ્રકટ કરે છે. આ જીવભાવ ઉપાધિથી રહિતપણે તો અનંત્ય એટલે કાલાતીત પરબ્રહ્મ-ઇશ્વર રૂપજ છે. જુવો. શ્વેતા. ૫. ૧.

(૧૧) સર. શ્વેતા. ૪. (૩-૪). 'ગ્રાસ' એટલે ખાવાના અન્નનો કોળીઓ, તેથી અન્ન. "સ્પર્શ" એટલે ઇન્દ્રિયાદિમાં તાદ્રુપ્યાભિમાનવાળી દૃષ્ટિ, એટલે કામના અથવા ભોગેચ્છા.

(૧૨) આત્માના ગુણો તે મનની કામનાઓ; જેવી કે પ્રેમ, ક્રોધ, કામ, મોહાદિ. એ સર્વ ભોગેચ્છાજનિત છે. શરીરના ગુણોમાં પંચ મહાભૂતોના ગુણો આવેછે; તે શબ્દ, ગંધ, રૂપ, રસ, સ્પર્શાદિ જે ભોજ્ય છે. ક્રિયાનો ગુણ-ગમન તે કાળ અને સ્થળને અંગે ભોજ્યમાં થતો ચિત્તનો વિકાર છે. ક્રિયા એ ચૈતન્યનો વ્યવહાર છે, અને એ કામના જનિત છે; અને શરીરના ગુણો, કામનાના વિષયોને અંગે તે થાય છે. તેથી કામના-વાસના પોતાને અનુરૂપ શરીરના સંબંધમાંજ ભોક્તાને જોડે છે. એટલે કે, કામનાનો કર્તા જીવ પોતે કામાત્મક ક્રિયાના ગુણે કરીને શરીરના સંબંધમાં જોડનાર હેતુ બને છે; તેથી તેને વિવિધ શરીરોને પસંદ કરતો-સ્વીકારતો કહ્યો છે. આવો જીવભાવ "સ્વ" ઇશ્વરભાવની

કે નાનાં, એવાં અનેક રૂપોને (શરીરોને) પોતાના ગુણો એ કરીને પસંદ કરી લેછે (સ્વીકારે છે-वृणोति), (તેથી) ક્રિયાઓના ગુણે કરીને અને આત્માના ગુણે કરીને, એ (દેહી) અપર (તેથી કાર્યાત્મક) છતાંય, તેમના (રૂપો-શરીરોના) સંયોગનો તે હેતુ (છે, એમ) દેખાય છે.

(૧૩) આવા કલિલ(શક્તિ અથવા માયાના પ્રપંચ)ની અંદરનું અનાદ્યનંત એવું અનેક રૂપે વિશ્વને સૃજનાર-કાઢનાર, અને એકજ રૂપે વિશ્વને બધેયથી (અધિષ્ટાન રૂપે) વ્યાપીને રહેનાર જે (આત્મ તત્વ) છે, તેને ઓળખીને (અનુભવીને) સુખ અને અત્યંત શાન્તિને પમાય છે. (૧૪) વિશુદ્ધ અંતઃકરણથીજ પકડાય એવા (भावग्राह्यं), આલંબન રહિત કહેવાતા(अनीडाख्यं),સૃષ્ટિ અને સંહારના કર્તા(भावाभावकरं), સુખ રૂપ (शिवं), કળાઓની (પ્રાણોની-ઇન્દ્રિયજ્ઞાનોની) શ્રેણિને વિસ્તારનાર (कलासर्गकरं), એવા દેવ(આત્મા)ને ઓળખે (અનુભવે) તે શરીરને ત્યજીજ દે છે, (જન્મજન્માન્તરથી મુક્ત થાય છે).

---

અપેક્ષાએ કાર્યાત્મક છે, છતાં ઇશ્વરનો એવો કાર્યાત્મક જીવભાવજ વ્યક્તિમાં એવી ભોગેચ્છાનો કર્તા થાય છે; એનો "સ્વ"ભાવ તો કેવળ જ્ઞાત્મક-સદ્રુપ હોઇને અકર્તા જ રહે છે. જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૧૩. અને શ્વેતા. ૧ અધ્યાય.

(૧૪) સ્વામી શંકરાનંદ પ્રમાણે સોળ કળાઓ તે આવી છેઃ પ્રાણ, શ્રદ્ધા, ખ, વાયુ, જ્યોતિ, અપ, પૃથિવી, ઇન્દ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મન્ત્ર, કર્મ, કાલ અને નામ. અંતઃકરણની વિશુદ્ધિ માટે, જુવો છાં. ૭. ૨૬. ૨; શ્વેતા. ૬. ૫. મું. ૩. ૧. (૮-૯). જુવો છાં. ૬. ૩. (૧-૩).

## અધ્યાય છઠ્ઠો.

---

(૧) માયાથી મોહ પામતા (અવિવેકી) કેટલાક કવિયો (ઋષિયો),(જગત્‌નું કારણ) સ્વભાવ (પદાર્થની દેખાય છે તેવીજ સાધારણ શક્તિ) છે એમ કહે છે, તો બીજા કેટલાક વળી 'કાળ' છે એમ કહે છે. પરંતુ જેનાથી આવું બ્રહ્મચક્ર (કાર્યબ્રહ્મ) ફરી રહ્યું છે, તે (ખરૂં કારણ તો) દેવનો (આત્માનો શક્ત્યાત્મક) મહિમાજ છે.

(૨) જેનાથી આ સર્વ (જગત્) નિત્ય વ્યાપ્ત થઈ રહ્યું છે, એવો જે 'જ્ઞઃ' રૂપ કાળનોય કર્તા વિકારાત્મક ગુણોનો (માયાએ કરીને) ધારક (એવો ગુણી) છે, અને સર્વને જે જાણનારો છે, તેણે નિયમેલું (નિયમથી પ્રેરેલું) કર્મ (સંકલ્પ-ક્રિયા) પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ (એમ પંચ-ભૂતાત્મક)જગત રૂપે (તત્વથી વિપરિત એવા મિથ્યાજ્ઞાન રૂપે ભોક્તાને) ભાસે છે (**विवर्तते**); તે(કર્મ)ને વિચારવા યોગ્ય છે.

(૩) જે એવા (સૃષ્ટ્યાત્મક) કર્મને કરી(આરંભી)ને, પછી

---

આ છેલ્લા અધ્યાયમાં, હવે આરંભમાં પૂછેલા પ્રશ્નને સંભારી આપી, તેના ઉત્તરમાં આગલા અધ્યાયોમાં વિગતવાર સમજાવેલા શક્તિએ યુક્ત દેવના જગદુત્પાદક સ્વરૂપને, સંક્ષેપથી પણ ઘણા સ્પષ્ટ અર્થમાં, શ્રુતિ અહીં સમેટી લેછે. આવી ઉપદેશપદ્ધતિને કઠ. અને ગીતા. સાથે સરખાવો.

(૧) આ બ્રહ્મચક્રને બૌદ્ધો શરૂઆતમાં 'ભાવચક્ર' કહેતા.

(૨) કર્મને માટે, વળી જુવો બૃહ. ૧. ૫. ૨૧; ૧. ૬. ૩. શક્તિયુક્ત ઇશની ઇક્ષણ ક્રિયા તેજ પૃથ્વી, અપ, તેજસ, રૂપે વિવર્તે છે, તત્વથી–ઈશથી જૂદી એમ ભાસે છે; અને પછી તેમનાથી બીજી બધી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. જુવો છાં. ૬. (૨–૩). ખંડો. જુવો. બ્ર. સૂ. ૧. ૪. ૨૩.

(૩ થી ૫) આ ત્રણે મંત્રોને તેમનો અર્થ કરવામાં સાથેજ

(તેને)સ્થિર કરી-પાળી (**विनिवर्त्य**), પુનઃ તત્વની સાથે તત્વને જોડીને (રહે છે), (એટલે કે) એકે (શક્તિયુક્ત અવ્યક્ત સદે) કરીને, બેએ (જ્ઞ અને અજ્ઞ એવા જીવેશ્વરના દ્વંદ્વે) કરીને, ત્રણે (અગ્નિ, જળ, અને પૃથિવીનાં સૂક્ષ્મ તત્વોએ કરીને), આઠે (આઠ પ્રકારની પ્રકૃતિએ) કરીને, અને વળી કાળે, અને સૂક્ષ્મ આત્માના ગુણોએ (કામનાઓએ) કરીને, (૪) જે ગુણ યુક્ત કર્મોને આ-

---

લેવાના છે. એમનો અર્થ કરવામાં બધાય ટીકાકારો ભિન્ન ભિન્ન અર્થને યોજે છે, એટલે ટીકાકારોની દૃષ્ટિએ તેમનો સમન્વય કરવો મુશ્કેલ છે. પંડિત મેક્ષમુલર પણ બધાયથી જૂદીજ રીતે તેમને સમજાવે છે. આવી રીતના મતાન્તરોમાં અમે જે અર્થ કર્યો છે તેની જવાબદારી અમારી પોતાનીજ રહે છે. અમારી દૃષ્ટિએ, સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયમાં થતું આત્મતત્વનું આજ અર્થવાળું દર્શન વેદાન્તને બહુ સરળ અને સ્પષ્ટ કરે છે, અને શબ્દોને મચડયા વગર સરળતાથી એ અર્થ ઘટાવી શકાય છે.

બીજા મંત્રમાં જે વિચારવા યોગ્ય દેવનું 'કર્મ' જગત્ રૂપે પરિણામ પામનું દેખાડયું છે, તે ત્રણ પ્રકારનું છે. એક સૃષ્ટિ–સર્જન ક્રિયાવાળું, બીજું પાળક ક્રિયાવાળું, અને ત્રીજું સંહારક ક્રિયાવાળું કર્મ છે; તે ત્રીજા મંત્રના પહેલા ભાગમાં સ્પષ્ટ કરી બતાવ્યું. ત્યાર પછી, એ પ્રત્યેકનું વિવરણ કરતો શ્રુતિનો બોધ બાકીના પાંચમા મંત્ર સુધી ચાલે છે. શરૂઆત–આરંભ શી રીતે અને કેવા નિયમે કરે છે, તે સમજાવતાં શ્રુતિ કહે છે કે, પોતે અદ્વિતીય આત્મા નિર્વિકારરૂપે અધિષ્ઠાનજ બને છે, અને શકિતનો–અજાનો યોગ થતાં, 'એક' હિરણ્યગર્ભ–સદ્–દેવતા રૂપે એ પ્રકટ થઈ, એ સદ્દેવતા જાણે આત્મા–હું–ને સૃજે છે. તેમાંથી પછી 'બે' એટલે 'જ્ઞાજ્ઞૌ'–જીવેશ્વરનું 'દ્વંદ્વ' થાય છે. જુવો. શ્વેતા. ૧. (૮–૯). પછી 'ત્રણ' (તેજ, જળ, પૃથ્વી) એવાં તત્વ રૂપે પોતે પ્રકટ થાય છે. (જુવો છાંદો. ૬. (૨. ૩) ખંડો. અને પછી તેમાં પોતે જાણે 'હું' એવા જીવભાવે પ્રવેશ કરે છે, અને તેમાથી વિવિધ ગુણે 'આઠ' પ્રકૃતિને પ્રકટ કરે છે. એમ એકે, બેએ, ત્રણે, અને આઠે વિશેષણોએ કરીને તેનું કર્મ–ક્રિયા જગતને રચે છે. પણ આ વિકાર કરવાનું કારણ શું? અને તેનું મુખ્ય સાધન

રંભીને, સર્વ ભાવનાઓને (તેમના પ્રત્યેક કર્મમાં) વિવિધ રીતે જે નિયોજે છે; (પછી) તેમનો (ભાવનાઓ-કામનાઓનો બ્રહ્મ જ્ઞાન થયે) અભાવ (નાશ) થતાં, કરેલાં સંચિત કર્મોનો નાશ થાય છે, (અને એમ) કર્મનો ક્ષય થતાં, તત્વ(નિર્વિકાર

---

શું? તે સમજાવવા શ્રુતિ કહે છે કે, આ સર્જન ક્રિયામાં 'કાળ' એટલે એક પછી એક એવા અનુક્રમની ભાવના, અને આત્માની "एकोऽहं बहु स्याम" એવી કામના, એજ કર્મમાં આ સર્વ વિકારનાં પ્રેરક થાય છે. તેથી તે કહે છે કે, વળી કાળે, અને સૂક્ષ્મ આત્માના ગુણોએ, ભોગેચ્છાએ કરીને સૃષ્ટિક્રિયાનો પ્રભુ આરંભ કરે છે. આ સર્વ કર્મો ગુણયુક્ત છે, કારણકે એ સર્વમાં જીવભાવવાળો થઇ દેવ પોતેજ પ્રવેશીને તેમને પોતાની કામનામાં દોરી રહ્યો છે. આનોજ ઉપસંહાર કરતાં, શ્રુતિ ચોથા મંત્રની શરૂઆતમાં કહે છે, કે 'ગુણયુક્ત કર્મોને આરંભીને'. આટલી આરંભણ ક્રિયા થઇ. હવે તેમને પાળવાની ક્રિયા કર્મ અને ફળની ઘટમાળને સ્થિર કરી રાખવામાં રહી છે, તેથી શ્રુતિ આગળ કહે છે, કે પુરૂષની ભાવનાઓ કામનાઓને-ઉપભોગની ઇચ્છાઓને પ્રત્યેક કર્મમાં કાર્યકારણ સંઘાતના નિયમાનુસાર જે યોજી રહ્યો છે, એટલે કે, અમુક કર્મનુ ચોક્કસ નિયમાનુસાર અમુકજ ઇચ્છેલું ફળ થાય, એ પ્રમાણે પોતે અંતર્યામી રૂપે રહી, પ્રત્યેક કર્મને તેના નિશ્ચિત ફળમાં પરિણામી-ફળાવી રહ્યો છે. આવી ક્રિયા વડે જગતનું ભરણ-પોષણ-સ્થિરતા જળવાઇ રહે છે. હવે તે સંહારક્રિયા શી રીતે કરે છે, તે સમજાવતાં શ્રુતિ કહે છે, કે ભાવના-કામનાથી કર્મની ઉત્પત્તિ થઇ છે, તેથી તે ભાવનાના નાશથી જ કર્મનો નાશ થવો યોગ્ય છે. એટલે જ્ઞાનસંપાદન કરીને કામનાનો નાશ થતાંજ કર્મ હોય તે સર્વનો નાશ થાય છે, કારણકે, કામનાથી વછુટેલા ફળવાળા તેથી નિષ્ફળ, એવા કર્મની સંઘાતમાં સ્થિતિજ નથી. ફળ અને કર્મ એ બે અન્યોન્યાશ્રયી છે. સુખદુઃખરૂપી ફળની આસક્તિ જ્ઞાનથી કપાઇને ફળ ઉઠી જતાં, કર્મનો પણ નાશજ થાય છે. અને એવા કર્મનો નાશ થતાં શરીરની ઉપાધિનો પણ લોપ થાય છે. આમ ઉપાધિ ઉઠી જતાં ઉપાધિએજ દેખાતો મિથ્યા જીવભાવ, જે આત્મ તત્વથી જુદો દેખાતો હતો, તે ઉઠી જાયછે. કારણકે, અવિદ્યાએ ઉપડતી ઇષણા-આત્મક શરી-

આત્મા)થી જૂદો (દેખાતો) એવો તે (સંસારી ભોક્તા તત્વમાંજ) સમાયછે. (૫) આવો આદિ પુરૂષ (પરમાત્મા) ત્રણે કાલાતીત, (કાળથી પર, અને) અકળ (નિષ્કલ-નિર્વિકાર) છતાં, સંયોગ (જગતના અધિષ્ઠાનાત્મક ઉપાદાન), અને (પ્રેરક) નિમિત્તહેતુ (કારણરૂપે) દેખાય (અનુભવાય) છે.

(આવું દર્શન તો) એ વિશ્વરૂપ, ભવભૂત (ઉત્પત્તિ અને

---

રનો આશ્રય ઉડી ગયો. આમ થતાં આત્મતત્વ જે સદા સદ્, અજ, નિર્લેપ છે, તેજ કેવળ રહે છે. એટલે મિથ્યા જીવભાવ તે તત્વરૂપેજ પ્રકટે છે, તત્વમાં તત્વનો યોગ થાય છે. આમ આરંભ, સ્થિતિ, અને લય, એ ત્રણ કર્મનાં સ્વરૂપ શ્રુતિ સમજાવેછે.

કર્મ જન્ય જગતનો આભાસ કેવળ દેખાવ માત્રજ છે એમ સ્પષ્ટ કરવા, વળી, શ્રુતિ પાંચમા મંત્રમાં નિર્લેપ અને કાલાતીત છતાં, એજ આદિ પુરૂષ-તત્વ જગતની રચનામાં જણાતા કાર્યકારણવાળા સંઘાતમાં આવશ્યક એવા સંયોગ-અધિષ્ઠાન, અને નિમિત્ત બની, સંઘાતના પ્રેરક-હેતુ રૂપે માત્ર દેખાય જ છે; એટલે વસ્તુતાએ તો એ નિષ્કલ અને અજ જ રહે છે, એવો બોધ કરે છે. આત્માનું આવું અદ્વૈત અને નિષ્કલ દર્શન કરવા તેની પોતાનાજ આત્મા તરીકે અદ્વૈતભાવે ઉપાસના કરીને પ્રથમ સત્વની શુદ્ધિ કરવાની આવશ્યક્તા પણ શ્રુતિએ કહી છે. જુવો છાંદો ૭. ૨૬. ૨.

કામનાથી ગુણયુક્ત કર્મની પ્રેરણા થાય છે, અને કર્મ થતાં તેના ફળથી નવી કામના ઉભી થાય છે, અને વળી તે નવાં કર્મને પ્રેરે છે; જેમાંથી વળી, નવી કામના ઉત્પન્ન થાય છે. આમ કારણ કાર્યની પરંપરા ચાલ્યાજ જાય છે. તેથી કામના જે કર્મ-ફળનું મૂળ છે, તેનાજ નાશથી તે કર્મફળ અટકે છે. કામના અને કર્મ તે આવી રીતે અન્યોન્યાશ્રયી છે, તેમજ બીજાંકુર ન્યાયે તે અનંત પણ છે. તેમનો ઉપરામ તો તે ઉભયના અધિષ્ઠાન રૂપ આત્મ-સદ્‌ના અનુભવથીજ સધાય છે. વળી, નિરાલંબોપનિષદ્‌માં કર્મનું લક્ષણ બતાવ્યું છે ત્યાં જુવો.

સ્થિતિ આત્મક, અને તેથી) સર્વપૂજ્ય, એવા દેવને પોતાના ચિત્તસ્થ (આત્મા) રૂપે પ્રથમ ઉપાસ્યા પછીજ (થાય છે).

(૬) એ (આદિ પુરૂષ) સંસાર–વૃક્ષ રૂપી કાળની આકૃતિઓ(વિકારો)ની પારનો (તેમના સ્પર્શ વગરનો, અને તેથી) જૂદોજ (अन्यः) છતાં, જેમાંથી આ સર્વ પ્રપંચ પ્રવર્તિ રહ્યો છે એવો (દેખાય) છે. (આવું દર્શન) એ ધર્મને વહાવનાર, અને પાપને સંહારનાર ભગવાન(નિયંતા)ને આત્માને સ્થાને રહેલા, અમર, અને આખા વિશ્વના ધામ રૂપે ઓળખ્યા પછીજ (થાય છે).

(૭) તે (ઇન્દ્રાદિ) ઇશ્વરોનાય પરમ મહેશ્વરને, અને તે (વૈવસ્વત, યમાદિ એવા) દેવતાઓનાં પરમ દૈવતને, પ્રજાપતિઓના પતિને, અને પરથી ય પર એવા તે પરમ પૂજ્ય અને ત્રિભુવનના ઈશ (નિયંતા) એવા (આદિ) દેવને અમે ઓળખીએ.

(૮) તે(આદિ પુરૂષ)નું કાંઇ (પરિણામી ઉપાદાન) કાર્ય, કે (ઇન્દ્રિયજ્ઞાનનું સાધન) કરણ (હોય એમ) જણાતું નથી,

---

(૮) એ આદિ પુરૂષ–આત્મતત્વનો વસ્તુતાએ તો કોઇ પ્રકારે વિકાર થતોજ નથી. એનું વસ્તુતાએ થતું કાર્ય પણ જણાતું નથી. તેમ તેને પ્રકટ કરવા ઇન્દ્રિયાર્થસંનિકર્ષમાં આવશ્યક એવું કાંઇ સાધન, કે કરણ, પણ જણાતું નથી. અર્થાત એ સર્વ પ્રકારે વિકાર રહિત છે, તેથી કેવળ નિશ્ચળજ છે. આ બધુંય દૃશ્ય તે એની સર્વોત્કૃષ્ટ એવી માયા શક્તિનોજ મહિમા છે, અને એ શકિત અનેક રૂપે જ્ઞાન અને બળના દૃશ્ય વ્યવહારમાં પ્રકટ થતી દેખાય છે. આત્માની આ શકિત સહજ છે એમ દેખાય છે, એ અન્યના આશ્રયવાળી જણાતી નથી. અને આ શકિત દેખાય છે તે પણ આવા વ્યવહારમાં ભોકતા અને ભોજ્યની કાર્યકારણાત્મક સંધાનની જ્ઞાનબળાત્મક ઘટના માટેજ યોજાયલી છે. જુવો શ્વેતા. ૧. ૯. અહીં શ્રુતિ આવા પરમ દેવથી હેઠળના કાર્યાત્મક વિકારોનો, કે તેના સમાન, કે અધિક એવા કોઇ પણ કારણાત્મક ભિન્ન તત્વનો નિષેધ કરે છે, તેથી તે કેવળ અદ્વૈત છે.

અને તેના સમાન, કે તેનાથી અધિક એવું કોઈજ દેખાતું નથી. એની પરા (સર્વોત્કૃષ્ટ) શક્તિ (માયા) (વેદોમાં) અનેક (વિવિધ) રૂપવાળી સંભળાય છે, તે સ્વાભાવિકી (સહજ દેખાય છે તેવીજ), અને જ્ઞાન, બળ, કે ક્રિયાત્મક (અનુભવાય) છે.

(૯) લોકમાં તેનો કોઈ પતિ નથી, કે તેનો કોઇ નિયંતા નથી, કે તેનું કાંઇ લિંગ (ગુણ કે ચિન્હ) નથી. એ સર્વનું (અધિષ્ઠાન) કારણ છે; તેમજ કરણ (ઇન્દ્રિયજ્ઞાન-વિકાર)ના અધિપ(ઇશ્વર)નોય એ અધિપ (પરમેશ્વર) છે, છતાં એનો કોઇ ઉત્પાદક નથી કે કોઈ એનો અધિપ નથી.

(૧૦) જે દેવ એકલો છતાં, જાળથી કોસીટો (પોતાને વીંટે)છે તેમ, સ્વભાવેજ પ્રધાન (મુખ્ય શકિત–માયા)થી થએલા(નામરૂપાદિ વિકારો)એ પોતાને છાવરે છે (વીંટેછે), તે દેવ અમને અવ્યય એવા બ્રહ્મને પમાડો (તદ્રુપ કરો).

(૧૧) એ એકલો (અદ્વૈત) દેવ સર્વ ભૂતોમાં ગૂઢ, સર્વવ્યાપી, સર્વ ભૂતોનો (નિયામક) અંતરાત્મા, (પ્રાણી માત્રના) કર્મોનો

---

(૯) એ પરમાત્માનું કાંઇ લિંગ પણ નથી. 'લિંગ' એ પરામર્શનું એક અંગ છે. એનો અર્થ, જે પક્ષ અને સાધ્ય એ બેયમાં સમાન રહેલી હોય તેવી ગુણવિશેષતા, અને જે એવા લિંગ (Connecting link) ગુણની સમાનતા ઉપરથી અધિકરણનું અનુમાન કઢાય છે તે. એવું લિંગ આ દેવને નહીં હોવાથી, તે અનુમાનનો વિષયજ બનતો નથી. તે કેવળ શાસ્ત્રવેદ્ય, કે અનુભવે જ વેદ્ય છે. અનુમાનમાં, જે લિંગ સાધ્યમાં નિરતિશય વ્યાપ્ત હોય, તે જ યથાર્થ લિંગ–હેતુ બને છે.

(૧૦) પ્રધાન માટે સર. શ્વેતા ૧. ૧૦.

(૧૧) જુ. બ્ર. સૂ. ૨. ૧. ૧૪ જ્યોતિ. સાક્ષી માટે, વળી જુવો કૈવ. ૨. ૫. (समस्तसाक्षि). કૈવ. ૧. (૬, ૧૮), જુવો સર્વોપનિષદ્ સારમાં 'સાક્ષી' અને 'કૂટસ્થ'. વળી, જુવો બૃ. ૨. ૫. (૧૮–૧૯)

અધ્યક્ષ (અધિષ્ઠાન રૂપે કર્મના ફળનો દોરનાર), અને સર્વ ભૂતોમાં વસેલા રૂપે (દેખાતો છતાં, વસ્તુતાએ) સાક્ષી (જ્ઞ) રૂપે, (અને) ચેતન સ્વરૂપે (વસ્તુને ભાસનાર), કેવળ (ઉપાધિરહિત) અને નિર્ગુણ છે.

(૧૨) એકલો (અદ્વૈત છતાં), ક્રિયારહિત (અસત્-જડ) એવાં અનેક(ભૂતો, અને તે દ્વારા જીવો)ને વશ વર્તાવનાર જે (પ્રભુ) એક (શકૃત્યાત્મક) બીજને બહુ પ્રકારે વધારે છે, તેને આત્મસ્થાને (પોતાના આત્મારૂપે) જે અનુભવે છે, તે ધીરો (વિવેકીઓ)ને શાશ્વત્ સુખ મળે છે, બીજાઓને નહીં. (૧૩) જે દેવ નિત્યો(જીવો)ના નિત્ય (આત્મા) રૂપે, ચેતનોના ચેતન રૂપે, બહુના એક જ રૂપે રહીને કામનાઓને વિવિધ રૂપે ધારે છે, તે (સર્વના) કારણરૂપ, જ્ઞાન અને (ધ્યાન) યોગથીજ સમજાય એવા, દેવને ઓળખીને બધા પાશોથી છુટાય છે.

(૧૪) ત્યાં (એ દેવમાં) સૂર્યનો પ્રકાશ, ચંદ્ર, કે અનેક તારાઓનો, કે આ વિદ્યુતનો પ્રકાશ પહોંચતો નથી, તો અહિંના અગ્નિનો તો ક્યાંથી જ હોય ? (ઉલટું) એનાજ ભાસતાં (પ્રકાશતાં) સર્વ (સૂર્યાદિ) ભાસી ઉઠે છે, (અને) એનાજ પ્રકાશ વડે આ સર્વ (દૃશ્ય) પ્રકાશી રહ્યું છે.

(૧૫) એ એકલો (અદ્વિતીય પરમાત્મા) આ ભુવનો

---

(૧૨) સર૰ શ્વેતા. ૧. ૧૦. જીવની કામનાનો ઉદય, અને તેની વિષય દ્વારા થતી તૃપ્તિ, ભૂતોના ઉપરજ આશ્રિત હોઇને, જીવને એના વિષયભોગની બાબતમાં તો ભૂતોના ઇશ્વરની ઇચ્છાને વશજ વર્તવું પડે છે.

(૧૪) જુવો. મું. ૨. ૨. ૧૦; કઠ. ૫. ૧૫, કૌષી. ૨ ૫. ૧૫.

(૧૫) તત્વ રૂપે હંસ, એટલે અવિદ્યાને હણનાર "જ્ઞ"રૂપ બ્રહ્મ-આત્મા, તે હંસ. અને તે પક્ષીની પેઠે નિસંગ રહી 'જ્ઞ'સ્વરૂપે અધિષ્ઠાન થઇને સર્વે અવસ્થાઓમાં અને લોકોમાં તેમને પ્રકાશતો વિચરે

(લોકો)ની વિશે હંસ રૂપે (વિચરે) છે; એજ જળમાં (તેના આત્મભાવે) પેઠેલો અગ્નિ છે. એનેજ ઓળખીને મૃત્યુની પાર જવાય છે; તેને પહોંચવાનો બીજો પંથ છેજ નહીં.

(૧૬) એજ વિશ્વનો કર્તા છે, સર્વને જાણનાર છે, આત્મયોનિ (પોતેજ પોતાનું કારણ) છે. એજ 'જ્ઞ' રૂપ છે, કાલનો કર્તા છે, ગુણનો ધારક છે, સર્વજ્ઞ છે. એજ પ્રધાન (મૂળ કારણાત્મક શકિત) અને ક્ષેત્રજ્ઞ (પ્રજ્ઞાત્મા–જીવ) એ બેયનો પતિ (પાળક) છે, ગુણોનો ઇશ્વર છે, અને એજ સંસારમાં મોક્ષનો, કે સ્થિતિ રૂપ બંધનનો, હેતુ છે. (૧૭) જે આ જગત્‌ને નિત્ય જ (અને તેથી નિયમમાંજ) વશ વર્તાવી રહ્યો છે, તે જરૂર, તન્મય (વિશ્વમય–વિશ્વાત્મા) છે, અમર છે, ઇશસંસ્થ (ઇશને સ્થાને) છે, 'જ્ઞ' રૂપ છે, સર્વ વ્યાપક છે, અને આ લોકોનો તે પાળક છે. ઇશ્વર કાર્યને માટે (**ईशनाय**) બીજો કોઈ (એવો સમર્થ) હેતુરૂપે જણાતો નથી.

(૧૮) જે બ્રહ્મા(હિરણ્યગર્ભ)ને પ્રથમ ઉત્પન્ન કરે છે, (અને) તેનેજ વેદો (વિજ્ઞાનો) સમર્પે છે, તે 'આત્મ' જ્ઞાનના

---

છે, અને શક્તિએ સંલગ્ન થતાં તે તે રૂપે થઇ તેમાં જીવેશ્વરભાવે લીલા કરતો દેખાય છે. આ હંસના આવા સંચારાર્થે, જુવો બૃહ. ૪. ૩. ૧૧. ની જ્યોતિ. સર. શ્વેતા. ૧. ૬. જુવો. શ્વેતા. ૩. ૮ જ્યોતિ.

(૧૭) "नान्यो हेतु र्विद्यते ईशनाय" એમાં 'હેતુ' એટલે "સમર્થ" એવો ભગ૰ શંકરાચાર્ય અર્થ કરે છે, અને એજ અર્થ પં. મેક્ષ. મુલર સ્વીકારે છે. વિજ્ઞાન ભગવત્ એના સામર્થ્ય વિષે આમ કહે છે. હિરણ્યગર્ભાદિની પેઠે કર્મની ઉપાસનાએ જન્મતું ઐશ્વર્ય નહીં, પરંતુ 'સહજ' [સહજ ઐશ્વર્ય જેનું છે એવો, તેથી એના ઐશ્વર્યને માટે બીજો કોઇ હેતુ–કારણ હોય એમ જણાતું નથી, અર્થાત એનું ઐશ્વર્ય સ્વાશ્રયી છે, અને તે કર્મજન્મ ઐશ્વર્યની પેઠે બીજાના આશ્રયની અપેક્ષાવાળું નથી.

(૧૮) સર. શ્વેતા. ૫. ૨.

પ્રકાશ રૂપ દેવને હું આ મુમુક્ષુ શરણે જાઉં છું. (૧૯) જે (દેવ) નિષ્કલ, નિષ્ક્રિય, શાન્ત, નિર્દોષ, નિર્મળ છે; (અને) જે અમૃતનો પરં (શ્રેષ્ઠ કારણ રૂપ) સેતુ, અને બળતા લાળા જેવો જ્વલિત અગ્નિ રૂપે છે (તેને શરણે હું જાઉં છું). (૨૦) માણસ જો, મૃગચર્મની પેઠે, (સર્વ વ્યાપક એવા) આકાશને સમેટી–વાળી લેઇને બગલમાં મારી શકે, તોજ એ દેવને ઓળખ્યા વગર તે દુઃખના અંતને પામી શકે.

(૨૧) (એકાગ્ર વિચાર રૂપી) તપના પ્રભાવે, અને દેવ (પરમાત્મા)ની પ્રસાદીએ શ્વેતાશ્વતર ઋષિએ પ્રથમ બ્રહ્મને (પોતે) ઓળખીને પછી, એમણે પરમ પવિત્ર અને ઋષિમુનિના સંઘે સેવેલા એ બ્રહ્મનો (પરમ વૈરાગ્યવાન એવા) છેલ્લા (શ્રેષ્ઠ) આશ્રમીઓને ઉપદેશ કર્યો હતો.

(૨૨) વેદાન્તમાં પરમ ગુહ્ય, અને પૂર્વ કલ્પમાં ઉપ-

---

(૨૦) સર. શ્વેતા. ૩. ૮. જ્યોતિ.

(૨૧) આશ્રમી પરિવ્રાજકોની-ભિક્ષુઓની ચાર કોટી નીચે પ્રમાણે છે. ૧. કુટીચક, ૨. બહૂદક, ૩. હંસ ૪. પરમહંસ. ક્રમવાર પાછળનો તે આગળનાથી શ્રેષ્ઠ છે.

चतुर्विधा भिक्षवश्च कुटीचकबहूदकौ ।
हंसपरमहंसश्च यो यः पश्चात् स उत्तमः ॥ स्मृति

શ્વેતાશ્વતર ઋષિના નામનો આવો અર્થ થાય છે. 'અશ્વ' એટલે ઇન્દ્રિયો, તે શ્વેતા એટલે સદા 'स्व'+इता એટલે 'સ્વ'ની ભણી વળેલી એવી અંતર્મુખી થયેલી, અને બાહ્ય ઇન્દ્રિયોના ભોગથી નિવૃત્તિ પામેલી છે જેની, એવા 'શ્વેતાશ્વ.' અને આવો ગુણ જેમનામાં અતિશય ભાવે રહ્યો છે એવા શ્વેતાશ્વતર ઋષિ. આ ઋષિના નામ ઉપરથી ઉપનિષદ્દનું નામ પડયું છે.

(૨૨) આ ઉપનિષદ્દમાં સંગ્રહેલા ઘણા ખરા મંત્રો પૂર્વકલ્પના-સમયના છે, અને તેમને વિષયાનુક્રમે અહીં ઉતારી લીધા છે, એમ શ્રુતિ સ્વમુખે કહે છે. ત્રિજો, ચોથો, અને પાંચમો અધ્યાય તો લગભગ

દેશેલું (આવું બ્રહ્મજ્ઞાન), જે પ્રશાન્ત (કામના રહિત) ન હોય તેને, કે જે પુત્ર ના હોય, કે શિષ્ય ના હોય, તેમને આપવું નહીં. (૨૩) કારણ કે, જેની એ દેવ(પરમાત્મા)માં ઉત્તમ ભક્તિ હોય, અને જેવી દેવમાં તેવીજ ગુરૂમાં (પણ) હોય, તેવાનેજ ઉપદેશેલો આ મહદ્ આત્મનો, ખરે, મહાત્મનો (પરમાત્માનો) અર્થ (જ્ઞાન બોધ) પ્રકટી ઉઠે છે–ફળે છે.

ૐ. અમો બન્ને( ગુરૂ શિષ્ય )નું ( વિદ્યા આપીને ) તે ( ઈશ્વર ) રક્ષણ કરો. ઈત્યાદિ. ૐ શાન્તિઃ

---

આવા સંગ્રહ રૂપેજ થયો છે. પહેલો અને છટ્ઠો અધ્યાય તેમના સાર રૂપે શ્રુતિ પ્રકટ કરે છે, આવી ઉપનિષદ્‌ની શૈલી ગીતાના જેવીજ વિશેષતાવાળી છે. અને બીજામાં કહેલી યોગ પ્રક્રિયા તે આ શ્રુતિએ બતાવેલું આત્મજ્ઞાન પ્રાપ્તિનું પ્રધાન સાધન છે.

(૨૩) "महात्मनः", એને બીજી વિભક્તિના બહુવચનમાં લેઇને 'મહાત્માઓને ઉપદેશેલો અર્થ,' એમ કેટલાક ઘટાવે છે. બ્રહ્મજ્ઞાન થતા પૂર્વની અવસ્થાવાળા સન્યાસીને મહાત્મા કહેવા કરતાં, 'महात्मनः'ને છટ્ઠી વિભક્તિમાં લેઇ 'જે અર્થનો વિષય મહાન્ આત્મા છે' તેની સાથે સાંધી, મહાન આત્મા-બ્રહ્મના અર્થનો, તેના જ્ઞાનનો, ઉપદેશ એમ અન્વય કરવો વધારે યોગ્ય લાગ્યાથી અમે એવોજ અર્થ સ્વીકાર્યો છે. 'મહાત્મા'ને માટે સર, શ્વેતા. ૪. ૧૭.

કેટલાક આ છેલ્લા મંત્રને ક્ષેપક કહે છે; કારણ કે જે પુત્ર કે શિષ્ય ના હોય, તેવાને આ જ્ઞાનનો ઉપદેશ નહીં કરવાનું આવું કારણ આજ ઉપનિષદ્‌માં બતાવવામાં આવ્યું છે, અને તેમાં વળી "ભક્તિ" શબ્દના પ્રયોગનું બીજું કારણ તેઓ ભેળવે છે. શ્રુતિની ઉપાસનાને "ભક્તિ" એવા શબ્દથી અહીંજ પહેલ વહેલી આ મંત્રમાં વર્ણવી છે. આ બેય ચિન્હો પ્રાચીન ઉપનિષદ્‌માં બીજે કોઇ સ્થળે દેખાતાં નથી, છતાં, એટલાજ ઉપરથી મંત્રને ક્ષેપક કહેવું અમને યોગ્ય લાગતું નથી.

( શ્વેતાશ્વતરોપનિષદ્‌ની 'જ્યોતિ' સમાપ્ત. )

# અમૃત(બ્રહ્મ)બિન્દૂપનિષત્.

यस्यात् जातं जगत्सर्वं यस्मिन्नेव प्रलीयते
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः। (शंकर)

ૐ. અમો બન્ને(ગુરૂ શિષ્ય)નું (વિદ્યા આપીને) તે (જગત્ નિયંતા ઈશ્વર) રક્ષણ કરો. અમારા ઉપર તે પ્રસન્ન થાઓ, (જેથી) અમે સાથે રહીને (વિદ્યા વડે) અમારૂં સામર્થ્ય વધારીએ. ઈત્યાદિ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## જ્યોતિ.

(વંદન)

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્ગુરૂ સમ પિતાપિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોતિ' પ્રકાશ ધરવાને,
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને
શુદ્ધ પરમ દર્શનથી, 'સ્વ'ભાવમાં સ્થિર થતાંજ, ભળવાને.

આ ઉપનિષદ્ અથર્વવેદનું છે. મદ્રાસની પ્રતમાં આ ઉપનિષદ્ના પાઠમાં કહીંક કહીંક ફેર છે. આ ઉપનિષદ્ને વળી 'બ્રહ્મબિન્દુ' ઉપનિષદ્ પણ કહે છે. નિર્ણયસાગરની પ્રતમાં તો એને બ્રહ્મબિન્દૂપનિષદ્જ કહ્યું છે.

(૧) ૐ. મન ખરે, બે પ્રકારનું કહેવાય છે. (એક) શુદ્ધ અને (બીજું) અશુદ્ધ. કામસંકલ્પ વાળું તે અશુદ્ધ, અને કામના રહિત તે શુદ્ધ. (૨) મન એજ મનુષ્યોના બંધ કે મોક્ષનું કારણ છે. વિષયમાં આસક્તિ વાળું (મન) તે બંધનકારક છે, અને વિષયવાસના રહિત તે મુક્તિકારક કહેવાય છે. (૩) જ્યારે આ (અશુદ્ધ) મન વિષયની વાસના વગરનું થાય છે, ત્યારેજ મુક્તિ ઇચ્છાય છે, તેથી મુમુક્ષુએ નિત્ય મનને વિષયવાસના રહિત કરવું જોઈએ. (૪) એવું વિષય માત્રની આસક્તિ કાઢી નાખેલું, અને બરાબર સંયમથી રૂંધેલું, મન જ્યારે હૃદયમાં ઉન્મનીભાવને પામે છે, ત્યારે તે તેનું પરમ પદ છે. (૫) એ(મન)ને એટલે સુધી સંયમથી નિરોધવું

---

(૧) મનના આ બે પ્રકાર, તે અશ્વત્થ વૃક્ષ ઉપર બેઠેલાં નિત્યયુક્ત સમાન સખા જેવાં 'જીવેશ્વર' પક્ષીઓનુંજ દ્વંદ્વ છે, જેને શ્વેતાશ્વતરમાં "જ્ઞાજ્ઞૌ" કરીને પણ વર્ણવ્યું છે. એવા દ્વંદ્વને બે પક્ષી કહીને પણ વર્ણવ્યાં છે. જુવો કઠ. ૩. ૧; કઠ. ૪. ૫. મું. ૩. ૧. ૧; શ્વેતા. ૧. (૮–૯); ૫. ૭; ૪. (૬–૭). મનને બ્રહ્મ કહીને વર્ણવતી શ્રુતિ જુવો. છાંદો. ૩. ૧૮. ૧.

(૪) અહીંથી સરખાવો ગૌ. કા. ૩. (૩૯–૪૦) સુધી. મદ્રાસની પ્રતમાં "ઉન્મનીભાવ" ને બદલે 'आत्मनोऽमावं' એવો પાઠ છે. જે ગૌ. કા. ના પાઠને વધારે મળતો આવે છે. ઉન્મનીભાવ એટલે શુદ્ધ અને કામના રહિત એવા સાક્ષી સ્વરૂપ 'ઇશ્વર' ભાવને પામે, એટલે 'ઉત્'–ઉપરના એવા શુદ્ધ 'મનીભાવે' થાય, ત્યારે તેજ બ્રહ્મ પ્રાપ્તિ છે, અને એજ પરમ પદ કહેવાય છે. સર. કઠ. ૪. ૧૫; ૬. (૧૦–૧૪). આ 'ઉન્મનીભાવ' તેજ ગીતાનો 'યોગ' છે.

(૫) મન સુષુપ્તિમાં સબીજ લયને પામે છે, તેથી નિદ્રા પછી અવિદ્યાવાળો તે પાછો ફરે છે. અહીં સમાધિથી સ્વરૂપમાં ભળતું મન નિર્બીજ થઇ સંસારીત્વના અભાવવાળું છે, તેથી મન રૂપે તેનો નિર્મૂળ ક્ષય–અમનીભાવ થાય છે. મનના રૂંધનની વિધિ માટે, જુવો કૌષી. ૧. (૪–૮).

જોઇએ કે, હૃદયમાં જઇને (ત્યાં) તે ક્ષય(નિર્મૂલતા)નેજ પામી જાય. એજ જ્ઞાન, અને એજ મોક્ષ (કહેવાય) છે, અને બીજું બધું તો ગ્રંથ વિસ્તારજ સમજવું.

(૬) (મન) જ્યારે ચિન્ત્ય નહીં, કે અચિંત્ય નહીં, કે અચિન્ત્ય છતાં ચિન્ત્ય, એવું કોઈ પણ પક્ષપાતથી રહિત થાય ત્યારેજ બ્રહ્મને પમાય છે. (૭) સ્વર (ૐ) વડે યોગને સાંધી, અસ્વર એવા પરની ભાવના કરવી. જરૂર, અસ્વરની ભાવનાથી ભાવજ ઇચ્છાય છે, અભાવ નહીં (૮) એવો એ (અસ્વરભાવ)જ નિષ્કલ, નિર્વિકલ્પ, અને નિરંજન બ્રહ્મ છે. એવું બ્રહ્મ તેજ હું છું, એમ જાણીને જરૂર બ્રહ્મને પમાય છે (તદ્રૂપ થવાય છે). (૯) નિર્વિકલ્પ, અનંત, અને હેતુ

---

(૬) સર. કેન. ૨. (૧-૩) જ્યાતિ.

ચિન્ત્ય અને અચિન્ત્ય એવાં સંઘાતનાં વિરોધી દ્વંદ્વો બુદ્ધિની મર્યાદાની અંદરનાં છે. એમની પારની સ્થિતિ સ્વાનુભવની છે, તેને મર્યાદિતની અપેક્ષાએ 'અચિન્ત્ય છતાં ચિંત્ય' કહીને બતાવી છે. અર્થાત જ્યાં મનમાં પ્રકટતું ચિત્ બુદ્ધિ મર્યાદાની પાર જઇ સાક્ષી સ્વરૂપે સ્થિર ચિદ્રુપમાં ભળી જાય, ત્યાં બ્રહ્મરૂપ થવાય છે. પક્ષપાતનો વિષય જ્યાં સુધી બુદ્ધિની-અવિદ્યાની મર્યાદા છે ત્યાં સુધીનોજ છે.

(૭) સ્વર એટલે પ્રણવ ૐ. શરૂઆત વિકૃતથી કરીને અવિકૃત ભાવનામાં ભળવાનો ઉપદેશ છે. ત્યાં અવિકૃતના ભાનમાં શૂન્યતા નથી, તેને સ્પષ્ટ કરવા 'ભાવજ' ઇચ્છાય છે-પમાય છે, એમ શ્રુતિ કહે છે. કારણ કે મન અમનીભાવે થતાં, સ્વરૂપમાં, એટલે 'જ્ઞ'રૂપ નિત્ય ચિદ્રુ-માં તે ભળેછે, અભાવ-શૂન્યતામાં જતું નથી. એવા અભાવમાં તો એ ભાવ જાયજ નહીં. મદ્રાસ પ્રતમાં हि...भावेत ને બદલે अनु भावेत એવો પાઠછે.

(૮) ઉપરના સાતમા મંત્રના સિદ્ધાન્તને શ્રુતિ અહીં, અને આગળ વધારે સ્પષ્ટ કરે છે.

(૯) वन्द्यो એવો મુંબઇનો પાઠ બરાબર નથી, તેથી મદ્રાસનો बन्धो એવોજ પાઠ અમે સ્વીકાર્યો છે.

દૃષ્ટાન્ત રહિત, તેમજ અપ્રમેય અને અનાદ્ય, એવા પરમ શિવરૂપને ઓળખ્યા પછી, (૧૦) નથી રહેતો નિરોધ, કે નથી ઉત્પત્તિ, કે નથી બન્ધ, કે શાશન. તેમજ નથી રહેતી મોક્ષની ઇચ્છા, કે મુકિત. આવીજ (અવસ્થા) તે પરમાર્થતા છે.

(૧૧) એકજ આત્મા જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ અવસ્થાઓમાં (વિવિધ રૂપે દેખાતો) સમજાવો જોઇએ. એવાં ત્રણેય સ્થાનોની પાર ગએલાનો પુનર્જન્મ થતો નથી. (૧૨) જરૂર, એકજ ભૂતાત્મા ભૂતે ભૂતે (વિવિધ રૂપે) વ્યવસ્થા પામી રહ્યો છે, તે (સ્થિર વ્યાપકમાં) એકજ અને (અસ્થિર-પરિચ્છેદમાં) બહુ રૂપે એમ, જલચંદ્રની પેઠેજ, દેખાય છે. (૧૩) જેમ ઘડો ભાગી જતાં, ઘડામાં ભરાયલું આકાશ તો

---

(૧૦) કારણ કે, આવા નિત્ય સ્વરૂપમાં એ અદ્વૈત છે. જ્યાં બીજું હોય તો તેવાને જોવાનું મન થાય; જ્યાં કામનાનો સંભવ બને, ત્યાંજ બંધ મોક્ષની અપેક્ષા રહે. પણ જ્યાં સર્વે આત્મા એકલોજ છે, ત્યાં કોણ કોને ઇચ્છે? જુવો. બૃ. ૨. ૪. ૧૪; ૪. ૫. ૧૫.

(૧૨) જલચંદ્ર વત, એટલે જળમાં પ્રતિબિંબિત થએલા ચંદ્રની પેઠે. જ્યારે જળ સ્થિર હોય ત્યારે તેની અંદર એકજ ચંદ્ર જણાય છે, પણ જ્યારે જળ વિક્ષોભને પામે છે, ત્યારે જેટલા તરંગ તેટલા જૂદા જૂદા ચંદ્ર દેખાય છે. તેમાં દેખાતો એવો વિવિધ વિકાર ચંદ્રનો નથી, પરંતુ જળનો જ છે, તેજ પ્રમાણે ભૂતોમાં વિવિધ જણાતો પ્રકટ આત્મા, વ્યાપકમાં પોતે એકજ છે, છતાં પરિચ્છિન્ન ભૂતોના વિક્ષોભથી–વિકારથી વિવિધરૂપે થતો દેખાય છે. જ્યાં આવો વિકાર શમી જાય, અને પ્રકૃતિ શાન્ત થાય, ત્યાં તરત તે એકજ જ્યોતિ–સ્વયંપ્રકાશ રૂપે જ સ્થિર રહે છે.

(૧૩) મુંબઇની પ્રતિમાંનો जीवो घटोपमः એવો પાઠ તે દેખીતો ભૂલ ભરેલો છે, તેથી મદ્રાસની પ્રતિમાંનો नभोपमः એવો યોગ્ય પાઠજ અમે સ્વીકાર્યો છે. મુંબઇની પ્રતિમાં जया लीयमाने છે, ત્યાં મદ્રાસમાં नीयमान એવો પાઠ છે, તે અમને અયોગ્ય લાગે છે.

(રહે) છેજ; ઘડોજ ભાગે છે, આકાશ નહીં. તેની પેઠે નભની ઉપમાવાળા જીવનું (જાણવું). (૧૪) ઘડાની પેઠે વિવિધાકારવાળું (શરીર) વારંવાર ભાગી જાય છે. તેવું ભાગેલું (શરીર કાંઇજ) જાણતું નથી, પણ નિત્ય રહેતો જીવજ (જ્ઞાતા હોઇને બધું) જાણે છે. (૧૫) એ જીવ નામ (રૂપ) આત્મક માયાના આવરણવાળો હોય છે ત્યાં સુધીજ, પુષ્કર (હૃદય) માં તે ચોટી રહે છે. એ (આવરણ રૂપી) અંધાર વછુટતાં એકલોજ (થઈને) તે (આકાશ-બ્રહ્મ) જોડે ઐકયને અનુભવે છે. (૧૬) જે(પુષ્કર-અંતઃકરણ)નો ક્ષય થતાંય, જે અક્ષર

---

(૧૩) નાશવાન એવું જે જડ અને માયિક શરીર છે, તેનામાં જાણવાની શક્તિ નથી, તેથી તે જ્ઞાતા નથી; પરંતુ નિત્ય જીવનું જે પરમાત્મ સ્વરૂપ છે તે જ જ્ઞાનનું ધારક-જ્ઞાતા છે; કારણ કે, તેજ 'જ્ઞ'રૂપ પ્રકાશક છે.

(૧૫) મદ્રાસની પ્રતિમાં વિરૂદ્ધ જ પાઠ છે. नैव तमसा याति पुष्करे. અને પુષ્કરનો અર્થ પુણ્યક્ષેત્ર-સ્વર્ગ એવો કર્યો છે. આના વિરોધમાં, અમે પુષ્કરનો અર્થ પવિત્ર હૃદયસ્થાન, જ્યાં બ્રહ્મનો વાસ છે અને જેને પુંડરિક કહીને શ્રુતિએ વર્ણવ્યું છે, અને જેમાં દહરાકાશ રહે છે, તે જ સ્વીકાર્યો છે. આ અંતઃકરણમાંજ ચૈતન્યનો પ્રકાશ શક્ય છે. અને ચૈતન્યમાં જ્યાં સુધી અવિદ્યાનું આવરણ હોય છે ત્યાં સુધીજ, તે હૃદય અથવા અંતઃકરણમાં આસક્ત થઇને ચોટી રહે છે. એવું આવરણ વછુટતાં અંતઃરકણમાંથી ય એની આસક્તિ વછુટી જતાં, તે બ્રહ્માકારે પ્રવર્તે છે, અને માયિક અંતઃકરણ ઉડી જાય છે, એટલે પૂર્વે હતો તેવો એકલોજ બ્રહ્મના ઐકયને જ અનુભવેછે. शब्द એટલે નામ, રૂપાદિ.

(૧૬) પ્રકૃતિના કાર્યરૂપ અંતઃકરણનો પણ વિનાશજ છે, જો કે સ્થૂળ શરીર પડતાં લિંગદેહાત્મક અંતઃકરણ જોડે જીવનું જન્માન્તર પ્રયાણ થાય છે, છતાં એનું જે નાશવાન શરીર છે તે પણ અસત્ છે. તેય, તેણે અવચ્છિન્ન જીવાત્માને બ્રહ્મજ્ઞાન થતાં, તેમાં બાંધી રાખનાર જીવની ભોગાસક્તિ વછુટતાં, વિલીન થઇ જાય છે. આમ અંતઃકરણનો ય

(અવિનાશી) રહે છે તે શબ્દાક્ષર (ૐ સ્વરૂપે) પરમ બ્રહ્મ છે. તેને ઓળખનારા વિદ્વાને, જો એ (પોતાના) આત્માની શાન્તિ ઇચ્છે તો, એવા અક્ષરનુંજ ધ્યાન કરવું.

(૧૭) બે વિદ્યાઓ જાણવા જેવી છે. (એક) શબ્દ બ્રહ્મ છે તે, અને (બીજી) પર (બ્રહ્મ) છે તે. શબ્દબ્રહ્મમાં નિષ્ણાત થએલોજ પર બ્રહ્મને જાણી શકે છે. (૧૮) ગ્રંથો ભણીને જ્ઞાન વિજ્ઞાનને તત્વતઃ સમજનારો (મેધાવી), ધાન્યને ઇચ્છનાર પુરૂષ જેમ છાંડાંને ત્યજીજ દે તેમ, બધાય ગ્રંથોને (ફેંકી દેછે). (૧૯) અનેક–વિવિધ રંગની ગાયોના દૂધનો તો રંગ એકજ હોય છે. તેવા દૂધની પેઠે જ્ઞાનને, અને ગાયોની પેઠે તેનાં વિવિધ અંગો(વિજ્ઞાનો)ને, એ (મેધાવી) જુવેછે–અનુભવે છે. (૨૦) દૂધમાં છુપા રહેલા માખણની પેઠે

---

ક્ષય થતાં, જે કેવળ ચૈતન્યાત્મક અક્ષર એકલુંજ સદ્રૂપે થઇ રહે છે, તેજ કેવળ પરમાત્મ સ્વરૂપ છે. તેજ જીવાત્માનો–પરમ 'સ્વ'ભાવ છે. તેનુંજ ધ્યાન કરવા જેવું છે, નાશવાન ભૂતશરીરનું નહીં. આવું પરમ સદ્રૂપ ચિત્તનું શુદ્ધ સ્વરૂપ તેજ પરમાર્થતા છે, તેજ 'બ્રહ્મબિન્દુ' છે, તેજ 'અમૃતબિન્દુ' છે. અન્ય સર્વ મર્ત્ય છે. આવા કેવલ અમૃત તત્ત્વનો બોધ કરતું, તેને પકડવાને ચિદ્રુપ બિન્દુ દ્વારા નાશવાન માત્રનો ત્યાગ કરવાનો ઉપદેશ કરતું, આ ઉપનિષદ્ યથાર્થ રીતે 'અમૃતબિન્દુ' ઉપનિષત્ કહેવાયું છે.

(૧૭) બન્ને વિદ્યાને સાથે જાણવા માટે, સર. ઇશા. ૧૧. અને ઇશા. ૮ જ્યોતિ. તથા કઠ. ૬. ૧૩.

(૨૦) પ્રત્યેક ભૂતમાં, એટલે પ્રકૃતિ–માયાના પ્રત્યેક કાર્યમાં. આત્મા અથવા સદ્દેવતા તે તે કાર્યનાં રૂપો અને તેવા ગુણના સ્વભાવોને, તેમાં પ્રવેશ કરીને, ધારી રહ્યા છે. અને વળી તેવાં કાર્યોને, પુનઃ નામ રૂપો વડે વૃદ્ધિને પમાડી રહ્યો છે. જુવો છાં. ૬. ૩. (૧–૪); બૃ. ૧. ૪. ૭; તૈત્તિ. ૨. ૬. ૧. મનને એટલે અંતઃકરણને વલોવતાં આ સદ્દેવતાનો સ્વભાવ પ્રકટી આવશે, જે માખણરૂપે હોવાથી તેનેજ અર્થે

પ્રત્યેક ભૂતમાં વિજ્ઞાન (વિશિષ્ટ થઇને રહેલું ચિદાત્મન્) વસી રહ્યું છે. (તેનું શુદ્ધ સ્વરૂપ ઓળખવા) વલાણીરૂપ થએલા મન વડે તેને સતત વલોવવું જોઇએ. (૨૧) (આવું) જ્ઞાનચક્ષુ ધારણ કર્યા પછીનો બધો કાળ નિષ્કલ, નિર્મળ, અને શાન્ત એવું બ્રહ્મ 'તે હું જ' છું, એમ સ્મરીને (લોક સંગ્રહાર્થે) વહ્નિ (રૂપી યજ્ઞ કર્મ)નેજ આચરવું.

(૨૨) સર્વે ભૂતોનું જે અધિવાસ છે, અને સર્વે ભૂતોની અંદર જે વસી રહ્યો છે, એવો હું સર્વેનો અનુગ્રાહક હોવાથી 'વાસુદેવ' છું, હું 'વાસુદેવ' છું.

અમો બન્નેનું....ઇત્યાદિ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

( અમૃતબિન્દૂપનિષદ્દનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )

---

પ્રયત્ન કરવો યોગ્ય છે. આ મંત્રનો પાઠ મદ્રાસની પ્રતિથી ઘણો ભિન્ન છે. ઘૃતને બદલે ત્યાં ઘટ છે જે અગમ્ય છે.

(૨૧) આ મંત્રમાં મદ્રાસનો પાઠ વળી જૂદોજ છે. તે 'उद्धरेत् वह्निवत् परं' એવો છે. આમાં તો વળી બીજો દૃષ્ટાન્તજ અપાયો છે! મુંબઇની પ્રતિમાંનો 'चरेत् वह्निं अतः परं' એવો પાઠ અમે સ્વીકાર્યો છે, કારણકે તેમાં જ્ઞાનને વ્યવહારમાં ઉતારવાનું સૂત્ર શ્રુતિએ મૂક્યું છે. વહ્નિ એટલે વહ્નિના ચિન્હવાળો યજ્ઞ. અને યજ્ઞ-તેજ ગીતામાં અને ઇશાવાસ્યમાં ઉપદેશેલું યોગીનું નિરાસક્ત અને લોકસંગ્રહાર્થે થતું કર્મ છે. નેત્ર એટલે નેતા-દોરનાર એવું ચક્ષુ. જ્ઞાન એજ જેનું નેત્ર છે, અથવા જેને દોરનાર છે, એવું જ્ઞાનચક્ષુ.

(૨૨) સર. ઇશા. ૬, ગીતા. ૬. (૨૯ થી ૩૨) જ્યોતિ. હું ભૂતોનું અધિવાસ છું, તે ભૂતોનું આંતર દર્શન છે, અને ભૂતોમાં હું વસ્યો છું, તે ભૂતોનું બાહ્ય દર્શન છે. વળી જુવો કેન. ૬. ૧૦

આ ઉપનિષદ્દની ગણના પ્રાચીન ઉપનિષદોમાં નથી.

( અમૃતબિન્દૂપનિષદ્દની 'જ્યોતિ' સમાપ્ત. )

# કૈવલ્યોપનિષત્.

यस्मात् जातं जगत्सर्वं यस्मिन्नेव प्रलीयते
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः। (शंकर)

ૐ. અમો બન્ને(ગુરૂ અને શિષ્ય)નું (વિદ્યા આપીને) તે(જગત્ નિયંતા ઈશ્વર) રક્ષણ કરો. અમારા ઉપર તે પ્રસન્ન થાઓ, (જેથી) અમે સાથે રહીને (વિદ્યા વડે) અમારૂં સામર્થ્ય વધારીએ. ઈત્યાદિ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

(૧) ૐ. હવે, અશ્વલાયન ભગવાન પરમેષ્ઠિનની પાસે જઈને બોલ્યા કે, હે ભગવન્! જે શ્રેષ્ટ અને ગૂહ્ય બ્રહ્મવિદ્યાનું સજ્જન પુરૂષો સદા સેવન કરે છે તેનો મને ઉપદેશ કરો.

---

## જ્યોતિ.

( વંદન )

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્ગુરૂ સમ પિતાપિતામહને
વંદું વારંવાર શ્રુતિપર 'જ્યોતિ' પ્રકાશ ધરવાને,
શિવરૂપ શંકર હૃદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને
શુદ્ધ પરમ દર્શનથી, 'સ્વ'ભાવમાં સ્થિર થતાંજ, ભળવાને.

આ ગીતાનું સમકાલિન જેવું મંત્રોપનિષત્ અથર્વવેદનું છે.

(૨) તેને પિતામહે કહ્યું કે, તું તેને શ્રદ્ધા, ભક્તિ, અને ધ્યાનયોગે કરીને પામી શકીશ; કોઇ કર્મ, કે પ્રજા, કે ધને કરીને નહીં. કેટલાક (યોગીઓ કામનાઓના) ત્યાગથી જ અમૃતત્વને પામ્યા છે. (૩) અત્યંત સુખરૂપ, અને (બુદ્ધિ રૂપી) ગુહામાં રહીને જે (બ્રહ્મતત્વ) પ્રકાશી રહ્યું છે, તેને વેદાન્ત વિજ્ઞાનના નિશ્ચિત અર્થવાળા અને વિશુદ્ધ અંતઃકરણવાળા યતિઓજ (રાગ દ્વેષના) સંન્યાસ અને યોગ વડે પામી શકે છે. (૪) બ્રહ્મ લોકમાંના તેવા બધા (યતિઓ), પર(મહદ્)ના અંત કાલે (પ્રલય કાલે), અત્યંત અમૃત થઇને કૈવલ્ય મુક્તિને પામે છે.

વિવેકથી શોધેલા સ્થળમાં સુખાળા આસને બેઠેલો, પવિત્ર, ગ્રીવા શિર અને શરીરને સરખાં રાખેલો, (૫) સન્યાસી બધી ઇન્દ્રિયોને રૂંધીને, ભક્તિપૂર્વક ધ્યાનમાં

---

(૨) શ્રદ્ધાને સમજવા માટે, જુવો ગીતા. ૧૭. ૧. જ્યોતિ. ભક્તિ માટે, જુવો ગીતા ૧૧. (૫૪. ૫૫) જ્યોતિ, યોગને માટે જુવો યો. સૂ. ૧. ૨. કામનાઓના ત્યાગથીજ અમૃતત્વને પામે છે તેને માટે, સર. ગીતા ૩. (૧૯–૨૦). અ. બિં. (૩, ૪).

(૩) અહીં સંન્યાસ અને યોગના વિરોધનો તિરસ્કાર કર્યો છે, તેમની સમાનતાજ ઉપદેશી છે. સર. ગી. ૨ થી ૬ અધ્યાયો. 'ગુહા' તે બુદ્ધિરૂપી ગુહા છે, આ બુદ્ધિનો વ્યવહાર કેવળ માયિકજ છે. અહીં ગુહા-બુદ્ધિની છે, કારણકે તેમાંજ આત્મા પ્રત્યક્ષ પ્રકટ થાય છે. અને તેના સ્વરૂપને પકડવા માટે બુદ્ધિના સંયમરૂપી યોગનુંજ સાધન આગળ પ્રકટ કર્યું છે.

(૪) સર. બ્ર. સૂ. ૪. ૩. ૧૦. અને ૪. ૪. ૨૨.

આ મનનુ રૂંધન કેવું, અને કેટલે સુધી કરવું જોઇએ, તે જાણવા સર. અ. બિં. ૫. અને તેવા રૂંધનની સ્થીતિને માટે જુવો. અ. બિં. ૬ અને ૧૦.

પોતાના ગુરૂને પ્રણામ કરીને. (અને) નિર્મળ અને વિશુદ્ધ હૃદય કમળનું ધ્યાન કરી, (તેની) મધ્યે (અંદર) વિશાદ રહિત, શોક રહિત, (૬) અચિંત્ય, અવ્યક્ત, અનંતરૂપ, શિવરૂપ, પ્રશાન્ત અમૃત, (એવી જે) બ્રહ્મયોનિ છે તેનું, અને આદિ મધ્ય અને અંત રહિત એવા એક રસરૂપ, વ્યાપક, ચિદાનંદરૂપ, અદ્ભુત, (૭) (અને) ઉમા (શક્તિ) યુક્ત, પ્રશાંત, પરમેશ્વર, પ્રભુ, ત્રિલોચન, નીલકંઠ (છે) તેનું, ધ્યાન કરીને મુનિ (કાર્યકારણ સંઘાત રૂપી) તમસની પાર (રહેલા) ભૂત-(માત્ર)ની યોનિરૂપ અને સર્વ (જ્ઞેયના) સાક્ષી રૂપને પહોંચે છે.

(૮) એજ (સાક્ષી રૂપ) બ્રહ્મા છે, એજ શિવ, એજ ઈન્દ્ર, એજ અક્ષર, (અને) પરમ સ્વરાટ્ છે. એજ વિષ્ણુ, એજ પ્રાણ, એજ કાળ, અને અગ્નિ, એજ ચંદ્રમા છે. (૯) એજ આ સર્વ ભૂત (થએલું), અને ભવ્ય (થનારૂં), એવું સનાતન (બ્રહ્મ) છે.

એનેજ ઓળખીને મૃત્યુની પાર જવાય છે; મુક્તિને માટે બીજો માર્ગ નથી. (૧૦) બધાં ભૂતોમાં આત્માને

---

(૧૦) સર. ગીતા ૪. ૩૫; ૬. (૨૯ થી ૩૨), અને ઇશા (૬, ૭), અ. બિં. ૨૨. બધાં ભૂતોમાં રહેલા આત્માને જોવો તેમાં Objective અથવા બાહ્ય દર્શન છે; અને આત્મામાંજ બધાં ભૂતોને રહેલાં જોવાં તેમાં 'Subjective' અથવા આંતર દર્શન છે. આ ઉભય (Subject અને Object)નું બહાર ઇન્દ્રિયો દ્વારા એક જ અધિષ્ઠાન ઉપર એકઠું થવું તે જ તે વિષયની ઉપલબ્ધિ અથવા ભૂતાત્મક વિષયનું દર્શન છે.

વિચારમાં વસ્તુને જોવી-અનુભવવી, તે આત્મામાં ભૂતોનું દર્શન છે, કારણ કે વિચાર માત્ર તે દ્રષ્ટાનોજ વિકાર છે. આ દર્શનને આંતર દર્શન પણ કહેવાય છે, એજ 'Subjective' દર્શન છે. બાહ્ય પદાર્થોને તે 'છે' એવા ભાવે જોવું, તે ભૂતોમાં 'છે' રૂપે થતું આત્માનુ

રહેલો, અને આત્મામાં બધાં ભૂતોને રહેલાં અનુભવતાં (બ્રહ્મવિદ્) પરમ બ્રહ્મને પામે છે, બીજા કોઇ સાધન–હેતુથી નહીં.

(૧૧) (જીવ) આત્માને (નીચેની) અરણી અને પ્રણવ (ૐકાર)ને ઉપરની અરણી કરીને, જ્ઞાનાર્થે મંથન અને અભ્યાસ વડે પંડિત પાપને બાળી મૂકે છે.

(૧૨) માયાએ સંપૂર્ણ મોહિત થએલો એજ આત્મા (જીવ) શરીરમાં રહીને બધું (આચરણ) કરેછે. (એટલે કે) સ્ત્રી અને અન્નપાનાદિના વિચિત્ર ભોગોએ કરીને એજ જાગ્રત (અવસ્થા)માં સંતોષને પામે છે; (૧૩) એજ જીવ સ્વપ્નમાં પોતાની માયાએ કલ્પિત જીવલોકમાં સુખદુઃખનો ભોક્તા (થાય) છે; (અને) સુષુપ્તિ કાળમાં એ બધું (લોક) વિલીન થતાં (વાસના રૂપી) તમસથી ઘેરાયલા સુખરૂપને પામે છે. (૧૪) અને વળી જન્માન્તરનાં કર્મના યોગે કરીને એજ જીવ પ્રબુદ્ધ (જ્ઞાનવાન) થઈને, (મરણ પછી) 'સ્વ'માં ભળે છે. અને જે એ જીવ પુર ત્રય(જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ અવસ્થાઓ)માં ક્રીડા કરે છે, તે(ક્રીડા)માંથી જ આ સર્વ વિવિધતા વાળું વિચિત્ર (જગત્) ઉત્પન્ન થયું છે. (૧૫) જેમાં આ પુર ત્રય પણ લય પામે છે, તે (સર્વ જ્ઞેયમાત્રનો) આધાર, આનંદ અને અખંડ

---

દર્શન છે, કારણકે ભૂત પદાર્થોમાજ તેમને પ્રકટ કર્તા આત્મા 'છે' ભાવે ત્યાં બહાર દ્રષ્ટાને દેખાય છે. આ બાહ્ય દર્શન 'Objective' દર્શન છે. આવું થતું બાહ્ય દર્શન પણ વિચાર દ્વારાજ થાય છે, તેથી સૂક્ષ્મ દ્રષ્ટિએ જોતાં તો આવું બાહ્ય દર્શન પણ આંતર દર્શનજ છે. કારણ કે, જે બહારનો પદાર્થ આપણાથી ભિન્ન દેખાય છે, તે ઇન્દ્રિઓએ આપણા મન ઉપર નાખેલા સંસ્કાર માત્ર છે, કારણ કે તે દેખાતી વસ્તુ કેવળ ગુણોનોજ સમુહ છે. દર્શન માત્ર તેથીજ માયિક કહેવાય છે. વળી જુવો. ગી. ૯. (૪ થી ૬)

(૧૩) જુવો. બ્ર. સૂ. ૩. ૨. ૭. જ્યોતિ. સર. બૃ. ૪. ૩. ૨૧. જ્યોતિ.

બોધ (જ્ઞ) રૂપ છે. અને એમાંથી પ્રાણ, મન અને સર્વેન્દ્રિયો, તેમજ આકાશ, વાયુ, જ્યોતિ, આપ, અને વિશ્વને ધારણ કરનારી પૃથિવી થયાં છે. (૧૬) એવું જે પરબ્રહ્મ સર્વનું આત્મ (હોઈ), વિશ્વનું આયતન (અને) મહદ્ છે, તે સૂક્ષ્મથીય અધિક સૂક્ષ્મ અને નિત્ય છે. એજ તું છું, (અને) તું જ એ છે. (૧૭) જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્ત્યાદિ જે પ્રપંચ પ્રકટી રહ્યો છે, તે (સર્વાત્મક) બ્રહ્મ હું છું, એમ સમજીનેજ બધાં બંધનોથી મુક્ત થવાય છે. (૧૮) એ ત્રણે ધામ(અવસ્થાઓ)માં જે ભોજ્ય, ભોક્તા, અને ભોગ (રૂપે) થાય છે, તેમનાથી વિલક્ષણ (જૂદાજ પ્રકારનો) સાક્ષી 'હું' (એવો) 'ચિત્' માત્ર (છે, તેજ) સદાશિવ છે. (૧૯) મારામાંજ આ સકલ

---

(૧૭) સર. બૃહ, ૪. ૩. (૧૮-૧૯).

(૧૮) ત્રણ ધામ તે જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ, એવી ત્રણ જીવની અવસ્થાઓ છે. આ બધીય અવસ્થાઓમાં સ્થિર અને કૂટસ્થરૂપે નિશ્ચળ રહી ત્રણ અવસ્થાને અસ્તિત્વ આપનાર એવો ચિન્માત્ર પરમાત્મા તેજ સદાશિવ છે. અને આ ત્રણે અવસ્થાઓમાં પોતેજ ભોજ્ય, ભોક્તા અને ભોગ રૂપે, અથવા જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન રૂપે, વિભિન્ન થઇ સંસારને રચે છે, અને એ ત્રણે પાછાં એકઠાં થઇ જતાં સુષુપ્તિમાં જગત્‌ના બીજ રૂપે ઠરી જાય છે. આવી શક્તિએ યુક્ત આત્મા ભોગેચ્છાએ પ્રેરાતાં, ભોજ્ય, ભોક્તા અને ભોગરૂપે થઇ જગત્ રૂપે પ્રવર્તે છે, ત્યાં આ જગતના અધિષ્ઠાનરૂપે રહેલો નિશ્ચળ સાક્ષી 'જ્ઞ' રૂપે પરમાત્મ ચિન્માત્ર છે, તે સદા શિવરૂપ નિર્વિકાર છે. સર. શ્વેતા. ૧. (૩, ૮, ૯); શ્વેતા. ૫. ૭. જેની સત્તાના આશ્રયેજ આ માયિક ભોગ રચાય છે, તે 'નેતિ' સ્વરૂપ પરમાત્મા ભોગાત્મક માયિક પ્રપંચથી વિલક્ષણ છે, તે કેવળ ચિન્માત્ર છે.

(૧૯) સર. ગી. ૬. (૨૯-૩૦). અહીં મારામાંજ એમ સાતમી વિભક્તિ વાપરી છે, "મારામાંથી" એવી પાંચમી નહીં, તે પરમાત્માનું આ દૃશ્ય જગત્‌માં અધિષ્ઠાનાત્મક અવ્યય-નિશ્ચળ રહેલું રૂપ

(જગત્) થયું છે. મારામાં સર્વ ઠરી રહ્યું છે, અને મારામાં જ સર્વનો લય થાય છે, એવું તે અદ્વય બ્રહ્મ હું જ છું.

## ખંડ ૨.

(૧) અણુથીય હું અણુ–સૂક્ષ્મ છું, તેમજ (મહાન-થીય) હું મહાન છું. (વળી) આ વિવિધતાવાળું (વિચિત્ર) વિશ્વ હુંજ છું. હું પુરાતન છું, હું પુરૂષ છું, હું હિરણ્ય-મય ઇશ છું, હું શિવરૂપ છું. (૨) હું હાથપગ રહિત છું, (છતાં) મારી શકિત અચિંત્ય છે, (કારણ કે) એવો ચક્ષુ વગરનો છતાં હું જોઉંછું, કાન વગરનોય હું સાંભળુંછું. હું વિવિધ રૂપે (થઇને) જાણુંછું. છતાં, મને કોઈ જાણનાર નથી. હું સત્–ચિત્ (રૂપ) છું. (૩) અનેક વેદોએ કરીને હું એકલોજ વેદ્ય (જાણવા યોગ્ય) છું; અને હુંજ વેદનો કર્તા અને વેદનો જાણનારો છું. મારે પુણ્ય કે પાપ નથી. મારે નાશ નથી; કે મારે જન્મ, દેહ, ઇન્દ્રિય કે બુદ્ધિ (કાંઈજ) નથી. (૪) મારે ભૂમિ નથી, આપ નથી, કે વહ્નિ

---

બતાવવા માટેજ. જગતની ઉત્પત્તિ માત્ર અજ્ઞાની દૃષ્ટાની અપેક્ષાએ અધિષ્ઠાન ઉપર માત્ર દેખાતીજ હોઇને માયિક છે.

(૧) "હું", "મારૂં", એવા શબ્દો વાપરી કૃષ્ણે કરેલા ઉપદેશોની સાથે આને સરખાવો. અને "એ તુંજ છું" એવો છાંદોગ્યનો ઉપદેશ પણ જુવો. છાંદો. ૬. ૮. ૭. "હું" એ બુદ્ધિમાં પ્રકટ થતું નિત્ય ચૈત-ન્યાત્મક સદ્નું જ પ્રત્યક્ષ થતું વ્યક્ત સ્વરૂપ છે.

અહીં અણુથી સૂક્ષ્મ, અને મહદ્‌થીય મહાનનું જે પ્રમાણ બતાવ્યું છે, તે ઉપાસનાને અંગેજ છે. સર. છાં. ૩. ૧૪. (૩, ૪).

વેદો એટલે વિજ્ઞાનો, અને તેમનું અધિષ્ઠાનાત્મક 'જ્ઞાનસ્વરૂપ' તે બ્રહ્મ–'જ્ઞ' રૂપ પરમાત્મા છે.

(૪) મારે 'ભૂમિ' પ્રત્યાદિ નથી, એટલે કે, મારા તત્વાર્થદર્શનમાં–

નથી, કે વાયુ નથી, કે આકાશ પણ નથી. આવા ગુહામાં (ગૂઢ) રહેલા, નિષ્કલ, અને અદ્વય પરમ આત્મ સ્વરૂપને ઓળખીને, (૫) સમસ્ત(જગત્)ના સાક્ષીરૂપ, અને સદ્–અસદ્ રહિત, એવા વિશુદ્ધ (અને) પરમ આત્મ સ્વરૂપને પમાય છે.

જે (આવી) સો રૂદ્રીઓ કરે તે અગ્નિના(દોષ)થી પાવન થાય છે, તે વાયુથી પાવન થાય છે, તે આત્માથી પાવન થાય છે, તે સૂરાપાનથી પાવન થાય છે, તે બ્રહ્મ હત્યાથી પાવન થાય છે, તે સોનાની ચોરીથી પાવન થાય છે, તે કૃત્યાકૃત્યથી પાવન થાય છે. તેથી (ગૃહસ્થ) આશ્રમીએ આ(રૂદ્રી)ને જપવી જ. આનાથી એને સંસારાર્ણવનો નાશ કરવા વાળું બ્રહ્મજ્ઞાન મળે છે. તેથી એ(બ્રહ્મ)ને આમ ઓળખીને એ કૈવલ્ય પદને પામે છે. ખરે, એ કૈવલ્ય પદને પામે છે.

ૐ અમો બન્નેનું....ઈત્યાદિ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

(કૈવલ્યોપનિષદ્‌નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત).

---

દૃષ્ટિમાં ભૂમિ આદિ વસ્તુઓ નથી. એ તો કેવળ માયિક દેખાવ જ છે, એમાં વસ્તુતા કાંઇજ નથી.

(૫) સદ્–અસદ્ રહિત, એટલે માયાની પારના. માયિક કાર્યાત્મક જગતને સદસત્ કહ્યું છે, કારણકે તે સદ્રુપ પરમાત્માના અધિષ્ઠાન ઉપર અસદાત્મક માયાશક્તિએ નામ રૂપો વાળો ઉભો કરેલો દેખાવ છે. જુવો ગીતા ૧૧. ૩૭ જ્યોતિ, અને ગીતા ૧૩. ૧૩. જ્યોતિ. સદા જોડખેજ દેખાતાં એવાં અન્યોન્યાશ્રયી અને વિરૂદ્ધ દ્વંદ્વો માયાનુંજ કાર્ય છે. તેનાથી રહિત, એટલે તેમની પારનું, એ દ્વંદ્વોનું કેવળ અધિષ્ઠાનાત્મક અવ્યય તત્વ, તે જ અદ્વૈત પરમાત્મા છે.

આત્માથી એટલે આત્મા–મનના સંકલ્પાદિ જનિત દોષોથી પાવન થાય છે.

(કૈવલ્યોપનિષદ્‌ની 'જ્યોતિ' સમાપ્ત.)

# સર્વોપનિષત્સારોપનિષત્.

यस्मात् जातं जगत्सर्वं यस्मिन्नेव प्रलीयते
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः । ( शंकर )

ૐ. અમો બન્ને(ગુરૂશિષ્યો)નું ( વિદ્યા આપીને ) તે (નિયંતા ઇશ્વર) રક્ષણ કરો. અમારા ઉપર તે પ્રસન્ન થાઓ, ( કે જેથી ) અમે સાથે રહીને ( વિદ્યાવડે ) અમારૂં સામર્થ્ય વધારીએ.....ઇત્યાદિ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## જ્યોતિ.

( વંદન )

જેમાંથી આ જગત્ જન્મ્યું, ને જેમાંજ સમાય છે,
ચાલી રહ્યું વળી જેથી, તેવા જ્ઞાનાત્મને નમું.
જન્મથી સંસ્કૃત કરતા તે સદ્દગુરૂ સમ પિતાપિતામહને
વંદું વારંવાર શ્રુતિપર ' જ્યોતિ ' પ્રકાશ ધરવાને,
શિવરૂપ શંકર હ્રદયે ભક્ત થતાં ચિત વિશુદ્ધ કરી કરીને
શુદ્ધ પરમ દર્શનથી, 'સ્વ'ભાવમાં સ્થિર થતાંજ, ભળવાને.

આ અથર્વવેદનું ગદ્યાત્મક ઉપનિષદ્ પ્રાચીન ઉપનિષદોના સાર રૂપે શ્રુતિના જ્ઞાનને સ્પષ્ટ સ્વરૂપમાં સમજાવતું ટુંકું છતાં, અર્થની ગહનતાવાળું છે. એને ' સર્વસારોપનિષત્ ' પણ કહે છે. એણે પ્રકટ કરેલું માયાનું સ્વરૂપ સચોટ અને વિરલ છે, અને આ ઉપનિષદ્દમાં તેટલી વિશેષતા છે. મુંબઇની પ્રતિ પ્રમાણે અમે

## ( ખંડ પહેલો )

(૧) 'બન્ધ' કેમ થાય? 'મોક્ષ' કેમ થાય? 'અવિદ્યા' કોને કહેવાય? 'વિદ્યા' કોને કહેવાય?

'જાગ્રત, સ્વપ્ન, સુષુપ્ત, અને તુરીય' (અવસ્થાઓ) કેમ થાય?

'અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય,' (કોશો) કેમ થાય?

'કર્તા', 'જીવ', 'પંચવર્ગ', 'ક્ષેત્રજ્ઞ', 'સાક્ષી', 'કૂટસ્થ', 'અંતર્યામી' કેમ થાય?

'પ્રત્યગાત્મા' અને 'માયા' કેમ થાય? (તે સમજાવો.)

(ઉત્તરો): (અવ્યકૃત) આત્મા, ઈશ્વર અને જીવભાવે થતાં, અનાત્મા જે દેહાદિ છે તેમને વિષે આત્મત્વના ('હું' પણાના) અભિમાનવાળો થાય છે. એવું અભિમાન (તેજ) આત્માનો 'બંધ' છે. એવા બંધમાંથી નિવૃત્તિ–છુટાથવું તેજ 'મોક્ષ છે.' જે એવું અભિમાન કરાવે છે તે 'અવિદ્યા,' જેનાથી એવું અભિમાન નિવારાય તે વિદ્યા (કહેવાય) છે.

જ્યારે આદિત્યાદિ(દેવો)એ પ્રેરેલી બધી મનાદિ

---

એનું ભાષાન્તર કર્યું છે. અને વિષયને સ્પષ્ટ કરવાની ઇચ્છાએ, તેમજ એને હીમાલય પ્રતિથી જૂદી પાડવા એને બે ખંડમાં વ્હેંચ્યું છે. હીમાલય પ્રતિમાં પહેલો એકલો જ ખંડ છે; અને વળી તેમાં માયાનું સ્વરૂપ જો કે અર્થમાં તો સરખુંજ છે છતાં, કાંઇક અસ્પષ્ટ છે, તેથી અમે મુંબઈની પ્રતિનેજ સ્વીકારી છે. પહેલો અને બીજો બન્ને ખંડ મુંબઇની પ્રતિમાં છે. અને એ બીજો ભાગ માયાના સ્વરૂપને બહુ સુંદર રીતે સમજાવેછે.

(૧) અવ્યકતાત્માના 'જીવેશ્વર' આર્વિભાવોને માટે, સર. શ્વેતા. ૧. (૮–૯.)

ચૌદ ઇન્દ્રિય શક્તિઓ (કરણો) વડે શબ્દાદિ સ્થૂલ વિષયોનું એ (આત્મા) ગ્રહણ કરે, ત્યારે એ આત્માની 'જાગ્રત્' અવસ્થા થાય છે. વિષયોની માત્ર વાસનાજ વાળો રહીને, શબ્દાદિ વિષયોનો અભાવ હોવા છતાં, ચારેય ઇન્દ્રિયશક્તિઓ વડે જ્યારે એ વાસનામય શબ્દાદિનું ગ્રહણ(અનુભવ)કરે, ત્યારે તે આત્માનું 'સ્વપ્ન' થાય છે. ચૌદેય ઇન્દ્રિયશક્તિઓ (પણ) શમી જાય, (અને) તેથી વિશેષ વિજ્ઞાન માત્રનો અભાવ થાય, ત્યારે તે આત્માની 'સુષુપ્તિ' (ઘાઢ નિદ્રા અવસ્થા) થાય છે.

(૨) ત્રણે અવસ્થાઓ થતાં, (અવસ્થાઓના વિવિધ) ભાવોનું કેવળ સાક્ષીજ રહીને, (પુરૂષ–આત્મા) પોતે ક્યાંઇ પણ ભાવ રહિત એવું અંતર (ભેદ–દ્વૈતભાવ) વગરનું (એક રસ રૂપ) ચૈતન્ય થાય, ત્યારે તે 'તુરીય'(એવી અવસ્થા)નું કેવળ ચૈતન્ય કહેવાય છે.

અન્નના બનેલા કોશોનો સમૂહ તે 'અન્નમય' કોશ કહેવાય છે. પ્રાણાદિ ચૌદ પ્રકારના વાયુ જ્યારે અન્નમય કોશમાં પ્રવર્તે છે, ત્યારે તેને 'પ્રાણમય' કોશ કહે છે. આ બેય કોશોમાં (संसक्त) આસક્ત થએલું (ચિત્ત), મનાદિ ચૌદ ઇન્દ્રિયશક્તિઓ વડે, આત્મા ('હું' એવા પુરૂષ) રૂપે શબ્દાદિ વિષયવાળા સંકલ્પાદિ ધર્મોને આચરેછે, ત્યારે તે 'મનોમય' કોશ કહેવાય છે. આ ત્રણે કોશોએ સંસકત

---

(૨) જીવાત્માની અવસ્થાઓ માટે સર. માંડૂ. અન્નના કોશોનો સમૂહ તે સ્નાયુ, હાડકાં, ચરબી, ચામડી, માંસ, અને રૂધિર એવી છ ધાતુઓનો છે. એમનું શરીર અન્નમય કોશ છે. પ્રાણોના ચૌદ પ્રકાર તે, પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૃકર, દેવદત્ત, ધનંજય, વૈરંભણ, સ્થાન, મુખ્ય, પ્રદ્યોત્, અને પ્રકૃત એવા છે. 'કર્તા' અને 'જીવ'ને માટે, જુવો શ્વેતા. ૫. ૭. અને ૧. ૯. તેમજ ગીતા ૪. ૧૩.

( ચિત્ત ) જ્યારે એ( કોશો )નાં વિશેષો( ક્રિયાદિ )ને જાણુવાવાળો આત્મા થઇને (તેમને) પ્રકાશી રહે છે, ત્યારે તેને ‘વિજ્ઞાનમય’ કોશ કહેવાય છે. આ ચારેય કોશોએ આસક્ત ( ચિત્ત ) પોતાના કારણુભૂત જ્ઞાન( બ્રહ્મ )માં, વડના જીણા બીજમાં જેમ વડનું મોટું વૃક્ષ ( સમાઈ ) રહે છે તેમ, ( સમાઈ ) રહે, ત્યારે તેને ‘ આનંદમય ’ કોશ કહેવાય છે.

જ્યારે ( આત્મા ) સુખબુદ્ધિ કે દુઃખબુદ્ધિનો આશ્રય (એટલે કે સાક્ષી રૂપે પ્રકાશક) થાય છે, ત્યારે તે (દેહની) અંદરનો (ફળકર્મનો) ‘ કર્તા ’ કહેવાય છે. પ્રિય (ઇષ્ટ) વિષયમાં ( તદ્રુપ) થતી બુદ્ધિ તે સુખબુદ્ધિ, અને અપ્રિય વિષયમાં ( તદ્રુપ ) થતી બુદ્ધિ તે દુઃખબુદ્ધિ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ તે (બધાં) સુખદુઃખનાં કારણો (કહેવાય) છે. જ્યારે પુણ્ય કે પાપ કર્મોને અનુસરતાં ( આત્મા ) મળેલા શરીરની ( પાછલા શરીરની સાથે ) સંધિનો યોગ કરતો અને નહીં મળેલા (એવા થવાના) શરીરનો સંયોગ કરતો હોય એમ દેખાય છે, ત્યારે તેવી (કર્મના ફળમાં રહેલી મમતાની) ઉપાધિવાળો ‘જીવ’ કહેવાય છે.

મનાદિ, અને પ્રાણાદિ, અને સત્વાદિ, ( તેમજ ) ઇચ્છાદિ અને પુણ્યપાપાદિ એવાં ( પાંચ ) પંચવર્ગો ( કહેવાય) છે. આ પંચવર્ગોના ધર્મોવાળો ( ધર્મોભૂત, તેથી ) આત્મજ્ઞાનથી રહિત (થએલો, છતાં ) આત્મા ( જીવ ) નાશ પામતો નથી, ( કારણ કે ) આત્માની અત્યંત થડમાં રહે તો તે જીવાત્મા નિત્યત્વવાળોજ પ્રતીત થાય છે. (તેની) જે ઉપાધિ છે તે લિંગ શરીરને હૃદય ગ્રંથી કહેવાય છે. એ ( લિંગશરીર )માં જે ચૈતન્ય ( આત્મા ) પ્રકાશે છે તે ‘ ક્ષેત્રજ્ઞ ’ કહેવાય છે.

(૩) જ્ઞાતૃ, જ્ઞાન, અને જ્ઞેય એ(ત્રણે)ના આવિર્ભાવ (પ્રકટ થવું તે)ને, અને તિરોભાવ( અદૃશ્ય થવું તે )ને (પ્રકાશક રૂપે) જાણનારો (છતાં), પોતે અવિર્ભાવ કે તિરોભાવ રહિત અને 'સ્વયં જ્યોતિ' છે તેવો (આત્મા) 'સાક્ષી' કહેવાય છે.

બ્રહ્માદિથી કીડી પર્યન્તનાં બધાં પ્રાણીઓની ( વિવિધ ) બુદ્ધિ( વિજ્ઞાનો )માં જ્યાં એ અવિશિષ્ટ ભાવે અનુભવાય ( ગ્રહાય ) છે, અને સર્વે પ્રાણીઓની બુદ્ધિમાં વસી રહેલો ( દેખાય ) છે, ત્યાં એ (આત્મા) 'કૂટસ્થ' કહેવાય છે.

કૂટસ્થમાં ઉપાધિએ થતા ભેદોના સ્વરૂપ લાભનો હેતુ ( પ્રેરક કારણ ) થઈને જ્યારે આત્મા મણિના મણકાઓમાં રહેલા સૂત્રની પેઠે બધાંય શરીરો(ક્ષેત્રો)માં પરોવાયલો થઇ પ્રકટે છે, ત્યારે એને 'અંતર્યામી' કહે છે.

જ્યારે સત્ય, જ્ઞાન, અનંત અને આનંદ સ્વરૂપ, અને બીજી બધીય ઉપાધિથી વિનિર્મુક્ત એવો, (તેથી) કુંડળ કે મુકુટ આદિ ઉપાધિથી રહિત એવા સુવર્ણઘનની પેઠે, કેવળ વિજ્ઞાન ચિદ્ 'સ્વ'ભાવ વાળો આત્મા ('હું' એવા પ્રકટ ભાવે) ભાસી–પ્રકાશી ઉઠેછે, ત્યારે તેને ' તું ' એવા પદના અર્થ-વાળો(त्वंपदार्थ–'પ્રત્યગાત્મા' ) કહેવાય છે.

સત્ય, જ્ઞાન, અનંત (એવા સ્વરૂપે કારણ) બ્રહ્મ છે. 'સત્ય' એટલે અવિનાશી. નામ, દેશ, કાલ, વસ્તુ (ઉપાદાન) કે નિ-મિત્તનો નાશ થયા છતાં, જે નાશ પામતું નથી તે અવિનાશી કહેવાય છે. 'જ્ઞાન' તે ઉત્પત્તિ કે વિનાશ રહિત એવું નિરં-

---

(૩) 'કૂટસ્થ' તે વિશ્વ તેમજ અધ્યાત્મમાં સ્થિર ચિદ્રુપ અનુભવાતો આત્માનો જ્ઞેય' ભાવ. અને તેવા જ્ઞેયમાત્રમાં વ્યક્ત થતાં નહીંજ પકડાતો એવો આત્માનો જ્ઞાતૃ'ભાવ તે સાક્ષી. પરાશરે કહ્યું છે કે,

" कूटस्थो निर्गुणो व्यापी चैतन्यात्मा स्वभावतः "

તર (એક રસ રૂપ) ચૈતન્ય, તે 'જ્ઞાન' કહેવાય છે. (૪) અનંત તે, જરૂર માટીના શરાવાદિ વિકારોમાં માટીની પેઠે, સુવર્ણના વિકારોમાં સુવર્ણની પેઠે, તંતુનાં (પટાદિ) કાર્યોમાં તંતુની પેઠે, અવ્યક્તાદિ સૃષ્ટિના પ્રપંચોમાં પૂર્ણ અને વ્યાપક એવું ચૈતન્ય તે 'અનંત' કહેવાય છે. ' આનંદ ' તે સુખના ચૈતન્ય–ભાન સ્વરૂપ વાળો, અને અનહદ આનંદના સમુદ્ર રૂપ, અને કાંઈ પણ વિશેષતા રહિત એવું સુખ સ્વરૂપ, તે 'આનંદ' કહેવાય છે. આવી (સત્ય, જ્ઞાન, અનંત અને આનંદ રૂપ) ચારેય વસ્તુઓ જેનું લક્ષણ–ચિન્હ છે, અને દેશ, કાલ, વસ્તુ (ઉપાદાન), અને નિમિત્તોમાં જે અવ્યભિચારી–નિશ્ચળ રહે છે, તેને 'તે' એવા પદના અર્થ-વાળો (तत्पदार्थः) 'પર આત્મા' કહેવાય છે.

---

(૪) સર. શ્વેતા. ૧ (૮ થી ૧૦). માયાના સ્વરૂપ માટે વિચારો બ્ર સૂ ૧. ૧ ૨. ની જ્યોતિ બ્રહ્મના ' આનંદ ' સ્વરૂપને માટે જુવો તૈત્તિ. ૨. ૧. ૧. અને માંડૂ ૫. ઉપરની જ્યોતિ, અને શાંકર ભાષ્ય. ' સ્વયમધિકા ' એટલે પોતાથી વિશેષ કાંઇજ નહીં એવી. 'માયા'ના આ સુંદર સ્વરૂપને વળી પૌરાણીકો પણ આમજ વર્ણવે છે.

બ્રહ્મપુરાણમાં કહ્યું છે કે,

धर्माधर्मौ जन्ममृत्यू सुखदुःखेषु कल्पना
वर्णाश्रमास्तथा वासः स्वर्गो नरक एव च ।
पुरुषस्य न सन्त्येते परमार्थस्य कुत्रचित्
दृश्यते च जगद्रूपमसत्यं सत्यवन्मृषा ॥

વળી પરાશર પણ કહે છે કે,

दृश्यते ह्यर्थरुपेण पुरुषैर्भ्रान्तदृष्टिभिः
यदा पश्यति चात्मानं केवलं परमार्थतः ।
मायामात्रमिदं द्वैतं तदा भवति निर्वृतः
तस्माद्विज्ञानमेवास्ति न प्रपंचो न संसृतिः ॥

આવીજ ધાટીના 'નિરાલંબ' અને 'શાંડિલ્ય' આદિ ઉપનિષદોની જોડે આ ઉપનિષદને સરખાવવા જેવું છે.

ઉપાધિઓવાળા 'તું' પદાર્થથી, (અને) ઉપાધિઓવાળા 'તે' પદાર્થથી (પણ), જૂદાજ પ્રકારનું આકાશ જેવું સર્વ વ્યાપી, સૂક્ષ્મ, કેવળ સત્તા (સત્) માત્રના 'સ્વ'ભાવ વાળું, તે 'પર બ્રહ્મ' કહેવાય છે.

"માયા" જરૂર અનાદિ (છતાં,) અંતવાળી છે. (તેથી) તે પ્રમાણ અને અપ્રમાણ એ બેયને વિષે સરખી છે, (એટલે કે ત) 'છે' એવી નથી, (તેમ) 'નથી' એવીય નથી, તેમજ 'છે અને નથી' એવી પણ નથી. (આમ) 'સ્વયમધિકા' એવી, (તેથી બીજા) વિકાર રહિત, (અને) નામરૂપે દેખાય ત્યાંજ સુધી છે એવી, (અર્થાત્) બીજા કોઇ પણ લક્ષણ વગરની છે, તે 'માયા' કહેવાય છે. તે અજ્ઞાન રૂપ, (અને તેથી) તુચ્છ છતાં અને ત્રણેય કાળમાં (વસ્તુતાએ) છેજ નહીં (असती) એવી છતાં, પામરોને તો (એને વિષે) તે વસ્તુતા વાળી અને હયાતી વાળીજ છે એવી બુદ્ધિ રહે છે, (અને સાધારણ) લૌકિકોને તે માત્ર 'આ', 'આવી', એમ અવર્ણ્ય હોઇને બોલવી પણ અશક્ય છે.

---

## ( ખંડ બીજો. )

---

(૧) (વસ્તુતાએ તો) હું (આત્મા) 'હું' એવા ભાવે થતો જ નથી. (તેથી) નથી કોઇ દેવ, કે દશ ઇન્દ્રિયો. ( અર્થાત્ ) બુદ્ધિ નથી, નિત્ય એવું મન (પ્રાણ) નથી, તેમ 'અહં'કારપણું નથી (તેથી આવું અનુભવાતું બધું જ્ઞેય–દૃશ્ય તો માયિક જ છે).

(૨) જરૂર, હું પ્રાણ નથી, કે મન નથી. કારણ કે,

---

(૧) આ ખંડમાં શ્રુતિ મન, બુદ્ધિ, અને અહંકારનું માયિક તંત્ર સમજાવે છે.

બુદ્ધિઆદિમાંનો (હું' તો) સદા નિત્ય શુભ્ર (ચૈતન્ય) પ્રકાશજ છે. હું સદા સાક્ષી છું. હું નિત્ય ચિન્માત્ર જ છું, એમાં સંશય નથી. (૩) હું કર્તા નથી, તેમજ સાક્ષી રૂપક હોઇને પ્રકૃતિનો ભોક્તા પણ નથી. મારા સાન્નિધ્ય માત્રથી જ (માયિક ૭૪૬) દેહાદિ તે અજડ (ચેતન વાળાં) જેવાં થઈને પ્રવર્તી રહે છે. (૪) હું સ્થાણું (સ્થિર), નિત્ય, સદા આનંદ સ્વરૂપ, શુદ્ધ, જ્ઞાનમય અને નિમળ છું. હું સર્વે ભૂતોનો આત્મા હોઇને વિભુ–સર્વવ્યાપક સાક્ષી છું, એમાં સંશય નથી. (૫) હું સર્વે વેદાન્તોએ કરીને ઓળખવા યોગ્ય એવું બ્રહ્મ જ છું. હું કાંઈ વ્યોમ, વાયુ આદિ રૂપે વેદ્ય (જ્ઞેય) નથી. (કારણકે) હું (બુદ્ધિના ગ્રહણમાં આવશ્યક એવું) રૂપ નથી, કે નામ નથી, કે કર્મ નથી. હું તો સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ જ છું. (૬) હું દેહ નથી, તો પછી મારે જન્મ મૃત્યુ કયાંથી હોય ? હું પ્રાણ નથી તો મને ક્ષુધાતૃષા કયાંથી હોય ? હું ચેતસ્ નથી તો મારે શોકમોહ કયાંથી હોય ? હું કર્તા નથી તો મારો બંધ કે મોક્ષ કયાંથી હોય ? એવું ઉપનિષદ્ છે.

ૐ. અમો બન્ને(ગુરૂ શિષ્યો)નું (વિદ્યા આપીને) તે (ઈશ્વર) રક્ષણ કરો. ઇત્યાદિ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

(સર્વોપનિષત્સારોપનિષદ્‌નું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)

---

( વંદન. )

'શ્રુતિ'રૂપ અગાધ ઉદધિ મંથન કાળે ઉછાળતો મોજાં
જોતાં જગમાં ધરવા પગ પણ થથર્યું હતું હૃદય, તે આ
આનંદે શું ઉછળે પાર ઉતરતાં 'સ્વ'રૂપ દર્શનમાં !
એ બળ હોય ન મ્હારૂં, પ્રસાદ પ્રભુનો સ્ફુર્યો જ અંતરમાં.

( સર્વોપનિષદ્‌ની 'જ્યોત' સમાપ્ત. )